# જુવાંની–દીવાંની!



એક વારતા.

(ઇંગ્રેજી ઉપરથી)

બનાવનાર

બહેમનજી નવરોજજી કાબરાજી,

"ફુરસદ"ના અધીપતી; "દેલજંગ દલેર," "સિપાહ બચ્ચાની સજાઇની,"
"ધીરજનું ધન," "પાકીજેહ પ્યાર," "ફરમઝ" "કાચ્યા કાનની
ખરાબી," "જુગાર." "કાવસ્લાની કાંહાણી,"—ભાગ ૧ થી ૪,
"સંસાર," "વફા પર જફા," "અંધારી રાત્રે મગ કાલા,"
"બેહેરા બેહેલાકાકા," "એક પથ્થરના પ્રતાપ," "સુખલાજીનાં
સંકટો," "ભુલો પડેલો ભીમભાઇ," "ગામરેની ગોરી,"
"સદગુણી શીરીનનાં સંકટો."—ભાગ ૧ થી ૪,
"રસીક વારતા સંગ્રહ," "ભોલી ગુલ," "કળજુગ,"
"ભુલનો ભોગ," "એક પરણેતરનો પ્યાર—
પઇસા?" "બાપના શ્રાપ," "મુફ્ત નવાલો,"
"તડકામાં એક વાદળી," "બેદીલ કે
બેવફા?" "કોણ સરસ–વાહરયાની
વીલુ કે પટેલની પીલુ?" "વમળમાં
કમળ," "દોરંગી દુન્યા," "બાગે
બેહેસ્ત," "દીલસાઝ કે દીલબર?"
"સંકટની સુલમાં ફસેલું ફુલ,"
"મીઠી કે જુઠી?" "તુરે
નેકી," "પડતી પર
પચાસ!" "ભાઇ કે
કસાઇ," "જાલ
જુગારીની જર,"
"ઓરત,"
ઇત્યાદીના
કરતા.

---

૧૯૨૨.

# દીબાચો.

———:o:———

એકાદ વરસની વાતપર "જાલ જુગારીની જર"નું નાહનકડું નૉવેલ પ્રગટ કરવા પછીથી આંખની કમતાકાતી અને બીજી ત્રીજી જંજાલોને લીધે માહરી સીરીઝનું કોઇ નવીન પુસ્તક પાછું પ્રગટ થવા પામે તેટલાં માહરા લાયકીવાલા મિત્ર ભાઇ એરચશાહ હીરજીબેહરામ–તે ટુંક મુદતમાં મચી ગયલાં અને અજબ જેવી હદ સુધી લોકપ્રીય થઈ પડેલાં "કયસરે હીંદ" પત્રના માલેક અને અધીપતીએ માહરી કલમથી લખાયલી કોઇ એક વારતા પોતાને હીસાબે પ્રગટ કરવાની આર્જુ–જાહેર કરી. એ પત્રકાર મિત્ર હર વરસ પોતાના ગ્રાહકોને કોઇ ને કોઇ પ્રકારની ભેટ આપે છે, અને આ વરસ એવી ભેટરૂપે એઓ ભાઇને, સાહીત્યને વિશેષ જવાબ કરતી કીસમે એક વારતાનું પુસ્તક આપવાની મરજી થઇ. એમ થતાં, માહરા ખાસ શુભેચ્છક અને વખાણનાર હોવાથી, એ વાસ્તે માહરી કોઈ વારતાનેજ એ ગ્રહસ્થે પોતાની પસંદગીનું માન આપ્યું, અને આ અદના પુસ્તક તેનું પરીણામ છે. મી૦ એરચશાહ ખાસ ભાર મુકીને માંગી લીધેલું કે કાંઇ ખરેખરી જોરદાર નૉવેલજ તેમના ગ્રાહકોને એનાયત કરવામાં માહરે તેમને મદદ થવું, અને, હું માફ થઇ શકે એવી મગરૂરી સાથે, એક અસલ ઈંગ્રેજી નૉવેલનું માહરૂં અનુકરણ આ પુસ્તકરૂપે એ ભાઇની અને એમનાં પ્રખ્યાત "કયસર"નાં હજારો વાંચનારાં સજ્જનોની મુબારક જનાબમાં પેશ કરૂંછું.

એ વારતા માહરૂં 'નવરાસ' માહરી આંખની કમનસીબીની કમબખ્તીનાં કારણથી માહરે સમુળગું બંધ કરવું પડયું ત્યારે એક યાદગાર આખરી વારતા તરીકે મેં તે માહરાં લોકપ્રીય માસીકની કૉલમો સારૂ ખાસ પસંદ કરી અને લખી હતી, અને હું એક પણ સહરાગાત વગર પ્રમાણીક ખાત્રી આપીને જાહેર કરૂં છું કે તે કટારોમાં એ વારતા ચાલુ થઈ તેને લગતો 'નવરાસ'નો પહેલો અંક બાહેર પડતાં સાથે શોખીન વાંચનારાઓને

તે માટે એવો અજબજેવો ધસારો થયો કે ઘરની કૉપી પણ ફાજલ રહી નહીં શકી, અને મોંઘે દામે સૅકન્ડ હૅન્ડ કૉપીએ પાછી ને પાછી ખરીદી લઇને નજદીક એકસો વધારાનાં ગ્રાહકોને બડી મુશકીલથી માહરે સંતોખવાં પડયાં હતાં. એટલામાટે એવી એક દીલજીત અને જોરદાર વારતાથી ભલા મી૰ હીરજીબેહદીનની ખીદમત કરી શકવા ખાતર હું ખરાં દીલથી ખુશી છું, અને મને માનવાને કારણ છે કે ન તો એ ભાઈ પોતે કે ન તો એમનાં હજારો શોખીન વાંચનારાંઓમાંથી કોઇ પણ આ પાછલા સફાઓમાં મોજની એક સેહેલ કરવા પછીથી જરા પણ નાઉમેદ થનાર છે. એ એક ઇંગ્રેજી વારતાનું ગુજરાતી ભાષાંતર છે, પણ વાંચતાં કંટાલો ઉપજે કે ઉબક આવે તે કીસમના તરજુમાનો એક ખીચડો નથી. ખુશીથી અને મોજથી વાંચવા ગમે એવું, માહરી તરફના અનેક ફેરફારો સાથનું, આએ એક ઓરીજીનલ હોય તેવુંજ પુસ્તક થવા પામ્યું છે, અને ઇંગ્રેજી સંસારી વારતા છતાં પારસી કે બીજી કોઇ પણ ગુજરાતી વાંચનારી ગ્નાતને એ વાંચતાં જરાએ કંટાળો આવવાનો નથી. ખરેખર તો ખુદાવંદ પાકના માહરી હરેક વારતાઓપર આશિરવાદ છે, અને આ આગમચ પુસ્તકરૂપે દેખાવ આપી ચુકેલી કે માહરાં 'પુરસદ' 'નવરાસ' માં પ્રગટ થયલી સેંહેંકડો માંહેલી કોઇ વારતા નીષ્ફળ થઈ નથી, એટલે ગુજરાતી સાહીત્યનાં માહરાં મીસ્કીન 'કૉનત્રીબ્યુશન્સ' માં "કયસરે હીંદ" મારફતે બાહેર પડેલું આએ નવીન પુસ્તક પણ સારીજ જગ્યા ધરાવતું થશે એવી ઉમેદ રાખવાને હું હીંમત કરી શકુંછું. હવે માહરી અવસ્થા થઇ છે, અને હજી તો એવી બીજી પચાસેક મોટી વારતાઓ, માહરાં ચોપાન્યાંઓમાં સંપુર્ણ લખાયલી, અને પ્રગટ થએલી, પુસ્તકરૂપે બાહેર પાડવાની બાકી છે; અને આ કીસમે સાહસીક પબ્લીશર ગ્રહસ્થોની મદદની બરકતે તેમજ માહરે પોતાને હીસાબે, બની શકતી સગવડ મુજબ, હું એ માહરૂં "દ્રવ્ય" હજી વધારે વધતાંજ પ્રમાણમાં માહરી પાછળ છોડી જવાને શકતીવાન થાઉં એવી તે દાદાર પાકથી માહરે દુઆ ચાહી લેવાની છે.

બ. ન. કાબરાજી.

ફ્રીઅર રોડ, કોટ,
તા૰ ૧૭–૩–૨૨.

# જુવાંની–દીવાંની!

—:૦:—

## ઇંગ્રેજી સંસારની એક વાર્તા.

### પ્રોલોગ,

### યાને વાર્તાનો મુળ પાયો.

ઇંગ્લાંડનાં કાસલમેન પરગણાંની માહાન ડચેસ એડીલા પોતાના "રૂડ કાસલ" નામના ભવ્ય મેહલને લગના તેના બુડવોરમાં એકલી હતી. તે એક ખરેખરી દમામદાર અને કીર્તીવંત ડચેસ હતી, અને તેના જેવી મગરૂર, તોરવંતી અને સોહામણી ડચેસ આખાં ઇંગ્લાંડમાં બીજી કોઇ ભાગ્યેજ હશે. ગુલાબમાં કાંટા થાય છે, પણ આ ડચેસની આખી જીંદગી, અત્યાર સુધી, એક પણ કાંટા વગરની સુખરૂપજ પુરવાર અને પસાર થઇ હતી, જ્યારે હર પ્રકારનું સુખ અને આબાદી તેનાં ગુલામ થઇને અત્યાર સુધી તેની લગોલગ તાબેદારીથી જાણે ચાલ્યાં આવ્યાં હતાં. તે છેક તેની બાળવયથીજ ઘણી ખુબસુરત હતી, અને સારે ઘર જન્મેલી હોવાથી પૈસા ટકાના મોટા વૈભવ વચે ઉછરી અને મોટી થઇ હતી. તે એક બાળક હતી ત્યારથી તે હમણાં તે એક દમામદાર મોટી ઉમરની અબળા થવા પામી ત્યાં સુધી તેણીએ જંજાલ કોઇ જાણે જાણીજ નહી હતી! તે એક નાહની છોકરી તરીકે તેની અકસર સુંદરતા વાસ્તે તેની આસપાસની આખી આલમનું ધ્યાન ખેંચી રહી હતી, અને બચગીથીજ ગરમ સ્વભાવની, તોરવંતી અને ઠસ્સાબાજ સુધરેલી હોવાથી આ મોટી ઉમ્મરે પોતાની ખુબસુરતી, ખેતાબ, પૈસા અને પદવીને મુકાબલે, તેના એ ઠસ્સા સાથે, તે એક પહેલી પંકતીની ડચેસ કરતાં એક શેહેનશાહબાનુ જેવી વધારે લાગતી હતી!

તે સારે ઘરની છોકરી હતી અને સારેજ ઘર પરણી હતી. તેના હાથના ઉમેદવારો, જેમ ધારી શકાય તેમ, કાંઇ એક બે નહી હતા; પણ તે સઘળાઓ વચ્ચે તેણીની અને તેણીનાં માબાપની પસંદગી કાસલમેનના માનવંત ડયુક ઉપર ઉતરી હતી, કે જે પોતે ઘણો સોહામણો અને શ્રીમંત હતો. તે ધનના ઢગલાપરજ બેઠેલો હતો. તેની મીલકતો બેસુમાર હતી,

ભાડાંતોડાંની ઉપજ ભરપૂર હતી, અને તે ઉપરાંત જે બધું રોકડ દ્રવ્ય બાપ તરફથી તેનાં નામપર થયલું તેને મળ્યું હતું તે એટલું મોટું હતું કે સામટી રીતે તેની દોલત એક શેહનશાહ વટીક અદેખાઇ કરે એવી મોટી કેહવાતી હતી! ટુંકમાં, એ મુજબ એવા એક ભરથારને પરણીને એક ખુશચહેર કુમારીકામાંથી એડીલા, લગભગ નાહની ઉમ્મરેજ, એક મોટી ડચેસ થવા પામી હતી, અને તે વખતના તેમજ તે પછીના તેના તોરમાંજ કાંઇ એવું હતુ કે જે ભલભલાંઓને નીચાં નમાવે અને તાબે કરે!

એ પછીથી સોસાયટીમાં છેક આગલી હરોળમાં આવવાનું તેના જેવી એકને વાસ્તે કશીજ રીતે મુશકેલ થયું નહીં, અને લગન પછીનાં થોડાંજ વરસોમાં ડચેસ એડીલા "કવીન ઓફ સોસાયટી" તરીકે લોકોમાં ઓળખાવા લાગી. તેનો ભરથાર પોતે પણ તેને અખંડ હેતથી ચાહતો હતો, અને તેણીની મરજી તે તેને પોતાને માટે ગોયા એક સરકારી કાનુન અથવા કાયદોજ હતો!

તેઓને ત્યાં એકજ ફરજંદ થયું હતું—એક ખુબસુરત બેટો—કે જે મોટો માટીડો થયો ત્યાં સુધી એક શેહનશાહબાનુ જેવી પોતાની દમામદાર માતાને ઘણાં મોટાં પુજ્ય માન અને વાહાલ સાથે ચાહતો રહ્યો અને તેની સખ્ત તાબેદારી કરતો ઉછર્યો હતો. વળી તે માતા પોતે એ બેટા પર જેટલો પ્યાર તેટલો (તેની એવી મોટી ઉંમર છતાં) ધાક પણ રાખી જાણતી હતી. ડચેસ, એ મુજબ, પોતાના ઘરખટલામાં પણ એક હકુમત કરતી શેહનશાહબાનુ જેવીજ વરસો તક રહેલી હોવાથી હાલમાં આજે જયારે અમો અમારી આ નવી વારતાના ટુંક સફાઓપર તેણીને પહેલ વહેલી રજુ કર્યે છીએ ત્યારે તેનાં સોહામણાં કપાલ ઉપર ગુસ્સા અને ચીંતાનો જે ચીહલા ચહડેલો જોઇ શકાતો હતો તે દેખાવ કોઇને પણ અજબ અથવા ફકરમંદ કરે તેવોજ હતો!

એ આજની તેણીની જંજાલ તેણીની અત્યાર સુધીની દુખની એક પણ વાદલી વનાની સુખરૂપ જીંદગીની પહેલીજ જંજાલ હતી. આજ સુધી તેના ઘરખટલામાં તેને પજવનારૂં કશું પણ બરપા થયું કે બન્યું નહી હતું. એમ છતાં એટલું તો તેણીને લાગ્યાજ કરતું હતું કે જેટલી સેહેલથી તે પોતાના ખાવંદપર પરણી આવ્યા પછી હકુમત ચલાવી શકી હતી તેટલીજ આસાની સાથે પોતાના બેટાને તે કાબુમાં રાખી શકે એ શકભરેલું થવાનું હતું, અને હાલની તેણીની "ચબલ" તેજ દીકરાના સંબંધમાં પેદા પડી હતી.

"મારૂં એકનું એક ફરજંદ!—મારો એકનોએક દીકરો! હવે તે દાહડે વારેનો થયલો છે, ને મારે તો હવે તેથી એને ઘણોજ સાચવવો જોઇશે. અસલમેનના ડ્યુકોની વંશપરંપરા નામના કાંઇ જેવી તેવી નથી, અને તે નામનાને શોભા આપે અને વધારે તેવોજ મારે તો એને કરવો જોઇશે!"—અને તે આ સઘળું ઘણા સંતાપ અને બળાપાથી એકલી એકલી બોલતી સંભળાતી હતી. તે પોતાના દીકરાને ઘણુંજ વીહીલાં પડતાં વાહલથી ચાહતી હતી, અને, જોકે અમોએ કહ્યું તેમ, તે દીકરા ઉપર તેણીનાં હેત ઉપરાંત તેણીનો ધાક પણ ઘણો હતો, તોપણ તેને વાસ્તેનાં તેણીનાં પ્યાર અને કાળજીની જાંણે કોઇ હદજ નહી હતી.

'માહરે તલાસ કરવીજ જોઇએ,' તે જરા વારે મન મક્કમ કરતી હોય તેમ વળી પાછું પટપટી; 'કાંઇ ખરાબી હોય તો મારે તે પહેલેથીજ ડાહામવી જોઇએ, કેમજે નહીં તો એક વખત એ મામલો બીચકી જશે તો મારે માટે તે પાછો રાહપર લાવવાનું ઘણું મુશકેલ થઇ પડશે. હમણાં હરબર્ટ (ડ્યુક) ઘરમાં નથી તેવે વખતે એ વાતની તેહકીક કરવી વધારે આસાન થશે, નહીં તો પછી તેવણ વચ્ચે નહીં ઘટતું માથું મારીને પોતાની હંમેશની કમસમજથી બધી માહરી ગણત્રીઓ ઉલટાવી નાંખશે!'—અને એ ઠરાવ ઉપર આવીને તેણીએ પોતાની પાસેની ટેબલ પરની એક નાહની રૂપેરી ગોંગ (લોઢી) ઉપરથી તેને લગતી તેવીજ રમકડાં જેવી હથોડી ઉપાડી લઇ તે વડે એક નરમ અવાજ કર્યો, જ્યારે એક ફુટમેન અદબથી ઝુકતો તેણીની સામે તે ઓરડામાં તરત દોડી આવી ઉભો.

"મીસ વીનટરને જઇને કહે કે માહરે તેવણને તાબડતોબ મલવુ છે," તેણીએ હુકમ કર્યો; "અહીં એકદમ તેવણને મોકલી આપ."—અને તે ખીદમતગાર હર ગ્રેસને જવાબમાં માનથી નમીને તેણીનો હુકમ બજા લાવવા તરત બાહેર દોડયો. ડચેસ એ દરમ્યાન ટેબલપરનાં એક પેપરવેટ સાથે અધીરાઇની અને ખીજવાટની અદાથી ચેડાં કાઢતી અને મીસ વીનટરની વાર જોતી તેજ ટેબલ આગળ બેસી રહી, જ્યારે તેણીનો ચેહરો, બની શકે તો, ગુસ્સાથી વધતોજ જર્દ થયલો જોવાતો હતો.

'માહરે એવી એક વાતની તેહકીક કરવી પડે તે કેટલું નબોળું છે!' તે પાછું પટપટી; 'કેટલું દીલ દુઃખવનારૂં! કેટલું ગુસ્સો પેદા કરનારૂં!'

તેણીની પાસે તે ટેબલપર એક નાહનો રેશમી રૂમાલ પડેલો હતો, કે જેમાંથી વાયોલટનાં અન્તરની ખુશબો આવતી હતી, અને વળી રીબનનો

એક 'મોટ' (ચશ્મો) પણ પડેલો હતો, કે જે અને બીજોને તે મગરૂર ડચેસ ખુલ્લા તીરસ્કારથીજ હાલમાં ઘુરકી ઘુરકીને જોતી હતી.

'માહરા બરત્રાન્ડનો વાંક તો હોયજ નહીં,' તે એકલી એકલી પાછું બોલી; 'એ તો હંમેશનો ભોળો, નીખાલેશ અને સાચ્ચો છે—માહરી એવીજ તરબીયત ને તાલીમ હેઠળ એ માહરો વાહલો દીકરો ઉછરીને મોટો થયલો છે. આએ દુકતીનોજ, તેથી, બધો અપરાધ હોવો જોઇએ! તેણીજ એને ફુરવીને કાંઇ બી ફંદામાં ફસાવેલો હોશે!'

એવામાં તે બારણુંની બાહેરની ચાલમાં પગલાં વાગ્યાં, અને ડચેસ તેણીના સોહામણા ચેહરામાં હતી તે કરતાં ગુસ્સાથી હજી વધારે લાલ થઇ. એકજ પલ—અને બારણું બાહેરથી નરમ હાથે ટપ–ટપ ઠોકવામાં આવ્યું, જ્યારે જવાબમાં ડચેસે અંદરથી દમામદાર રવેસે "કમ ઇન!" નો હુકમ આપ્યો. એટલે મીસ વીનટર એક નાહની હડસેલાથી તે બારણું ઉઘાડીને ફુલ જેવાં નરમ કદમો સાથે, જરાએ અવાજ કીધા વગર ચાલતી, અંદર આવી.

તે એક ફુલની કળી જેવીજ છોકરી હતી, કે જે એક છોકરી કરતાં તેનાં પરીસુરત હોસાનના બાએસથી પરસ્તાનની એક હુરી જેવીજ વધારે નજરે આવતી હતી! તે એક નક્ષ હતો જે એક ચીતારાની પીછીને સદા પ્યારો થાય છે, અને કવીઓના સપનવત ખ્યાલોને હંમેશ જવાબ કરતો ને મદદ થતો માલમ પડે છે! તે સીધી, પતલી, ઉંચી છોકરી, કે જેનાં દરેક કદમમાં "ગ્રેસ" જનવાતી હતી, અને જે ઉમ્મરમાં આવતાં એક ઘણીજ ધ્યાન ખેંચનારી અબળા થવાની પ્રગટ પુરવારીઓ આપતી હતી! તેણીની આંખોમાં એક અજબ જેવું તેજ હતું, અને ચેહરામાં તો જાણે ખુદાઇ નુર હતું! તેણીના બાલ સફાઇથી હોળેલા અને ઘણી મનોહર રવેસે મજાહના ઢીલા બાંધી લીધેલા, લાંબા, કાલા, ભરાવદાર અને ઝળકતા હતા, કે જે તે મરોડદાર ઉંચી ડોક ઉપર ગોઠવાયલા અતી મનોહર મુખડા ને માથાંને વધારે દીલજીત અને વધારે ખેંચાણકારક કરતા હતા. તેણીએ દીલમાં એક સુફેદ સાદો ડ્રેસ પહેરયો હતો, કે જે તેના સુંદર શીગરને ઘણો અચ્છી રીતે દીપાવતો હતો, અને એવી તે એક કોઇ મીસ વીનટર, ડચેસે તેડાવી મંગાવેલી, ડચેસ બેઠી હતી તે ટેબલ સામે અદબથી આવી ઉભી. "તમે મને બોલાવી, યોર ગ્રેસ?" તેણીએ અંદર આવતાં સાથે નમ્રતાથી પુછ્યું;—અને તેનો અવાજ રૂપેરી ઘંટના નાદ જેવો મીઠો અને ધીમો, લીલીઝ વચ્ચે માહા હલકે ગાતાં એક બુલબુલના મધુરા સરોદ જેવોજ, કાને પડતાં ડચેસ પોતાના મોટા ગુસ્સામાં વધારે તેજ થઇ.

"હા, મેં તમોને મળવા બોલાવ્યાંછ, મીસ વીનટર," તેણે ગુસ્સાના તોરથી તે નઓજુવાન નાહના મોહક મુખડામાં ટીકતાં કહયું,—અને દમામદાર તોરથી ટેબલપર પડેલી પેલી બે વસ્તુઓ—પેલો એક રેશમી રૂમાલ અને રીબનનો ટાઇ તેણીને બતાવતાં હુકમ કરતી ઢબે વધાર્યું, "આએ જરા જુઓ; એ કોણનાં છે?"

મીસ વીનટર, થોડીક અજબ થતી, તે ટેબલની લગોલગ ગઇ, અને અચરતી વચ્ચે તે બંને વસ્તુઓ પોતાના હાથમાં ઉંચકીને એકાદ સેંકડ તેણીએ તપાસી જોઇ. તેણીની આંખમાં તે વખતે અજાયબી ઘણી હતી, પણ દેહેસત બીલકુલ જોવાતી હતી નહીં.

"એ બેઉ વસ્તુઓ માહરી છે, યોર ગ્રેસ," તેણીએ તે જોઇને પછીથી નીર્દોષતા સાથે તે ટેબલપર પાછી મેલતાં કહયું.

"તમારી? તમારી ખાત્રી છે? કાંઇ સંદેહ તો નથી?"

"જરા બી નહીં, યોર ગ્રેસ," તે નાહની છોકરીએ સરેસ્તાની નમ્રતાથી જવાબ આપ્યો; "હું હંમેશ માહરા રૂમાલોપર વાયોલેટનુંજ એસેન્સ વાપરૂંછ, અને આય રૂમાલપર તેજ છે. વળી એનાં આય ખુણામાં માહરૂં નામ બી છે."

ગરીબ તે—તે દીવસ પછી વાયોલેટનું એસેન્સ વાપરવાનું તે ભુલીજ ગઇ, અને એ ખુશબોથી એ પછીથી સર્વદા તેને ઉબક આવતી રહી! તે શું જાણે કે આ એકરાર કરીને તે પોતાના હકમાં શું ઘોટાલો કરતી હતી?

"અને આય રીબનનો ટાઇ?" ડચેસે ઘણા દમામ વચ્ચે પોતાની તેહકીકો આગલ ચલાવી.

"એ બી મેં કહયું તેમ માહરોજ છે, યોર ગ્રેસ!"

"ને એ તમે છેલ્લો ક્યારે પેહેરયો હતો?"

"ક્યારે?" નાહની મીસ વીનટરે યાદ કરતી રેવેસે કહયું; "મને બરાબર યાદ નથી, પણ હું ધારૂંછ કે એ મેં ગઇ પરમ દીને પેહેરયો હતો ખરો!"—અને એ કહયા પછીજ એકદમ એક ઝટકે તેણીને કાંઇ યાદ આવી ગયું હોય તેમ તે ગરીબ છોકરી તમામ મોહત જેવી ફીકકી પડી, અને તેના લાલ પરવાલાં જેવા મધુરા હોઠ દીસ્તી રીતે ધુજ્યા!

"ત્યારે તમે કબુલ કરોછ કે એ બેઉ વસ્તુઓ તમારી છે?" હર ગ્રેસે જાડા, ધાડા અવાજે થથરાવનારા રૂબાબથી ચાલુ રાખ્યું; "વળી તમે એ બી કબુલ કરોછ કે આય રીબન છેલ્લી ગઇ પરમ દીને તમે છાતીપર પેહેરેલી હતી?"

"હા, હું કબુલ કરૂંછ," મીસ વીનટરે હવે ઘણે ધીમે સાદે અચકી અચકીને કહયું.

"અને તમે જાણોછ કે એ બેઉ ચીજો અમોને કયાંથી મળી આવીછ?"

"તે–તે–હું નથી કહી શકતી, યોર ગ્રેસ."

"સમજો! એ બેઉ વસ્તુઓ કયાંથી મળી આવી તે તમોને કેહેતાં માહરે લજવાઇ મરવું પડેછ!" ડચેસે તતરાવ્યું. "જે વાતની તમોને શરમ નથી તે વીષે તમારી સાથે વાત કરતાં વ્હીક મને ઘરડીપરડીને શરમ ઉપજેછ! આય બેઉ વસ્તુઓ માહરા દીકરા લોર્ડ સેન્ટ આલબનના ઓરડામાંથી મળી આવેલી છે! શું, ભેજું ઠેકાણે છે કે ચરવા ગયુંછ? ખુદ–બ–ખુદ માહરા દીકરાના ખાનગી ઓરડાઓમાંથી!! તેના બેડરૂમની પાસેના તેના લાયબ્રેરી રૂમમાંથી! હવે ત્યારે તમે પોતે ત્યાં જવા જેટલાં બેઅદબ થયલાં પુરવાર થયાં નહીં હોવો ત્યાં સુધી એ બંને વસ્તુઓ ત્યાં પ્રવેશ પામીજ કેમ શકે?"

મીસ વીનટર ધ્રુજી પડી! તેની આંખમાં હદ વગરની દેહેસત હવે ખુલ્લેખુલ્લી જોઇ શકાતી હતી, અને તેના હોઠ ઉજલાસપ મારી ગયા. એક નાહનાં નાજુક ફુલને નરમ હવાનો એક નાકદર ઝપાટો જેમ એક ઝટકે કરમાવી મેલે તેમ તે માહાબોખતાર જેવા મીઠા ચેહેરાપરનું તેજ અને રતાશ જાણે જોતાં જોતાંમાં સમાીગયાં!

"હું–હું કાંઇ કહી નથી શકતી, યોર ગ્રેસ," જાણે દમ લેવાના વ્હીક વળખાં મારવાં પડતાં હોય તેમ ફીકરથી અધમુઇ થયલી મીસ વીનટરે મુશકીલથી સાંભળી શકાય તેવા ધીમા સ્વરે કહયું.

"હું ચાહુંછ કે તમે ખરેખરજ નહીં કહી શકતાં હોતે!" ડચેસે ગુસ્સાથી બખાળ્યું; "પણ ખરી વાત એટલીજ છે કે તમો બધું ખરી ખંખારીને કહી તો શકો, પણ કેહેવાની તમારામાં હીંમત નથી. હું પાછું કહુંછ, મીસ વીનટર, કે આય બંને વસ્તુઓ લોર્ડ સેન્ટ આલબનના ઓરડાઓમાંથી વારાફરતી મળી આવેલી છે, અને તે પુરવાર કરેછ કે તમે ત્યાં જતાં આવતાં છો!"—અને, એમ કેહેતાં, ગરીબોને માટે મોટા તુમાખ અને ગંધ ધરાવનાર તે કરોડપતી ડચેસના હોઠ મોટા તીરસ્કાર વચ્ચે વૈળ ખાઇ ગયા તે કેવળ જોવા જોગ હતું!

"હું–હું તમારા દીકરાના ઓરડામાં–" મીસ વીનટરે બોલવા માંડયું, પણ તે તુરત પાછી હીંમત હારી ગઇ, અને બાકીના શબ્દો તેણીના હોઠ પરજ મરી રહયા!

"એવું ગાબડગુબડ કરવાની કશીજ તકલીફ લેતાં ના, મીસ વીનટર," ડચેસે નેણ ફેરવી નાખ્યાં; "તમે એ તો જાણોછ તે કબુલ કરોછ કેની કે માહરી નાધલી ભાણેજ લેડી નેલનાં ગવરનેસ તરીકે મેં તમોને માહરી નોકરીમાં રાખ્યાંછ તે બુચીનો ઓરડો અને તમારો ઓરડો તો મેહેલની પુર્વની વીંગમાં છે, જ્યારે માહરા દીકરાના ઓરડાઓ બધા કવીન્સ વીંગ ને નામે જે પશ્ચીમ તરફના ઓરડાઓ છે ત્યાં પડેલા છે?"

"હાજી."

"વેલ, ત્યારે એટલુંજ બસ છે!" ડચેસે ઠરાવવંતી અદાઓથી કહ્યું. "હવે ત્યારે હું જાણવા માંગુંછ કે તમારા પુર્વ તરફના ઓરડાઓની આય વસ્તુઓ મેહેલને છેક બીજે નાકે, એટલે દુર, પશ્ચીમ તરફના માહરા દીકરાના ઓરડાઓમાં જવાજ કેમ પામી?"

અલબત, મીસ વીનટર જવાબમાં કાંઇ બોલી ખરી, પણ તે શું બોલી તે કાંઇ બરાબર સંભળાયું કે સમજાયું નહીં. નાહની લેડી નેલ રમતાં રમતાં તે લઇ ગઇ હોય, કે નોકરોની ગફલતથી એમ થયું હોય એવું આંબડગુંચડ તે કાંઇ બોલતી લાગી.

"નોનસેન્સ! એવો જુઠો બચાવ લાવીને તમારા બેશરમ અપરાધને વધારે ગંભીર ના કરી મેલો," ડચેસે ગુસ્સાથી પગ ઠોકીને કહ્યું; "જે ખરેખરૂં હોય તેજ કહો! કેહો, બોલો, ભોંસો—આય વસ્તુઓ ત્યાં કેમ ગઇ?

મીસ વીંનટર જવાબ કરી શકી નહીં.

"હું હજી તમોને એક ચાન્સ આપવા માંગુંછ," ડચેસે સ્હેજ નરમ થતાં કહ્યું. "ચાન્સ તમારા બચાવનો તો નહીંજ, કેમજે આય તમારા ગુન્હાનો તો કોઇ બચાવજ નથી એ વાતની માહરી સદંતર ખાત્રી થઇ ચુકેલી છે, પણ ચાન્સ ફકત તમારા અપરાધની-તોજેશનો—ભલું બુરૂં જે હોય તે બધું ખરેખરૂં, કશુંબી છુપાવ્યા વગર, માહરી આગળ કહી તેમજ કબુલ કરીને માહરો ગુસ્સો થોડોક શાંત કરવાનું! હવે બોલો, તમે શું કહેવા માંગોછ?"

"હું—હું કાંઇજ કેહેવા માંગતી નથી, યોર ગ્રેસ," તેણીએ કહ્યું—અને ડચેસ થોડીક મનથી અજબ થયા વીના રહી શકી નહીં કે તે પોરી જોકે ખરેખર તો ઘણી બીહી ગયલી નજરે આવતી હતી, તોપણ તેના દીલકસ મુખમુદ્રામાં નેકી અને નીર્દોષતાજ એક આયના પેરે હજી બી જોઇ

શકાતી હતી, અને તેની આંખ વરટાક ગોયા કાંઇ પ્રમાણીક તુચ્છકારમાં તેણીના ભણી જોતી લાગતી હતી!!

"ત્યારે તમે નથીજ કેહેવા માંગતાં?"

"માહરી પાસે કેહેવા જેવું કાંઇ છેજ નહીં, યોર ગ્રેસ," તેણીએ કહયું, અને તરત વધાયું, "હવે ત્યારે મને અહીંથી જતી રહેવા રજા છે?"—અને તે ત્યાંથી પાછી ચાલીજ જવા કરતી હતી.

"સબર કરો, ચાલ્યાં કયાં?" ડચેસે ગગડાટ કર્યો. "તમારો ઇન્સાફ થયા વગર એટલાં સેહેલથી તમે અહીંથી જઇજ કેમ શકશો? એવા તે ખુલાસા શું થયા જે વેહેલ્લાં ચાલી જવા નીકળ્યાં? જો તમે બધું પોતેજ ખુલાસો કરીને નહીં કેહેશો તો હું જે બાતમીઓ મેળવી ચુકીછ તે માહરેજ તમોને ખુલાસો કરીને કેહેવી ને સમજાવવી પડશે! માહરા દીકરાનો ઓરડાઓ તમો જાણોછ તેમ પશ્ચીમ તરફ કવીન્સ વીંગમાં છે. એનો લાયબ્રેરી રૂમ, એનો બેડ રૂમ, ડ્રેસીંગ અને બાહરૂમ સઘ તે તરફજ છે. અને તે છતાં માહરી ફ્રેન્ચ મેડ સીડોની વટીક, હું માહરાં અંગત કામ કાજે માહરા દીકરા આગળ કાંઇ ને કાંઇ પેગામ મોકલી આપું ત્યારેજ ત્યાં જવાની હીમત કરે છે: પણ લે ચાલો, સીધ્ધાં ઉભાં રેહો. ફ્રેન્ટ થવાની કાંઇ જરૂર નથી.. એવાં ચરત સામી મને વધારે ગુસ્સે કરશે!"

પણ ખરેખર તો તે કશાં ચરત હતાંજ નહીં! મીસ વીનટર મામલો વધારે ને વધારે બીગડતો આવતો જોઇને એખુદી વચ્ચે એટલી ઉશ્કેરાઇ અને આજેજ થઇ કે તેણીને ફરજયાત પાસે પડેલી એક ખુરસીની પીઠ પકડી લેવી પડી હતી!

"પાંચ દાહડાપર," ડચેસે તેણીની એ બીમારીપર જરાએ ધ્યાન આપવાની દરકાર કર્યા વગર એકદરીથી ચાલુ રાખ્યું, "પાંચ દહાડાપર મને સહવારને પોહોર માહરા દીકરાને કેહેવાડવાનું હતું જેથી સીડોની સકાલે તે તેને માહરી તરફથી કેહેવા ગઇ, અને પાસેના લાયબ્રેરી રૂમમાંથી થઇને પાછી બાહેર આવતાં તેને ત્યાંથી આય તમારો રૂમાલ મલ્યો. એ રૂમાલ પર તમારૂં નામ છે, અને તમેજ કેહોછ તેમ એમાંથી વાયોલેટનાં એસન્સની ખુશબો આવેછ. એ રૂમાલ સીડોની કેહેછ કે ત્યાં જમીનપર પડેલો તેને મળ્યો હતો, અને અજબ કરનારૂં એ છે કે આગલી રાત્રે હું અને માહરો દીકરો વાતચીત કરીને મોડેથી એના એજ લાયબ્રેરી રૂમમાં છુટાં પડયાં હતાં. તે પાધરો ત્યાંથી પોતાના બેડ રૂમમાં સુવા સધાવ્યો અને હું લાયબ્રેરી રૂમનું બારણું બંધ કરીને માહરા ઓરડામાં આવી. એ વખતે

સીડોની બતાવેછે તેમ જમીનપર આય રૂમાલનું છીછકું મુતલગ પડેલું હતુંજ નહીં; તે વાસ્તે હું ચોકસ છું. તે વખતે એ રૂમાલ ત્યાં પડેલો હોતે તો હું જોયા વગર રેહેતેજ નહીં, અને હવે ત્યારે હું પુછવા ને જાણુવા માંગુંછ કે તે પછી મોડી રાત્રે એ રૂમાલ ત્યાં જવા અને પડવા પામ્યોજ કેમ?"

મીસ વીનટરે જવાબ કર્યો નહીં. તેણીની જવાન છાતીમાંથી દુઃખનું એક ડચકું માત્ર બાહેર પડતું સંભળાયું!

"તું જવાબ આપી શકતી નથી, છોકરી?" ડચેસ હવે તેથી વધતી પવારે ગઇ; "હજી આગળ સાંભળ: વળી ગઇ કાલે સહવારે એજ મુજબ મને સીડોનીને બડી ફજ્જર પાછી માહરા દીકરા આગળ કામકાજે મોકલવી પડી, અને તેં વખતે આય રીબનનો "બો" તેના બેડ રૂમમાં પડેલો તે ઉંચકી લાવી. એ મને ખાત્રી આપે છે કે તેની આગલે દહાડે એ ટાઇ તેં છાતીપર પેહરેલો હતો. વળી સંજોગ પાછો એ છે કે આગળ મુજબજ પરમ દહાડે રાત્રે બી હું લોર્ડ સેન્ટ આલબનને તેના બેડ રૂમમાં મળી ને તે પોઢવા ગયો ત્યારે બાહેર આવી હતી, અને તે વખતે એ "બો" ત્યાં હતોજ નહીં. હવે, તેથી, ખુલાસોજ સેહેલ થઇ પડેછ, અને તે છતાં જે ખરૂં છે તે ખુલાસામાં તું મને નથીજ કેહેવા માંગતી એમ?"

જવાબમાં પાછું ફક્ત દુઃખનું એકજ ડચકું!

"તુંને જવાબ દેવોજ પડશે!" ડચેસે જોરથી તકાજો કર્યો

"જવાબમાં હું કાંઇ બી કેહેવા કે ખુલાસો આપવા માંગતીજ નથી, યોર ગ્રેસ," તે સોહામણી છોકરીએ હવે જરાબરા સર ઉપર ખેંચીને કહયું; "હું કોઇ બી અવીચાર કે અનીતીની જવાબદાર હોવાનું મજબુતીથી સાફ ના કહુંછ!"

"ચપી જા! લાંબું ટુંકું બોલીને મને વધારે ગુસ્સે ના કર!" તપી આવેલી ડચેસે હુકમ કર્યો; "હજી બીજા ઘણા પુરાવા છે! હું કબુલ કરૂંછ કે માહરી મેડ તાહરૂં તરકટ પકડવા જે નીચપણાંપર ઉતરી ગઇ તેવું નીચપણું હું પોતે કદી કરતે નહીં, પણ તેણે તે કીધું અને તાહરૂં તરકટ પકડયું. તું સમજી શકેછ તેણે શું કીધું તે?"

વીનટરે જવાબ કર્યો નહીં.

"માહરી આગળ આએ પુરાવાઓ સાથનો એ રપટનો રજુ કરવા આગમચ તેણે પેહેલ્લે પોતાની પકકી ખાત્રી કરવા માંગી," ડચેસે ખુલાસો કર્યો; "વેલ, તે ઉપરથી તેણે ગઇ રાત્રે ઉંઘ વેચીને ઉજાગરો કીધો, અને તાહરી હીલચાલોપર છુપી તપાસ રાખી. પરીણામમાં, દુકતી,

તેણે જે ગઇ રાત્રે જોયું તે મારા હોઠ ઉંઘાડીને તુંને કહેતાં અને જાહેર કરતાં મને શરમ આવેછ!"

વળી પાછો મીસ વીનટરનો પેલોજ તુમાખ અને પેલાંજ થોડાંક નેણ, અને ડચેસ સમજી નહીં શકી કે આ છોકરી જે ખરેખર ઘણી ગરીબ છતાં ઉંચી કેળવણી પામેલી અને નીચેથી ઉંચું નહી જુએ એવી નમાની ને ભલી હતી તે હાલમાં એટલી બુરી અને નફ્ટ વટીક થવાની એટલી કેમ હીંમત બતાવી શકતી હતી;

"હવે બી તું શું કહેછ? હવે બી તું ખુલાસો કરવા માંગેછ કે નહીં? માહરે જાણવું જોઇએછ કે રાત્રે બધાં વગેસગે થયા પછી કેટલુંક થયું તું એ મુજબ માહરા ભોલાભાલા દીકરાને ભોળવીને એમ તેને છુપી રીતે મળતી રહીછ?"

પેલીએ જવાબ કર્યો નહીં. તેણીએ ફક્ત કાકલુદીની ઢપે, જાણે આ મોટો અપજશ પુકારનારા ઘાતકી શબ્દપ્રહાર તે ખમીજ નહીં શકતી હોય તેમ, કકળીને હાથ લાંબા કર્યાં.

"હું ખુલાસામાં કાંઇ કહી શકતી નથી," તેણીએ તે પછી ઘણું રડમસ ધીમે સ્વરે પાછું તેજ કહ્યું, "પણ માહરીપર તમે દયા કરો, અને મને અત્રેથી જવા દેઓ."

"હું તુંને એમ જવા દેવાનીજ નથી—જ્યાં સુધી કે બધો ખુલાસો મળે ને લટકોફ્ટકો થઇ જાય," ડચેસે કહ્યું.

"હું પોતે કાંઇજ ખુલાસો કરી શકવાની નથી, યોર ગ્રેસ," મીસ વીનટરે પાછું કહ્યું.

"ત્યારે તું મને વધારે સખ્ખત થવાનીજ ફરજ પાડેછ?" ડચેસે કહ્યું,—અને પછી તરત તેણીએ પેલી નાહનો રૂપેરી હથોડી ઉપાડીને પોતાની પાસેની ટેબલપરની ચાંદીની લોઢીપર એક નરમ અવાજ કર્યો, જ્યારે વળી બીજીજ પળે પેલો ફુટમેન પાછો દોડી આવ્યો.

"સીડોનીને અહીં મારી આગળ એકદમ મોકલ," તેણીએ તેને હુકમ આપ્યો.

બીજી એકજ પળ તે બેની ચુપકી અને ધુરકાધુરકી વચ્ચે પસાર થઇ, જેવામાં, તે ફુટમેને જઇને પોતાની ડચેસ માલીકનો હુકમ તેણીને કહ્યો હશે તેને માન આપતી, સીડોની તાબેદારીથી અંદર આવી.

"બારણું અંદરથી બંધ કર ને મારી આગળ આવ, સીડોની," ડચેસે હુકમ કર્યો અને તે ફ્રેંચ મેડ, પોતે કેવોક વાઘ માર્યો હોય એવી ફ્ન્તેહની મગરૂરી સાથે, તેણીને થયલા હુકમ મુજબ બારણું અંદરથી બંધ કરીને,

અંદર આવી. તેણીએ તે દમામદાર ડચેસ તરફથી એક અપરાધીની અદા સાથે સામે ધ્રુજતી લખલખતી ઉભેલી તે ઇંગ્લીશ ખુબસુરતી તરફ જોયું, અને તેણીનાં પેટમાં ટાઢક વળતી હોય એમ લાગ્યું. દેખીતી રીતે તેને એ છોકરીપર ઘણો ખાર આવતો હતો, અને તે તેની છુપી શત્રુ થઇ લાગી હતી. તે પોતાને ઘણી સુંદર શુમાર કરતી હતી, અને મારક્વીસ સેંન્ટ આલબને, તે છતાં, તે પોને ચાહતા અને કેનીદ વકીક કરતી હતી તેમ કોઇ દાહડો તેણીની તરફ ઝાંખીને જોયું નહીં હતું, જ્યારે તે આ ઇંગ્રેજ પોરી પર લટટુ થયલો પકડાયો હતો; ત્યારે હવે તે એ ખારની મારી આ મજબુત ફટકો કાંય નહીં મારે?

"એક બોલ બી તાહરી તરફનો વધારતી કે ઘટાડતી ના, સીડોની," ડચેસે ભવાં જમાવીને કહયું; "તેં આજે સહવારે આય છોકરીની ગેરવર્તણુંકની આય બે પુરવારીઓ માહરી પાસે હાજર કરીને જે વધતી બાતમીઓ પકડેલી હોવાનું માહરી આગળ બયાન કીધું હતું તે બધું સાચેસાચું બોલેબોલ અત્રે પાછું કહી જા!"

"જેવો હુકમ, યોર ગ્રેસ," તે ચુડ્યા મડે ઘણા નીદોષનાના ઢોંગ કરીને કહયું; "માહરૂં તો મત છે કે—"

ડચેસે આંગળી ઉંચકીને તેને એકદમ ચુપ કરી.

"તાહરૂં પોતાનું મત કે તાહરી તરફના ટીકકા કોઇ માંગતુંજ નથી," તેણીએ તેને ખખડાવી કાઢી; "એ વાત સાથે તુને પોતાને કાંઇજ લાગતું વળગતું નથી. ફકત શું બન્યુંછ અને તેં શું જોયુંછ તેજ અમોને કહી જા!"

"હું એમજ કરશ, યોર ગ્રેસ," તે મેડે વળી તાબેદારીના ઢોંગથી કહયું, કે જ્યારે તેણીની આંખ તો તે સામે ઉભેલી પોતાની મુદ્દઇ—પેલી ગરીબ ઇંગ્રેજ છોકરીનાં લોહીના એક બી છાંટા વગરના મુખડાપરજ પ્રગટ મોટા વેરભાવથી ટીકાયલી હતી! "ખરી વાત એટલીજ છે કે પાંચ દાહાડાની વાતપર, યોર ગ્રેસ, તમે મને હીઝ લોર્ડશીપ સેન્ટ આલબન પાસે બડી ફજ્જર કામે મોકલી હતી, અને હું તેવણને કેહેવાનું કહીને તેવણના લાયબ્રેરી રૂમમાંથી પાછી બાહેર આવવા જતી હતી ત્યારે મેં આય રૂમાલ ત્યાં જમીનપર પડેલો જોયો. તે એ મોટા ઓરડાની બરાબર વચમાંજ એવી રીતે પડેલો હતો કે પેહેલું તે ઓરડામાં જેખી કોઇ દાખલ થાય તેનું ધ્યાન ખેંચાયા વગર રહેજ નહી. હવે એ રૂમાલ મેં અજબ થઇને ઉંચકી જોયો તો તે ઉપર માસ વીનટરનું નામ હતું, અને એ રૂમાલ મેં વાપરતાં એવણુને ઘણી વખત જોયલાં હતાં. એટલા વાસ્તે તે એ ઓરડામાં કેમ આવવા પામ્યો તે થકી હું માહરાં

મનથી ઘણી અજાબ થઇ ને મેં માહરી પાસે તે તુરત ચેળા ઉંચો કરી રાખ્યો. એ પછી વળી ગઇ કાલે સહવારે પાછી તમે મને માહરા લૉર્ડ આગળ મોકલી ત્યારે આય રીબનનો "ટાઇ" મને તેવણુના બૅડરૂમમાં પડેલો મળ્યો, અને આગલે દીવસે મીસ વીનટરે એ પોતાના ડ્રૅસમાં પેહેરેલો હું બરાબર યાદ કરી શકી. એ ઉપરથી તે બી મેં ઉંચકીને ઉંચો કર્યો, અને તેજ હાલમાં આય ટેબલપર પડેલો છે."

"પછી શું થયું ?" હર ગ્રેસે તેને થોડીક આનાકાની કરતી જોઇને આગળ ચાલવા હુકમ કર્યો.

"પછી જે મેં કીધું તે વાસ્તે તમો નામદાર મને માફ કરી ચુકેલાં છો, યોર ગ્રેસ," તે ફ્રેન્ચ છોકરીએ પોતાનાં એપ્રનની કીનારી સાથે ચેડાં કાઢ્યા કરતાં ઘણી આનાકાની વચ્ચે કહયું. "મેં એ જે કીધું તેમાં માહરી નીષ્ટા ખરેખર ઘણી ભલી હતી. હું તો જયાંત્યાંથી એક ગેરકાયદે કામ થતું————"

"હું નથી તાહરા ટીકકા કે તાહરી તરફનો બચાવ માંગતી," ડચેસે ઘણી ચીરડાઇને કહયું; તેં શું કીધું તેજ અમારે સાંભળવું છે;—શા હેતુથી તેં કીધું તેનો ખુલાસો જાણુવાની અમોને જરા બી દરકાર નથી!"

"મને એ મરતબા મીસ વીનટરની આય વસ્તુઓ માહરા લૉર્ડના જુદા જુદા ઓરડાઓમાંથી મળેલી હોવાને લીધે મજબુત વેહેમ પડયો કે એવણુ સારી ચાલનાં નથી, અને તેથી મેં એવણુની ચાલપર ગઇ રાત્રે મજબુત તકેદારી રાખવાનો કસ્દ કરયો," તે છોકરીએ આગળ હાંકયું.

"અને તેં તકેદારી રાખી ?"

"જી હા, યૉર ગ્રેસ," સીડોનીએ જવાબ કરયો. "ગઇ રાત્રે બધાં સુવા જવા પછી કવીન્સ વીંગ તરફ જવાની ચાલની બાજુના એક ઓરડામાં હું ભરાઇ રહી, અને મને મધરાત થતાં સુધી એમ ત્યાં તાપ્યા કરવું પડયું. એ પછી છેક મધરાત્રે નરમ પગલાં બાહેરની ચાલમાં મેં વાગતાં સાંભળ્યા, અને ચીમઇને જોયું તો તે મોટી ચાલ પસાર કરીને મીસ વીનટર ચોરીછુપીથી કવીન્સ વીંગ તરફ જવા નીકળેલા હતા! તેવણુ ઘણાં તપાસી તપાસીને કદમ ઉઠાવતાં હતાં, અને હું તેથી તેવણુનું ધ્યાન નહીં ખેંચાય તેમ તેવણુની પુઠે ગઇ. તેવણે તે પછી જઇ નેમાહરા લૉર્ડના લાયબ્રેરીરૂમનું ચોકકસ ઢપે એક સીંગનલ આપવાની કીસમે બારણું ઠોકયું, જે તેવણે તરતજ ઉઘાડયું, અને મીસ વીનટર અંદર દાખલ થયાં. એ પછીથી બી હું કાંઇ ત્યાંથી ચાલી ગઇ નહીં. મેં બારણાંપર કાન કરીને સાંભળ્યા કીધું, અને નજદીક બે કલાકો સુધી અંદર ધીમે આવાજે વાતચીત થયા કરતી હોવાના

અવાજો માહરે કાને આવતા રહયા! હું તોભી પુરતી સબુરી રાખીને ત્યાંજ ભરાઇ રહી, અને પછી છેક બે કલાકે મીસ વીનટર છુપાછાં બાહેર આવ્યાં, ને પોતાના ઓરડામાં ગયાં તે બધુ મેં પુરેપુરૂં જઇને તપાસ્યું, ને પછીજ હું પોતે સુવા ગઇ. એ પછી આજે સહવારે ઉઠતાં સાથે હું આય એવણુના ગુનાહની પુરવારીઓ સાથે તમો નામવર આગળ હાજર થઇ અને એ પુરવારીઓ તમારે સ્વાધીન કરીને મેં વધારામાં ગઇ રાત્રે જે જોયું હતું તે સઘળું તમોને કહી દીધુ!"

"તમે સાંભળ્યું એ પોરી જે કેહેછ તે, મીસ વીન્ટર? ડચેસે તે દાસ્તાંને દીલરૂબા પુરૂં થતાં હવે પાછું તે ઈગ્રેજ છોકરી તરફ જોઇને તતરાવ્યું; "એના બચાવમાં તમારે કાંઇ કહેવું છે? તમારી સચ્ચાઇની પુરવારી વાસ્તે તમારે એને કાંઇ સવાલો કરવા છે?"

મીસ વીનટર કાંઇ બોલી નહીં. તે ફકત માથું નમાવીને ઉભેલી હવે ખાંમોશ રડયા કરતી હતી!

"વધારે નહીં તો હું ફકત એટલુંજ જાણવા માંગુંછ કે આય છોકરી જે કેહેછ તે બધું ખરૂં છે કે ખોટું? ફકત હા કે ના કહો," ડચેસે પાછું પુછયું.

"હું કાંઇજ કેહેતી કે કેહેવા માંગતી નથી, યોર ગ્રેસ," હઠીલી મીસ વીનટરે દુખથી વીંધાઇ જતી છાતી સાથે જેનો તે જવાબ પાછો કરયો; "ખુદા સાહેદ છે—હું કાંઇ બોલી શકવાની નથી! કાંઇજ નહી."

"ત્યારે તેજ પુરવાર કરેછ, નાઓમી વીનટર, કે તાહરી પાસે કોઇ બચાવજ નથી," ડચેસે વધતી ફફડાને કહ્યું. "તેં માહરા વીશ્વાસનો અને તાહરે વાસ્તેનાં માહરાં હેતનો સરીયાંમ ભંગ કીધોછ. એમ છતાં, હજી બી માહરૂં હેત ને માહરો વીશ્વાસ તાહરે પાછાં જીતવાં હોય તો બોલી પડ! મેં હમેશ તાહરે વાસ્તે સારૂં માનેલું છે, અને હજીબી તું આય તાહરી ઉપર તોહોમત મુકનારની સાંમે તેને જુઠી પાડવા જેવું કાંઇ બી કેહેશે તો હું એના કરતાં બી તાહરૂંજ વધારે માનશ. જો કાંઇ એની ભુલ, ગેરસમજુત કે સહસગત હોય તો હજીબી મને કહી દે! માહરો ઉમરાવ દીકરો ખરેખર ઇજજતદાર, સમજુ અને ચાલ ચલણનો સ્વચ્છ છે, અને તેના સંબંધમાં આવું ગલીચ માહરે કાને આવેલું હોવાથી તલ્લાશ કરવા અને ઘટતું કરવા એક માતા તરીકે મને સંપુર્ણ હક છે!"

"હું કાંઇજ કેહેવાની નથી; કાંઇજ કહી શકવાની નથી, યૅાર ગ્રેસ," નાઓમી વીનટરે આંસુઓ વચ્ચેથી પાછું કહ્યું.

"ત્યારે ઠીક છે! હવે તું તાહરે જા, સીડોની!" ડચેસે માથું ફફડાવીને તે મેડને હુકમ કરયો; "તહારૂં કામ ખતમ થયલું છે, પણ ઘણું

સમાલજે! આય જે બન્યુંછ ને તેં જે બાતમીઓ પકડીછ તે વાતની એક વરાળ વટીક બીજાં નોકર નફરોમાં જાહેર કરવાની તું નાદાની કરશે તો ઘણી પસ્તાશે!"

"હું કોઇને કાંઇજ કેહેવાની નથી, યોર ગ્રેસ," ઝાડોનીએ વળી પાછી ઘણીજ નિરદોષતાની ને તાબેદારીની આંખો કરીને કહ્યું; "હું કોઇને શું કરવા એ વાત કહેવા જાઉં?"—અને ડચેસે અધીરાઇથી ત્યાંથી જતી રહેવા સારૂ તેને પાછો હાથ કરવાથી તે હવે કુરનસ બજાવીને બાહેર ચાલી ગઇ, અને બારણું પોતાની પછવાડે ખેંચીને પાછું બંધ કરતી ગઇ.

"તું હજી તો બચ્ચું છે—ભોંયમાંથી ફુટેછ, અને તેથી તાહરાં ભલાંને વાસ્તે હું હજી બી ઉમેદ કરૂંછ, છોકરી, કે ફકત કાંઇ ધીક્કારવા જોગ ઘેલાંચેડાંથી વધારે ગંભીર આએ તાહરી નાલેસીમાં કશું નથી," સીડોનીના જવા પછી તેઓ પાછા એકલાં પડયાં એટલે ડચેસે વળી કહ્યું. "તું એક ઘડી પણ એમ માની શકવા જેટલી આંધળી કે દીવાની થઇ હોય કે લોર્ડ સેન્ટ આલબનને પરણીને કોઇ બી દાહડે તું તેહણની મોહરદાર થઇ શકશે એ તો હું માનતીજ નથી! તું પુરતી શીખેલી કાળવાયલી છે, એટલે એ ખ્યાલજ કેટલો હસવા અને ધીક્કારી કાઢવા જોગ થઇ પડે તે તુંને પુરતું માલમ હોવું જોઇએ. હજી બી, તેથી, જે હોય તે ખરેખરૂં મને કહે, ને હું તુંને પ્રોમીસ કરૂંછ કે હું તુંને માફ કરશ, એટલુંજ નહીં પણ તાહરી એ નાદાન્યતની સજામાં તું આવી નાદાન ઉમ્મરે રવડી નહીં પડે તે વાસ્તે બી હું સંભાળ લેવશ. એમ છતાં જો તું બજીદજ થશે તો તાહરી રૂબરૂમાં હું લોર્ડ સેન્ટ આલબનને અહીં આમ ઘડી બોલાવી મંગાવશ, અને તેનાં દેખતાં બધી તેહકીક કરશ, જે તમો બેઉને વાસ્તે ઘણું નબોજું થઇ પડશે! બોલ, તું ખરેખરૂં હજી બી મને કેહેવા માંગેછ?"

"હું કંઇજ કેહેવાની નથી, યોર ગ્રેસ!" પાછો તેજ હઠીલો જવાબ મળ્યો.

"તું ઘણી હઠીલી ગુન્હેગાર છે," ડચેસ નાસીપાસ થઇ; મેં તાહરી તરફથી એટલાં બધાં કમજાતપણાંની કદી વહકી નહીં રાખેલી! તુંને કાંઇ સારી માઠી લાગણી બી બળીછ કે નહીં? લાગણી હોય તો હું તે તાહરી સારી લાગણીઓને અપીલ કરવા માંગુંછ! તું જાણેછ કે મેં માહરા દીકરાને કેટલા બધા પ્યારથી ચાહયોછ, અને હું કેટલી બધી તેને વરે સદા મગરૂર રહેલી છેઉં! અમારી જીંદગીનું એકજ ખરૂં સુખ તે એ અમારો એ એકનોએક છે, અને એનાં માન પામેલા પુર્વજોનું પંકાએલું નામ

એ જીવીને સદા સાચવે અને સાબુત રાખે એજ અમો માય બાપની રોજની બંદગી છે! હવે ત્યારે શું તુંને અમારે વાસ્તે કાંઇ દયા બી આવતી નથી? એક જખમાયલી માતા તાહરી આય મીસાલે મીનત કરે એ શું તુંને સારૂં લગાડનારી વાત છે? ખોદાએ તુંને થોડુંક રૂપ બખસ્યું તેનો લાભ લઇ હજી તો આય ભોંયમાંથી ફુટેછ તેટલાં તું શું અમારાં સદાનાં સુખી ઘેરમાં સળો પેદા કરવાની છે? તું પરણી શકશે ને એની પરણેતર થઇ શકશે એવો તો સ્વપને બી ખ્યાલ ધરાવતી ના! એમ થાય તે કરતાં ત અમારે મન હજારો વાર મુવેલોજ ભલો! મુવેલો—સમજેછ . તું? તું જાંણેછ કે એ માહરા દીકરાને હું માહરા જાંનથી બી જ્યાદા સમજુંછ, ને તે છતાં હું, તેની માએ, તાહરી સાથનાં લગનની પસંદગીમાં એને મુવેલો જોવાનું વધારે ચાહું તે પરથીજ માહરા એ વાત વાસ્તેના તીરસ્કારનો અને કકલાતનો તુંને ખ્યાલ આવશે!"

વળી પાછું એક દચકું—એવું દયાજનક કે જે સાંભળતાં કોઇને પણ રંજીશ થયા વના રહેજ નહીં; પણ તે દયાહીણ- ડચેસને તેથી જરા પણ અસર થઇ નહીં!

"હજીબી કેહે—હજીબી કેહ, હું માંગી લેઉંછ!" તે માતાએ માંગી લીધું, "ને મને માહરા દીકરા સાથે તુંને રૂબરૂ કરવાની અણગમી ફરજ ના પાડ!"

"હું તમોને કહી ચુકીછ, યોર ગ્રેસ, કે હું તમોને કાંઇજ કહી શકવાની નથી!"—અને તે છોકરી હવે વધારે મોટે સાદે રડવા લાગી, જ્યારે ડચેસની ધીરજ તમામ ખપી ગઇ! તેણીએ તેપરથી, હવે જરા બી વધારે ખોટી થયા વગર, પેલી રૂપેગી લોઢી વગાડી, અને ડયુક મેહેલમાં આવ્યા હોય તો તેને એકદમ ત્યાં બોલાવી લાવવા ફુટમેનને તેણીએ હુકમ કર્યો.

તે ફુટમૅન ગયો અને આવ્યો, અને પાછું બારણું ઉઘાડયું ત્યારે ડયુકને દાખલ થતો સમજી નાઓમી વીનટરે ભોંયમાં ભરાઇ જવા ચાહયું, પણ તેણીએ પછીથી જોયું કે એ તો પેલો ફુટમૅનજ પાછો આવ્યો હતો. તે જવાબ લાવ્યો કે હીઝ ગ્રેસ હજી મેહેલમાં પાછા આવ્યા નહીં હતા.

"હું હજી બી હઠવાની નથી," તે નોકરના તે જવાબ કરીને ત્યાંથી પાછો ચાલી જવા પછી તે માલેતુઝાર માતાએ પાછું કહયું; "તું એટલી બેશરમ ના થા, ને માહરા દીકરા પાસ એ નાજુક વાતનો એકરાર કરાવવાની મને ફરજ ના પાડ!"

જવાબમાં નાઓમીએ કાકલુદીના હાથ જોડયા!

"ઓ, હું બી તેજ માંગી લેઉંછ!" તેણીએ વીનંતી કરી; "મને

મારી નાંખો—મને ધકેલો મારીને જોઇએ તો તમારા મેહેલમાંથી કાઢી મુકો, પણ આવી નામોશી વચ્ચે મને તેવણ સાથે રૂબરૂ થવા દેઓ ના!"

"તે એકજ સરતે—કે તું પોતે જે બન્યું હોય તે એકદમ મને ખરેખરૂં હજી બી કહે!" ડચેસે પાછું દબાંન કરયું.

"હું તો કાંઇ કહી શકવાનીજ નથી, યોર ગ્રેસ! મીસ વીનટરે રડતાં રડતાં પાછું કહયું.

"ત્યારે હવે બીજો ઉપાયજ નથી," ડચેસે ઠરાવથી કહયું, અને તેણીએ પાછી લોઢી વગાડી. તે આ વખતે તેણીના દીકરાને ત્યાં બોલાવવાનો હુકમ આપવા વાસ્તે હતું.

તે દીકરો બરત્રાન્ડ—લોર્ડ સેન્ટ આલબાન—તેની માતાનો એ હુકમ સાંભળતાં ઘણો અજબ થયો. તેની માતા તેને જ્યારે તેના બુડવૉરમાં મળવા બોલાવતી હતી ત્યારે તે જાંણતો હતો કે કાંઇ ને કાંઇ તેને ઠપકો આપવા કે ધર્મોપદેશ કરવાને વાસ્તેજ તે તેમ કરતી હતી, અને તેથી તેણીને તેના બુડવૉરમાં મલવાનાં તેણીનાં તેડાંઆણાં તે જવાન ઉમરાવ ખરાં જીગરથી નાપસંદ કરતો રહયો હતો. એવા તો તેણે અત્યાર સુધીમાં તે બુડવૉરમાં સેહેંકડો ધર્મોપદેશો સાંભળેલા હતા, અને તેની માતા તેને—તે દાહડેવારેના માતીડા જેવા દીકરાને—હજી એ તે એક બચ્ચુંજ હોએ તેમ વ્યખ્યાંનો કહી સંભળાવતી રહી હતી તે વાસ્તે તે પુરતો ત્રાસી ગયો હતો. એટલા માટે આજે પણ ત્યાંજ તેની માતા હાલમાં તાબડતોબ મળવા બોલાવતી હતી ત્યારે વળી એ નવો રખનો શો હશે તે વાસ્તે તે મનથી થોડુંક વિશમય પામ્યો.

તે ઘણી ખુશાલ તબ્યતનો, તેજ બુદ્ધિનો અને એક અતી ઘણો સોહામણો જવાન્યો હતો, પણ પોતાની ઉમરાવ માતાથી—કેહેવાને ઘણું અજબ જેવું છે કે—તે હંમેશ બીહીતો ધ્રુજતો રેહેતો હતો! તેના ભોળાભાળા નરમાસવાળા ડયુક પીતાનો તેને કશોજ ડર કદી થતો હતો નહીં. તે તેને તો ગમે એમ મનાવી સમજાવી લઇ શકતો. ખરી વાત તો એ હતી કે એ બંને બાપબેટા ડચેસથી એકસરખા થથરેલા રેહેતા હતા, અને જ્યારે તે તોરવંતી ઉમરાવજાદીનો સ્વભાવ હાથથી જતો ત્યારે તે બાપબેટા સેહેતાન ડાભો કરવા ગુપચુપ દાંયબાંય થઇ જતા, અને તે તેણીના કફોડા સ્વભાવ માટે એકલા એકલા મલી નીશાસા ભરતા!

તે બાપનોબી એ દીકરાપર ઘણો જીવ હતો, અને તેથી બાપનેજ તો તે દીકરો પોતાની મરજી માફક હંમેશ પોતાની પક્ષમાં સેહેલથી મનાવી લઇ શકતો. તે જે બીહીતો તે ફકત પોતાની માતાથીજ બીહીતો—હંમેશ

તે દમામદાર, તોરવંતી, ગુસ્સાબાજ માતાથીજ! હરેક વાતમાં તે મા તાજ તેને ધમકાવતી અથવા ઠપકો આપતી,—તે બાપ નહીં; અને આવી ઉમરે તે માવીતર તેને હજી એટલો ધાકમાં રાખતી હતી તેનો બાજે વખ્ત જવાંન લોર્ડ સેન્ટ આલબન (બરત્રાન્ડ) ને સંતાપ અને ગમ ઘણો થતો; પણ તે માથું ફેરવીને એમ થતું અટકાવાનું કાંઇ કરી શકતો હતો નહીં!

તે કોઇ હીચકારો કે બાયલો નહીં હતો. તે કશાંથી ડરી નહીં જાય એવો દીલેર અને ખરેખરો હીંમતવાંન જવાંન હતો. તે કોઇ બી શત્રુને પોતા પર ફાવવા દેતો નહીં, અને હીચકારો થઇને કોઇ પણ શત્રુને પોતાની પીઠ વટીક કદી બતાવતો નહીં. ભય અથવા જોખમ શું તે તો તેણે કદી જાણ્યાંજ નહી હતાં, અને ભય અને જોખમ હોય તેમાં ઝીપલાવા—તેનાં માબાપની ઘણીએ મના છતાં—તે હંમેશ પેહેલ્લોજ થતો! તે ગોળીબારમાં એકકો હતો, શીકારમાં ચુનંદો હતો, અને સ્વારી કરવામાં પાહલ્વરદો હતો. ઘણાએક તુફાણી ઘોડાઓ કે જે ભલભલાઓને પીઠ નહીં આપે તેને તે હીંમતથી જેર અને તાબે કરી શકતો. તે પોતાની જાત અને ખુન્યાદને શોભા આપે એવો બાહદુર, દીલેર અને હીંમતવાંન હતો. અને, તે છતાં, તે હીંમત હારતો તે ફકત પોતાની ગુસ્સાબાજ માતાના રોષ સાંમેજ!

એમ ખરેખર ઘણાએક કેસમાં બને છે, અને તે ખરા બનાવો તવારીખે બેતકરાર પુરવાર કરી આપ્યા છે. એક શત્રુની તલવાર કે તોપનો ગોળો જેને નાહીંમત નહી કરી શકે તે સઘળું તેની માતાનો ગુસ્સો ને છતરાજી કરી શકતું હતું, અને ઘણી એક લડાઇ મારી આવેલા મોટા લડવૈયા યોદ્ધાઓને વાસ્તે એજ કહેવાયલું છે. જેઓ કશાથી નહીં ડરે અને આહાત થાય તેઓ પણ પોતાની તોરવંતી અને ગુસ્સાબાજ હાથની ધરતીઓના ગુસ્સા સામે એક લેહેજામાં નમી અને દબી જાય છે!

"મમા મને પોતાના બુડવૉરમાં મલવા બોલાવેછ, સીમન્સ?" તે ખીદમતગારે આવીને હર ગ્રેસનો પેગામ તેને જાહેર કરયો, એટલે અજાય બીમાં ભવાં જમાવીને તે જવાંને સવાલ કરયો.

"જી હા, માહરા લોર્ડ," તે ખીદમતગારે માનથી નમીને જવાબ આપ્યો; "નામવર ડચેસ હાલમાં ત્યાંજ છે."

'ત્યારે જયા વગર કાંઇ છુટકો છે?' તે જવાંન મારકવીસ અરઘો નાસબર થયલો, એ સાંભળીને મનસે પટપટયો; 'પણ વળી એ ધાડ શી ઘધડી હશે? એવણે મના કરેલા કોઇ ઓરડામાં ભુલથી મેં સ્મોક કરયું, કે કાંઇ નહી બોલવાનું માહરીથી કોઇની સાથની વાતચીતમાં બફાઇ ગયલું

એમણુના સાંભળવામાં આવ્યું ? મ્હારાથી કાંઇ કમતી થઇ ગયું કે જોઇએ તે કરતાં વધારે થયું હોશે ?'

તેણે પોતાની માતા આગળ ખાસ કરીને દોડી જવા કાંઇ ઉતાવલ કરી નહી. તેને લાગ્યું કે નાપસંદ કાર્યો તો થોડીક દૂરીથીજ થયલાં ભલાં!

અને અંતે તે ખુડવૉરમાં પોંહચ્યો ત્યારે બારણું ઉઘાડતાં થોડોક અજબ થયો કે અંદરથી કોઇનો રડવાનો સાહદ આવતો હતો—જાણે કે કોઇ બહુજ દુઃખમાં હોય!! એ કોણ? એ શું? તે તાજુબ થયો! એમ રડે કોણ? તેની માતા તો નહીજ?

તે બારણું ઉઘાડવા આગમચ એકાદ સેકંડ એમ અજબ થતો બાહેર થોભ્યો, અને પછી બારણું એક નરમ હડસેલાથી ઉઘાડી નાંખી તે અંદર ગયો, કે જ્યારે ત્યાં જે "ટાબલો" થતો હતો તે જોઇને તે એકાદ પલ દબાયો. તેની માતા કપાલપર ગુસ્સાના મોટા ચીલ્લા સાથે તુમાખથી, તીરસ્કારથી, રૂબાબથી, ચેહરામાં લાલ થયલી તે ટેબલ આગળ બેઠી હતી, અને ખરેખર તો દાખલ થતાં સાથે બાજુમાનાં ઓથામાં ઉભેલી મીસ વાનટરને તેણે જોઇજ નહી. તે તો એકદમ ધસારાબંધ પુછવા ગયો, "એ વળી નવું શું થયું, મધર?"—અને તેવામાં તેની નજર બાજુમાં ઉભેલી નાઓમા પર પડતાં તેના જાણે ધાસ્તીથી પ્રાણ ઢળી ગયા! ઓ પરવરદેગાર, એ શો ભેદ હતો? એ "શૉક" તે પોતે ધારી અને ખમી શકે તે કરતાં એકદમ ઘણો જ્યાદા થઇ પડયો!

"મેં તુને બોલાવ્યો, બરત્રાન્ડ," તે માતાએ દમામદાર થસ્સાથી કહ્યું, "કારણ કે એક મોટી નામોશીની તલાસ કરવાની કમનસીબી મારે ફાળે આવી છે. એક એવી મોટી નામોશી, છોકરા, કે જેવી નામોશી મે અત્યાર સુધી માહરી આખી જીંદગીમાં કદી જાણીજ નથી!"

તે જવાંન ઉમરાવે, એ સાંભળતાં, પોતાનાં અંતરમાંથી એક ઉંડી હાય ખેંચી. તે આએ કાંઇ કાટાંનું કટેસર થયલું અને તેનું તરકટ પકડાઇ ગયલું જોઇને પોતાની મરજી ઉપરાંત ફીકકો અને જંખવાનો થયો.

"નામોશીજ માત્ર નથી, છોકરા, પણ સંતાપ અને કકલાત બી ઘણો છે," હર ગ્રેસે જારી રાખ્યું.

"પણ એટલું બધું શું છે, મમા?" ઘણી અજાયબીના દેખાવ સાથે તે જવાન મારકવીસે, જેમ તેમ જેહમતથી પોતાની લાગણીઓપર કાબુ મેળવી લઇ, સવાલ કર્યો. "જે હોય તે ખરી ખંખારીને કહીજ દેઓની કે તેનો કાંઇ ફેસલો થાએ? છે શું?"

"આએ છે!" મોટા તુચ્છકાર અને તીરસ્કાર સાથે ટેબલપર પડેલી પેલી બે વસ્તુઓ તરફ આંગળી કરીને બતાવતાં ડચેસે તરકાઇને કહ્યું: આએ છે! આએ બે વસ્તુઓ આએ—આએ દુકતીની માલેકીની છે, અને તે તાહરા ઓરડાઓમાંથી ત્રારા ફરની મળી આવેલી છે!"

ખરેખર, અમોએ ઉપર કહ્યુ તેમ, બરત્રાન્ડ ઘણો હીંમતવાન અને બાહદુર હતો, પણ જ્યારે તે માતાએ કરડા અવાજે અને ગુસ્સાબાજ દેખાવે તુચ્છકાર અને તીરસ્કાર સાથે તે ટેબલપર પડેલી બે વસ્તુઓ તેને બતાવી, ત્યારે તે છેકજ હડબડી ગયો અને હોઠ સુધી ફીક્કો પડયો!

"એનો તું પોતે મને શું ખુલાસો આપી શકેછ, બરત્રાન્ડ?" તે માતાએ જોશથી તકાજો કર્યો; અફસોસ કે મને—તાહરી માયને—એવી એક ગલીચ વાતની જુસ્તેજો કરવી પડેછ, અને પોતાનાં ફરજંદ સાંમે શરમાવું પડેછ! વળી ફરજંદ તેબી કેવો, કે જે દીલેર, સાચ્ચો અને શુધ્ધો સપુત હોવાનીજ ખાત્રીમાં આજ સુધી હું મલકાતી અને જીવતી હતી!! ઓ, તેં મને આએ રીતે શરમાવી?"—અને બરત્રાન્ડ જોકે હદ વગરનો ખસ્યાંણો થયલો અને ફકરમંદ બનેલો હતો, તોપણ પોતે કાંઇ સમજયોજ નહીં હોય અને બધી વાત દમ વગરની તરીકે ઉડાવીજ દેવા માંગતો હોય તે કીસમે મોટે સાદે હસ્યો.

"તમોને કોઇ શરમાવા કહે નહીં ને તે છતાં તમો શરમાયા કરો, મધર, તેમાં કોઇ શું કરે?" તેણે કહ્યું. "પહેલાં ધીરજથી બરાબર તપાસ કરો, અને જાણો તો ખરાં કે તમોને ખરેખર શરમાવાનું કાંઇ કારણ છે કે નહીં!"

તે માતા ચેહરામાં ગુસ્સાથી એકદમ વધતી લાલ થઇ.

"તાહરા ઢોંગધતુરા એકદમ બંધ કર, છોકરા!" તેણીએ તતરાવ્યું; "આએ એવી મોટી નામોશીની એક વાત માહરી આગળ જુસ્તેજો સારૂ રજુ થયલી છે કે તે વાતમાં તું અપરાધી પુરવાર થાય અને તે હું જોઉં તે કરતાં તુંને માહરા પગ પાસે મુરદું થઇ પડેલો જોવા વાસ્તે હું હજારો ઘણી વધારે ખુશી થવશ! એ ઢોંગ ધતુરાની કે હસવામાં કાઢી નાખવાની વાતજ નથી. મને ખરેખરો ને ખુલ્લે ખુલ્લો જવાબ જોઇશે. મને પુર ગંભીરાઇથી જવાબ કર કે આએ વાતમાં તું શું જાણેછ ને શું કેહવા માંગેછ! હું પાછું પુછુંછ કે આએ વસ્તુઓ તાહરા ઓરડામાંથી કેમ મળી આવવા પાંમી?"

તેણે ગભરાતભરી આંખોએ બાજુમાં ઉભેલી પેલી ધ્રુજતી લખલખતી બાળા ભણી જોયું, અને અરે, તે એટલી ફીકકી હતી કે તે જીવતી હતી એમ માનવાને પણ જાંણે વેહેમ થઇ પડે!

'બસ, મધર, એ શું એ નજીવી વાતનો એટલો રખસો તમે લઇ

બેઠાંછ?" તેણે, એમ છતાં, જેમ તેમ હીંમત જમા કરીને પાછી એ વાત હસીજ કાઢવા માગી; "માહરા ઓરડામાં કોઇ વસ્તુઓ પડેલી મળી આવે તે ત્યાં કેમ આવવા પામી તે વાતની હું શું કાંઇ મેહતા મુનસફો બેસાડીને નોંધ લેવાડુંછ જે તમે મને પુછોછ?'

"એટલે—તું ત્યારે મને એમ કેહેવા ને સમજાવવા માંગેછ, છોકરા, કે આએ પોરી તું નહીં હોય ત્યારે તારી ગેરહાજરી દરમ્યાન તાહરા ઓરડામાં આવી ગઇ? અને તે સખત દીલની માવીતર બની શકે તો હજી વધારે કરડી અને વધારે ગુસ્સાભરેલી થયલી લાગી.

"હું કાંઇજ સમજાવવા કે કહેવા માંગતો નથી, મમા," તે હવે થોડોક તુંડ થયો; "હું તમારા એવા કઢંગા સવાલોના જવાબ કે ખુલાસા આપવાજ સાફ ના કેહુંછ!"

"તે ખુલાસા તાહરા આપવા વગર મને જોઇએ તે કરતાં વધારે મળી ચુકયાછ," તે માતાએ કહયું. "મને તાહરા કોઇ ખુલાસાની જરૂર રહી નથી. ખરેખર તો તાહરી માતા તરીકે એવી એક નાલાયક ને નજીસ વાતનો ખુલાસો માંગવા હું ચાહતીજ નહીં હતી. મેં, તેથી, તો આએ અભાગનીને નજદીક એક કલાક સુધી સમજાવ્યું કે તુંને મોંઢે ચહડીને પુછવાની એ માહરી કમનસીબી ને બેઇજજતીનો બચાવ થાય; પણ એણે પોતાનુ મોઢું સીવેલુંજ રાખ્યું, જ્યારે હવે હું તેથી તુંને પુછુંછ. તુંબી મોઢું ખોલીને કાંઇ કહેવા માંગેછ કે નહીં?"

તે જવાંન મારકવીસે જવાબ કર્યો નહીં. તેણે, એ છેહલું સાંભળતાં, ફકત હજારો હેસાંનથી પેલી કચડાઇ ગયલી સુંદરી તરફ નજર ફેંકી, કે જે તેના ભણી આંખ ઉઠાવીને જોતી વટીક નહીં હતી, અને તેના જોગી તેણીની એ ભલાઇ વાસ્તે તેણે તેણીનાં હકમાં મનસે હજારો રૂડી દુવાઓ ચાહી!

"આએ કમસમજ, કમઅંદેશ, નીર્લજ છોકરી રાત્રે બધાં વગેસગે થવા પછી તાહરા ઓરડામાં જતી પકડાયલી છે," તે માતાએ મોટા તીખાસ સાથે જારી રાખ્યું. "એ ગઇ રાત્રે બે કલાક સુધી તાહરા ઓરડામાં રહી હતી, અને પછી બાહર નીકળીને પાછી પોતાના ઓરડામાં સટી જતી પણ એ જોવામાં આવેલી છે, અને તેબી તું શું નામુકકર જવા ધારેછ?"

"હું કાંઇબી નામુકકર જતો નથી ને હા પણ કેહતો નથી," લોર્ડ સેન્ટ આલબને હવે જરા વધલો ગરમ થતાં તુમાખથી કહયું.

"એ માહરી આગળ નથી ચાલવાનું!" તે માતાએ જોસથી ખખડાવ્યો. "માહરે સચ્ચાઇ શું છે અને બીગાડ કેંઇ હદ સુધીનો છે તે જાણવુંજ

જોપરી, અને આએ નીર્લજ દુકતીની અને માહરા દીકરાને એોબીના દીકરાની વચ્ચે શું સમજુત છે તે જાણ્યા વગર હું જંપીને બેસવાની નથી. માહરા દીકરાની માહરે સંભાલ લેવાની છે, કે જે દીકરા પર તો આખા ઇંગ્લાંડમાં મોટું માન પામેલાં એક કીરતીવંત કુટુંબની ઇજજતનો બધો આધાર છે!"—અને આ છેલ્લું તે ઉમરાવજાદી એટલા બધા કડવાસથી અને દુઃખથી બોલતી સંભળાતી હતી કે તેણીના શબ્દો ચાબકના માર મીસાલે તે જવાન ઉમરાવને સખત લાગ્યાં!!

"હું દૈયાંની મેલી નથી, અને આખર તાહરી માય છેઉં," તે માતાએ હવે વળી થોડીક નરમ થતાં સમજાવ્યું; "ખરેખરં જે હોય તે મને કેહ કે જાહેરમાં ફસવઇ ને બેઇજ્જતી થવા પામે તે આગમચ બીગાડ શું અને કેટલી હદ સુધીનો છે તે જાણીને તમો બેઉને હું ખરી સલ્લાહ આપું અને ઘટતો ઉપાય કરૂં! પણ જો તમો બંને હઠેજ પડશો ને મને ખરી વાત નહીંજ કેહશો તો તમારી ખરાબી નકકીજ માનજો, કેમકે તમો એમાંથી એકનેબી હું મરી જવશ તોપણ કદીજ માફ કરવાની નથી. કહી દેઓ, તેથી, હજબી મને કેહી દેઓ કે વાંક કોણનો છે? માહરા દીકરાએ પોતાની ઉંચ સ્થીતી અને મોટી પદવીનો લાભ લઇને આએ પોરીને ફસાવવા જેવું નીચપણું કરેલું છે, કે એ પોરીએ પોતે માહરાં માન પામેલાં કુટુંબમાં પરણી આવવાની નહીં માફ કરી શકાય એવી દીવાન્યતના લોભથી માહરા અસીલ દીકરાને ફંદામાં ફસાવવાનું કીધેલું છે? તમો એમાંથી એકબી જો કોઇ એવા ભરોસામાં રહયા હોવો કે આયંદા તમોને પરણી જવાની રજા મલશે તો જાણજો કે તમોએ એવી મોટી ભુલ તમારી આખી જીંદગીમાં મોજી કોઇ કીધી નહીં હોશે કે હવે પછી કરવાનાં નથી! એવાં એક નીચ, નેહસ્ત, નાપાક, નાલાયક લગનને માહરી બાહલી આપવા કરતાં માહરા માનવંત ધણીના માન પામેલા પુર્વજોનો આએ "રૂડ કાસલ" નો પુરાણો મેહેલ, કે જેની કીર્તિ અને નોંક ઉંચામાંઉંચી સંભાળ અને નિષ્કલંકપણા સાથે પોતાની જીંદગીની આખર તક સાચવવાને આએ છોકરો બંધાયલો છે તે આખો એમનો એમ સલગી ગયલો અને બળીને તારાજ થયલો જોવાને હું હજારોવાર વધારે પસંદ કરશ!"—અને તે આ છેલ્લું બોલતાં એટલીબધી ઉશ્કેરાઇ કે ચેહરામાં અત્યંત લાલ થઇને ગભબ્વાર અને હદવનાની ગુસ્સા ભરી ઝનુની અદાઓ સાથે તે પોતાની બેઠકમાંથી ઉઠીને ઉભી થઇ, કે જે વખતે તેણીના બંને હાથોની મુઠીઓ વટીક વળી ગયલી હતી.

અને એ બધો વખત નાઓમી વીનટર ખામોશ રડયા કરતી હતી, જે જોતાં તે જવાંન લોર્ડનાં દીલમાં એટલું મુંથાઇ આવ્યું કે તે ધસીને

તેણીને પોતાનાં હાથોમાં લેવા અને હીંમત આપવાની દીલાન્સા કરવા જતો હતો, પણ તેની માતાના ગુસ્સાથી લાલચુંડ જેવા બનેલા ચેહરાપર સવેળાએ તેનું ધ્યાન ખેંચાયું, અને તે પાછો પડયો! એમ છતાં તે છોકરીએ તેજ વખતે પોતાની રડતી ચશ્મો તે જવાંન મારકવીસ તરફ એક મુંગી કાકલુદીની મીનતમાં ફેરવી, જ્યારે ચુપકીદી વચ્ચે તે તેજ આંખ્યો વડે તેને તે કાંઇ કેહવા અને તેના કને ખાસ કાંઇ માંગી લેવા ચાહતી હોએ એમ લાગ્યું. એ ઉપરથી તે જોતાં તે જવાંને મોહડું ખોલવા અને હીંમતથી કાંઇ કહી દેવા જેવી એકાદ હીલચાલ પણ કરી ખરી, પણ તે કમબખ્ત બોહચો કશું નહી—બોલી શકયોજ નહી—અને તે દમામદાર માતાના જુસ્સાદાર ચેહરાથી દબાએલો, બાયલા જેવો, શરમભરેલી હદ સુધીનો હીચકારો થઇને પાછો ખામોશ રહયો.

અને એ જોતાં નાઓમી વીનટર એક પલ ઘણી ગુસ્સે થયલી દેખાઇ ફકત એકજ પલ—અને પછી બીજીજ પલે પોતાનાં આંસુઓ ખંચાવી નાંખીને પોતાની સઘળી દેહેસ્ત ભુલી જતાં, હીંમતથી એક કદમ આગળ વધી તે બોલી, "જે થયુંછ તેમાં બધો વાંક માહરો એકલીનોજ છે, યૉર ગ્રેસ; માહરા લૉર્ડ સેંટ આલબનને કશોજ ઠપકો ઘટતો નથી. બધો અપરાધ માહરો અને માહરો એખલીનોજ છે!"

તે લૉર્ડે અકલાઇને ઘણો ખસ્યાણો પડી જતાં પેલી છોકરીના મહાબોખતાર જેવા દીલખુશ મુખડામાં જોયું, અને વળી કાંઇ તે બોલી દેવા માંગતો હોય એમ લાગ્યું, જ્યારે વળી તે પાછો હીંમત હારી ગયો!

"ત્યારે તું તાહરી તકસીર કબુલ કરેછ ખરી? તે ડચેસે રોબથી પુછયું; "તુંજ ત્યારે માહરા આએ ગરીબ ગાય જેવા દીકરાને ફાંદામાં ફસાવતી ગઇ હતી—એમજ કે?"

"હા, યૉર ગ્રેસ!"—અને આ તે અજબ જેવી હીંમતથી હવે કેહતી અને બોલતી સંભળાતી હતી.

"આએ ખરી વાત છે, બરત્રાન્ડ?" હવે તે માતા અંકે કરાવવા પોતાના બેટા તરફ ફરી; પણ તે હીચકારાએ જવાબ કર્યો નહી. તે ફફડાટથી, ખબલાટથી, ગુસ્સાથી પીઠ ફેરવીને ફરી ગયો, અને જવાબમાં તેણે ફકત અધીરાંઇનાં ખભાં ચહાવ્યાં.

"મને જવાબ જોઇશે, બરત્રાન્ડ," તે માતાએ પાછો તકાજો કર્યો.

"હું કાંઇજ જવાબ આપવાનો નથી, મધર," તે તરડાયો; "તમારે ગમે તે તમો ધારી લેઓ અને તમારેથી થાય તે કરી લેઓ!"

"કેટલી નિર્લજ—કેવી નકટ છોકરી!" તે માતાએ હવે દીકરા આગળ

ઝાઝું નહી ચાલવાથી બધો પોતાનો રોષ પેલી નાહની, નિરાશ્રીત, દીલેર છોકરીપરજ ખાલી કર્યો; "તું કબુલ કરેછ કે ગઇ રાત્રે તુંજ ત્યારે ચાલી ચલાવીને માહરા દીકરાને સતાવતી તેના ઓરડામાં ગઇ હતી ?"

"તમો શું કરવા એ ગરીબ છોકરીને એ મુજબ ગુંગલાવોછ, મમા ?" તે હીચકારા જવાંને જેમ તેમ કહેવાની અંતે હીંમત કરી; "એ બીચારી બધો વાંક એ મુજબ પોતાની એકલીની ઉપર લઇ લેછ તે તમોને ખરૂં માનવાને કારણુજ શું છે ?"

"તું ચુપ કર! ખબરદાર જો માહરી વચ્ચે હવે બોલ્યોછ તો!" તે ડચૅસ માતાએ થથરાવ્યો; "એવી એક નીર્લજ છોકરીની હીમાયતમાં બોલતાંબી તાહરે લજવાઇ મરવું જોઇએ! માહરે એવી બેશરમને માહરાં છાપડાં હેઠલ એની એવી ગંભીર તકસીર પકડાયા પછી એક મીનીટબી વધારે રાખવી નહી જોઇએ. હું જાણુંછ કે મરદો તો કમઅસીલ ઓરતોના ફંદામાં ફસવા જેવા હેમકો થઇ શકેછ, પણુ તાહરા જેવા એક ઉમરાવે તો વધારે સારૂંજ ખમીર બતાવવું હતું. અને એને હડધુત કરી હાંકી મુકીને તે ઘડીએ ખરી વાતથી મને આગાહ કરવી હતી!

તે ગરીબ બચ્ચું! તે ગરીબ બાળા! તે કેમ આ અણુઘટતી ને તિક્ષણુ તાણાજાણીનો શબ્દપ્રહાર પોતાની છાતીપર પથ્થર ઉપાડીને સહન કરતી હતી તે એકલા તેના ખોદાનેજ રોશન હતું! તેણીએ એક વાર ફરીને પેલીજ મુંગી કાકલુદીમાં તે જવાન મારકવીસ તરફ પોતાની તારા જેવી તેજ ચશ્મો ઉંચકી, કે જે પછીથી તરત પાછી નામુરાદ નીચે નમી ગઇ.

"તાહરે કાંઇ ઓછું શરમાવાનું નથી," તે માતાએ પોતાના બેઢંગ દીકરાને દબરાવાનું જારીજ રાખ્યું; "જરા ખ્યાલ તો કર—જો આએ વાત જાહેર થવા પામે કે એક નોકરડીએ તુંને પોતાના ફાંદામાં ફસાવવાનું કીધું, અને તેં બાયલા જેવાએ તે ચાલવા દીધું તો તાહરી અને અમારી કરોડોની ઇજ્જતની કેવી ધુળધાણી થઇ જાય ?"

"ના એટલાં સખ્ખત થાઓ, મમા; વગર જાણુવે સમજવે ના અમથો ઘોંટાલો કર્યા કરો!" તે હીચકારાએ વળી ફરી એક વાર જેમ તેમ કેહવાની હીંમત કરી.

"હું તાહરૂં મત કે તાહરા વિચારો માંગતીજ નથી, બરત્રાન્ડ," તે માતાએ કહયું; "જો લોકો ખરાબીઓ જાણતાં સાથે મારી કાંની ખરી ખંખારીને પોતાનું મત જે હોય તે જાહેર કરવા અને ખરાબીઓને ટુકડેથીજ ડાહમવાનું ડાહપણુ કરે તો હું ખાત્રીથી માનુંછ કે દુન્યા હમણાં જેટલી અધર્મી ને પાપી છે

તેની અરધીબી તે તેવી રહે નહીં!"–અને પછી તરત મીસ વીનટર તરફ ફરીને વધાર્યું, "હવે તું ચાલ, ચાલતી પકડ માહરા મેહેલમાંથી એકદમ! એક અરધા કલાકની મેહતલમાં તુંને માહરો મેહેલ છોડી જવો જોઇશે, અને સરટીફીકેટ મેલવવાની તો આશાજ રાખતી ના! માહરે મીસ ગ્રાહમને તાહરે વાસ્તે લખવું જોઇશે. હું અજબ થાઉંછ કે તે સહમજદાર બાંનુ કેમ તાહરા હાથપર થાપ ખાઇ ગયાં, અને તાહરા જેવી એક નાલાયકની મને એટલી સીફારીશ કરી શક્યાં! ધ્યાન કરજે કે તું જો સરટીફીકેટ માંગવાની જીદ કરશે તો હું જે ખરૂં છે તેજ માહરી તરફની સર્ટીફીકેટમાં લખશ, અને ઉમ્મરે પુગેલા દીકરાઓની માતાઓને તાહરા જેવી મીંઢી મસકલી નિર્લજનો કશોજ એતબાર નહીં કરવા ખાસ ભલામણ આપશ!"

તે ગરીબ છોકરી! તે મગરૂર ડચેસે તેને એક લપડાક ખેંચી કાઢી હોતે તો તે તેથીબી એટલી બધી ત્રાસ પામતે નહીં, કે જેવી ડચેસની આ દયાહીણ તાણાજાંણીથી તે રગેરગ દુખી થઇ અને કમકમી!

"તું ફકર ના કર," ઘણામાં ઘણું તે હીચકારો લૉર્ડ તે છોકરીને હીંમત અને ધીરજ આપવા એટલુંજ કહેવાની હીંમત કરી શક્યો! "આયંદા બધું સારૂંજ થશે"–અને તે પોતાનાં અકસર હીચકારાપણાંથી લજવાતો, ઘણો ફજેત, ફીકકો અને ખસ્યાણો થએલો નજરે આવતો હતો.

"શું સારૂં થશે રે?" ડચેસ તેને એમ બોલતો સાંભળીને વધારે મોટા ગુસ્સા વચ્ચે ફફડી ઉઠી; "તું શું કેહવા માંગેછ? એ શું નવી સર કશી તું કરવા નીકલ્યોછ? એ છોકરી પોતે કબુલ કરેછ કે ગઇ રાત્રે એ પોતાની રાજીખુશીથી તુંને મલવા તાહરા ઓરડામાં આવી ગઇ હતી, અને તે છતાં તું આયંદા બધું સારૂંજ થવાનો એને સધ્યારો આપે એટલે શું? હવે, મગર, આએ ફજેતવાડાનું સેવટ આવવું જોઇએ! મેં મને ગુસ્સાથી ઘેલીજ કરી નાખવાને વાસ્તે પુરતું સાંભલ્યુંછ, અને હવે આએ "સીન" માહરે વધુ લંબાવવો નથી. તું તાહરે હવે જા તાહરા ઓરડામાં, બરત્રાન્ડ. આએ દુકતીને માહરે હવે અહીંથી રૂખસદ કરી દેવાની છે, અને આએ જીંદગીમાં હવે એ ફરીથી કોઇ દહાડે તાહરા રસ્તામાં આવવાની કે તાહરી નજરે પાછી પડવાની નથી!"

"કોઇ દહાડે નહી!" નાઓમી વીનટરે પડઘા કીધો, અને આ તે જરાબી ખંચાયા વગર અજબજેવી હીંમત અને ઠરાવ સાથે જે ખુલ્લા અવાજે બોલી તેથી તે ડચેસ, પોતાના આટલા મોટા ગુસ્સા છતાં, તે ગુસ્સા વચ્ચે પણ અજબ થયા વના રહી શકી નહી!

પેલો તો તેણીના એ શબ્દો સાંભળીને હરણ ફાળ થયલો વધારે શરમાયો અને વધારેજ અકડવકડ કરતો થયો, પણ એ બોલો સાંભળીને તે કાંઇ ખાસ કરીને બીધેલો લાગ્યો નહીં. તેણે જાણે કોઇ ચોક્કસ રીતે કામ લેવાનો મનથી ઠરાવ કરી રાખ્યા હોય એમ તેના ચેહરા પરથી લાગતું હતું, અને આએ જીંદગીમાં કોઇ દહાડે તેને પાછી નહીંજ મલવાનું ઠરાવની અદાઓએ નાઓમી વીનટર બોલી ત્યારે તેણીની નિર્દોષ આંખ્યોમાંથી બાહેર પડતા ગુસ્સાના જવાલાથી તે જાણે બેશક જળી ગયો!

"કાંય તું જતો નથી, છોકરા? મેં હુકમ કીધો તે સાંભળ્યો કેની? હવે તાહરૂં મને અહીં કાંઇ કામ નથી," તે માતાએ બીજી મરતબા ગુસ્સાના નેણ જમાવી કહ્યું, અને ત્યારે ફફડેલી અને એકદમ અધીરી પડેલી અદાઓથી તે જવાન તે ઓરડો છોડી ગયો, જ્યારે ગુસ્સાના એક ધડાકા સાથે જતાં જતાં બારણું પોતાની પછવાડે અફાળીને બંધ કરતો ગયો.

"તાહરી તકસીર ખરેખર ઘણી ગંભીર છે, નાઓમી વીનટર," તે ત્યાંથી જતો રહેવા પછી ડચેસે હવે વળી થોડીક નરમ થતાં કહ્યું, "અને હું તુંને કશીબી મદદ કર્યાં વગર હડધુત સાથે માહરા મેહેલમાંથી હાંકી કાઢું તે ખરેખર ઘણું વાજબી થાય. પણ માહરે ત્યાંની સર્ટીફીકેટ વગર હવે પછી તુંને કોઇ નોકરી આપવાનું નથી તે વાતનો મને દયાને ખાતર ખ્યાલ કરવો પડેછ, અને તાહરી વધતી ખરાબી નહીં થવા દેવાની મતલબથી હું તુંને એક વરસનો પગાર બક્ષીસ તરીકે આપીનેજ મોકલુંછ." અને, એમ કહેતાં, તે ઉમરાવજાદીએ પોતાની ડેસ્ક ઉઘાડી નોટોનો એક ચોડો તેના એક ખાણાંમાંથી ખેંચી કાઢયો, કે જ્યારે નાઓમી વીનટરે પેલીજ તોરવંતી મજબુતીથી માથું ઉપર ખેંચીને કહ્યું, "મને એ તમારી મદદની જરૂર નથી, યૉર ગ્રેસ, અને તે કબુલ રાખવા હું ના પાડુંછ!"

"એ બલા લેતી, નહી તો!" ડચેસે તેણીનો તોર જોતાં હદ વગરના વધારે ફફડાટથી તે બેંક નોટસનો તે ચોડો પાછો ખાણામાં ઠેસવી દેતાં, અને અફાળઝીકના અવાજ સાથે ખાણું ધપ દઇને પાછું બંધ કરી લેતાં કહ્યું. તે પછી તેણીએ પોતાની પાસેની ટેબલપરની પેલી રૂપેરી મોઢી પર પાછો અવાજ કર્યો, અને ફુટમૅન આવ્યો તેની પાસે પેલી ફ્રેન્ચ દાસી સીડોનીને પાછી પોતાની હજુરમાં બોલાવી મંગાવી, કે જે પોતાની મુદઇને જે ફટકો તે લગાવી શકી હતી તે પુરતો કાર્યસાધક પુરવાર થયલો હોવો જોઇએ એવી આશા અને ગણત્રી સાથે મલકાતી અંદર આવી. તેના હોઠોપર વેરભાવની ફત્તેહને લગતો એક કીનાબાજ મલકાત સ્પષ્ટ જોવાતો હતો.

"સીડોની," તે અંદર આવી એટલે ડચેસે ઘણા તોરથી કહ્યું,

ખાએ મીસ વીનટરનો તું કબજો લે! એવણુને એક મિનીટ બી વીહીલાં ના મુકતી. એવણુને મેં અરધા કલાકમાં તૈયાર થઇને આએ માહરો મેહેલ છોડી જવાનો હુકમ આપેલો છે. તું એવણુને તૈયાર થવામાં હાથ લાગજે, અને ટટ્ટુની ગાડી જોડાવી મંગાવી એવણુને સ્ટેશન પર મુકવા બી જજે. એવણુ જ્યાં જવા માંગે ત્યાંની ટીકીટ બી તુંજ પોતે કરાવી આપજે, અને ટ્રેન ઉપડવા પછીજ તું એવણુનો પીછો મુકજે. ખબરદાર, માહરા એ હુકમો બજાવવામાં એક તલ માત્ર ફેર પડવો કે ગફલત થવી નહીં જોઇશે. જો એક સેકંડ બી તું એવણુ પરથી તાહરી નજર હઠાવશે કે એવણુને વીહીલાં મુકશે, તો હું તુને માફ નહીં કરશ."

"માહરી પર વિશ્વાસ રાખો, યૉર ગ્રેસ" સીડોનીએ સખ્ત તાબેદારીના દેખાવથી કહ્યું; "હું એ તમો નામદારના હુકમો બજા લાવવામાં જરા બી કસર થવા દેવશ નહીં."

તેને તો એજ જોઇતું હતું! એ તો દર્દીને જોઇતુંજ વૈદે ફરમાવ્યું હતું! તે લુચ્છી ફ્રેન્ચ છોકરી પોતાની આ હરીફનો મેહેલમાંથી પગ કાઢવાને આર્જુવારજ હતી. તેના પોતાના અરમાન અને લોભ મોટા હતા. તેને એમજ લાગ્યા કરતું હતું કે આ ચુચકલી ચેહરાની "બેબી ગર્લ" જો મેહેલમાંથી કાલું કરી જાય તો લૉર્ડ સેંટ આલબન તેણીની પોતાની ખુબસુરતીથી અંજાયા વગર રહેજ નહીં!!

"ગુડ બાય, નાઓમી વીનટર," ડચૅસે તે પછી કહયું "હવે જાઓ. ખુદા તમોને હજી બી સારૂં સુઝાડે, અને તમે તમારી પાક ઇજ્જતની સંભાળ કરતાં શીખો!"—અને તે સુંદર છોકરી તે તુમાખી ડચૅસના ચેહરા પર હવે એક બી નજર ફેંકવાની દરકાર કીધા વગર, કે જરા બી તેણીને નમ્યા વગર પુરતા તોર ને ટેકથી સીડોનીની બાંહેધરી હેઠલ તે દમામદાર ઓરડામાંથી બાહેર પડી, જ્યારે તેઓના જવા પછી ડચૅસ ઘણા થાક, દુઃખ અને કંટાલાની અદાઓ સાથે પોતાની આર્મચૅરમાં લાંબી થઇ પડી.

'ઓ, કેવું દુઃખ! કેવો સંતાપ! કેવી મોટી નામોશી!' તે એકલી એકલી પટપટી; 'માહરો ઉમરાવ બેટો, માહરો હીરાને ઓળેનો દીકરો, અને તે એટલો સુધ્ધ ફુટેલો કેમ થઇ શકયો હોશે?'

અફસોસ, કે જે નિર્દોષ નાહાની બાળાને તેણીએ વગર દયાએ અને અકસર નાતરસપણે, ઘાતકી ગેરઇનસાફ વચ્ચે, પોતાનાં છાપડાં હેઠળથી હાંકી મેલી હતી તેણીના રવડાટનો તો તેણીને કશોજ ખ્યાલ કે અંદેસો થતો હતો નહી! તેને એ જે બધું થયું હતું તે કાયદાસરનું અને ખુદા વાજબીજ લાગતું હતું! તે એક નીરાશ્રીત બચ્ચું, માબાપનાં મરવાથી

કોઇની પણ ઓથ વગર રવડી પડેલું, પોતે મેલવેલી થોડી ઘણી કેળવણીના આધારે અત્રે ઇજ્જતથી રોટલી રળી ખાવા આવ્યું, અને તે એમ રવડી જવાથી તે બીચારીનું હવે પછી શું થશે તે માટે તે તુમાખી ડચેસને દુખનો એક પણ ચમટો તુટયો નહી! ગરીબો તો જાણે હાડમાર થવા અને હીણાવા અકૂળાવાજ જન્મ પામતાં હોય, અને તે તદન ખરૂં અને ધટારત થતું હોય એમ તેને લાગ્યું!!

એ પછી જરાવારે વળી તેણીના બુડવૉરનું બારણું ઉંઘડયું, અને ડયુક અંદર આવ્યો. તેનું નામ હરબર્ટ હતું, અને ડયુક ઓફ કાસલમેનને નામે પોતાના પૈસા અને પેહલી પંકતીની પદવીને લીધે તે આખાં ઇંગ્લાંડમાં ઘણો મશહુર હતો. તે વરસ સાઠેકની ઉમ્મરનો આસામી હતો, અને પતલો, સીધ્ધો અને દમામદાર હતો. તે જુવાંનીમાં ઘણો ખુબસુરત હોવો જોઇએ, કેમકે હાલમાં પણ તેના ચેહરાની ચમક અને તેજ ઘડીભર જોવા ગમે તેવાંજ હતાં.

"તેં મને બોલાવ્યોતો, ઍડીલા?" તેણે અંદર આવતાં સાથે પોતાની પરણેતરને સવાલ કર્યો;—પણ ડચેસ ઘણી પાહવરડી અને પકકી હતી. તેણે બરત્રાન્ડને બોલાવવા મોકલવા આગમચ પોતાના ધણીને આપણે જાણેછ તેમ, મત કરવા બોલાવ્યો હતો ખરો, પણ હવે તેની ગરજ નહીં હોવાથી ઉપર ઉપરથી થોડું કહી–થોડું નહીં કહીને તેને ઉડાવી દેવાનુંજ તેણીએ કર્યું.

"હા, મેં તમોને તેડાવ્યા હતા, હરબટે," તેણીએ કહયું, "પણ તે એટલુંજ કેહવા કે પેલી નાઓમી વીનટરને મેં રૂખસદ કરેલી છે."

"રજા આપી?"

"હા."

ડયુકે, મગર, કાંઇ રકઝીક કે કશાજ ટીકકા કરયા નહીં. તે જાણુતો હતો કે આ તેની તામસી પરણેતર સાથે તેણે કોઇબી વાતમાં તકરાર કરવી બેકાર અને ફુઝુલ હતું, અને નહીં બોલ્યાના નવ ગુણ જાણીને તેણે એમ પણ પુછવાની દરકાર કરી નહીં કે કાંય? તે આગલ થોડીક ટેસપીસ કરતો હતો ખરો; પરણી આવ્યા પછી થોડુંક સુધી તેણે પોતાનો રોબ બતાવ્યા કીધો, અને ડચેસ જો કોઇ પુરાણા નોકરને રૂખસદ કરે કે કોઇ જુન્નાં ભાડુતને ખાલી કરાવે ત્યારે તે ગેરઇન્સાફ સાંમે માથું ઉંચકવા જેવી તે થોડીક ગડબડ કરતો હતો, પણ પછી તેણે જલદીજ જોયું અને તે જલદીજ શીખ્યો કે એ બધું બેફાયદા હતું. તેની ભેજાંફાટેલ બૈરી આગલ તેનું કાંઇ ચાલી શકે એવું તેણે નહીં જોયું, અને ત્યારે જલદીજ તે

બીચારો મુગ થતો ચાલ્યો, અને હવે તો તેણે વચમાં કાંઇ પણ બોલવાનું ઘણાંક વરસોથી છોડીજ દીધું હતું!

તેને આ નાહની ગવરનેસ ખરેખર ઘણી ગમતી હતી. તેનાં મતથી તે ખરેખર ઘણી કેળવાયલી, ભલી, નમાની અને ઇજ્જતદાર હતી, અને તેઓને ડચેસે રૂખસદ કરી દીધી ને તેને ઘણું અજબ કરનારૂં લાગ્યું ખરૂં; પણ તે બીચારો વળી વચમાં બોલીને કયાં ઉભો રહે? તેણે જોયું કે સબસે બડી ચુપ!

"અને નાધલી નૅલનાં એજ્યુકેશનનું ત્યારે શું થશે?" તેણે તોપણ ફીકર જાહેર કરી.

"તેને સ્કુલમાં મોકલશું," ડચેસે માથું ફફડાવીને ચુકાદો આપ્યો. "બીજાંનાં બચ્ચાં સ્કુલમાં શીખેછ કેની? કોઇ સારી જેવી સ્કુલમાં મોટું લવાજમ ભરીને મોકલી આપશું. તેજ બેહતર થશે. એ બચ્ચાંઓને સમાલવા કરતાં તેઓની જવાંન ગવરનેસીસને સમાલવાનું વધારે મુશ્કીલ અને જોખમભરેલું થઇ પડેછ! જરા તમે ખબર લેજો. તમે "મૅન્સફીલ્ડ હૉલ"માં જાઓ તો લેડી ગ્રેગરીને પુછતા આવજો. તે કેહતી હતી કે ટૉર્કવૉરીવાલી બોર્ડીંગ સ્કુલ ઘણી મજેહની છે, અને ત્યાં મોટે મોટે ઘેરની છોકરીઓ ઘણું સારૂં એજ્યુકેશન લે છે. એની દીકરી બી તેજ સ્કુલમાં જતી કહેવાયછ, અને તેમ હોય તો આપણે નૅલનેબી ત્યાંજ મુકશું."

"જેવી તાહરી મરજી, એડીલા," તે ગરીબ ગાય ભરથારે એક ગરીબ બોકરાંના જેવી નમ્ર તાબેદારી ને નાખતીથી કહ્યું.

એ લેડી નૅલ, અમોએ ઉપર કહ્યું તેમ, ડચેસની બેહનની દીકરી થતી હતી, કે જેનાં માયબાપ નાહની ઉમ્મરે મરી જવાથી ડચેસ તેની માતા થઇ હતી, અને તે બચ્ચાંને જોઇતી સંભાળથી તે પોતાને આશરે ઉધારતી અને કેળવતી હતી.

પેલા હાથપર, લૉર્ડ સેંટ આલબન તેની માતાના બુડવારમાંથી નીકળ્યો ત્યારે તેની છાતી એવા ગુસ્સાથી ઉકલતી હતી કે ગુસ્સામાં ને ગુસ્સામાં તે પોતેજ જાણે પોતાનું માથું કરડીને ખાઇ જાએ! તેને હવે આટલું મોડું થવા પછી પોતાનાં હીચકારાંપણાંપર બેહદ શરમ આવતી હતી, અને તે પોતાની ઉપર લખ્ખો લ્યાનત મલામત વરસાવતો થયો હતો.

'માહરા ખુદા, હું કેમ એટલો હીચકારો હેમંક ગધેડો થઇ શકયો!'—તે બાહેરની ચાલમાં એકલો એકલો ફેરા લેતાં દાંત પીસીપીસીને પોતાના જીવ સાથ બબાળતો હતો. 'એણે માહરે વાસ્તે ધાર્યુંજ શું હોશે? સખ્ત હયરત, હું માહરી માતાના ગુસ્સાથી આએ ઉમ્મરે એટલો બચ્ચાંની માફક બીહી અને દબી શાનો ગયો હોવશ? માહરી ખાત્રી છે કે મમાએ

સીડૉનીને તેડાવીછ ત્યારે તો એનો હવાલો તે વંત્રીને સોંપવાનાજ, ને એ બીચારી ટ્રેનમાં રવાના થશે ત્યાં સુધી તે શેહતાન એનો પીછો મુકવાની નથી! મને લાગેછ કે તેણેજ આએ બધો ઘણુ બગાડેલો છે, પણ માહરે એને મલવું તો જોઇએ. થવાનું હોય તે થાય, પણ ઘડીઆપકોબી હું એને જો મલશ નહીં અને વાત કરી લેવશ નહીં તો નખ્ખોદ વળી જશે!'–અને થોડોક દરયાફ્ત કરીને તે લેડી નૅલવાલા જે વીંગમાં ઓરડા આવેલા હતા તે તરફ ગયો. ત્યાં આગલી બાજુના ઓરડામાં લેડી નૅલ, કે જે વરસ આંઠેકની નાહની છોકરી હતી તે પોતાની એક મોટાં કદની ડૉલને કાંઇ કપડાં પેહડાવવાનાં ધકેલા પછાડામાં પડેલી એકલીજ હતી. અને તેણીએ લૉર્ડ સેંટ આલબન તેના ઓરડામાં દાખલ થયો એટલે પોતાની રમત્યાલ આંખો ઉંચકીને તેના ચેહરામાં જોયું

"મને આજે તો રમવાની છુટ્ટી મલેલી છે, આખો દહાડો રમવાની," તેણીએ ઘણી ખુશાલ તબ્યતથી કહયું. "મીસ વીનટર જતાં રેહવા નીકલ્યાંછ, અને તેથી આજે તો મને રમ્યાજ કરવાનું છે!"

"હા, પણ મીસ વીનટર જાયછ તે તુંને ગમેછ ખરૂં કે, નૅલ?"

"ગમતું તો નથી, પણ રમવાનું છે એટલે ગમશે," તે બાળકીએ બચ્ચાંનાં તોરનું કહયું.

"વારૂં ચાલ, હવે એ વાત હાલ તો જવા દે, નૅલી, અને માહરૂં એક કામ કર," તેણે તેણીને પટાવી લીધી. "જરા અંદર જાઇને મીસ વીનટરને કેહે કે અહીં આવીને મને ઉભાં ઉભાં મલી જાએ. માહરે કંઇ જરૂરનું કેહવાનું છે."

"ઓ હા, ખુશીથી," તેણીએ જવાબ કર્યો અને તે ખુશાલ પાછલા ઓરડાઓ તરફ દોડી ગઇ; પણ તે જરાજ વારમાં પાછી આવી, કે જેટલો વખત તે જવાંન મારકવીસ અધીરાઇમાં તપતો ત્યાં ઓટી હતો.

"સીડૉની ના કહેછ. સીડૉની ના કહેછ કે એવણુથી કાંઇ મલવ બલવા નહીં અવાશે, લૉર્ડ સેંટ આલબન," તેણીએ પાછી દોડી આવીને હાંફતાં હાંફતાં કહ્યું. "કેહેજે ડચૅસનો હુકમ નથી."

તે જવાંન થોડોક વખત વિચારમાં પડયો, અને પછી બીજો ખ્યાલ થતાં તેણે પોતાના ખીસામાંથી એક હીરાજડીત પેન્સીલ કાઢી, અને પોતાની પૉકેટબુકમાંથી એક પાનું ફાડી લઇને તે ઉપર ચર ચર બે લીટી તેણે ચીઠ્ઠી કાઢી.

"હવે ત્યારે આટલી મારી ચીઠ્ઠી તું મીસ વીનટરને હાથોહાથ આપી

આવશે, દીકરી?" તેણે તે પછી તે બરત્રાંને પાછું પટાવીને તે કાપલી પાસ કરતાં કહ્યું.

"હા, હું લઇ જાઉંછ તો ખરી, પણ હું નહીં ધારતી કે સીડોની ચીઠ્ઠી બી તેવણને આપવા દેશે!" તે ચતુર બાળાએ પોતાની તેજ બુદ્ધીથી ફકરમંદ કહ્યું.

"આપવા દેશે; તું હુસ્યારીથી પટાવીને જરા કેહજેની?" બરત્રાન્ડે માંગી લીધું,–અને પાછી લેડી નેલ અંદર દોડી, પણ જરાજ વારમાં તે કાપલી લઇને પાછી આવી.

"સીડોની ના કેહછ," તેણીએ પાછું કહ્યું; "તે કેહછ કે હવે જો પાછી આવશે તો હું ડચેસને કેહવડાવશ."

મારકવીસ બરત્રાન્ડે ગુસ્સાથી છેક લોહી નીકળ્યું ત્યાં સુધી હોઠ કરડયો.

"હું એ વંત્રીને જોઇ લેવશ!" તે પીસેલા હોઠ અને બીડેલા દાંત વચ્ચેથી મનસે બબડયો: અને લેડી નેલને પુછ્યું, "પણ તુંને માસ વીનટર મલ્યાં ખરાં કે?"

"હમણાં તો નહીં મલ્યાં, પણ હું પછી ગઇ હતી ત્યારે પોતાનો બૉક્ષ પૅક કરતાંતાં અને એટલું રડતાંતાં કે મનેબી મોટેથી રડી પડવાનું ઘણું મન થયું, લૉર્ડ સેંટ આલબન! બીચારાં એટલાં તો ફીકકાં થઇ ગયાંછ!"

"તૈયાર થયલાં છે કે?" તે મારકવીસે તેની છાતીમાં ઉભરાતું દુખનું એક ડચકું મુસ્કીલથી દાબી દઇને સવાલ કર્યો.

"હા, તદન્ તૈયાર છે; ટોપીબી પેહડેલી છે," નાહની નૅલે નીર્દોષ-તાથી જવાબ કર્યો.

હવે તે થોભ્યો નહીં. પેલી કાપલી નાહની નૅલના હાથમાંથી કાંઇક ઝનુન સાથે લઇને ટુકડેટુકડા કરી સગડીમાં ફેંકી દેતો તે સરબસર દીવાન્યત તોરનાં ઝનુન સાથે તે ઓરડામાંથી બાહેર પડયો, અને પાધરો પોતાના ઓરડામાં ગયો.

ત્યાં જઇને તેણે ઘંટ વગાડી પોતાનો અંગત ખીદમતગાર, જે ગૅસ્ટન નામનો એક ફ્રેન્ચમૅન હતો તેને બોલાવ્યો. તે ફ્રેન્ચમૅન વરસ ચાલીસેકની ઉમ્મરનો લુચ્ચો, પાકટ, દુરઅંદેશ અને હુસ્યાર હતો. લુચ્ચો હોયા વગર હુસ્યાર કેમ હોઇ શકે?

"ગૅસ્ટન," તે જવાન ઉમરાવે તે અંદર આવતાં સાથે તેને કહયું, "માહરું એક તાકીદનું કામ ઘણીજ સબરાઇથી તાહરે કરવાનું છે, અને તાહરી હંમેશની ચાલાકીથી તે જો બરાબર પાર ઉતારશે તો તેનું ઇનામ હું છુટા હાથે ઘણું મોટું આપશ. એક

મિનીટબી ખોહવાની નથી. મીસ વીનટર નોકરી છોડી જાયછ, અને તેવણુની પુઠે લૅન્સલાટ સ્ટેશનપર તું દોડી પુગ. ઘણી ચોકસાઇથી તેહકીક કરજે કે કયાં સ્ટેશનની એવણ ટીકીટ લેછ, અને તેજ સ્ટેશનની ટીકીટ લઇ તુંબી તેવણુની પુઠે તેજ ટ્રેનમાં જજે, અને એવણુ જે સ્ટેશનપર ઉતરે તે મુકાંમ જોઇ લઇને મને તાબડતોબ તાર આપજે, પણ એટલું ઘણું તપાસજે કે પેલી લુચ્છી વંત્રી સીડોની એવણુની સાથે રેહશે તે તુંને મુતલગ જોવા નહીં પામે. આએ અવેજ રાખ તાહરી સાથે બધા જોઇતા ખરચ સારૂ."—અને તેણે ગણત્રી વગર બૅંક નોટસનો એક ચોડો કાઢી આપતાં તેને સવાલ કર્યો, "તું ધારેછ કે માહરૂં એ અગતનું કામ તું બરાબર પાર ઉતારી શકશે?"

"માહરીપર વિશ્વાસ રાખો, માહરા લૉર્ડ, તે ખીદમતગાર ગૅસ્ટને પુરેપુરી હીંમત આપી; "તમારા હુકમની બજાવતમાં એક કગરસબી ફેર આવવાનો નથી. હું શીકારી કુત્રા જેવો છેઉં. ખરેખર તો માહરે ડીટેક-ટીવના ધંધામાં પડવું હતું!"—અને તે જરા હીંમત કરી હસ્યો.

"તાહેલાં છોડ, ને હવે દોડી પોંહોચ," લૉર્ડ સેંટ આલબને પોતાના જીવની અધીરાઇ વચ્ચે અરધા ખીજવાત સાથે કહયું, અને ગૅસ્ટન એ હુકમ મલતાં હવે કમાંનમાંથી છુટેલા તીરની સીતાબીથી જતો રહયો અને અલોપ થયો.

એજ બેહતર હતું; એથી બેહતર તે કમબખ્ત ઉમરાવ બીજું કરીજ શું શકે? તેને હાલ તો એપરજ સબર માનવાની હતી. તે જોઇ શકતો હતો કે તેની માતાએ કાચે પાયે કામ લીધુંજ નહી હતું, અને તે જરા બી મલવા કે વાત કરવા નહીં પાંમે વાસ્તે તેણીએ સીડોની જેવી એક શેહતાનની ચોકી તે ગરીબ છોકરીપર મેલી હતી!

તે હવે પોતે પોતાને ધીકકારતોજ થયો. તેનું હૃદય ચીસ પાડીને તેને "**હીચકારો**" પોકારતું હતું, અને તેણે જીંદગીમાં પહેલીવાર આજે જે હીચકારી વલાણ બતાવી હતી તે વાસ્તે તે પોતાને મુતલગ માફ કરી શકતો નહી હતો.

તેણે છેક આવું કાંટાનું કટેસર થઇ જવાનું તે વખતે ધાર્યું નહીં હતું. તેને એવો કોઇ ખ્યાલજ થઇ શકયો નહી હતો. તે બીહીતો હતો કે જે કેહેવા જોગ હતું તે કહેવાથી વધતી ખરાબીઓ થશે, અને તેથી તે પોતાની ગણત્રીઓ મુજબ પાછલથી કામ લેવાના એરાદાથી ખસુસ ચુપ થયો અને ખામોસ રહ્યો હતો. તે બેવકુફ પછીથી નાઓમી ત્યાંથી જતી રહે તે આગમચ તેને મલવા અને સઘળું સંતોષકારક હદ સુધી

સમર્થન કરી નાખવા વાસ્તે ખાત્રીપુર્વક હતો, જ્યારે પાછલથી બાજી આ મુજબ નહીં ધારેલી ફેરવાઇ ગઇ ને તેની ગણત્રીઓ ઉંધી વળી ગઇ એટલે, હવે તે હીણનસીબ સંજોગમાં, પોતાનાં તે વખતનાં શરમભરેલાં હીચકારાંપણાં વાસ્તે તે પોતાને મુતલગ માફ કરી શકતો નહી હતો!

તેણે ઘણું ખમ્યું. નાઓમી વીનટરનાં જવા પછી તેને તેણીની જુદાઇના જે કારી ઘા વાગ્યા, અને પોતાની હીચકારી વલાણુ માટે તે જે પશેમાન થયો તે સઘળું દુખ એટલું મોટું અને અસહ્ય થઇ પડયું કે તે ફકત ચોવીસ કલાકમાં જુવાંની ગુમાવીને જાંણે ઘરડો થઇ ગયો!

પેલા હાર્થપર, ગૅસ્ટને, તેને હુકમ કરી મેલવામાં આવ્યો હતો તે મુજબ સખ્ત તાબેદારી અને તારીફ લાયક હુશીયારીથીજ સઘળું કામ લીધું, અને, પરીણામમાં, લૉર્ડ સેન્ટ આલબનને લંડનથી કરેલો એક તાર મળ્યો. તે તેનીજ તરફનો હતો—જોકે તેમાં તેણે પોતાનું નામ નહીં દર્શાવવા જોગી સંભાલ લીધી હતી. તેમાં ફકત એટલુંજ લખેલુ હતું કે, 'તે આસામીએ લંડન આવીને 'માઇકસ હૉટેલ'માં ઉતારો લીધેલો છે, અને માહરૂં કામ ખતમ થયલું હોવાથી હું પાછો આવવા ઉપડયો છું.'

એટલુંજ બસ હતું. હવે તે જવાંન લૉર્ડ થોભેજ શાંનો? તે તરત પોતાના બાપ આગળ ગયો.

"હું થોડા દહાડા બાહેરગામ જાઉંછ, પપા," તેણે કહયું; "મને હમણાંજ એક ફ્રેન્ડ તરફથી તાર આવ્યોછ, જે તાકીદથી કંપની સારૂ પોતાની સાથે થોડા દહાડા ગુજારવા મને બોલાવેછ."

"મેં હમણાં તારવાલાને એક તાર લાવતો બારીએથી જોયો ખરો," તે બાપે કહયું; "તે શું ત્હારે નામનો હતો?"

"હા, પપા ડીયર," બરત્રાન્ડે જવાબ કરયો, "અને હું અગ્યારનીજ ત્રેન પકડવા માગુંછ. એટલા વાસ્તે મંમા આવે ત્યારે તેવણુને માહરો પ્યાર કહેજો. તેવણ લેડી ગ્રૅગરીને મલવા ગયલાં છે, અને પાછાં આવે ત્યાં સુધી હું ખોટી થઇ શકવાનો નથી!"

"ઑલ રાઇટ, સીધારો, ફત્તેહ કરો!" તે હંમેશના હેતવંતા ને નરમાસ ભર્યા બાપે ઘણી માયાથી કહયું,—અને ડચૅસ ઘર આવે તે આગમચ બરત્રાન્ડ ત્યાંથી તીરી ગયો.

ડયુકે તે પછીથી ડચૅસ મેહલમાં પાછી ફરી ત્યારે તે બેટાનો તે માતા જોગો પેગાંમ તેણીને કહયો, અને તે થોડીક અજબ થઇ.

"એને કીયા દોસ્તે એટલી બધી તાકીદથી બોલાવી મંગાવ્યો?" તેણીએ સ્હેજ સવાલ કર્યો,—અને ડયુક ગભરાયો! કીયા દોસ્તે બોલાવ્યો

હતો, અને કોણનો તાર આવ્યો હતો તે તો તે ભોળો ભલો પોતાના દીકરાને પુછવાનુંજ ભુલી ગયો હતો; પણ તે ભુલી ગયો હતો એમ કહીને ક્યાં ઉભો રહે? તે ગુસ્સાબાજ અને તોરવંતી ડચૅસ તો તેની એ નહીં માફ કરી શકાય એવી બેદાદી ને ગફલત સારૂ તેને જીવતો ફાડીજ ખાય! તેણે, તેથી, સેહેતાન ડાબો કીધો, અને જે મોઢાંપર આવ્યું તે એક તેના દોસ્તનું નામ ચોકી દીધું, જ્યારે ડચૅસ તેથી સંતોશ પામી. તેને એ ઘણું ગમ્યું. તેના દીકરાને પેલી ખુબસુરત બલાએ ઘેલો કરી મુક્યો હતો, વાસ્તે તેણીના ફંદાની વાત તે ભુલી જાય તે સારૂ આ જે થયું હતું તે ઘણું ખર વખતનું અને ચાહવા જોગજ બન્યું હતું એમ માની લઇ તે મનથી ઘણી રાજી થઇ.

તેણીને એવો ખ્યાલ તો કોઇ થયોજ નહીં કે તે મીસ વીનટરની પુઠે દોડી પોહોંચ્યો હોય! તે પોતે ઘણી ઇજ્જતદાર, શુધ્ધી, સાચી અને સ્વમાનમાં ઘણું માનવાવાલી હતી, એટલે પોતાનાં ફરજંદને વાસ્તે એવું નબોજું માનવાનો કોઇ ખ્યાલજ તે કરી શકી નહી.

પેલા હાથ પર લૉર્ડ સેન્ટ આલબન દોડ્યો—ઉડ્યો! અગ્નીરથ અને ઘોડાગાડીનાં વાહાંણ તેને જેટલી ત્વરાથી લઇ જઇ શકે તેટલી ઉતાવલે તે ધસ્યો ગયો, અને લંડનમાં મી૦ માઇકનું હોટેલ, કે જે એક ત્રીજા દરજ-જાનું ઉતારાખાનું હતું, તે એમ છતાં પુરતું જાણીતું હોવાથી તેને તેની ભાલ મેળવવાનું કશુંજ મુશકેલ થયું નહી. પરીણામમાં, તે એક જોડીની ફેટનમાં ત્યાં ધસ્યો ગયો, અને તે ગરીબ હોટેલવાલો એવા એક દમામદાર ઉમરાવ જેવા રોબના જવાંનને પોતાનાં ઉતરતા પ્રકારનાં હોટેલમાં એ મુજબ આવી લાગેલો જોઇ મનથી ઘણો અજબ થયો.

"કોઇ મીસ વીનટર નામનાં જવાંન બાનુ અંહી ઉતરેલાં છે?" તેણે ચાલતીજ ગાડીએ ગાડીમાંથી નખાવી દઇને વરંડા પર ધસી જતાં સાથે તે અજબ થતા માલેકને સવાલ કર્યો.

"નહીં, સાહેબ. અહીં કોઇ બાઇઓ આવતાં ને ઉતરતાં નથી. એ તો ઘણું ખરૂં નાધલા પાયાપર બીઝનેસ કરવાવાલા વરવેપારીઓનીજ સગ-વડનું એક ઉતારાખાનું છે," તે માલેકે ઘણી નમનતાઇથી જવાબ કર્યો.

"ઓ, કેમ બને?" તે નઓજવાન મારકવીસે અરધા ગુસ્સાથી પુકાર્યું; "મને એક તાર મલ્યો તે મુજબ ગઇ કાલે હું કહુંછ તે નામનાં એક બાઇ અત્રે ખચ્ચીત ઉતરેલાં હતાં."

હવે તે હોટૅલવાલાની બૈરી બાહેર આ વાતચીત થતી સાંભળીને તરત વચ્ચે પુરાતી ત્યાં દોડી આવી.

"હા હા, એક બાઇ ગઇ કાલે અત્રે આવેલાં ને ઉતરેલાં ખરાં; એવ- ણુને ખબર નથી."—અને તેણીએ, એમ કેહતાં, પોતાના ખાવંદને બતાવ્યો.

"પણુ તેવણુ હાલમાંબી અહીંજ છે કેની?" લગભગ બંધાઇ જતા દમે લૉર્ડ સેન્ટ આલબને આતુરતાભર્યો સવાલ કર્યો.

"નહીં, સાહેબ; તેવીણુ તો આજે ઉઠતાં સાથે બડી ફજરજર અમારૂં બીલ ચુકવીને ચાલી ગયાં."

"કયાં ગયાં?"—અને એ સવાલ કરતાં તે નાહના ઉમરાવનો અવાજ દીસ્તી રીતે ધ્રુજયો!

"તે અમે કેમ જાણ્યે અને અમે કેમ કહી શકયે, સાહેબ? તેવણે કાંઇ અમોને કહ્યું નહીં," તે અબલાએ દીલ જખમાવી નાખનારો જવાબ કર્યો; "ખરેખર તો તેવણુ કયાંથી આવ્યાં અને કોણુ હતાં તે વટીક અમો જાણુતાં નથી. અમોને કંઇ પોતાનું નામ નીશાંન વટીક આપ્યુંજ નથી."

"ગાડીમાં ગયાં?" પેલાએ વળી પાછો આતુરતાભર્યો સવાલ કર્યો.

"નહીંજી, ચાલીજ ગયાં." તેને જવાબ મલ્યો. "તેવણુની પાસે અસબાબ કાંઇ હતોજ નહીં, અને પોતે ખાલી હાથે આવ્યાં હતાં તેમજ ખાલી હાથે પાછાં ગયાં."

હવે તે લૉર્ડ ત્યાં જાસ્તી થોભ્યો નહીં. આટલીજ તેહેકીક તેનું નામુરાદ દીલ વધુ નાસબર કરી મેલવા પુરતી હતી! એમ છતાં, એક તેને નવી ઉમેદ આવી, તે અસબાબ વગર અત્રે આવી હતી ત્યારે તો લંડન બ્રીજ સ્ટેશન પર આવીને ઉતરી હશે તેવી લગેજ ઑફીસમાં પોતાનો સામાન ઉતરાવીને અહીં આરામ કરવા આવી ગએલી હોવી જોઇએ. હવે, તેથી, તે મારતે ઘોડે પાછો લંડન બ્રીજ સ્ટેશન પર હંકારી ગયો. તેણે કોચમેનને એકના ચાર આપવા કહયા, એટલે તેણે દીવાનાં ઝનુનથી ઘોડા છોડી મુકયા હતા.

અને તેની અટકલ ખરીજ પુરવાર થઇ. પણુ અહીયાં બી નાસીપાસીજ હતી! તેની તેહેકીકનાં જવાબમાં તેને કહેવામાં આવ્યું કે મીસ વીનટર નામની એક જવાંન બાનું ટ્રેનમાં આવ્યા પછી લગેજ ઑફીસમાં પોતાનો અસબાબ મુકાવી ટીકીટ લઇ ગઇ હતી, અને આજે સહવારે આવી, પૈસા ભરીને, અસબાબ ઉંચકાવી ગઇ હતી. તે એ પછી કયાં ગઇ તે બાબે તે લગેજ કલાર્ક કશુંજ જાણુતો નહીં હતો, અને કાંઇજ કહી શકયો નહીં.

તેણે પોરટરોથી તેહેકીક કરી, અને તે રેલ્વે સ્ટેશનના અધીકારીઓ તેનો ગભરાયલો અને લેવાયલો લુટાયલો હાલ જોઇ તથા રૂબાબ પરથી તેને કોઇ ઉમરાવજાદોજ પીછાણી તેને કદરદાંનીથી મદદ કરવા ઘણા ઉલટ પુલટ

થયા; પણ હજારો આવે અને હજારો જાય તેવાં એક મોટાં સ્ટેશન પરથી તેને પત્તો મલીજ કેમ શકે? તેણે બધા પોરટરો અને સ્ટેશન બાહેર ઉભી રહેતી ભાડુતી ગાડીઓના ગાડીવાનોનાં એક લશકરને હારબંધ ઉભા કરીને પોતાની તેહકીકો ચલાવી. તેણે જાહેર કરયું હતું કે મોહોત જીવતનો સવાલ હતો, અને જે કોઇ તે છોકરીનો પત્તો મેલવી આપે તેને તે છુટટે હાથે નાણું આપીને નેહાલ કરશે! તે કશીજ વાતે ઓશકાયો કે ખંચાયો નહીં—તે કે જે તેની માતા સમક્ષ બાયલો અને હીચકારો પુરવાર થયો હતો, અને ખરી હકીકત હોઠ ઉંબાડોને બોલી શકયો નહીં હતો! તે હાલમાં તેનાં તમામ વર્તણુ, અદા અને તેહેકીકમાં એક ખરો મર્દાનો નરેશેર જેવોજ જોવાતો હતો!!

પણ અફસોસ કે પત્તો કાંઇજ મલ્યો નહીં, અને તે ખીન્ન ખીન્ન દુ:ખી થયો. ઘણામાં ઘણું એટલુંજ નકકી કરી લઇ શકાયું કે એક પોરટરના કહેવા મુજબ ટ્રેન આવવાને ટાઇમેં એક બાઇ, તે ગ્રહસ્થ બયાંન કરતો હતો તેવા ચેહરાની અને તેવા પોશાકની, થોડાક અસબાબ સાથે પ્લેટ ફોર્મ પર ગાડીની વાટ જોતી ઉભેલી તેના જોવામાં આવી હતી ખરી, અને તે ઉપરથી એટલું અનુમાન કરી લઇ શકાતું હતું કે તે ત્રેનમાંજ કેંથે ગયલી હોવી જોઇએ; પણ તે કયાં ગઇ તે કોઇજ જાણતું હતું નહીં, અને કોઇજ બતાવી શકયું નહીં. એમ તો બુકીંગ ઑફીસમાંથી ટીકીટ આપનારાઓને પણ પકડાવી મંગાવવામાં આવ્યા, જ્યારે તેઓ પણ કશુંજ અજવાળું નાખી શકયા નહીં!

તે એમ થવાથી ગોયા દુ:ખથી ઘેલોજ થઇ ગયો તે ખરેખર ઘેલો નહીં થયો તે એક મોજેજો હતો. તેણે હવેંજ જોયું કે એક શરમભરેલાં હીચકારાંપણાંની થોડીક પલોએ તેને તેની જીંદગીથી ઉખેડી નાંખ્યો હતો! તે એક ભુલ તેની આખી જીંદગીની ભુલ કરી નાખનારી ભુલ પુરવાર થઇ હતી! તેની નાઓમી વીનટર જાંણે પાતાલનાં પેટાંમાં ગરક ગઇ અને અદ્રષ્ય થઇ હતી!!

તે "રૂડ કાસલ" પાછો ફરયો નહીં, અને તે મધુરી બાળાની શોધમાં થાય એ કરયા કરતો તેઓનું પોતાનું "રૂડ હાઉસ" નામનું જે ભવ્ય મકાંન લંડનમાં હતું ત્યાં પડી રહયો; અને તેની ડચૅસ માતા તે સાંભળીને રાજી થઇ. તેને એમજ લાગ્યું કે પેલી દુકતીને વાસ્તેનો ગમ ભુલવા, મોજશોખની મતલબથી, તે લંડનમાં થોભ્યો હતો, અને તેણીને એજ જોઇતું અને એજ ગમતું હતું! તે રૂડ કાસલનાં મેહેલમાં ઉતાવલે પાછો આવે, અને તેને અસ્વસ્થ કરનારી આગલી યાદો તેનાં મનમાં તરત પાછી

લાગી થાય તે થયલું જોવા તે ચાહતીજ ન હતી. તેણીએ, તે ઉપરથી, તેને તેનો જીવ ઠંડે અને તે ખુશાલ પાછો કાસલમેન ખાતે આવી શકે ત્યાં સુધી લંડનમાંજ રહેવાની ઘણાં હેત સાથે ભલામણ લખી વાલી, અને તે કાગળ વાંચતાં જવાંન લોર્ડ સેન્ટ આલબન એટલો ઉશ્કેરાયો ને એટલો ખીજવાયો કે તેણે તે કાગળ ડુચો કરી, દાંત પીસીને, બાજુમાં ભગભગ બળતી સઘડીને સ્વાધીન કરયું!

તે "સ્કૉટલેન્ડ યાર્ડ" (પોલીસનાં ડીટેકટીવ ખાતાં)માં ગયો, અને ત્યાંના વડાને મલીને એક સૌથી બાહોસ ડીટેકટીવને તેણે પોતાનો કેસ સોંપ્યો. નાઓમી વીનટર જોતાં સાથે ઓલખાઇ આવે એવું ઘણી બારીકી સાથે તેણે તેણીનું એક તુલેતોલ બ્યાંન લખાવ્યું, અને જે કોઇ એ માઠી મધુરીનો પત્તો મેલવી આપે તેને મોટાં ઉદાર ઇનામથી નવાજીને નેહાલ કરી નાખવાનું તેણે જાહેર કરયું; પણ તેથી જયાદા તે કરીજ શું શકે? તેનું હૃદય ચીસ પાડીને તેને પાછું ને પાછું કહેતું રહયું હતું કે નાઓમી વીનટરને હવે આ જીંદગીમાં તે કદી પાછો જોનાર નહીં હતો—તેની દુર્દૈવી માતા એ મકસદનું બોલી હતી ત્યારે તે સુંદરતાએ પોતાનાં જખમાયલાં દીલના હદ વગરની ખફગી વચ્ચે તેજ અપશુકન્યા શબ્દોનો પડઘો પુકારયો હતો—અને અફસોસ કે તેજ ખરૂં આવે એમ હવે નકકી સંભવતું હતું! તેનાં થોડીક મીનીટનાં હીચકારાપણાંએ તેના આખા સંસારનું સત્યાનાશ કાઢી નાખ્યું હતું!

તે નજદીક એક મહીને રૂડ કાસલનાં મહેલમાં પાછો ફરયો, અને તે વખતે તેનો હદ વગરનો દુખી બલકે ભખા ખાધેલો અવતાર બેઅવતાર જોઇને તેનાં ઉમરાવ માતપીતા હબતી ગયાં! ખાસ કરીને ડચૅસ.

"એ તેં તાહરા શું હાલ કરી નાખ્યા, માહરા દીકરા?" તે માતાએ પુશકલ ફફડાટે કહ્યું; "આખી રાત કંઇ થીએટરોમાં રખડયા કીધો હતો, અને ચાલુ ઉજાગરાઓથી દેહ કચડી નાખીનેજ ઘેર પાછો આયોછ કે શું?"—અને જવાબમાં તે જવાંને તે માતા તરફ એવું કાંઇ ગુસ્સામાં ઘુરકીને જોયું કે બધાને પોતાનાં ડોળાના દાબથી દબાવી દેનાર તે ઉમરાવજાદી પોતે, તેની જીંદગીમાં પહેલીજ વાર, તે દીકરાને જોઇને દેહેસ્ત ખાઇ ગઇ અને દબી ગઇ! તેણીએ ગભરાઇને હવે તરત વાતજ ફેરવી નાંખી!

તે પછીથી તે અફસોસનાં અતવત સાથે જોતી રહી કે તેના વહાલા બેટાની આખી જીંદગીજ બદલાઇ ગઇ હતી! તે આગલાનો હસતો, રમતીયાલ, મસ્તાનો, મશકેસ ઉલટમંદ બરનાન્ડ કયાં, અને આ હમણાંનો ગમખ્વાર,

ગુસ્સ, ચુપ જવાંન કયાં! તેની આંખમાંની હંમેશની ખુશાલીનું તેજજ જાણે સમી ગયું હતું, અને તેની જગ્યાએ સરબસર સીહા અંધકાર આંખ્યોમાં વ્યાપી રહેલો નજરે આવતો હતો.

તેણીએ, ગભરાઇને, તેને પાછો ખુશાલ અને ઉલટમંદ કરવા અનીખના તારા તોડયા, અને હદ વગરનો પરીશ્રમ કરયો. તેણે જે દોસ્તો–મરદો તેમજ ઓરતો તેને હંમેશ ઘણાં ગમતાં હતાં, અને જેઓ જોડે મસ્તીખોર ફીસમે તે હંમેશ ઘણો ભેલાતો સહેલાતો રેહતો હતો તેઓને ઓજરખ્વાહીભરેલી વિનંતી સાથે પોતાને ત્યાં મહેમાન નોતરયાં, ઉપરાસાપરી બૉલ્સ અને પારતીઓ કરી, પણ વ્યર્થ–સઘળું વ્યર્થ! તે જવાંન જીવતો કરતાં હવે મુવેલોજ વધારે લાગતો હતો.

પહેલાં તો ડર્ચેસ એમબી ઉમેદ કરી કે નાઓમી વીનટરનાં જવા પછીનું આ તરતનું અને તાજું હતું તેથી એમ થતું હતું, પણ જરા જુનું થશે અને વીસરાશે એટલે પાછું બધું અસલ રાહ પર આવી જશે. તે મા દીકરા વચ્ચે, અલબત, તે નાપસંદ વાત પાછી તાજી તો એક પણ વખત થઇજ નહીં હતી. નાઓમી હતી ત્યારેજ તે માતાની હજુરમાંથી રૂખસદ પામેલો જવાંન બરત્રાન્ડ, તે માતા સાથે એ વાતની થોડીક જીકકર કરીને તેણીના "બુડવૉર" માંથી બાહેર પડયો હતો તે પછીથી તે વાત એક પણ વખત તેઓ વચ્ચે તાજી થઇ હતીજ નહીં. એમ છતાં, તે છતી આંખે આંધળી થઇ શકીજ નહીં. લોકેલોક તેનો જીવ ખણી ખાવા લાગ્યાં કે 'દેખીતી રીતે તમારા દીકરાને કાંઇ છુપો ગમ છે, અથવા એનાં માથાં પર કાંઇ બોજ છે, અને તેથી તેના હાલ અવતાર પડતા જાએછ,' ત્યારે તે જીવથી ઘણી ગભરાવા લાગી. ગભરાવા લાગી, પણ પસ્તાવા નહીંજ! તે હજીબી પોતાનાં મનને સમજાવતી હતી કે તેણીએ નાઓમી વીનટરનાં સંબંધમાં જે કરયું હતું તે બધું બીલકુલ ખરૂં અને ખુદાવાજબી હતું, અને એક માતાના હકથી કરેલું તે તેના બેટાના હકમાં ખચ્ચીત કરીને ભલુંજ હતું. તે બેટો તે વાતનો ગમ કરતો અને તેની માહેતમપોશામાં જલદી દીલે નાખતો જતો પોતે દુખાયલી આંખોએ જોતી હતી ખરી, પણ તે છતાં તેણીએ એક માતા તરીકે જે કરયું હતું તે વાસ્તે—તે પોતાના જીવ સાથ તકરાર કરતી હતી કે—તે ખોટી કહેવાયજ કેમ કરીને?

* * *

ઇંગ્લાંડમાં બ્રાઇટન હવા ખાવા જવાની જગ્યા તરીકે એક ઘણું આહવાજોગ મથક છે, અને ત્યાં આખાં ઇંગ્લાંડમાં મશહુર થયલું "એંગ્લી કન કૉનવેન્ટ" નામનું પવીત્ર બંનેગણોનું એક મથ ઘણું ધ્યાન ખેંચી

રહેલું છે. એ જોગણશાળામાં ઘણીએક સારે સારે ઘેરની ખતાવાર ઇંગ્રેજ અબળાઓએ આસરો લઇને પોતાનું જીવન ખુદાઇ રાહોને સમર્પેલું કહેવાય છે, અને એ દુન્યા ત્યાગી પવીત્ર બાનું ઓવાલાં મથની સુધરેલા આચારવિચારવાલાં કોઇક હસી અને મજાક કરતાં, તો કોઇ વળી એવી જાતના સન્યાસમાં ઘણું માનવાવાળાં અને ખુદા તરફનો મોટો ભકિતભાવ ધરાવનારાં તેને પુજ્ય માનથી વખાણુતાં હતાં. તે મથ રૅવરન્ડ પીટર મૅકે નામનાં લોકોમાં ઘણું માન પામેલા એક પાદરીનું સ્થાપેલું હતું કે જેને વાસ્તે પણ લોકોનું મત વધતું ઓછું વેહેંચાયલું હતું. કેટલાંકો તેને એ મસે સસતી કીર્તિ ખાટવાના આક્ષેપથી હલકું બોલતાં, જયારે ઘણાંકો તેને ખુદાનેજ અર્પણ કરેલી એક ખરી નેકીભરી જીંદગીના સાધુ તરીકે વખાણુતાં. એમાં કોણ ખરૂં અને કોણ ખોટું તે વાતની જીકકરને આએ આપણી વારતા જાડે કશી નીસપત નથી, પણ આગળ વાંચવાથી એટલું તો હીંમતથી કહી શકાશે કે એ પાદરી એક ખરો દીન-દયાળ સાધુ પુરૂષજ હતો. એમ કહેવાતું હતું કે કોઇબી દુઃખી નિરાશ્રીત તેને બાર તેની મદદ સોહોધતું ગયલું તેના આશીશ કે મદદ વગર ખાલી હાથે પાછું કદી ફરેલું કોઇએ જાણ્યું નહીં હતું. ઘણીએક ખતાવાર છોક-રીઓને ગુનાહના ગારોમાંથી બચાવી લઇને આ જોગણશાળામાં તેણે દાખલ કરેલી અને શુધ્ધ તેમજ સદગુણી બનાવેલી હોવાની વાત ઘણી સુપ્રસિદ્ધ હતી.

તે પરણ્યોજ નહી હતો. નાજુક પંથનીઓનો તેને કશો મોહજ નહી હતો, અને તે છતાં, તેણે પોતાનું જીવન અબળાઓનાં ઉદગારનેજ અર્પણ કર્યું હતું. તેણે પરણવા સદા ના કહ્યું હતું તેના કારણમાં એજ તે કહેતો હતો કે જો હું પરણીને બચરવાળ થાઉં તો બૈરી અને બચ્ચાં છોકરાંની જંજાલમાંથી પરવાર પામીજ શકું નહીં, જ્યારે આય રીતે કામ લઇને તો તેટલોજ વખત હું ઘણીએક કમનસીબ છોકરીઓનાં ભલાં વાસ્તે ફાજલ કરી શકું!

એ સેન્ટ પીટર એક ઘણા મોટા વારસાનો ધણી થયલો હતો, અને તેણે પોતાનું તે બધું દ્રવ્ય એજ નેકકારીમાં કામે લગાડયું હતું. તેણે આ મોટી જોગણશાળાવાલું મકાન ઘણા મોટા ખરચે બંધાવ્યું હતું, અને તેના એક ભાગમાં તેની "રૅકટરી" (રહેવાની જગ્યા) હતી. તે હાલમાં તો જૈફ હતો, પણ જવાંનીની ખુબસુરતીની નીશાંનીઓ હજી તેના નેકીમાં ઝલકતા નુરમંદ મુખડામાં હાલ પણ જોઇ શકાતી હતી. તેનો અવાજ મીઠો, નમ્ર અને માયાળુ હતો—એક અવાજ કે જે ભાણુલેલાંઓનાં અંતર છેદી ભેદી નાંખી શકે, અને તેમની સુધ્ધ ઠેકાણે લાવી શકે! એ અવાજ

અને દીલ જીતી લેવાની તેની અદાઓની બરકતથીજ તે અત્યાર સુધીમાં ઘણાએક પુન્યશાળી કારજો કરી શક્યો હતો. તેના રહેવાનાં વીભાગમાં એક કુશાદે હૉલ હતો કે જે તેની "સ્ટડી, સીટીંગ રૂમ તેમજ તેની બંદગીનાં ઓરડા" તરીકે ઓલખાતો હતો, અને તેમાં વચમાંની બંદગી કરવાની ટેબલ પર એક મોટી બાઇબલ, દીવાલો પર પવીત્ર અને સાધુ સ્ત્રી પુરૂશોનાં પીક્ચરો, આગળના સેન્ટોનાં કાંસાંનાં પુટલાં, અને સાદું પણ સુઘડ અને મોંઘી કીંમતનું કેટલુંએક ફરનીચર હતું.

હવે એ રૅવરન્ડ પીટર મૅકે એક જુલાઇ માસની અસાધારણ ગરમ રાત્રે પોતાનાં સીટીંગ રૂમમાં એકલો બેઠેલો હતો. લાગલાગત દસ કલાકનાં થાકવી નાખનારાં કામકાજથી ફારેગ થયલો તે તરતનોજ ઘેર પાછો ફર્યો હતો. એ વખતે બ્રાઇટન ખાતે એક જાતની ઝેરી તાપનો ગલબો ફેલાયલો હતો, કે જેથી ગરીબ અને મુફલીસ વર્ગમાં ટપોટપ મરણ થતાં રહ્યાં હતાં, અને તે સંજોગમાં ઘરેઘર, દુખ અને દલીદ્રતા વચ્ચે, સધ્યારાઓ અને હીંમત આપતો તે ભલો પાદરી ખડે પગે ફરતો રહ્યો હતો. તે જરૂર હોય ત્યાં નાણાંની પણ છુટટે હાથે રકમો આપતો અને મદદો કરતો, અને ગરીબી અને ગંદકીની હવા પોતાનાં દમમાં લેતાં પોતે એજ ગલબાથી પટકાઇ પડવાનો તે ભલો આદમી લેશ માત્ર પણ ભય ધરાવતો નહીં.

તે એક માહ જંજાલી કામ હતું. માબાપોનો તવલાટ તેમજ બચ્ચાંઓનો વિલાપ એવું એવું તેને એ ઉપરાસાપરી મોહોતોને લીધે ઘણુ જોવાનું નસીબ થતું, અને તે છતાં તે એ જેહમતનાં કારજથી જરા પણ પાછો પડતો કે હઠતો નહીં હતો; અને એ પ્રમાણે જે દહાડે અમો એ પવિત્ર ધર્મગુરૂને અમારી આ નવી વારતાના સફાઓપર પેહેલવેહેલો રજુ કરયે છીએ તે દહાડે પણ, ઉપર કેહવામાં આવ્યું છે તેમ, લાગલાગત દસ કલાકની જેહેમતભરી રગડ કરીને ઘણો થાકેલો મોડી રાત્રે તે તુરતનોજ ઘર પાછો ફરેલો હતો.

તેણે હવે જમવાનું કઢાવ્યું હતું, અને તે જમવાને હાથ લંબાવવા જતો હતો, જેવામાં દરવાજાપરનો ઘંટ કોઇએ એકદમ ઘણાં જોરથી વગાડયો અને તે અશો આદમીએ તુરત હાથ ખાંચ્યો. દિવસે કે રાત્રે, ગમે એ કલાકે ને ગમે એ અવસરે, તેના દરવાજા પર આવેલાં કોઇબી મોહોતાજમંદને કોઇપણ કારણ સર પાછું નહીં ફેરવવાનો તેનો સખ્ત હુકમ અને ધારો હતો, અને તે મુજબ હાલમાં જોકે તે પોતે આટલો થાકેલો અને ભુખો પ્યાસો હતો તોપણ તે કોણ હતું અને

શું માંગવા આવ્યું હતું તે જાણવા સારૂ તે એકદમ જીજ્ઞાસુ થયો અને બોલ્યો. તેવામાં એક ખીદમતગાર અંદર આવ્યો.

"મને કોઇ મલવા માંગેછ ?" તેણે હંમેશની નરમાસથી તેને સવાલ કરયો.

"જી હા, મુરબ્બી સાહેબ; કોઇ બીચારી છોકરી છે, અને તમોને એકાંતમાં તરત મલવાની ઘણી કાકલુદી કરેછ," તેને જવાબ મલ્યો.

"કાંઇ નામ આપેછ ?"

નામ નથી આપતી, ફાધર !" તે ખીદમતગારે જવાબ કરયો; "તે કહેછ કે નામે તમો સાહેબ તેને ઓલખી શકવાના નથી. કોઇ ઘણાં મોટાં સંકટ કે દુખમાં હોય એવી રડમસ દેખાયછ !"

"રડમસ અને દુખમાં ?" તેણે દયાથી દાઝી ગયલાં દીલના જુસ્સાથી પુકારયું,—અને તરત વધારયું, "આય ભોણું ઉંચકી લઇ જાઓ—મારે જમવું નથી, અને તેને એકદમ અહીં અંદર માહરી આગળ બોલાવો !"

તે ખીદમતગાર એ સાંભળી જમવાનું ઉંચકી ગયો, અને બીજીજ પળે એક નાહની છોકરી અંદર આવી. સીધી, પતલી, ઉંચી ! તેની ચાલવાની "ગ્રેસ" અદામાંજ કાંઇ એવું હતું કે જે કોઇનુંબી દીલ હરી લીએ ! તેનાં કાળાં, ચલકતાં, ઝુલફાં તેણે માથે પેહેરેલી ટોપીમાંથી બાહેર ખભાં પર ઝુલી પડયાં હતાં. તે એક ઘણો થાકેલો, ફીકકો, શોકાતુર મુખડો હતો, પણ ઓ યઝદાં ! એટલો મીઠો અને મનહર કે જેના ઉપર આંખ ઉઠાવીને જોવાનું પણ તેના જેવા એક સાધુ પુરૂષ માટે વટીક જાણે એક આલા દરજ્જાની મોજ હતી !! પશ્ચિમ તરફની બારીઓમાંથી આકાશમાંની ફીકકી ચંદણીનો ઝાંખો ઉજાસ અંદર આવતો હતો, અને સામેના ગર્જના કરતા દરયાના અવાજ વચ્ચે તે જ્યારે બીહીતી બીહીતી અંદર આવી ત્યારે તે અશો પીર મર્દને તે કોઇ આએ ધરતીની રહીશ કરતાં આકાશની એકાદ હુરી જેવી વધારે લાગી ! ખરેખર, તે ભલો પાદરી તે પછીથી ફીકકા ચંદણી અને દરયાવની ગર્જના વચ્ચે તેણે જોએલો તે દીલજીત નકસ પોતાની બાકીની જીંદગીની આખર તક કદી ભુલી ગયો નહીં.

તે વરસ સોલથી સત્તરની, એક તાજા તરતના તોડેલા રાતા ગોલાબ જેવી, કોઇ તારૂણી હતી, પણ ઓ, તે ચહેરો દુ:ખમાં એટલો બધો ગીરફ્તાર, એવો આજોર્દા, એવો ગમખ્વાર દેખાતો હતો કે એકાદ બે મીનીટ તો તે જોઇને તે જૈફ પાદરી પોતાની વાચા વટીક જાણે ગુમાવી બેઠો !

"મને માફ કરજો, રૅવરન્ડ ફાધર, આવા કવખતે તમોને એમ અડચણ કરતી અત્રે આવવા સારૂ," તેણીએ પોતાના રૂપેરી ઘંટના નાદ જેવા મીઠા મધુરા સ્વરે કહ્યું; "પણ મેં વાંચેલું છે કે દુઃખીઓના તમો સદા દોસ્ત અને મદદગાર છેઓ, એટલે માહરાં મોટાં દુઃખ વચ્ચે તમારી મદદ અને સધ્યારાની આજીજી કરતી હું અત્રે આવેલી છેઉં. માહરા જેવી દુઃખી આખ્ખી દુન્યામાં બીજી કોઇજ નહીં હશે!"

"માહરાં ગરીબ બચ્ચાં," તેણીના ચહેરામાં નેકી અને નિર્દોષતાજ વાંચી લઇ દયાથી દાઝી જતાં તે પવિત્ર પુરૂષે કહ્યું; "વાદળાંમાં વિજલી જેવી તું કોણ છે? બેસ અને તાહરી બધી કેફીયત મને બ્યાંન કરીને કેહે!"

"તે કેફીયત મ્રોહોતથીબી જાલીમ ને જબુન છે—નહીં ઉપડી શકે એવાં તે એક મોટાં દુખની ખરી દુખકારક કેફીયત છે, ફાધર!" તે ગરીબ છોકરીએ અત્યંત રડમસ કહ્યું; "ઓ, હું એવું ચાહુંછ કે છેલ્લા ત્રણ દહાડા મેં જે નહીં ખમી શકાય એવી નાંમોશી ને દુખના ગુજાર્યાછ તે જોવા આગમચજ હું મરી ગઇ હતે! હું મરવાજ માંગતી હતી અને મરવાને સારૂ કૅમીસ્તની દુકાનમાં જુઠ્ઠે બાહણે ઝેર ખરીદવા વટીક દાખલ થઇ હતી, તેવામાં ખુદાઇ મોજેજાથી હોય તેમ અચબુચ મને, યૉર રૅવરન્સ, તમારી યાદ થઇ! મને વાંચેલું યાદ આવી ગયું કે તમે હમણાં થોડુંએક પરજ માહરી ઉમરની એક દુખી બાળાને દરયામાં ડુબી મરતી બચાવી લીધી, અને તેંને તમારી પવિત્ર ઓઠ અને પનાહ તમે આપી!"

"હા, અને હું તુંનેબી તેમજ મદદ કરશ, માહરાં બચ્ચાં!" તે પાદરીએ ખરી ખુદાઇ મમતા ને મનસનીથી હીંમત આપીને કહ્યું.

"હું રડવા માંગુંછ કે રડીને માહરી દુખથી ઉભરાતી છાતીને થોડીક ખલાસી આપું, પણ આંસુબી માહરી મદદે આવતાં નથી, અને માહરીથી રડાતું નથી!" તેણીએ કકળાત કરવાનું ચાલુજ રાખ્યું. "માહરૂં જીગર ભાંગીને ટુકડા બુકલા થઇ ગયલું છે! ઓ જે પવિત્ર ક્રાઇસ્તની ખીદમત ઉઠાવવાનું પુન્યવંત કારજ તમોએ માથે લીધેલું છે તેને ખાતર મને બચાવી લેવાની દયાને ખાતર દયા કરો! હું એકલી રહેવશ તો જીવવાની નથી. હું માહરા દુઃખી વીચારો સાથે વધારે વાર એકલી પડવા ચાહતીજ નથી. હું એકલી પડશ તો આપધાતનાં ઘોર પાપથી બચવાની નથી. વાસ્તે તમો મને બચાવશો, યૉર રૅવરન્સ?"

"હું જરૂરજ બચાવશ, બેટા! આય આશ્રમસ્થાન તેજ મકસદથી રાખ્પવામાં આવેલું છે," તે જૈફ પાદરીએ પાછી હીંમત આપી. તે હવે તેની નેકીના પુર બાહરમાં આવ્યો હતો! આ નિરાશ્રીત આત્મા તેની

મહદની આજુ' કરતો આવ્યો હતો એટલે થાક, ભુખ, ઉંઘ સર્વ તે ભુલી ગયો!! "તાહરી ત્રબલ શું છે તે તું મને કહેશે?"

"ઓ તે મને માફ કરો, ફાધર! તે માહરીથી કહેવાવાની નથી." તે ગરીબ છોકરીએ કાકલુદીના હાથ જોડયા; "મને તે કોઇનેબી નહીં કહેવાના કસમ આપવામાં આવેલા છે, અને હું તે કસમથી બંધાએલી કોઇનેબી તે કહી શકતી નથી!"

"મનેબી નહીં?" અને તે જૈફ પાદરી મીઠાસનું–મુરબ્બીગીરીનું હસ્યો.

"કોઇનેજ નહીં, ફાધર!" તેણીએ માંગી લીધુ; "તે હું કોઇને કહી નથી શકતી, અને તેથીજ તો મેં માહરે માથે મોટી બેઇજ્જતીનું એક જીવતું દોજખ ઉઠાવેલું છે!"

"પણ તે દુખ શું તાહરી એકલીનાં સંબંધમાં છે? તે વાત જો જાહેર થાય તો તું એકલીજ ખમે?"

"નહીં; બીજીબી ખરાબીઓ ઘણી થાએ, અને ઘણી ગંભીર થાએ!" તેણીએ જવાબ કર્યો; "પણ બેહેતર કે મને માહરી વાત જે હું કહી શકું તે તમો મુરબ્બીજીને કહેવા દેઓ! હું માય બાપ વગરની છું. માહરાં માય બાપ બીચારાં ઘણું થયું બેહેસ્ત પામેલાં છે, અને માહરાં ભાઇ બહેન કે સગાં વાહલાં કોઇજ નથી. માહરા એક મામા હતા ખરા, પણ માહરાં મંમા કહેતાં હતાં કે તેવણ (મામા) માહરા જનમને વખતે માહરાં મમાઇ મમાવા અને બધાં અંગત સગાં વાહલાંઓ સાથે કજયો કરીને ઇંડયા જતા રહયા હતા, અને તે પછીથી તેઓ તરફથી કોઇબી દહાડે કશુંજ સાંભળવામાં આવ્યુંજ નહીં, એટલે તેવણને વરસોથી મુવેલા માનવામાં આવ્યા, અને તેજ ખરૂં હોય એમ આયંદા બીજાંબી થોડાંક વરસો વીટવા બાદ નકકી સમજવામાં આવ્યું!!

હયાં તે જરા દમ ખાવા થોભી, અને પછી વળી તરત આગળ ચલાવ્યું:–

"માહરાં માય બાપમાં માહરા પપા તો બીચારા પહેલેજ ગુજરી ગયા હતા, પણ માહરાં મંમા હું તેવણનાં સંતાપજનક મોહોતની ખોટ સહમજી શકું એટલી મોટી મને કરીનેજ ફુલગુલજાર થયાં હતાં. એ માહરૂં દુઃખ કાંઇ નાહનું નથી, પણ એ જાતનું દુઃખ—માયબાપનાં મોહોતથી લાચારી વચ્ચે રવડી પડતાં કમનસીબ બચ્ચાંઓનું દુઃખ—તો તમો રોજ જોતા હશો, એટલે તે માહરાં દુઃખ વિષે હું લાંબુ કરવા ચાહતી નથી. માહરાં ભલાં મમાએ મરતી વખતે માહરૂં પાખડું માહરાં એક ઘણાં અસીલ શિક્ષકને સોંપ્યું હતું, અને મને સારી રીતે કેળવવા ને ઉધારવા પુરતો અવેજ તેવણને સ્વાધીન કરી ગયાં હતાં, જ્યારે તે ભલાં બાઇ ખરેખર તેજ મુજબ

વરત્યાં. તેઓ વચનનાં સાચાં અને ખરાં નેકબખ્ત હતાં, અને માહરી કેળવણી વાસ્તે એક માવીતરનાંજ વીહીલાં પડતાં વાહલથી કાલજી કરીને તેવણે મને શીખવી કેળવીને દરેક રીતે લાયક કીધી. પરીણામમાં, જ્યારે હું સોલ વરસની થઇ ત્યારે તેવણે માહરી ભલામણ કરીને મને એક મોટાં આગેવાન ઉમરાવ કુટુંબમાં એક બચ્ચાંને શીખવવા વાસ્તે ગવરનેસની નોકરી અપાવી, અને હું ત્યાં ઘણાં સુખમાં રહેલી હતી. ત્યાર પછી ત્યાં કાંઇ નહીં ધારેલું એવું બન્યું, કે જે તે ઉમરાવ બાંનુના કાને આવવાથી તેવણે મને સરયાંમ ગેરઇન્સાફ વચ્ચે હડધુત કરીને પોતાની ઓસરીએથી હેઠે ઉતારી, અને માહરો બચાવ કે ખુલાસો કરી શકવા વગરની એ કલંકીત અવસ્થામાં હું માહરાં માય જેવાં મેહરબાંન શીક્ષકને બારણે પણ પાછી જઇ શકતી નથી. ઓ ખોદા, માહરૂં હવે શું થવાનું છે! મને હવે છેલ્લી નોકરીની સરટીફીકેટ વગર બીજું કોઇ નોકરી આપવાનું નથી, અને માહરાં ગજવામાં ફકત વીસ પાઉન્ડ બાકી રહેલા છે તે પુરા થવા પછી હું જીવીજ કેમ શકવાની છેઉં?"

"દાદારનો તુંને આસરો મળશે, બેટા" તે ભલા પાદરીએ સધ્યારો આપ્યો.

"મને તેજ જોઇએછ, ફાધર!" તે છોકરીએ ઓજારખ્વારીથી કબુલ્યું: "માહરી જીંદગીજ તમામ નાશ પામી ગયલી છે, અને માહરાં ચીરાયલાં જીગર, દુખતાં અવ્યવો અને ગમીથી ધુમતાં મગજને રાહત અને શાંતી જોઇએછ! મને તે અહીં તમારી ઓઠે મળશે, રેવરન્ડ ફાધર?"

"જરૂર મળશે, જરૂર મળશે!" તે પાદરીએ તેના માથાં ઉપર હાથ મુકી આશિષ આપતી કીસમે કહયું,—અને તેણે એક કલાક તુલ્લફન્તે પછી તેને એવી કીન્તમે સહમજ આપી કે તન મનની જાણે તે બીલકુલ નીખાલેસ થઇ, અને અશોઇમાંજ નાહી હોય તેમ તેનાં પગ પાસે પડીને તે દયામણાં ડચકાંઓ સાથે હવે હેસાનનુંજ રડવા લાગી.

"હવે તું આવ માહરી સાથે," તે પીરમર્દે તેને હાથ આપીને ઉઠાડતાં ચાલુ રાખ્યું; "તાહરાં દુખનો સબબ કે ભેદ હું કાંઇ જાણતો નથી, એટલે હું તુંને બીજી રીતે તો કાંઇ સલ્લાહ આપી શકતો નથી, પણ તું રાહત અને શાંતી માગેછ તે તું માંગશે એટલા પ્રમાણમાં તે નેકીમાંજ જીવતી અબળાઓના પવિત્ર સમાગમ ને સહવાસ વચ્ચે તુંને આય માહરાં આશ્રમસ્થાનનાં ગરીબડાં છાપડાં હેઠલ જરૂર મલી શકશે: પણ ત્યાં હું તને લઇ જાઉં તે આગમચ એક સવાલ જરૂરી છે, અને તે પુછવાથી હું જો તાહરૂં દીલ દુખવતો હોઉં તો ખુદા પાક મને માફ કરે! મને ખરૂંજ કહ,

બેટા; તાહરા ખુદાને જવાબ આપે એટલા વિશ્વાસ અને ખરાંપણાં સાથે મને ખરૂં કહે કે એ તાહરાં દુખના બ્યાએસમાં કાંઇ બેઇજ્જતી છે? તાહરે શરમથી તે પવિત્ર બહેનીઓ સાંમે નીચું જોવું પડે એવું અયોગ્ય કાંઇ આમેજ છે?"

"ઓ નહીં, કશુંજ નહીં, રૅવરન્ડ ફાધર!" તે છોકરીએ જરા પણ ઓશકાયા કે ખંચાયા વગર જોશથી કહ્યું, અને તેના એ જવાબનું પ્રમાણીકપણું તેના નિશ્ચકલંક મુખડામાં પ્રગટ જોવાઇ શકાતું હતું! "કદાચ માહરાં વર્તણુમાં ગેરડાહાપણુ કે મુર્ખાઇ હશે, પણ પાપ કે અનિતી કે નામોશી તો નથીજ! ઓ નહીં, બીલકુલ નહીં!"

"એ સાંભળીને હું ઘણો ખુશી થયો, બેટા," તો પાદરીએ દેખીતી ખુશાલીથી કહ્યું; "હવે ત્યારે તું આવ માહરી સાથે બેધડક, પણ તું જાણેછ હું તને કયાં લઇ જવા માંગુછ તે? તેં માહરા અત્રેનાં "એંગ્લીકન" કૉનવેન્ટને વાસ્તે કોઇ દહાડે કાંઇ સાંભળ્યુંછ કે વાંચ્યુંછ?"

"તેની વખાણમાં મેં ઘણું સાંભળ્યુંછ ને ઘણું વાંચ્યુંછ, ભલા ભલા ફાધર પીટર!" તેણીએ જવાબ કર્યો.

"ત્યારે ત્યાંજ હું તુંને રાખવા માંગુછ, અને ખાત્રી રાખજે કે ત્યાં જે માયાની મુર્તિઓ એકત્ર થઇને વસેછ તે બધી ઘણાં હેતથી તુંને સંભાળશે અને આશરો આપશે. તેઓ ખોદાને ખાતર ભલાં થયલાં છે—બીજા કોઇને ખાતર નહી! ત્યાં તું આવશે ને રહેશે?"

"હજારો ખુશીથી યૅાર રૅવરન્સ," તે બાળકીએ હેસાંનમંદ જવાબ કરયો; "તમે જ્યાંબી લઇ જશો ત્યાં હું આંખે પાટા બાંધીને ચાલી આવશ—એટલી બધી તમારા નેકીભરયા સહવાસ અને સધ્યારાની માહરા મનપર અસર થયલી છે!"

તેઓ ગયાં; તેણે બાજુમાંનાં સ્ટૅન્ડપરથી પોતાની ટોપી ઉંચકી લીધી, અને આગલે બારણેથી કમપાઉન્ડમાં ઉતરીને તેઓ તે મોટી વિશાળ દમામદાર ઇમારતને મુખડે ગયાં, કે જ્યાંનાં મોટા લોખંડી દરવાજા આગળ જઇને તે પાદરીએ બાહેરનો મોટો ઘંટ વગાડયો.

જવાબમાં તરતજ બાજુમાંની એક નાની બારી ઉઘડી અને કાળા બુરખાવાલા એક આકારે બાહેર ડોકાવ્યું.

"મને મધર સુપીરીઅરને એકદમ મલવુંછ," તે મોટા પાદરીએ નમ્રતાથી કહયું,—અને તેના અવાજપરથી તેમજ દરવાજાપરની મોટા ફાણુસની રોશનીથી તે મોલાકાતીને એ સંસ્થાનના સ્થાપક રૅવરન્ડ મી૦ પીટર મૅકે

તરીકે તરત ઓળખીને તે ઘંટનો જવાબ કરનાર જોગણે તેને માનપુર્વક નમન કરયું.

"હું તરત તમારો પેગામ મધર સુપીરીઅરને કહી આવું છ, રેવરન્ડ ફાધર," તેણીએ કહયું,–અને તે બારી પાછી ચોકસાઇથી બંધ કરીને તે અંદર દોડી ગઇ તે તેણીનાં પગલાંનો અવાજ તે બે બાહેર ઉભેલાંઓને કાને આવ્યો.

તે પાદરી, એવામાં અચબુચ યાદ થવાથી, તે છોકરી તરફ ફરયો.

"બેટી, મેં તુને હજી તાહરૂં નામ પુછ્યું નથી?" તેણે કહયું "તાહરાં નામની અલબત જરૂર પડશે!"

"હું માહરૂં પોતાનું ખરૂં નામ તો માહરા કસમને લીધે આપી નથી શકતી," તેણીએ જવાબ કરયો. "પણ માહરાં મરનાર માતા પોતાની કુંવારી જીંદગીમાં જે નામે ઓલખાતાં હતાં તેજ નામ હું ધારણ કરવા માંગું છ. તેવણ હીલડા લેબર્ન કહેવાતાં હતાં અને તેથી હું નાઓમી લેબર્નના નામેજ ઓલખાવાની રજા માંગું છ."

"જેવી તાહરી મરજી, બેટી નાઓમી," તે પાદરીએ તેને જરા પણ નાઉમેદ નહી કરતાં સંતોષભરી નાખતી સાથે કહયું, અને તેવામાં પેલો લોખંડી દરવાજો મોટા ખણખણાત સાથે ઉઘડયો, જયારે તેઓ અંદર દાખલ થયાં. રેવરન્ડ મધર સુપીરીઅર (વડી જોગણ) તે વડા પાદરીને આવેલો સાંભળીને તેનું એસ્તેકબાલ કરવા દરવાજા પર દોડી આવી હતી. તે એક ઉંચી દમામદાર બાનુ હતી, અને તેના હોઠો પર નમ્રતા અને માયાનોજ મીહાસ રમી રહેલો જોઇ શકાતો હતો.

તેણે ઘણી નમીને તે વડા પાદરીની કુરનસ બજાવી, અને પછી બાઆદરમાંન તે તેને અંદરના સીટીંગ રૂમમાં લઇ ગઇ, જયાં તેઓ માટે ખુરસીઓ ખેંચી, તેઓ બંનેને બેસાડી, તે પોતે બેઠી. તે નવજવાન અજબ જેવા પરીસુરત હોસાંનનાં મુખડાને કાંઇ તાજુબીમાંજ જોતી બેઠી.

"મધર સુપીરીઅર, આય એક ઘણી દુખી બાળા છે." તેઓ બધાં બેઠા પછી ફાધર પીટરે ઘણી દીલસોજીથી કહયું," અને તમારા મેહેરબાની ભરયા માવીતર આશરા હેઠલ એને હું સોંપવા લઇ આવ્યો છું. એ તનથી અને મનથી જાબજા દુખી છે, અને એને રાહત અને શાંતી જોઇએછ."

"તે તુંને આ પનોતાં છાપડાં હેઠલ જરૂર મળશે, માહરાં બચ્ચાં!" તે વડી મધરે ઘણી મોહોબતથી તે દુખી બાળાનું માથું પેટમાં દાબીને કહયું; "તાહરૂં નામ શું?"

“જ્યોર્જી લેબર્ન,” તેણીએ જવાબ કરયો, તેણીનો મધુરો સ્વર સાંભળીને તે મધર સુપીરીઅર વધારે ચકીત થઇ.

“આય ગરીબ છોકરી દુખમાં ઘણી ગીરફતાર થઇ ગયલી છે, પવીત્ર મધર, અને એના જીવને રાહ અને શાંતી મલે ત્યાં સુધી એને તમારી પાક પનાહ હેઠલ રાખવાની મેહેરબાની કરજો.”—અને તે આટલી નાહની ઉમરના આટલા બધા દુખી આત્માના ફીકકાં મુખડામાં તે મધર સુપીરીઅરે વધતી કાલજીથી જોયું.

“તમે કાંઇ ફીકર નાં કરશો, યૉર રેવરન્સ,” તેણીએ જવાબ કરયો; “એનું દુખ ભુલાવવા અને શાંતિ આપવા અમે અમારૂં બનતું કરશું. એ પુરતી શાંતી પાંમશે ત્યાં સુધી અહીંયા અમારી સાથે આરામથી રહેશે, અને પછી જો એ જોગન નહીં થવા ચાહતી હશે તો આપણે હસ્તકની અહીંની ધર્માદા શાળામાં એક શીક્ષકની હાલ જગ્યા થઇ છે તે જગ્યા હું એને આપશ.”—અને નાઓમી વીનટરે તે સાધવી સ્રીનો એ તેના જોગી સઘળી તેણીની માયા મેહેરબાંની વાસ્તે ઘણો ઘણો ઉપકાર માન્યો.

“ત્યારે હવે હું રજા લેઉંછ,” પોતાનું કામ તમામ થયલું જોઇને તે ભલા પાદરીએ રૂખસદ ચાહતાં ઉઠીને કહયું; “તું હવે આય પવીત્ર હવાલામાં ઘણી સલાંમત છે, માહરાં બચ્ચાં, અને બે ચાર દહાડા રહીને તાહરી ખબર લેવા હું પાછો એક ફેરો અત્રે આવી જવુશ.”

નાઓમી તેને પગે લાગી.

“માહરી પાસે તમારૂં હેસાંન જાહેર કરવા પુરતા બોલો નથી, રેવરન્ડ ફાધર,” તેણીએ આંસું ભરી આંખોએ કહયું, અને તે ભલો પાદરી તેણીનાં માથાં પર હાથ મુકી, તેને આશીષ આપી, ચાલતો થયો, જયારે તે વડી જોગને ઘણો વાર સુધી તેની બાજુમાં બેસી તેની જોડે વાતચીત કરીને તે ગરીબ છોકરીને પુરતી ધેરીતીબારીતી કરી.

તે તેના જેવી એકને માટે બીલકુલ નવીન અનુભવ હતો—તે જોગનશાળા. કાળા બુરખા સાથની જોગનોનું એમથી તેમ જવું આવવું, બાહેરનાં દરવાજા પરના ઘંટનું અવાર નવારનું વાગવું, આટલાં બધાં ત્યાં વસ્તાં હતાં તે છતાં તે મોટાં અએવાનમાં પસરી રહેલી અજબ જેવી શાંતી અને ચુપકી, ત્યાંની ગંભીરતા અને એકાંતવાસ એ બધું તે છોકરીને છક કરનારૂંજ થઇ પડયું.

તે પછી તે મધર સુપીરીઅર પોતે તેને હાથ પકડીને તેનો ઓરડો બતાવવા લઇ ગઇ અને ત્યાં—તે ઓરડામાં નાઓમી વીનટર એકલી પડી ત્યારે તેની લાગણીઓ કેવળ અજબ પ્રકારનીજ થઇ પડી. તે એક નાહનો

ઓરડો હતો—અજાબ જેવો સુઘડ અને સ્વચ્છ. તેની એક બાજુમાં એક સુફેદ ફુલ જેવો પાંથરેલો નાહનો પલંગ હતો, બાજુમાં એક બંદગીની ટેબલ હતી, દીવાલોપર પવિત્ર સન્નારીઓનાં પીકચરો હતાં, એક બુક કેસ કે જેમાં સઘળાં ધર્મ સંબંધી પુસ્તકો હતાં, અને એક લખવા બેસવાની નાહની ટેબલ અને બે ખુરસીઓ, વિગેરે.

"હવે આય તાહરોજ રૂમ છે, અને તાહરાં તન મનને પુરતી શાંતિ મલે ત્યાં સુધી અહીં નીરાંત કરીને રહેજે," તે મધરે કહયું. "કોઇ વાતનો બંય કે ભ્રાન્તિ હવે તાહરાં મનથી રાખતી ના. પછી જ્યારે તું અમોને મદદ કરી શકે ત્યારે અમોને કહેજે, એટલે હું અમારી સ્કુલમાં તુને માસ્તરની જગ્યા આપશ. તેથી તાહરૂં મન રોકાયલું રહેશે, અને તાહરૂં દુખ જેઓ હોય તે તું ભુલી જશે. દુખ અથવા બેકરારી ભુલવાનો સૌથી સહેલ ઉપાય મગજને રોકેલું રાખવાનોજ છે. હવે હું જાઉંછ, અને તાહરે વાસ્તે જમવાનું અને ચા મોકલુંછ, તે તું જરા ખાશે પીશે તો તાહરાં તનમાં તાજગી આવશે, અને પછી નિરાંત કરીને પોઢી જજે.—" અને તે માવીતર જેવા મીઠા અને હસ્તા ચેહેરાની મેહરબાન તે દુખી બાળાનાં રૂપેરી કપાલપર હેતનો એક બોસો લઇ ઉતાવળાં છતાં જરાબી સંચારો થવા દીધા વનાનાં નરમાસભરયાં કદમે બીજીજ પલે બહાર ચાલી ગઇ.

અને તેનાં જવા પછી તે ઓરડાનું બારણું બંધ થયું એટલે નાઓમી વીન્ટરને પાછા ઉડયા વા વાગ્યા, પણ જરાજવારમાં તે બારણું પાછું ઉઘડયું, જ્યારે એગેથા નામની એક "સીસટર" એક ત્રે સાથે દાખલ થઇ, જે ત્રેમાં ચાની એક નાહની કીટલી, કપ સૉસર અને થોડુંક સુકકું પાકકું ખાવાનું હતું.

"મધર સુપીરીઅરે કહેવાડયુંછ." તે ત્રે બાજુમાંના એક સ્ટુલ પર ઉતારતાં સીસટર એગેથાએ હસ્તે ચહેરે કહ્યું, "કે મન મકકમ કરીને આટલું ખાઇ પી લેજો. એથી તમોને મજાહનું લાગશે."

"મહેરબાંની!" નાઓમીએ ગરીબાઇથી જવાબ કર્યો,—અને તેણીએ ખાઇ પી લીધું. તે ત્રણ દીવસની ભુખી પ્યાસી હતી. તેને ફડ ક્લાસલમાંથી હડધુત સાથે હાંકી મેલવામાં આવી હતી, ત્યાર પછીથી તેણીએ હૉટેલમાં બુક બાચકો ખાવાની કોશેશ કરી હતી ખરી, પણ ખાધાનું જોઇને તેને સાંખી ઉબક આવી હતી, જ્યારે હાલમાં તો હસ્તા ચેહરાની અને રમત્સલ આંખોની નાહની એગેથાએ તેને પસવારી પટાવીને પાંઉ માખણ વિગેરે બોહોંસ કરી કરીને ખવાડયું, અને કુમલી ચા પાઇ, જેથી તે કમબખ્ત છોકરીને, ખરેખર, ઘણો ધરવ આવ્યો.

તે પછી તે રાત્રે તે નિરાંતથી ઉંઘાઇ ગઇ. હવે જાણે તે કોઇ પોતાનાં

અંગત વાહલાંઓની ગોદમાં આવી વસી હોય એટલો બધો તેને એક અજબ જેવો સધ્યારો મળ્યો, અને બીજી સહવારે બધા હેતવંતા આકારો તેની અતરાફમાં કાલજીવંત કીસમે ફરી વળ્યા. તે સહવારે તે પાછી થોડીક બિમાર થઇ હતી, અને મધર સુપીરીઅરે વડા પાદરીને પણ ફકરમંદ થઇ તેડાવી મંગાવ્યો હતો.

"મને લાગેછ કે એ ગરીબ બીચારીનું દીલજ કોઇએ વગર દયાએ કચડી નાખેલું છે," તે મધરે દુઃખ પામીને કહયું.

"ખરેખર એમજ લાગેછ," તે ભલો પાદરી એકમત થયો; એની નાહની ઉમરમાં એણે ઘણું ગજબ દુખ ઉઠાવેલું હોવું જોઇએ."

બધી સીસટરો તેની એ બીમારીનાં દરમ્યાનમાં તેનાપર વાહલથી વીહીલી પડી. તેઓ બધાંને તે દીલકસ છોકરી અજબજેવી ગમી ગઇ, અને તેઓની કાલજીવંત સારવાર હેઠળ નાઓમી જલદીજ પાછી ફરતી હરતી થઇ. તે પણ તે બધીઓ જોડે બહુજ મળી ગઇ હતી.

તે એ પછીથી એ મથને લગતી શાળામાં માસ્તરની જગ્યાપર ગઇ, અને બધું સમેસમું ચાલતું હોય એમ થોડાંક અઠવાડયાં તો લાગ્યું; પણ પછી એક દહાડે સ્કુલ વિસરજન થવા પછી તે પોતાનાં કલાસમાં બેહોસ પડેલી મલી આવી અને ઘણો ગભરાટ થઇ ગયો. ડાકટરને બોલાવી મંગાવવામાં આવ્યો જે તે બાજુનો એક ઘણો પુરાણો, બાહોસ, અનુભવી તબીબ હતો. તેણે કાંઇ શક પડવાથી તેણીની બેહોસી વચ્ચે તેને તપાસી અને પછી ઘણું શંકાશીલ ડોકું ધુણાવ્યું, જે પછી તેણે તેને હુશયાર કરી અને દવા લખી આપી.

મગર તે ડાકટરના ચાલી જવા પછી બીજે અરધો કલાક અને મધર સુપીરીઅરે ઘણા મોટા ગભરાટ વચ્ચે રેવરન્ડ પીટરને પાછો તેડાવી મંગાવ્યો. તે જોગનશાળામાં બુમ પડી હતી કે નાઓમી વીનટર આખાં મથમાં કેથે પણ મલી આવતી નહીં હતી! દીસ્તી રીતે તે મથ મુકીને કેથે પાછી નાહસી ગઇ હતી?

"આપણે એ કોઇ નાલાયક છોકરીને હાથ મજબુત ઠગાયાં, યૉર રેવરન્સ" તેઓ એકલાં પડયાં એટલે મધરે ઘણી ગમખ્વારીથી તે વડા પાદરીને કહ્યું; "એ કોઇ સારી છોકરી નહીંજ હોવી જોઇએ!"

"એ શું કહોછ તમો, મધર!" તે પાદરીએ હદ વગરની અજાયબીમાં એ સાંભલતાં આંખ્યો ઉંચકી અને બુમ મારી.

"હું ખરંજ કેહુંછ, ફાધર," તે વડી જોગને કહ્યું. તમે એને "મીસ" તરીકે રજુ કરેલી છે, પણ ડા૦ સ્લેટર ખાત્રીપુર્વક છે કે એ

જો કે આટલી નાહની ઉંમરની છે તો પણ હાલમાં એક માતા થવાની સ્થિતીમાં છે!"

ફાધર પીટર, એ સાંભળતાં, એક સર્પે દંખ માર્યો હોય એટલો બધો ચોંકયો ને ઉછળ્યો!

"એ હોયજ નહીં! એ બનેજ નહીં! હું માનુંજ નહીં!" તેણે જુસ્સાથી કહ્યું; "ડાં સ્લેટરની કાંઇબી ઘણી ગંભીર ભુલ હોવી જોઇએ."

"એ ડાકટર ભુલ કરે એવા છેજ નહીં, યૉર રૅવરન્સ, મધર સુપીરીઅરે શાંતિથી; કહયું "અને એ વાત ખરી હોવી જોઇએ તેની મોટી પુરવારી એજ છે કે પોતાનું તરકટ પકડાઇ આવેલું જોતાં સાથે તે અત્રેથી અમો બધાંને થાપ આપીને નાહસી ગયલી છે! એ એકબી દહાડો સાજી સમી તો મને લાગતીજ નહીં. મને તો એમ બીહીક લાગતી હતી કે એને ખઇ હશે, કેમકે રોજની બીમાર અને નબળી નજરે આવતી હતી. ઘણી વખત વાત કરતાં કરતાં એનો જીવ ફરી આવેલો અમોએ જોયલો છે."

તે પાદરી ઘણો ખસ્યાણો પડયો. તેને લાગ્યું કે એ વાત જો ખરી હોય તો એવી એક છોકરીને તે પવિત્ર સ્થળમાં દાખલ કરાવા વાસ્તે તે ખરેખર બેવકુફ થયો હતો, અને તેને સરયાંમ ઠગવામાંજ આવ્યો હતો; પણ તે બીજું શું કરે? એવી એક મોહોતાજ તેને બારણે અર્જુવાર આવી તો તેને ગમે એ સંજોગમાં તે પાછી ફેરવી કેમ શકે?

"હું ઘણો દલગીર છેઉં, રૅવરન્ડ મધર," ફાધર પીટરે ઘણું દુખ પામીને કહયું; "તમોને બેશક મેં ઘણી મોટી ને વગર કારણની તસ્દી આપી."

"મને થયલી તસ્દીની હું કાંઇ પરવાહ કરતી નથી, પણ આય રીતે એવી એક નામોશી પકડાઇ તે મને ઘણું કચવાવનારૂં થઇ પડયું છે," મધર સુપીરીઅરે જવાબ કર્યો. "એમ તો આય આપણું પવિત્ર મથક નાહકમાં ઘણું બદનામ થાય! એ તો સારૂં છે કે કોઇ બીજું એ ભેદ જાણતું નથી. ડાકટરે ખાનગીમાંજ મને કહયું, એટલે હું, ડાકટર અને તમરા સિવાય ચોથું કોઇ એ નામોશી જાણતુંજ નથી; અને ડાકટર તો ઘણા ભલા ને ડાહપણવાલા છે એટલે તેવણને વાસ્તે આપણને બીહીવાનું જરાએ નથી. એમ છતાં, મેં તમો નામવરને કહયું તેમ એ વાત કાંઇ ઓછી અફસોસ કરવાજોગ બની નથી. એમ તો પછી વિશ્વાસજ દુન્યામાં કોણનો કરી શકાય? ફીરેસ્તા જેવા દેખાવનાબી જયારે એવાં દગલબાજ પુરવાર થાય ત્યારે આપણી આસ્થા તે કોણપર બેસી શકે અને કેમ બેસી શકે? એ શું પરણેલી હોશે? એણે પોતાનું નામ મીસ લેબર્ન આપ્યું, અને ત્યારે પરણેલી હોયજ કેમ,

અને પરણેલી હોય તો તે વાત છુપાવે શું કામ?" અને પાદરીએ તે છોકરી તરફથી તેણીનાં સંબંધમાં જે કાંઇ સાંભળ્યું હતું તે સઘળું તે મધર સુપીરીઅરને કહી સંભળાવ્યું.

"હું અજબ તો એમ થાઉંછ, પવિત્ર મધર કે મેં થોડુંક મન મારીને એ છોકરીને એજ મકસદનું ખાસ પુછ્યું હતું," ફાધર પીટરે કહ્યું, "અને તે વખતે એણે જે જુસ્સા સાથે પોતાની નેકી અને નિષ્કલંક પણાંની મને ખાત્રી આપી તે વાત હમણાંબી હું પાછી યાદ કરૂંછ ત્યારે જાણે હજીબી એ તમારી કહેલી વાત માહરા માન્યામાં આવીજ નહીં શકતી, અને પાછું ને પાછું એમ માનવાનું માહરૂં મન થાયછ કે ડાકટર સ્લેટર આટલા બાહોસ છતાં આ કેસમાં તેવણે કાંઇબી થાપ ખાધેલી હોવીજ જોઇએ. વારૂં પણ તમે કાંઇ જાણતાં હોશોની, ગુડ મધર, કે તે કઇ તરફ ગઇ?

"મુતલગજ નહી! કોઇએ તેને જતી જોઇજ નહીં, એટલે અમે જાણીજ કેમ શકયે?"

"તે પોતાનો અસબાબ લઇ ગઇછ?"

"ફકત જરૂર જોગું. બૉકસ તો અહીંજ નાખી ગયલી છે, અને બૉકસમાંથી જરૂર જોગું બધું કાઢીને સાથે લઇ ગયલી છે," તે મધર સુપીરીઅરે ખુલાસો કર્યો.

"પણ તમે કાંઇ તેને ધમકાવેલી વારૂં?"

"જરાબી નહીં!" મધરે કહ્યું; "અલબત, મને એમ તો લાગ્યું કે એવી એકને એવી નાજુક હાલતમાં અહીં તો હવે રખાયજ નહીં, અને તેથી મેં ફકત એટલુંજ કહેલું કે 'ડાકટર જે કહી ગયોછ તે વિશે આપણે કાલે સહવારે ધીરજથી વાત કરશું.' માહરાં મનમાં કે હું તમોને તેટલાં તેડાવીને મત કરશ, અને તમોનેજ એ હીણનસીબનું પાખડું સોંપી દેવશ કે તમો તમારી નેક નજરમાં સારૂં લાગે તેમ એને બચાવી લેવાનું કાંઇ કરી શકો અને તેટલાં તો આય એમ બન્યું!"

"ને ડાકટર તો નહી કાંઇ એનીપર ગુસ્સે થયા હોએ? તેવણે તો નહીં કાંઇ ધમકાવી હોએ?"

"જરાબી નહીં!" મધર સુપીરીઅરે ખાત્રી આપી; "ડાકટરનેબી સાંમી કાંઇ ઘણીંજ દયા લાગી. છેજ એવી નાહની નાજુક અને એના ચેહેરામાંજ કાંઇ એવું હતું કે જેબી કે એને જોય તે એને ચાહે અને એની દયા ખાય! ઉલટું, ડાકટર પોતે એમ ધારતા લાગ્યા કે એ છોકરી જીવવાનીજ નથી અને ખરેખર કાંકણીજ હશે તો માહરી પોતાનીબી ખાત્રી છે,

રેવરન્ડ ફાધર, કે પોતાની એ નામોશી પકડાઇ આવેલી જોઇને આપ આગમચ એ કમબખ્તે કદાચ પોતાના જીવ પરબી કરી નાખ્યુંજ હશે!"

"ખુદા–તાહરી પનાહ! તે ભલાળુ દીલના પાદરીએ દયાથી પોતાનાં આખાં અંતરમાં કમકમાને કહ્યું,—અને તરત ફીકરમંદ વધારયું, "માહરે કાંઇ કરવું જોઇએ. આપણને એવાંઓનાં કાર્ય તરફ નથી જોવાનું; આપણને તો એક દુખી જાન બચાવવાનું પુન હાંસલ કરવાની જે આપણી ખરાં ક્રીશચ્યન તરીકેની પાક ફરજ છે તેજ તરફ જોવાનું છે. હું તેથી જાઉંછ અને ચાંપતી તલ્લાસ કરૂંછ. તમે તેને વાસ્તે બંદગી કરજો, ભલાં મધર, અને બધાં સીસટરોને પણ તેના બચાવ સારૂ બંદગી કરવા માહરી તરફથી ભલાંમણ આપજો."—અને તે ગયો.

અને તે રાત્રે તે મોટી જોગનશાળામાં તે કમનસીબ છોકરીના ઉદગાર વાસ્તે એક ખાસ બંદગીની બેઠક થઇ, જ્યારે તેને વાસ્તેની તે માલીકોના માલીકની રાહનુમાઇ માંગી લેતાં તે ભલી મધર સુપીરીઅરે પોતાની પવિત્ર આંખોમાંથી અફસોસનાં આંસુ ખેરવ્યાં!

પેલા હાથપર પેલા પવિત્ર પાદરીએ તે હીણનસીબ છોકરીની ભાલ કાઢવા ને તલ્લાસ કરવામાં બાકી કશીજ રાખી નહી. તે બધાં હોટેલો ચઢતા તેમજ ઉતરતા પ્રકારનાંમાં ફરી વળ્યો, અને સ્ટેશનો પર પણ ધકેલા ખાઇ આવ્યો, પણ તેણીનો કશોજ પત્તો મલી શકયો નહીં. તે બંદરો પર પણ જઇ આવ્યો કે તેણીએ જો દરયામાં નખાવી દીધું હોય, ને લાશ મલી આવી હોય તો તેટલું બી તો જાણવામાં આવે? પણ ત્યાં બી તેને કશીજ ખબર મલી શકી નહી. તે પછી જો કોઇ દહાડે બ્રાઇટનના દરયામાં કોઇ લાશ ઘસડાઇ આવવાની બુમ પડતી—અને તેવી બુમ તો તે મોટા બંદરને ઘણો વિશાલ દરયો લાગેલો હોવાથી તે તરફ અવારનવાર પડતી—તો તે જૈફ ધર્માધ્યક્ષનું હૈયું ઉછલીને તે બીચારાનાં ગળાંમાં આવી ખુટતું ને તે તરતજ જીવ નાખતો દરયા કાનારે તે દુખી બાળાની લાશ જોવાની ફીકરથી દોડી પોંહોચતો–પણ સારૂં કે માઠું કાંઇબી જાણવાનું તેની એટલી રખડો અને જેહેમતો છતાં તેને કોઇબી દહાડે નસીબ થયુંજ નહી અને નાઓમી વીનટર ફરી એક વાર આ ધરતી પરની હસ્તીમાંથી હમેશની નીસ્તીમાં નાબુદ થઇ અને ગરક ગઇ હોય તેમ અલોપ અને ગુમ થઇ!!

અને હયાં, વાચનારાં સાહેબો, આ આપણી વારતાનો એ મોટો પ્રોલોગ (મુળ પાયો), કે જે ઉપર આ દીલકસ, નાહની વારતા, રચાયલી છે તે ખતમ થાય છે, અને હવે ત્યારે એ દીલજીત વારતાનું મંડાણ થાય છે, જે પહલાં પ્રકરણથી આપણે આગળ ચલાવશું, કે જ્યારે તેના સંબં-

ધમાં વરસો આગમચ બની ગયલા આ પ્રોલોગમાં બ્યાંન કરેલા બનાવો યાદ રાખવા ને યાદ કરવા ઘણી જરૂર થઇ પડશે.

[પ્રોલોગની સમાપ્તિ.]

---

## પ્રકરણ ૧ લું.

—:૦:—

ઈગ્લાંડ પ્રખ્યાત સોલીસીટર્સમાં એક "હાઉસ" મેસર્સ રસકીન બ્રધર્સ"ને નામે ચાલતું ઘણું પુરાણું, પંકાયલું અને પ્રસિધ્ધ છે. તે લોકોનો વહીવટ લખ્ખોનો લેખાય છે, અને તે ખાસ કરીને એટલો મોટો કે કાસલમેનના કરોડપતી ડયુકના એઓ સોલીસીટર છે. તેઓ પેહેડી દર પહેડી, એ પહેડી દર પહેડી ઉતરી આવેલા ડયુકનો વહીવટ, પોતાને હસ્તક રાખી બેઠેલા હતા, અને હાલમાં જે છેલ્લા ડયુકને વાસ્તે આપણે આપણા ગયા અંકના પ્રોલોગમાં વાંચ્યું તે ડયુક હરબર્ટ એક ટુંક બીમારી પછી ધારવા કરતાં વધારે વહેલો મરણ પામેલો હોવાથી બરટ્રાન્ડ પોતે ડયુક થયો તે વખતે એ રસકીનવાલાઓની પેહડીના એક આગેવાન ભાગ્યા મી૦ જોન રસકીનને હાથ તેનો સઘલો કારોબાર ને વહીવટ સચવાતો હતો.

તે એક ખરેખર ઘણો બાહોસ સોલીસીટર હતો—એ મી૦ જોન રસકીન. તે કોર્ટોમાં પણ ઉંચી લાયકાત ધરાવનાર કાયદાશાસ્ત્રી તરીકે પોતાના ગોઠયાઓ અને જડજો વચ્ચે ઘણું મોટું માન ભોગવતો હતો, અને જ્યારે જવાંન બરટ્રાન્ડ પોતાના ભલા અને ભોળા ઉમરાવ બાપનાં મરણથી પોતે ડયુક થયો તે વેળાએ જોન રસકીન લગભગ જૈફીએ પુગેલો, પાકટ બુધ્ધી અને ઘણા બોહોળા અનુભવનો એક વિદવાન ધારાશાસ્ત્રી કહેવાતો હતો. તેની પ્રેકટીસ ઘણી બોહોળી હતી, અને તેનાં કુલ મોટે મોટે ઘરનાં ઘણાં હતાં—એટલે સુધી કે તેની લાઇનના ગોઠયાઓ માંહેલે ભેદે તેની આ અપુર્વ આવક જોઇને ઇર્ષાથી જળી જતા એમ છતાં તેની ખરેખરી મોટી આયપત તો એ ડયુક ઓફ કાસલમેનનાજ બોહોળા વહીવટ અને કારોબારનેજ આભારી હતી. મીલકતોનાં લીઝ કરવા, ભાડુતો રાખવાં અને કહાડવાં, ભાડાં વસુલ કરવાં અને એ રીતે એ જાતનો બધો વહીવટ એ સોલીસીટરને પોતાને હાથ હતો. એમ કહેવાતું

હતું કે દરેક નવી પરણી આવતી ડચેસ લગનમાં શું રીત લઇ આવતી તે વટીક, ઘરના કારભારી કે વડીલ તરીકે, એ રસકીન બ્રધર્સવાલી પેહેડીના મી૦ જોન રસકીનની આગલ થઇ ગએલા ભાગ્યાઓ જાંણતા હતા! બરટ્રાન્ડ તેરમો ડયુક હતો, અને કહેવાને અજબ જેવું છે, કે રસકીનની પેહેડીવાલાઓ પણ અકેકુ મરતા ડયુક સાથે તેજ વખતની આસપાસ અકેક પછી, ખાપડી જતા, અને નવા અમલમાં આવતા. ડયુક સાથે રસકીનની પેહેઢીનો એક નવો વારસ પણ કામ લેતો થતો હતો. ડયુક કે ડચેસ, પોતાનાં ભાડાંતોડાં કે મીલકતોની મરામત અથવા ઉપજની જંજાલ કશી જાણતાંજ નહીં, અને એ સઘળું કુટુંબનાંજ આદમીઓ હોએ તેમ, રસકીન બ્રધર્સની પેહેડીવાલાઓ સાચવી લેતા!

લોર્ડ હરબર્ટ ડયુકનાં મરવાથી તુમાખી ડચેસને હદ વગરનું દુખ લાગ્યું, અને જુવાનીમાં આવી ભેટેલા રંડાપાથી, તે ઘણી નાસબર ને નાસીપાસ પણ થઇ; પણ તે એક એવી જાતની મજબુત મનની અબળા હતી કે જેઓ ધસી આવતી આફ્તોના બોજથી હડબડી જતી નથી, અને ઘોળાયલાં દુધ પર જુઠો કલ્પાંત કર્યા કરતી નથી. તેણીને પોતાના એ મળતાવડા, નમાના, કહયાસર, ગરીબ ગાય જેવા ઉમરાવ ભરથારના મોહોતની ખોટ ઘણી જબુન થઇ પડી ખરી, પણ તેણીએ જલદીજ જોયું કે ખોદાના એ હુકમ સાંમે ખાકી માનવીઓનું કોઇ ચલણુજ નથી, અને તેથી તે પોતાની એ કુર સરજતને તાબેદારીથી આધીન થઇ. તેણીએ પોતાનો જોખમ જોયો. તેણીએ જોયું કે લોર્ડ હરબર્ટનાં કાસલમેનનાં ઉમરાવપદની ઇજ્જત વાસ્તેની તેણીની પોતાની જોખમદારી અને જવાબદારી હવે વધીને બેવડી થઇ હતી, અને જે "હાઉસ" તેણીની મગરૂરી હતી તે "હાઉસ"ની સ્વચ્છ નામનાને જવાબ કરતો એક ડયુક નાહનો બરટ્રાન્ડ થવા પામે એવી તરકીબ ને સંભાલથી તેને ઉધારવા વાસ્તે તે ઘેલી હદ સુધી વીહીલી અને અધીરી પડી. તે તો બરટ્રાન્ડને હજી બચ્ચુંજ માની લેતી! તે હવે પુરતો મોટો થયો હતો, અને તેણે તેણીની સત્તાથી હવે સ્વતંત્ર થવું જોઇએ એ ખ્યાલ તો પોતાનાં કુલીન નામની મોટાઇપર મરવાવાલી તે મગરૂર માતાને કદી થયોજ નહીં. તે તો પોતાને હવે ડયુક અને ડચેસ બન્નેજ મનથી માનતી થઇ, અને એક મા અને બાપના બેવડા અધિકારથી રૂડ કાસલને લગતો સઘળો કારોબાર તે પોતાને સ્વાધીન એક હાથ કરી બેઠી.

ગરીબ બરટ્રાન્ડ, મગર, એ વાતની કશીજ તુંબા કરતો નહીં હતો. તેને હવે તેની જીંદગીમાં જાણે કોઇ લુત્ફ કે મઝાહજ નહીં હતી! તે જવાંન ઉમરે ઘરડો અને ગંભીર થઇ ગયો હતો, અને એક વારનો તે

હસ્તોખેલતો, ખુશાલ તબીયતનો, છોકરવન જેવો રમત્યાલ ઉમરાવ, જોતાં જોતાંમાં થરસાવાલો, ગંભીર, અને ગમખ્વાર બની ગયો! તે નાહની ઉમ્મરે હજારો ને લખ્ખોની આયપત કરાવનારી માલમીલકતનો માલેક થયો હતો—કાસલમેન ખાતેનો રૂડ કાસલનો મેહેલ, બલગ્રેવીયાનો, રૂડ હાઉસનો મેહેલ, ક્રેગ કાસલ નામનો નોરધમબરલેન્ડ માંહેલો મેહેલ, કૅન્ટ માંહેલો હૅટનહૉલનો મેહેલ વિગેરે વિગેરે કીંમતી મીલકતોનો તે માલેક થયો હતો, પણ તેને મન તે સઘળું સુનકાર અને અંધકાર હતું!! ફકત ભાડું જે આવતું હતું તેજ એટલું બધું હતું, અને કીંમતી સ્ટેચ્યુઝ, ઘણાં મોંઘાં દામનાં, મોટાં બેમુલ પીકચરો, અને લખ્ખોથી ગણાતું જર ઝવાહીર એટલું બધું હતું કે એક રાજા અને રાણી વટીક તે બધાંની અદેખાઇ કરે! પણ નવા ડયુક બરટ્રાન્ડને તે કશાંનો કશોએ મોહ નહીં હતો. તે કીંમતી જર જરયાંન બધું ડચેસ સાચવી બેઠી હતી,—ખરાં જીગરની એવી ઉમેદ સાથેજ કે તેની વહુ આવે તો તેને તે બધું પેહેડાવે અને સણગારે, પણ વહુ આવવાની તો કોઇ ઉમેદજ તે ધરાવી શકતી નહીં હતી! તે માતાને એ દુખ ઘણું મોટું થઇ પડયું હતું, કેમકે બરટ્રાન્ડ ન તો કોઇ છોકરી પર પ્યાર કરતો કે ન તો કોઇ ઉપર લેસ માત્ર પણ ધ્યાન આપતો લાગ્યો! તેની માતા તેને ઘણું સમજાવતી અને ઘણી ઘણી છોકરીઓની ઉપરાસાપરી ભલામણ કરતી, કે જેઓના ખાનદાન અને ખુબસુરતી બેમિસાલ લેખાતાં હતાં; પણ સઘળું વ્યર્થ! તે સઘળું પત્થર પર પાણી જેવુંજ હતું! તે પરણ્યાની એક કગરસ પણ ઉમેદ કે હોંસ બતાવતો નહીં, અને ફકત કડવાસનું હસી તેની માતાનો આગ્રહ એક કાનથી સાંભળી બીજા કાને કાઢી નાખતો હતો. ભલી ભલી છોકરીઓ, કે જેઓનાં હોઠો પરનું હસ્વું જીતવા મોટે મોટે ઘરના પોરયાઓ પછડાઇ મરતા, તેઓ આ ગંભીર જવાંન પર જીપલાં દેતી, અને, તેને વાતમાં ઉતારવા કે પોતાની મોહક જાલમાં ફસાવા કરોડો યુકતીઓ લડાવતી, પણ તે અજીત જોધ્ધાનું બેઅસર દીલ કોઇને કશુંજ મચક આપતું માલમ પડયું નહીં. તે પોતાની માતા સિવાય બીજી કોઇ ગમે એવી મનોહર સ્ત્રીના સ્વપના વટીકથી કંટાળતો અને કમકમતો; અને સ્ત્રીઓની કંપનીમાંથી દુરજ નાહસતો! તે જે થોડી ઘણી મઝાહ પુરૂષોની કંપનીમાં મેળવી શકતો તે નાજુક પંથનીઓના દીલરૂબા સહવાસમાં તેને કદી મળતી નહીં, અને એ તેની અજબ જેવી વર્તણુંક જોઇને તેની જાંણુ પિછાંણુના બોહોળો વર્ગ માંહેલાં બધાં હદ વગરનાં અજબ થતાં, અને જાબજા અફસોસ કરતાં.

"તું કાંય પરણુવાનુ મન પર નથી લેતો, બેટા?" ડચેસ તેને રોજ કહીને કંટાળો આપતી. તે એક દિવસ તેણીએ તેને પાછું કહયું. તે એ

છોકરાની એ જાતની બેહોંસથી પુશકળ બેજાર પડી ગઇ હતી. "તાહરે પરણવુંજ જોઇએ. તાહરી ઉંમરનો એક કુંવારો ડયુક આય જમાનાની નવાઇ કહેવાય! એ ચાલેજ નહીં. હું આટલી બધી સારે સારે ઘેરની છોકરીઓ તુંને બતાવતી રેહુંછ, પણ તું કોઇનીબી વાત જરા થઇને મન પર લેતોજ નહીં, ને કોઇનેબી મચક આપતોજ નહીં! એ જુલમ કેમ ખમાય? તું તાહરે ગમે ત્યાં તાહરૂં કરની? ફક્ત જોવાનું એટલુંજ છે કે તું જે છોકરી પરણી લાવે તે તાહરા બાપદાદાનાં માન પામેલાં નામની ઇજ્જત વધારે એવી સારે ઘેરની હોવી જોઇએ! તું ભુલી ના જતો, દીકરા, કે રોયલ ફેમીલી પછી આખાં ઇંગ્લાંડમાં પહેલું ઘેર આપણુંજ ગણાયછ અને તેથી તાહરી પરણી બૈરી એવા એક મોટા ઘરને શોભા આપે એવી હોવીજ જોઇએ?"

પણ બરટ્રાન્ડ જવાબજ કરવાના અખાડા કરતોં! તેની માતા આ પ્રમાણે રોજબરોજ તે કહયા કરતી, પણ જવાબમાં તે આમરડા કે ઉમરડા કાંઇ બોલતોજ નહીં. તે ધસીને ના નહીં કહેતો કે "માહરે પરણવુંજ નથી," કે નહીં તે પરણવાની હા ભણતો! ઘણું થતું તો, અમોએ ઉપર કહયું તેમ, તે થોડુંક કડવાસનું હસતો અથવા તો એકાદ હાય ખેંચીને ખસી જતો!

તે માતા કાસલમેન કુટુંબને લગતા કીંમતી હીરાઓની બી તેને યાદ કરાવ્યા કરતી. એ ઝવેરાત આખાં ઇંગ્લાંડમાં ઘણું કીંમતી અંકાયલું હતું, અને હર ગ્રેસ કેહતી કે "એ ઝવેરાતની, માહરા દીકરા, માહરે તો ફક્ત તાહરી બૈરીને વાસ્તે હવે રખેવાલીજ કરયા કરવી છે! ખોદાને ખાતર, તેથી, તું બૈરી લાવ, કે હું તેને એ સ્વાધીન કરી દેઉં."—અને જવાન ડયુક હસીને એટલોજ જવાબ કરતો કે, "તમે પોતે, મમા, એ હીરા મોતીમાં જેવાં બીરાજોજ તેવી બીજી કોઇ છોકરી તમે મને બતાવોછ તેમાંની શોભવાની નથી એવું માહરૂં ખરાંજ દીલનું માનવાનું છે!"

"એ બધા તાહરા ઉડાવનારા અને ઘેલાગાંડા જવાબો છે, માહરા દીકરા," તે માતા બજીદ થતી; "તું જરા તાહરી આસપાસ તાહરી ઉંમરના છોકરાઓને જોની, અને તે લોકના જેવો થાની? હું નહીં કેહતી કે તું સ્ત્રીઓનાં સંબંધમાં વંઠેલ, છકેલ કે બેહેકેલો થા; પણ જો તું છોકરીઓના સમાગમમાં જરાબી ભેળાતોસહેલાતો થાયજ નહીં, અને છોકરીઓ હોય ત્યાંથી એમ નાહસતો ભાગતોજ રહયા કરશે તો તું પરણીજ કેમ શકવાનો છે? આએ લેડી કેસેનાડ નોરવીલને શું છે? એના જેવી મોટે ઘેરની અને

એના જેવી ખુબસુરત છોકરી આખાં ઇંગ્લાંડમાં આજે બીજી કોઇ છે તેજ તો બતાવ!"—અને બરટ્રાન્ડ જવાબમાં ફક્ત કડવાસનું પાછું મોટે સાદે હસ્યો!

"એમ બધીજ માહરી વાત હસી ના કાહાડયા કર," ડચેસ તીખી થઇ; "એ કાંઇ માહરી સમજાવતનો જવાબ નહીં કહેવાય, અને તું એમ કરેછ ત્યારે મને સાંમી વધતી ચીડ ચઢેછ,"—અને ડયુક એ તકાજાને કશો પણ જવાબ કર્યા વગર હસ્તો હસ્તો તે દમામદાર બાનુની હજુરમાંથી ચાલતોજ થયો!

---

## પ્રકરણ ૨ જું.

—:o:—

એ પ્રમાણે હોજાતોજી અને તકરારનાં દસ વરસ વીતી ગયાં. દસ વરસ! વખત જતાં કાંઇ વાર લાગે છે? મીનીટો પર કલાકો, કલાકો પર દિવસો, દિવસો પર મહિનાઓ, અને મહિનાઓ પર વરસો પવનની પાંખ પર પસાર થઇ જાય છે. દસ વરસ સુધીમાં મરનાર ડયુક તેની કબરમાં નવો જુનો થઇ ગયો, જ્યારે નવો બરટ્રાન્ડ અધિકારમાં આવ્યા પછી દસ વરસ ગુજરતાં વીસ વરસ જેટલો ઘરડો થયો! એ દસ વરસમાં, અલબત, ડચેસ એડીલા પણ ઉંમરમાં આગલ વધી, પણ તે દમામદાર બાનુના તોર, તુમાખ કે રોબવંત મુખડામાં જાંણવાજોગ ફેરફાર ઝાઝો કશો થયો નહીં. તે વખતની અને ધસડાઇ આવતા બુઢાપાની અસર સામે અજબ જેવી બેઅસર પુરવાર થઇ હતી!

અલબત, એ દસ વરસ તે માય દીકરાં વચ્ચે તે દીકરાનાં લગનને લગતી વઢવાઢ તો ચાલુજ હતી—બલ્કે તે રોજની થઇ પડી હતી; પણ ડયુક એ એક વાતમાં તેની માતાને બીલકુલ ડોન્ટ કૅર અને નો-કૉહાં કરતો! તે બીજી બધી રીતે એ માતા તરફ પુરતો અદબદાર, ઘણો હેતવંતો નમાનો અને કહયાસર હતો, મગર એ લગનના એક સવાલની જીકકર તે તેની માતાને એકાદ સધ્યારો આપવાને વટીક બજીદાઇથી ના પાડતો! તેને કોઇ છુપો ગમ હોએ, તેની છાતીમાં કોઇ ભેદ છુપ્યો હોય, અને તેની ગીરફતારીમાં તે ગળાતો આવતો હોય એમ બધાંને લાગતું હતું, પણ તાજુબીઓની તાજુબી એ હતી કે એ

સઘળાંનાં બાતેનમાં નાઓમી વીનટર હોવી જોઇએ એ ભય કે ખટકો ડચેસને પોતાને તો કોઇ દાહડેબ્મી થયોજ નહી! તે એ વાત તદ્દન ભુલીજ ગઇ હતી, અને એ "છોકરવન ચેડાં"થી બચ્યા અને બાઝ આવ્યા પછી બરટ્રાન્ડે કોઇ દિવસ તેને પાછી યાદ કરી હોય, એમ પણ તેને કદી લાગ્યું નહી!

ડચેસને જે મોટામાં મોટો સંતાપ અને નહીં ખમી શકાય એવું જે દુખ હતું તે એ હતું કે જો બરટ્રાન્ડ પરણે નહીં તો તેના પછી કાસલમેનનું ડયુકડમ અને તેને લગતા કરોડો એવરલીવાલાંઓને હસ્તક થાય, કે જે એવરલીવાલાંઓ મરનાર હરબર્ટ ડયુકના "કઝીન્સ" થતાં હોવાથી, બરટ્રાન્ડ જો વારસ વગર મરી જાય તો, એ ડયુકડમપર તેઓનોજ મજબુત ડોળો હતો, અને તેઓનોજ તે પર કાયદાપુર્વક હક પહોંચતો હતો.

એ લેડી લારા એવરલી છેક બચગીથીજ એડીલાની કટ્ટી મુદ્દઇ અને હરીફ હતી, અને તેઓની વચ્ચેનો એ અણબનાવ જગજાહેર હતો. લેડી લારા એવરલી, લીના બેરન જોડે પરણી હતી, કે જે લગનથી તેઓને ત્યાં ત્રણ ફરજંદ થયાં હતાં, અને ત્યાર પછી બેરન પોતે ગુજરી ગયલો હોવાથી લેડી એવરલી પોતાના બેટા આરથર (નવા બેરન લોર્ડ એવરલી) અને બે બેટીઓ નામે હીલ્ડા અને બ્લાંશ જોડે એજ તરફ એક મોટા મેહેલમાં રહેતી હતી. વળી ડચેસનું ખાસ કરીને વધતું એટલા વાસ્તે કોહી જતું હતું કે લેડી એવરલી તેનું પાકવવા હરકોઇ મોટા મેલાવડામાં છચોક મોટે મોંહે હસી હસીને કહેતી ફરતી કે, હવે બરટ્રાન્ડ શું પરણનોતો—અરધો ઘરડો તો થયો! એ ડયુકડમપર તો એની પછી અમારોજ હક પહોંચેછ, અને જે દહાડે હોશે તે દહાડે એની પછી માહરો આરથરજ હવે ડયુક થવાનો'—અને એ વાત ડચેસને કાને જતી ત્યારે તે એ પોતાની બચગીની હરીફ અને અસલવારેની મુદ્દઇના આંખના ડોળાબ્મી કાહી લઇને પોતાના પગ તળે ભચડે એટલી બધી ખીજવાતી અને ઉશકેરાતી!

એક દહાડો તે માતા, એ ઉપરથી, બરટ્રાન્ડ જોડે લગભગ કજ્યોજ કરી પડી.

"આય જુલમ જોની, બરટ્રાન્ડ" તેણીએ ગુસ્સાથી કહયું; "ગઇ કાલે ઇટલીના એલચીખાતાંના વડાએ આપેલા બૉલમાં એ કાળે મોહેની કુતરી મને મલી!"

"કેઇ કાળે મોહેની કુતરી, મમા ડીયર?" બરટ્રાન્ડ અજબ થયો.

"પેલી લેડી લારા!"

"તો તેને તમે કાળે મોંઢેની કુતરી કાંય કેહતાં હોશો, મમા?' ડ્યુક હસ્યો.

"તે જે માહરાં ડ્યુકડમપર ડોળો રાખીને માહરા દીકરાનાં મોતની ગણત્રી કરે તેવી કાળમુખી ને કાળે મોંઢેની કુતરી નહીં તો બીજું શું નામ આપી શકાય?" લેડી એડીલા ખીજવાઇ; "ગઇ કાલે બૉલમાં મને એ મલી, ને માહરૂં પાકી આવે તેમ મારી સામે ઉભી રહીને હસી, અને પછી મને કહે જે 'હવે અમથાં અમથાં ફાંફાં ના માર્યા કરો! હવે તમારો બરટ્રાન્ડ પરણી ચુકો! હવે તો જે દહાડે હોશે તે દહાડે માહરો દીકરો આરથરજ કાસલમેનનો ડ્યુક થવાનો!' અને તું કહેની, બરટ્રાન્ડ, એ સીતમ આએ માહરાં ઘરડે ઘડપણ માહરા જીવપર કાંઇ થોડો છે? એ સીતમ તું આગળ રહીને માહરા ઉપર થવા દેછ ત્યારે કેની? વળી માય થતીને ટેકો આપવા પેલી ગઇ કાલની સાંહાંજ સુધી તો ટુંકા ફ્રોક પહેડીને અરધી ઉંઘાડી દોડતી ફરતી છછુંદરીઓ જે આજે બેઉ મોટી લેડી થઇ નીકળીછ તેઓ મોંઢે રૂમાલ દાબીને હસવા લાગી, અને ત્યારે તું ખ્યાલ તો કર કે માહરાં દીલમાં તે વખતે કેવી ઉઠલપાઠલ થઇ હોશે! તું મને કહેની, તું પરણવા કાંય ના કહયા કરેછ?"

"માહરાં વાહલાં મધર, એટલાં નાસબર ના થાઓ," બરટ્રાન્ડે માંગી લીધું; "આપણે ધીરજથી એનો કાંઇ તોડ શોધશું. હું કાલે આપણા સોલીસીટર મી૰ રસકીનનું એ વિષે મત કરવા જવા ધારૂંછ."

તે માતાએ હદ વગરની અજાયબીમાં તેની સામે પોતાની આંખ્યો ઉંચકી.

"સોલીસીટર મી૰ રસકીનનું મત કરવા જવા ધારેછ?" તેણીએ મોટી અજાયબીથી પુકાર્યું; "એમાં રસકીન શું કરવાનો છે? તે શું મત આપવાનો છે? પરણવાનો તું છે કે રસકીન? તાહરાં લગનના સવાલમાં તેને કેવું પુછવાનું?"

ડ્યુકે જોસથી જીભ કરડી! તેણે જોયું કે પોતાનાં ધકમાં ને ધકમાં તે આ ઘણું ધામટ બોલી ગયો, અને તેથી "ઇરકુ દો સીંગ થા" જેવું બોલીને તરત ફેરવી તોલવાની તેને ઘણી જરૂર લાગી.

"નહીં, મમા, એ તો હું માહરાં ધકમાંજ બોલી ગયો," તેણે કહ્યું. "રસકીનને તો હું કાંઇ માહરાં કામે મલવા જવાનો છેઉં, ને આએ વાત જે તમો કહોછ તેનો તો આપણે કાંઇ ધીરજથી વીચાર કરશું અને તોડ શોધશું.

તે માતાએ એક સરદ હાએ મારી.

"આવા એક જીવસટોસટ અગતના સવાલમાં તું કેટલો બધો બેદાદ ને બેદરકાર થઇ શકેછ, બરટ્રાન્ડ!" તે માવીતરે ફરયાદ કીધી. "ધ્યાન

રાખજે કે જો દોજખી લેડી લારાની ઉમેદ કોઇબી દહાડે પાર પડી, ને તેનો આરથર તાહરી જગ્યાએ તાહરી પછી ડયુક થયો તો મુવા બાદ હું માહરી કબરના ખુણામાં વટીક શાંતાથી કદી સુઇ શકવાની નથી! તે દુકતો આપણી આ માલકતો અને આપણા ખેતાબનો વારસ થાય, અને તેની કંગાલ માય થતીનું ચઢી વાગે તે કરતાં આ રૂડ કાસલનો નામાંકીત મેહેલ બળીને ખાક થઇ ગયલો અને તાહરો ખેતાબ સલગી ગયલો જોવા હું હજારોવાર વધારે ખુશી થવશ!"

મમા, મમા, કેમ તમે એટલા બધાં ખારીલાં થઇ શકોછ! કેટલાં બધાં ગુસ્સાથી ઉશકેરાઇ આવોછ!" તે બેટાએ અજબ થતાં નરમ ઠપકાથી કહયું.

"એ હું ખારીલી થવાની કે ઉશકેરાઇ આવવાની વાતજ નથી." હર ગ્રેસે તોરથી માથું ફફડાવીને જવાબ કર્યો. "મને તો બસ તાહરો જવાબ જોઇએછ. એક, બે ને ત્રણ ત્રણ સારે ઘેરની છોકરીઓ હું તુંને બતાવી ચુકીછ, તેમાંથી તુંને ગમે તે એકને તું કબુલ રાખ ને પરણી જા! માહરો અરમાન એટલોજ છે!"

"તે તેના પાર પડવાની વખતે પાર પડયા કરશે," દીકરાએ સધ્યારો આપ્યો.

"એ તો તું મને જમાનાથી કેહેતો આવ્યોછ," હર લેડીશીપ ધીધવાઇ." તું દહાડેવારેનો થયો અને પરણવાનો ગંભીરપણે વીચાર કરવા હું તુંને સમજાવતી થઇ, ત્યારનો તું મને છાતીએ એજ હાથ આપતો આવેલો છે! હું તો ધારૂંછ કે માહરાં નસીબમાં એ આલા દરજ્જાનું સુખજ નથી. કેવી બીજી બપાઇઓને હું પોતાના દીકરાઓનાં દીકરાંઓને રમાડતી અને તેઓનાં સુખમાં સુખ માનતી જોઉંછ ત્યારે માહરો જીવ બળી જળીને ખાક થઇ જાયછ! તું ભુલી ના જા કે તું માહરો એકનોએક છે, ને તું જો નહીં પરણે તો મને એ સુખથી બેનસીબજ મરવાનું થવાનું છે! આજે તો આપણો આએ સદાનો એકાંત મેહેલ વાજતા ઘુંગરાઓ જેવાં તાહરાં બચ્ચાંઓથી ગાજી વાજી રહેવો જોઇએ! આજે તો તાહરી પાસે તાહરા બેથી ત્રણ ગળગોટા જેવા દીકરાઓ જોઇએ, અને પરીસુરત ચેહેરાની, કસબ જેવા બાલની-દીકરીઓ માહરા ખોળામાં રમતી જોઇએ!"

બરટ્રાન્ડ વળી કડવાસનું હસ્યો. તેની માતાની આ ઉતાવળ, ઉલટ અને ઉમેદ તેને તેનાં અસહય દુખ વચ્ચે પણ થોડીક ગમ્મત આપ્યા વના રહી શકયાં નહીં.

"તું ખોદાને વાસ્તે ગંભીર અને એ વાતમાં થોડો ઉલટ લેતો થા" તે માતાએ કાકલુદીથી માગી લીધું. "માહરેથી એ નાઉમેદી નથી ખમી શકાતી! ખોદાએ ઉતાવળા થઇને તાહરા બાપને તેડી લીધા! તેવણ હોતે

તો તેવણ તુંને સમજાવી શકતે. તું માહરૂં નથી માનતો, પણ તેવણનું જરૂર માનતે."

"એમ કાંય બોલોછ, મધર?" ડયુકે વાંધો ઉઠાવ્યો. "મેં આજ સુધીમાં કેઇ તમારી મરજીને માન નથી આપ્યું, અને કેઇ વાતમાં તમારૂં દીલ દુખવ્યુ છ?"

"પણ આએ વાતમાં તો ખરૂંની?" તે માતાએ તકરાર લીધી; "માહરી ઘાતકી નાઉમેદીનો તો તુંને ખ્યાલજ આવી શકવાનો નથી. તું બચ્ચું હતો ને હું તુંને પારણામાં પોઢેલો હીંચ નાખતી વટીક માહરી જવાનીમાં વિચાર કરતી હતી કે કોણ ભાગ્યશાળી તાહરી પરણી મોહરદાર થવાની હોશે! ઓ બરટ્રાન્ડ, માહરી બચગીની મુદ્દઇ અને વેરસી લંડી લારાનું ચઢી વાગે, અને તેનો આરથર અંહી ધણી થઇ બેસે તે કરતાં તો જા, તુંને ગમે તે ખાંચરાંમાની ગમે તે બઇરી પરણી લાવ!"

"અરે માતા," તે જવાંન ડયુકે એ સાંભળતાં એક ઉંડી હાય ખેંચીને કહયું, "એવીજ ઉદારતા ને એટલાંજ મોટાં મનથી એજ રજા તમોએ જો વરસો આગમચ મને આપી હોતે, તો—"

તે માતાએ ચમકીને ભારે અજાયબીમાં તેના ચહેરા સામું જોયું.

"વરસો આગમચ, બેટા?" તે અજબ થઇ. "વરસો આગમચ તેં એવી કેઇ છોકરીની ઉમેદ કીધીતી, અને કેઇ છોકરીને વાસ્તે તેં માહરી રજા માંગીતી કે જેની વાત?"

"મેં રજા માંગી નહીં, મમા, કેમકે તેવી રજા દુન્યા ઉઠલપાઠલ થઇ જતાં પણ મને મલવાનીજ નહીં હતી," બારટ્રાનડે ઉંડી ગમખ્વારીથી કહયુ:—અને તાજુબ કે તે છતાં તે વાત તે પેલી નાઓમી વીનટર વાસ્તે કહેતો હતો એમ તો ડચેસને એક દુરનો ખ્યાલ વટીક થઇ શકયો નહીં! તે વાત તો એ એનાં "છોકરવાદી ચેડાં"જ સમજી તેણીએ બીજેજ દીવસથી મનમાંથી કાઢી નાખી હતી, અને પાછલાં વરસોમાં તો તે એ વાત સમુલગી ભુલીજ ગઇ હતી!!

"મને તો કાંઇ યાદ નહીં આવતું," તેણીએ ખરાં દીલથી ગુચવાતાં કહયું; "પણ તે ગઇ વાત ગુજરી પણ હવે વીચાર કર, માહરી હરીફ અને મુદ્દઇ આએ માહરા મહેલની માલીક થાએ, અને જે ચીજોને હું સઉથી વાહલી ને પવીત્ર ગણુંછ તેનો ગમે તેમ કચડઘાણ કાહડે તે ખ્યાલથી મને ફાટી ફાટીને રડવું આવેછ!"—અને તે તુમાખી, તોરવંત અને મગરૂર ડચેસ, નાસબર અને નાહીંમત બની, ખરેખર, એમ બોલતાં નવધાર આંસુએ રડી પડી, જે જોતાં તે સકળગુણસંપન બેટો દયાથી દાઝી ગયો. તેના પેટમાં ઘણું સુંથાઇ આવ્યું. તેણે તે માતાને પેટમાં દાબી,

અને તેણીનાં જાઇદ ઝુલફાંઓ કપાળપરથી ઉંચા કરતાં ઝળકતાં નીલારપર તેણે હેતથી એક બોસો લીધો.

"તમે ના ફીકર કરો, મમી ડીઅર!" તેણે સમજાવ્યું. "હું એ વીષે ગંભીરાઇથી વીચાર કરશ, અને તમો નેક માતાને નાઉમેદી નહીં થાય તે વાસ્તે હજીબી હું માહરૂં બનતું કરશ."—અને તે વાહલા અને દીલેર સપુતના આએ આખરી સધ્યારાપર ડચેસ એડીલાને તુરત વેળા તો ફરજ્યાત સબર માનવી અને હીંમત પકડવીજ પડી!

---

## પ્રકરણ ૩ જું.

—:o:—

તે જવાન ડયુક, તેની માતા જોડેની ઉપલી કરાજી અને કચવાટ પેદા કરનારી વાત થયા પછી, હદ વગરનો કંગાળ બની ગયેલો, વીચારના વમળમાં વાંટળાઇને એકલો બેઠો. તે તેનાં એ એકાંતમાં એક નજરે પુરતો દુઃખી, કંગાળ અને કાહેલી બની ગયેલો જોઇ શકાતો હતો!

"માહરી ગરીબ માતા!" તે એકલો પટપટયો, "ખુદા, મને એ શું સુઝયું! મેં કાંય બધું નખ્ખોદ વલી જવા દીધું! મેં કાંય નહીં થોડી હીંમત બતાવી, અને તેણીની આજીજી કરતી ચશ્મો માંહેલી કાકલુદી બહાલ રાખીને તેજ વખતે ખરૂં કહી દીધું? હું કેમ એવી શરમભરેલી હદ સુધીનો હીચકારો, બાયલો, નામર્દ થઇ શકયો?"

તેને કાંઇ સુઝયું નહીં. તેણે એ બુરી બલાગત અને જાલીમ ફસાવતથી મોકળો થવા હવે કરવું તે શું? ગરીબ તે—દુઃખનું એક ડચકું તે પહેલી પંકતીના નામાકીત જવાન ઉમરાવની છાતીમાંથી બેઅટકાવ બાહેર પડયું.

તે ઉઠયો, અને ઘણાં નાસબરપણે ઓરડામાં ઉપર નીચે ફેરો લેતો થયો. તે કોણનો આસરો શોધે? તે કોણની સલાહ લે? તે ઉમરાવોની હરોળમાં સઉથી પહેલી પંકતીનો ને આગેવાન હતો; તેના જાહેર માનપાન અને વગવસીલાની કંઇ હદ નહીં હતી, ધન ખાતાં ખરચતાં ખુટે નહીં એટલું બધું બીસ્યાર તેની ગાંઠમાં હતું, તેની મીલકતો અને તેની જાગીરો આખાં ઇંગ્લાંડમાં ઠામોઠામ બેશુમાર હતી, અને ટુંકમાં, ખોદાતાલાને ત્યાંના સઘળા જરૂરી આશિરવાદ સાથે તે જોઇએ એટલો સુખી હોવો જોઇએ, જ્યારે ખરેખર તો તે એક કંગાલ કમીના ભિક્ષુક કરતાં પણ પોતાનાં તન મનમાં વધારે કંગાળ અને દલીદ્ર હતો. તે પોતાની એસટેટ પરના કોઇ ભાડુત મજુરની પણ બાજે વખ્ત અદેખાઇ કરતો! એમ કહેવામાં આવતું કે તે કોઇ વાર મજુરનાં ઝુપડાનાં

બારણાંપર ઉભો રહેતો, અને તે મજુરને પોતાનાં બૈરી છોકરાંઓ સાથે ખેલતો અને ગેલ કરતો જોતાં આંખોમાં આંસુ સાથે ત્યાંથી ફરી જતો. તે કોઇ માતાને પોતાનાં બચ્ચાંઓ સાથે રમતી અને આનંદ પામતી જોતો તો સરદ દુઃખનું એક દચકું તેની મરજી ઉપરાંત તેની છાતીમાંથી બેઅટકાવ બાહેર પડતું સંભળાતું ! લોકો તેની હદ વગરની દયા ખાતાં. તેના ભાડુતોનો તે ઘણો વાહલો થઇ લાગ્યો હતો, અને ખરેખર તો તેનાં અકસર નમાનાં પણાંએ તેને માટે તેની આસપાસ એક ઘણું બહોળું અને બળવાન મિત્રમંડળ ઉભું કર્યું હતું, કે જે બધાં તેને માટે ઘણું માન ધરાવતાં, અને તેની ઘણી દયા ખાતાં, સઘળાં આપસઆપસમાં તાજુબ થઇને પુછતાં કે તેને છુપું દુઃખ શું હોવું જોઇએ, અને તે પરણતો કાંય નહીં હતો ? અને જ્યારે લોકોની એવી આતુરતાભરી અને ઉપરાસાપરી પુછપરછથી તે તદનજ કંટાળી રહેલો હતો તે વખતે વળી તેની માતાએ, આપણે ઉપર વાંચી આવ્યાં તેમ, લેડી લારાની અદાવત અને નીચપણાની વાત કાઢીને તેને હદ વગરનો નાસબર કરી દીધો. પરિણામમાં, તેને કોઇ બીજા રસ્તો નહીં સુઝવાથી તેણે એ બાએ પોતાના સોલીસીટર મી૦ રસકીનની સલાહ લેવા ઠરાવ્યું અને બીજે દિવસે તેને તેની ઓફીસમાં મળવા જવાનો પોતાનો એરાદો તાબરતોબ તેણે લખી વાળ્યો.

હવે સોલીસીટરો સાધારણ રીતે તો ઘણે ભાગે પૈસાના ગરજુ, લોભી અને લુચ્ચાજ લેખાય છે, પણ આ મી૦ રસકીન કે જેના સંબંધમાં આગલાં પ્રકરણને મથાળે આપણે પુરતું વાંચી લીધેલું છે તે એક નમુનેદાર અપવાદ હતો. તે ઉપરથી કહેવામાં આવ્યું છે તેમ, એક બાહોશ ધારાશાસ્ત્રી હતો, અને તે ઉપરાંત તેને પૈસાનો ઝાઝો મોહ પણ નહી હતો. તે એક રગેરગ સાચો આદમી અને સીધો ગ્રહસ્થ હતો. તે જૈફીએ પોંહોચેલો હતો, તોપણ બાંધામાં સીધો અને ટટાર હતો, અને ચેહેરામાં ઘણો દમામદાર હતો.

જેબી તે હાથ ધરતો તેપર ઘણાં સાચાં દીલથી દીલ લગાડતો અને પોતાના કુલના હકમાં જે ખરું અને સાચું હોય તેજ કરતો; પણ તે પૈસાના લોભથી દોરવાઇને કોઇનેઆ ખોટી સલાહ કદી પણ આપતો નહીં. એવાં તેનાં ઘણાંએક શ્રીમંત કુલોમાં સઉથી આગેવાન કાસલમેનનો ડયુક હતો. ખરેખર તો ડયુકની માલકત અને અસકયામતની જેટલી માહીતિ તેને હતી તેટલી માહીતિ ડયુકને પોતાને અથવા ડચેસ માતા એડીલાને હોએ એ શકભરેલું છે. ડયુકના શેર્સ અને સરકારી સીકયુરીટીઝ શું શું છે અને કેટલી છે તે ડયુક પોતે પણ પુરું પાધરું જાણતો નહીં હતો. એ બધું, તેની વ્યવસ્થા કરવાની સંપુર્ણ સત્તા અને મુખ્ત્યારી સાથે, ડયુક એ સાચા સોલીસીટરના પ્રમાણિક હાથોનેજ સપુર્દ કરી નીરાંત માની બેઠો

હતો, અને તે ઇજ્જતદાર ધારાશાસ્ત્રી એ પૈસામાં પૈસા ઉમેરીને તે ધનની વૃદ્ધિ કરવા વાસ્તે હરહમેશ ઉલટમંદ કાલજી કરતો રહેતો.

તે હાલમાં ઘણો અજબ થયો. ડયુકે ચાલી ચલાવીને તેને તેની ઑફીસમાં મળવા આવવાનું લખ્યું તેથી તે કેટલુંક વિસ્મય પામ્યો. હંમેશ તો કાંઇબી કામકાજ હોય તો મી૦ રસકીનને કાસલમેન ખાતે રૂડકાસલના મહેલમાં એક ફેરો આવી જવાનો હુકમ મળતો, પણ આજે ડયુક પોતેજ તેને ઑફીસમાં મળવા આવવાનું લખતો હતો, અને વળી તેઓની મુલાકાત દરમ્યાન કોઇ હરકત કરતું કે તેને રોકતું નહીં આવે તે વાસ્તે ખાસ તાકીદ ફરમાવતો હતો! આ તેની અજાયબી હતી. તેણે યાદ કરયું કે હાલમાં તો કોઇ એવું કામ નહીં હતું કે જે એવી એક મુલાકાતની જરૂરયાત પુરવાર કરે, અને ત્યારે તે અનુમાનથી એટલું નકકી કરી શકયો કે ડયુક કાંઇ પોતાનાં જરૂરી ખાનગી કામેજ તેને અત્રે મળવા આવતો હોવો જોઇએ, અને વળી તે કામ કોઇ એવા પ્રકારનું હોવું જોઇએ કે જેમાં તે પોતાની ડચેસ માતાની દખલ સામીલ થએલી જોવા ચાહતો નહી હોય, અને તેનાથી છુપુંજ કામ લેવા માંગતો હોય!

હવે ડયુક, પોતે લખી મોકલેલા વખત પ્રમાણે, બરાબર વખતસર તે ઑફીસ પર આવ્યો, અને જોન રસકીન સોલીસીટરના ઓરડામાં દાખલ થયો એટલે તે ધારાશાસ્ત્રી તે જવાંન ઉમરાવનો લેવાયલો લુટાયલો હાલ જોઇને અકળાઇ ગયો.

વળી રસકીને જેયું કે તેણે અંદર આવતાં સાથે પોતેજ તે ઓરડાનું બારણું અંદરથી બંધ કર્યું—જાણે તે પોતાની એ મુલાકાત દરમ્યાન કોઇને બી અંદર હરકત કરતો આવતો જોવા ચાહતો નહીં હોય અને પછી તે ટેબલ આગલ આવ્યો, એટલે મી૦ રસકીને પોતાની બેઠકમાથી ઉઠીને હંમેશ મુજબ તેને બાઆદરમાન શેકહેન્ડ કરી.

ડયુક તે પછી બાજુમાની એક ખુરસીપર નામુરાદ બેઠો—બલ્કે ફસડાઇ પડયો, અને પોતાની લાગણીઓ વશમાં નહીં રહી શકવાને લીધે કેટલોક વખત સુધી તો કાંઇ બોલી વટીક્ર શકયો નહીં. આ તે સોલીસીટરને ઘણું અજબ જેવું લાગ્યું અને તેણે પોતેજ અંતે તેને બોલતો કરવા વાત છેડી.

"મેં આજનો બપોર સુધીનો વખત તમારીજ ખીદમત સારૂં ખાસ રીઝર્વ રાખ્યો છે, માહરા લોર્ડ, અને આપણને કોઇબી ડીસટર્બ નહીં કરે તે વાસ્તે મેં હુકમ આપી રાખ્યો છે," તેણે કહયું.

"એ તમે ઘણું નેક કીધું, મી૦ રસકીન," ડયુકે તેને બોલતો સાંભલીને જાણે પોતે ઉંઘમાંથી ઝબકી ઉઠયો હોય તેમ મુશકેલથી જવાબ કર્યો.

"મને એજ જોઇતું હતું, અને તેથીજ એ મકસદની તાકીદ મેં તમને લખી હતી. માહરી વાત ઘણી લાંબી છે, અને તે એક ઘણાં મોટાં દુખની કેફીયત છે, કે જે તમોને વિગતવારે કહીને હું તમારી સલાહ માંગવા આવેલો છું. માહરે કશુંજ છુપાવવું નથી. એ ભેદ વરસોથી મેં માહરી છાતીમાં છુપાવ્યો છે અને હવે મને લાગે છે કે તે માંહેલું તમારી સલાહ શોધતી વખતે માહરે કશુંએ છુપાવવાનું ઘણું નામુનાસેબ થશે."

"બચ્ચીત નામુનાસેબ થશે, યોર ગ્રેસ," તે વકીલે પોતાનો અભીપ્રાય જાહેર કર્યો. "પોતાના ડાકટર અને વકીલની સલાહ શોધતાં તેઓનાં કુલોએ કશુંએ છુપાવવું સજાવાર નથી. એ ઘણી ગંભીર ભુલ છે. ડાકટર કે વકીલ આખો કેસ અણીથી તે પણી સુધી જાણે નહીં તો મત બાંધીજ કેમ શકે, અને સલાહ આપીજ કેમ શકે?"

"મેં ઘણી વાર એ વાત તમોને કહીને તમારી તે બાબે સલાહ શોધવાનું મન કર્યું, પણ બધી વખત તેમ કરવાનું મને બીનઅનુકુલ અને બેજરૂર લાગ્યું. નહીં કે તમારાપર મને અવીસ્વાસ આવ્યો—લેસ નહીં, પણ હું જોઇજ નહીં શકયો કે તમો બીચારા મને એમાં શું સલાહ આપી શકો? એમ છતાં હાલમાં હવે ગલાંપર છરી સરખો મામલો આવી પહોંચ્યો છે કે માહરે કાંઇબી કરવુંજ જોઇએ એ ઘણું જરૂરનું થઇ પડયું છે, અને તેથી હું તમારી સલાહ ને આશરો શોધતો આવ્યો છું. માહરાં માતા મજબુત જીકકર લઇ બેઠાંછ કે મારે હવે પરણવુંજ જોઇએ."

"અને એ જીકકર ને સલાહ તો હુંબી તમોને આપુંછ," તે ધારાશાસ્ત્રીએ નરમાશથી સમજાવ્યું. "બલ્કે જેબી તમારા ખેરખ્વાહ હોય તે બધાં એજ ચાહશે અને એજ સલાહ આપશે. લેડી લારા ઍવરલી માહરાં મતથી એક કાચી બુદ્ધીની અને ઓછી સમજની બાઇ છે, અને તે તમો નહીં પરણતા હોવાથી એ ડયુકડમ વાસ્તેના પોતાના દીકરાના હકને સારૂ બીલ્લીની તરાહ એવી ટાંપી રહેલી છે કે તે પોતાના એ લાભ અને લોભને લગતી જયાં ત્યાં હવે છચોક વાત કરતી ફરે છે અને તે સાંભળીને મને પોતાનેબી આપ સાહેબના સંબંધમાં પુષ્કળ નીરાશા ઉપજે છે."

"માહરાં માઠાં ભાયગે એ બધું તદ્દન ખરૂં છે, રસકીન," ડયુકે માથું નમાવી કબુલ કર્યું, "લોર્ડ આરથર ઍવરલી એક ફુકરાજીભર્યો અને ઉડાર્યો જવાન છે, અને તે માહરાં એ બાદશાહી ડયુકડમનો માહરી પછી માહરા વારેસ તરીકે માલેક થતાં ચંદરોજમાં સઘળું ફનાફાટયો કરી નાખશે, અને માહરાં અસીલ પુર્વજોનાં કબરોમાં હાડ કમકમાવશે તેમ માનવાને હું કશોજ સંદેહ કરતો નથી."

"તદ્દન ખરી વાત છે," તે સોલીસીટર પોતાની સફા બોડેલી ડાઢી પસવારતાં પ્રમાણીકપણે એકમત થયો.

"એમ છતાં હું એ અનર્થ થતો અટકાવી નથી શકતો, રસકીન," ડયુકે ગમ ખાઇને કહયું "તે માહરા હાથમાંજ નથી. હું પરણી શકવાનો નથી."

જોન રસકીન એ સાંભળતાં હદ વગરનો અજબ થયો, અને તેણે અજાયબીમાં ફાટી ગએલા ડોળાએ તે જવાન ડયુકના દર્દમંદ છતાં અતી ઘણા સોહામણા મુખડામાં જોયું.

"પણ કાંય?" તણે અજબ થઇને પુછયું.

"એ વાતમાં એક ભેદ છે—એક આંટો છે," ડયુકે ગમખ્વાર જવાબ કરયો, "અને તે ભેદને લગતો સંતાપ માહરૂં કાળજું કોરીને ખાઇ જાય છે. માહરી દેખીતી સુખવાસી જીંદગી ખરેખર તો નહીં ઉપડી શકે એવા એક ભાર કે બોજસમાન છે!"

તે ધારાશાસ્ત્રી, એ સાંભળતાં, હજી વધતો અજબ થએલો દેખાયો.

"એ માહરો ભેદ તમોને કહેવાથી કદાપી માહરી છાતીપરનો બોજ હલકો થશે." ડયુકે જારી રાખ્યું, "વરસોથી એ ભેદ એક ભુતની પેઠે માહરી પુઠે પડયો છે, અને તેણે માહરી જવાની બધી ધુળ કરી મેલેલી છે. મેં સુખકરારની એક પળબી કદી જાણી નથી. તમો તેથી માહરી એ બધી વાત સાંભલો, અને મને ખરી સલાહ આપો! એ વાત બીલકુલ ખાનગી રાખવા વાસ્તે તમોને તાકીદ કરવાની કે કસમ આપવાની કશીએ જરૂર હું જોતો નથી. સોલીસીટરોનાં પેટ કુવા જેવાં ઉંડાં થાય છે, અને તેમાં હજારો લોકોની હજારો ખાનગી વાત સલામતીથી સચવાઇ રહે છે તે હું જાણું છું. હું તેથી જે માંગી લેવા આવ્યો છું તે ફકત તમારી કીમતી મદદ અને સલાહજ છે!

"અને તે હું તમોને માહરાં ખરાં જીગરથી અને દીલોજાનથી આપશ, એ વાતની તમો ખાત્રી રાખજો. યોર ગ્રેસ," તે ભલા સોલીસીટરે હીંમત આવે એ કાસમે તે જવાનને સધ્યારો આપ્યો.

"હવે ત્યારે સાંભળો," ડયુકે કહયું. "એ માહરી એક છોકરવન ઉમરની ભુલ કે મુર્ખાઇની એક કેરીયત છે, કે જે ભુલ અથવા મુર્ખાઇએ માહરી આખી જીંદગીનો સરયામ કચડઘાણ કહાડી નાંખેલો છે! એ કેરીયત હું શરૂઆતથીજ તમોને માંડી મેલીને કેહુંછ. માહરા માસા માસી ગુજરી જવા પછી છેક બાળક ઉમરે માબાપના એક પવીત્ર ઓઠ વગર રખડી પડેલી માહરી કઝીન લેડી નેલને માહરાં માબાપ પોતાને આશરે ઉધારવા અમારા મહેલમાં લાવ્યાં, અને તેને કેળવવા વાસ્તે એક ગવરનેસ રાખવાની જરૂર થઇ. તેને કોઇ સારી સ્કુલમાં મોકલવામાં આવતે, પણ એ બચ્ચું એવી કમકાયનાત અને નબળી દેહનું હતું કે માહરા ભલા બાપ, કે જેઓ ખરી

ભલમનસાઇ અને દયાની મુર્તિ હતા તેવણે ઘરમાંજ કોઇ ગવરનેસ રાખીને એને શીખવવા મજબુત હીમાયત કરી. તે ઉપરથી એક મોટી ઉંમરની ગ   રાખવામાં આવી ખરી, પણ તે એવી કરડી અને સખ્ત હતી કે ચાહરાત ચાંદરાતેએ હસે નહીં તેવાં તેનાં રેંડયાળ કોઠાંમાં એટલું રડમસ હતું કે તે બચ્ચું તેને જોઇનેજ લાકડું થઇ જતી, અને ભરાઇ ભરાઇને રડયા કરતી જોવામાં આવી! એ ઉપરથી માહરા ભલા પપા વળી વચ્ચે પુરાયા. તેવણે વળી પછી બાથ ભીડી કે એને વાસ્તે તો નાહની ઉંમરની અને જોનારનું દીલ જીતી લઇ શકે એવા મીઠા ચહેરાની કોઇ એવી ગવરનેસ જોઇએ, કે જે શીક્ષકની વખતે શીક્ષક થઇ શકે, અને વળી તે ગંભીર ફરજ ખતમ થતાં એ બચ્ચાં સાથે બચ્ચું થઇને તેને હસાવે ખેલાવે અને તેના જોડે રમી જાંણે! એ ઉપરથી એક નાહની ઉમરની એક નવી ગવરનેસ રાખવામાં આવી કે જે માહરી માતાની કને ઘણી ઉંચા ભરભલામણો સાથે હાજર થઇ હતી; અને તે લેડી નેલ સાથેજ માત્ર નહીં પણ આખા ઘરખટલા વચ્ચે જલદીથી પળોટાઇ ગઇ અને પ્યારી થઇ પડી. એ વખતે હું તો, અલબત, તરતનો ઉંમરમાં આવેલો હોવાથી ધારા મુજબ કોનટીનટપર ફરવા નીકળી ગયો હતો, અને નજદીકનાં ભવીષમાં મહેલમાં માહરી પાછો ફરવાની વકકી નહીં હતી. હું એ ગવરનેસ રાખવામાં આવી ત્યારે બે વરસથી ઘેરની બાહેર હતો, અને બીજાં એક વરસ સુધી ઘેરમાં પાછો આવવાનો નહીં હતો. બનવાજોગ છે કે માહરાં મધર જો એમ જાંણતે કે હું માહરો અસલ પ્લાન ઉલટાવી નાખીને એક વરસ વહેલો અચબુચ ઘેર ચાલી આવવાનો છું તો તેઓ એવી એક નવજવાંન અને અજબ જેવી દીલકસ ખુબસુરતી ધરાવનાર છોકરીને અમારે ત્યાં રાખવાનો જોખમ કદી કરતેજ નહીં! પણ એ તો તદન નહીં ધારેલું બનયું કે હું માહરી મુસાફરીથી ધારવા કરતાં વધારે વહેલો કંટાળી ગયો, અને વહેલો ઘેર આવતોજ રહયો. અલબત, એ વખતે એવી એક ગવરનેસ ઘેરમાં હોવાનું તો માહરે કોઇ સ્વપને પણ નહીં હતું. મારી પર એવું કાંઇ પણ લખાણ આવેલું હતુંજ નહીં, હું તો ફકત અમારી નાહની નેલને વાસ્તે રમકડાંઓના ઢગના ઢગ લઇને ઘેર આવયો. તે બચ્ચું અમો બધાનુંજ ઘણું વહાલું હતું, અને માહરૂં તો ઘણુંજ માનીતું હતું.

લેડી નેલ મને ઘરમાં હેતથી મલી, અને મેં તેને રમકડાંઓ આપ્યાં તે લઇને તે ખુશાલીના કુદકાઓ મારતી પોતાના ઓરડામાં ગઇ. તે દહાડે પછાથી અમે પાછાં મલ્યાંજ નહીં, પણ બીજી સહવારે હું વહેલો ઉઠયો

અને નીચે બાગમાં ઉતરયો. તે એક ઘણી ખુશનુમા સહવાર હતી, અને પક્ષીઓ ખુશાલ ગાનાં ગાઇ રહયાં હતાં. કોઇનોબી દેમાગ ખુશીમાં તર કરી મેલે એવીજ તે મધુરી બામદાદ હતી, અને હું ખુશાલ તબીયતથી તે વીશાળ બગીચાના એક ભાગમાં ફરતો હતો તેત્રામાં તે બાજુનાં ઝાડોની પછવાડેથી નાહની લેડી નેલનો મોટે સાદે હસવાનો અવાજ આવ્યો, જ્યારે હું ઘણો અજબ થયો. એ બચ્ચું એવી બડી બામદાદે ઉઠીને બાગમાં આવ્યું હતું, અને એટલી ખુશાલ કીસમે તે બામદાદની મઝાહ ભોગવતું હતું એ મને ઘણું અજબ કરનારૂં લાગ્યું. હું તેથી તેને ભેટવાને ઉલટમંદ જે તરફથી તેનો હસવાનો અવાજ માહરે કાને આવ્યો હતો તે તરફ ગયો, અને યા પરવરદેગાર! મેં ત્યાં જતાં શું જોયું? મેં જે જોયું તેનું બ્યાન કીયા બોલોમાં કરી શકાય? તમે મને ઘેલો ના ધારતા, રસકીન, પણ માહરા ઘેલા પ્યારની એ એક વાત એક સોલીસીટરની ઑફીસને બરની નહીં હોય તોપણ મહેરબાનીની રાહે તે ગંભીર ધ્યાનથીજ પુરી સાંભળજો! ઉગતા સુર્યના નરમ પ્રકાશમાં તમોએ લાઇમના ઝાડોનાં નાજુક રૂપેરી પાતરાંઓ ઘણું એક વાર જોયાં હોશે, અને તેવાં ઝાડ જે અમારા બગીચામાં ઉભાઇ જાય છે તેનાં એક ઝુખંડ વચ્ચે મેં જે એક દેખાવ જોયો તે માહરી જીંદગીની આખર તક હું કદી ભુલી જઇ શકવાનો નથી. તે વાતને વરસો વહી ગયાં છે, પણ આજે બી હું તે માહરી આંખોમાં પાછો ને પાછો જોઉંછ અને જખમી થાઉંછ! ઓ, હું ચાહુંછ કે તે દેખાવ તમે નજરે જોવા પામતે, રસકીન! તેનું બ્યાન નહીં થઇ શકે તેવું અગાધપણું જે હું તમોને સમજાવા માંગું છું તે તમો ત્યારેજ સમજી શકો. સુર્યનાં કિરણો પાધરાં તે તારૂણીનાં સોનેરી ઝુલફાંવાલાં માથાં ઉપર ઉતરતાં હતાં, અને તે માંથાંને જાણે નુરમંદ અને તેજસ્વિ કરતાં હતાં. તે બ્લુ નેત્રોમાં ગોયા આસમાની બ્લુજ સમાઇ જતું જોવાતું હતું. તે એક સ્વર્ગ્ય મુખડો હતો—મુખડો કે જેનો મુકાબલોજ આએ ધર્તી પર હોઇ યા થઇ નહીંજ શકે! તે મુખડો હુબહુ એક આકાશ તણી હુરીનોજ અભ્યાસ કરાવતો હતો. સાધુસન્યાસીનું પણ મન અને ચીત ચોરી જઇ શકે એવો તે એક દીલકસ, દીલજીત, દીલપઝીર મુખડો હતો!!

———:૦:———

# પ્રકરણ ૪ થું.

—:o:—

"હું તે તરફ ગયો એટલે મને જોઇને નાહની લેડી નેલ ખુશાલીની એક ચીસ સમેત માહરા ભણી દોડી આવી, અને તેથી ચમકીને પેલી ગવરનેસે પોતાની મીઠાસભરી આંખ્યો ઉંચકી માહરા ભણી જોયું. જયારે તે મીઠી નયનકટારીએ મને જોતાં જોતાંમાં જખ્મેહજ કરી નાખ્યો એમ હું કેહું તો હું વીનંતી કરીને માંગી લઉંછ કે હું કશી પણ સહરાગાત કરૂંચ એવું જરા થઇને તમો માનતા ના! જેઓ પ્રમાણીક અને ઇજતદાર પ્યારમાં માનવાલાં હશે તેઓ બધાં માહરૂં કહેવું માનશે અને માહરી કદર કરશે. પહેલી નજરનો પયાર ગાલેબ આવવાનું જે કહેવાય છે તે માહરા કેસમાં બીલકુલ અને બોલેબોલ ખરૂં આવ્યું, તે દીલજીત માહામુખને દીલોજાન પ્યારથી ચાહવા વાસ્તે એ એકજ નજર બસ અને બસ કરતાં બી વધારે હતી! તેની તે મીઠી ચતુર બ્લુ આંખયોમાંજ કાંઇ મોહીની બલ્કે જાદું હતું, કે જેણે હું ઉભો હતો તે જગ્યા પર મને જકડ પકડ પકડીને જાણે જડ કરી નાખયો!

"લેડી નેલે તેવામાં વધતો કચરડો કાઢયો! "જોવોની, લોર્ડ સેન્ટ આલબન," તેણીએ નાચતી કુદતી માહરા ભણી દોડી આવીને કહયું, "આએ માહરાં નવાં ગવરનૅસ છે. ઘણાં મજાહનાં છે. તમોને ઘણાં ગમશે. પેલાં આગલનાં ગવરનેસ તો એડયું પીધેલું હોએ તેવાં મોઢાંનાં કોઇને બી ગમે તેવાં હતાંજ નહીં! એવણ તો બધાંને ગમેછ. આવો, હું તમારી ઓલખાણ કરાઉં!—અને નાહની નિર્દોષ નેલ, એમ કેહતાં, હાથ પકડીને મને ઘસડતી અને માહરી આગલ ખુશાલીથી નાચતી તે માહરી દુખભરી સરજત તરફ જાણે મને માહરી મરજી ઉપરાંત ઘસડી ગઇ!

"તે બાળા મને આગલ આવતો જોઇને અદબથી ઉભી થઇ અને આહ, રસકીન, હું કીયા બોલોમાં તે સીધાં સરોવર જેવાં બદનની નાજનીનની તમારી આગલ તારીફ ગાઉં? તેને વાસ્તે માહરી પાસે શબ્દોજ નથી. વળી વગર અગતનું લાંબું કરવા બી ચાહતો નથી. તે એક બેમિસાળ "વીઝન" હતું—સ્વપનામાં જોવાથી એક અનુપમ સુંદરતાભરી નાઝનીન! તેની આંખોમાં સ્વચ્છતા અને મુખમુદ્રામાં અકસર, નિર્દોષતા અને નેકી હતી! ખરેખર હું અજબ થયો કે માહરાં બાહોસ મધર આવી આસમાનની હુરી સરખી અજબ જેવી સુંદરતા ધરાવનારી એક છોકરીને લેડી

નેલની ગવરનેસ તરીકે મેહેલમાં રાખવાનો જોખમ કરવા કેમ પોતાના દુરઅંદેશ જીવને સમજાવી શકયાં હશે!

"અમોએ પ્રથમ તો કાંઇ સાધારણ હવા અને રૂતુ વિષેની મામુલી વાતચીત કરી, અને તેના રૂપેરી ઘંટના નાદ જેવા મીઠા સુસ્વરે બની શકે તો મને જ્યાદા ઘાહેલ કર્યો. અમોએ વાત કરી અને મેં તેને શા જવાબો આપ્યા તે હું કશું જાણુતોજ નથી! હું માહરા પગપર ઉભો હતો કે માથાં ઉપર તે વટીક જાંણે કહી શકતો નથી! માહરી આંખમાં તેજ ઘડીએ એક લેહેજામાં આખી દુન્યાજ બધી પળાતી અને બદલાઇ ગઇ. સુર્યનાં નરમ કિરણો એટલાં વાહલાં મને એ આગમચ કદી લાગ્યાં નહીં હતાં; લાઇમનાં ઝાડો એવાં ખેંચાણકારક આગલ મને દેખાયાંજ નહીં હતાં; પક્ષીઓનાં ગાયન એવાં મધુરાં માહરા કાનમાં કદી વાગ્યાં નહીં હતાં! આખી જેહાંન મન માહરી આંખમાં ખુશી અને ખુશનુદીમાં ગરક ગએલી નજરે આવતી હતી. એ વખતે માહરી ઉંમર બાવીસ વરસની હતી, અને પ્યારનાં ચેલાંચેડાંમાં હું મુતલગજ માનવાવાલો હતો નહીં. છોકરીઓપર ધ્યાંન આપવાનું પસંદ કરવા કરતાં માહરી માનીતી મર્દાનગીભરી રમત ગમત—જેવી કે ક્રીકેટ, ફુટબૉલ, તરવાનું, શિકારે જવાનું વિગેરે વિગેરે મને હજારો ઘણું વધારે વાહલું લાગતું હતું. હું અજબ થતો હતો કે જવાન્યાઓ એ દિવાન્યતમાં કેમ માનતા થઇ શકતા હશે, અને પોતાના કીંમતી વખતની કાંય બરબાદી કરતા હશે! પણ આએ છોકરીએ માહરૂં તે વાસ્તેનું તમામ ડાહપણ ભુલાવી નાખ્યું, જ્યારે અજાયબી એ છે કે કાસલમેનના માહરા તમામ માનવંતા પુર્વજોથી ઉલટી રીતે હું એકલોજ એ દિવાન્યતમાં ફસ્યો. તેઓની તવારીખ પરથી જણાય છે કે માહરા બાપદાદાઓ બધા તેઓની લાયક ઉંમરે પોતાનીજ પંકતી અને પદવીની મોહરદારો જોડે પરણ્યા હતા, જ્યારે હુંજ અભાગ્યો એ બાબદમાં જોઇએ તે કરતાં વધારે કમનસીબ, વધારે મુર્ખ, વધારે ગુનેહગાર અને સઉથી મોટો હિચકારો પુરવાર થયો છું! પણ માહરે તમોને કહેવાની વાતમાં એમ વચમાં વલોરૂં પાડવું નહી જોઇએ. મને તે તમોને તેના ચાલુ સીલસીલામાંજ કહેવા દેઓ. મેં તમોને કહયું તેમ અમો મલ્યાં, અને અમારા વચ્ચે વાતચીતનું ગાડું ગબડતું થયું. તે પછી તે વાસ્તેની અમારી ઓસક એક ઝપાટે દુર થઇ ગઇ, અને અમોએ તે બાજુના એક બાંકપર બેસીને નજદીક એક કલાક વાતચીત કર્યા કીધી. મેં તેનું નામ પુછયું, અને તેણે જ્યારે મને પોતાનું નામ "નાઓમી વીનટર" કહ્યું ત્યારે તે નામ મને મ્યુઝીક કરતાં પણ વધારે મધુરૂં લાગ્યું. 'નાઓમી' નામ આપણા વચ્ચે ઘણું અસાધારણ છે, તેથીજ તે મ્યુઝીક

જેવું મધુરૂં છે. ખરેખર, તેણીનો માહરી તરફ અદબ, વાતચીત કરવાની બાહોસી અને ખબરદારપણું, તેણીની ડ્રેસ એ સઘળું એટલું મોહીત કરનારૂં હતું કે નાસ્તાનો વખત થવા આવતાં તે નેલને લઇને અંદર ગઇ ત્યારે મને ત્યાં બધું સુનકાર અને અંધકાર લાગ્યું, જ્યારે હું તેને માહરા ખ્યાલોથી એક મિનીટ પણ અલગ કરી શકયો નહીં. હું રાત્રે સ્વપના વટીકમાં પણ એજ મોહક ખુબસુરતીને જોતો થયો અને તે વખતની માહરાં તન મનની બેકરારીનો હું તમોને કાંઇ ખ્યાલજ નથી આપી શકવાનો, રસકીન !

"હું બીજે દહાડે તેને તેજ જગ્યાપર પાછો મહયો, અને પછી અમો રોજ એ મુજબ મલતાં રહયાં, તાજુબી એ છે કે એ અમારી મુલાકાતો પકડાઇ નહીં, અને મહેલમાં તે વાસ્તે કોઇને સ્વપનો પણ નહીં થયો. લેડી નેલ, તેણીની ઉમર જોતાં, એક અજબ જેવું સમજું બચ્ચું પુરવાર થયું. અમો મલતાં એટલે તે તરત ફુલો અને રમકડાંઓના ઢગ વચ્ચે એકલી એકલી રમવા પડી જતી, અને અમોને કલાકો સુધી એકલાં છોડતી. વળી મને બીહીક લાગ્યા કરતી હતી કે રખે તે આ અમારી છુપી મુલાકાતોની વાત મેહેલમાં કોઇકને વાસી દીએ; પણ તેમ તેણીએ કરયું નહીં. તેની બાળક બુધ્ધીની એક અજબ જેવી પ્રેરણાથી તેને એમ લાગેલું હોવું જોઇએ કે એ કોઇ આગળ કરી દેવા જેવી વાતજ નહીં હતી, અને એ દરમ્યાન હું હોસ અને માથું બંને ગુમાવતો આગળ વધ્યો. મને હવે મજબુતી સાથે એમ લાગતું થયું હતું કે નાઓમી વીનટર વગર હું ગોયા જીવીજ નથી શકવાનો !

"હું આયન્દા તેને સાંહજે પણ મને બગીચામાં આવી મલવા ઘણી મુશકીલથી સમજાવી શકયો. લેડી નેલ સુઇ જવા પછી તે બાહેર સટકી આવતી હતી, જ્યારે જમવા પછી સીગાર લઇને બાગમાં ઉતરવાની માહરી તબેહ તો બધાંને સારી રીતે જાંણીતીજ હતી. માહરાં ડચેસ મમ્માને "સ્મોક"નો ઘણોજ કંટાલો છે. સ્મોકીંગ હૉલ સિવાએ બીજે કેથે પણ તેવણ મને સ્મોક કરવા દેતાં નહીં હતાં, એટલે ખાધા પછી બાગમાં ઉતરવાને મને પુરતું કારણ હતું. તમો જાણોછ તેમ અમારા બગીચામાં એક ઘણું મજાહનું ઠંડક આપનારૂં "સમર હાઉસ" છે, અને રાત્રે તે તરફ કોઇનો આવનજાવણનો ધારોજ નહીં હોવાથી અમો કલાક બે કલાક ઘણી નિરાંત સાથે ત્યાં રોજ રાત્રે મલી શકતાં હતાં, મારી મોહબત ઘણી પાક તોરની હતી, અને તેમાં દગો કે ગલીચી કશાંએ નહીં હતાં. હું ફકત તેને એમ ઉપરાસાપરી મલવા અને તેની અશોકની એક દુનીયામાં

જીવવા ચાહતો હતો ! હું તાજુબ કરૂંછ કે માહરી છોકરવન ઉમરે મેં જેવા ઘેલા પ્યારથી એ છોકરીને ચાહીછ તેવાં ઘેલાંપણાં સાથે કોઇબી મર્દે કોઇપણ છોકરીને ચાહી હોય ! તેની નજદીકમાં રહેવું, રૂપેરી ઘંટડીના નાદ જેવો તેનો સુસ્મરશ્રવણ કરવો, તેનાં પોશાક કે તેના લાંબા કાલો કેશનો એક સ્પર્ષ મેલવવો એ બધું માહરે માટે ગોયા આ ધરતીનું બહેસ્ત હતું ! હું એમ કરીને સંકટની પરીસિમા તરફ યાહોમ ધસડાતો હતો એવો ભય તો કમભાગ્યે મને થયોજ નહીં !

"પહેલાં તો તે ઘણી શરમાળ અને થોડું બોલનારી હતી; પહેલાંથીજ તે કાંઇ મન મુકીને માહરી જોડે મલી ગઇ નહીં હતી. પહેલાં તો તે એ ઉપરાસાપરી છુપી મુલાકાતોના ખ્યાલથી દેહેસ્ત ખાઇ ગઇ હતી, પણ આગ્રહભરી ચાલુ સમજાવટો અને મીનતજારીથી રફતેરફતે હું રાહપર લાવી શકયો, અને તેને ત્યારેજ તે મને ચાહતાં શીખી તે મને ચાહતાં શીખી, સબબ કે આ દુન્યામાં તે બીલકુલ નયામી હતી. તેનાપર માયા કરનાર કે તેને હેતથી ચાહનાર આએ આખી બોહોળી દુન્યામાં બીજું કોઇ નહીં હતું. મા, બાપ, ભાઇ, બેહેન કે કોઇ પણ સગાંવાહલાંના સાહરા વગરની તેના જેવી કમનસીબ બીજી કોઇકજ થતી હશે !

અમો કોઇ વખતે ખ્યાલ કરતાં અને ધ્રુજતાં કે ડચેસને જો આ અમારી વચ્ચે બરપા થએલા એખલાસની ખબર પડે, તો તેવણતો શું નું શું કરી નાખે, અને ત્યારે અમો શું કર્યે ? અમને ડયુકનો ભય તો કોઇ દહાડે થયોજ નહીં. ફકર થઇ થઇને અમને માહરાં તોરવંતાં અને તુમાખી માતાનીજ થતી, જો કે એ અમારૂં તરકટ પકડાઇ આવે તો અમો શું કર્યે તે અમો કાંઇજ નકકી કરી શકયાં નહીં ! પણ અમો પકડાયાં નહીં એજ એક મોજેજો થયો. હું તેણીના પાક પ્યારનો એવો પરસ્તાર થયો હતો અને તે પણ એટલી પવિત્ર ઓસ્તવારી સાથે જાનોનીસાર પ્યારથી મને ચાહતી થઇ હતી કે અમો બેને જુદાં થવું એ અમારાં પોતપોતાનાં જાનથી જુદાં થવા કરતાં જ્યાદા જબુન અમને લાગતું હતું; પણ અમો અમારા પ્યારનાં સ્વર્ગ્ય સુખમાંજ એવા નીઃમગ્ન હતાં કે એવાં એક ભયભીત ભવિષ માટે ધરૂજ્યા કરવાનો હવે અમને વખ્તજ મલી શકતો હતો નહી ! એમ છતાં વખત વધતો ગયો તેમ અમારી જુદાઇની દહેસ્ત પણ વધતીજ ગઇ. બનવાજોગ હતું કે નાહની નેલ જરા પુરતી તનદુરેસ્ત કે મોટી થાએ એટલે તેને કોઇ સારી બોર્ડીંગ સ્કુલમાંજ મોકલી આપવાનું ડચેસને વાહરૂં આવે, અને ત્યારે નાઓમીને રૂખસદ કરવામાં આવે. તો અમારૂં થાય શું ?

"માહરી ડારલીંગ, જો એ બધી બલાગતમાંથી આપણને બચવું

અને સલામત રહેવુંજ હોય તો આપણે છુપાછુપ પરણી જઇએ! તેજ બેહતર છે,' મેં કહયું, અને તેણીએ બ્યાન નહીં થઇ શકે એટલી બધી પ્રમાણીક તાજુબી વચ્ચે આંખ ઉંચકીને માહરી સાંમે જોયું, કે જ્યારે સચ્ચાઇ અને નિષકલંકપણું તેની તેજ ચસ્મોમાં પ્રગટ પડેલું હું માહરી જીંદગીની ખાતર તક ભુલી જઇ શકવાનો નથી!

"ઓ બરટ્રાન્ડ, આપણે પરણી જઇએ?' તેણીએ ગભરાઇને પુકાર્યું 'પરણવાનો ખ્યાલ કરવા વાસ્તેબી આપણે હજી ઘણાં નાઘલાં કહેવાઇએ!'

"હું તેના દીલની એ સાદાઇપર પેટ પકડીને હસ્યો, અને મેં તેને શ્રણી સમજાવી. મને ખ્યાલ થતાં મેં તેને સમજાવ્યું કે 'આપણે આપણા આ મોટા પ્યારમાં જો અખંડ અને સલામત રહેવા ચાહતાં હોઇએ, તો સલામતીનો ફકત એ અને એજ ઉપાય છે!'

"પણ તે કેમ બને, બરટ્રાન્ડ? તેણીએ તકરાર લીધી. 'ડચેસ માહરા જેવી એક નાવારેસ મુફલીસ જોડેનાં તમારાં લગનનો ખયાલ ખમીજ કેમ શકે? તેવણને તો મેં ઘણી વાર બોલતાં સાંભલ્યા છે કે ઉમરાવ કુટું-બોમાં વડીક તમારે બરની કોઇ છોકરીજ નથી, અને તમારે વાસ્તે તો રોયલ ફેમીલીમાંથી કોઇ શાહજાદીજ તેવણ નકકી કરવાનાં છે'! માહરે કહેવું જોઇએ, રસકીન કે આ તકરારથી હું માહત થયો. મને ત્યારે પહેલીજ વાર હું જે મોટો જોખમ કરવા ચાહતો હતો તેનું ભાન થયું. માહરી તુમાખી માતા ધરતી ઉલટપુલટ થતાં બી બાદશાહોના મહેલને શોભા આપે એવી પણ ગરીબ અને લાચાર વર્ગની આએ સુંદરીને પોતાની વહુ તરીકે કબુલ રાખે એ શું કદી પણ બનવા જોગ હતું?

---

## પ્રકરણ ૫ મું.

——:o:——

"અલબત, આ વાત થવા પછી, અમો થોડું સુધી અમારા અખંડ પ્યારના સર્વોતમ સુખ છતાં થોડાંક કંગાલ થયાં અને અસુખી બન્યાં. અમો બંનેને મજબુત દેહેસ્ત પેઠી કે અમારૂં ભવિષ ઘણું સિહા અને કરૂણારસ થવાનું હતું. અમારી ખાત્રી થઇ કે અમો વચ્ચેના પાક એખલાસનો સહેજ પણ સંસારો ડચેસને કાને જતાં માહરૂં નખોદ વળી જવાનું હતું, અને તેવણ અમોને એવી કીસમે જુદાં પાડે કે અમો પાછાં આ ધરતી ઉપર કદી પણ મળવા અને એકઠાં થવા પામીએજ નહીં! આથી માહરો જીવ ઘણો ગભરાવા લાગ્યો, અને અમો

કલાકો એ વીષે યોજનાઓ નકકી કરવામાં ગુજારતાં, પણ કોઇ નકકી સેવટ કે ઠરાવપર આવી શકતાં હતાં નહીં. એમ છતાં માહરા મન સાથ હું'જ એક નકકી ઠરાવપર આવયો. મને લાગ્યું કે અમારે પરણવુંજ જોઇએ, અને અમોને જુદાં નહી પાડવામાં આવે તે વાસ્તે એ સીવાએ બીજો કોઇ સલાંમતીનો માર્ગ હતોજ નહીં. જુવાંની દીવાની છે, અને મને માહરી જુવાંનીનાં જોમની દીવાન્યત સાથે એમ લાગ્યું કે એમાં અપ્રમાણિક કે બેઇજ્જતી જેવું કશુંજ નહીં હોવાથી એ જોખમ મારે કરવા જેવો હતો. પછી કોણની મગદુર કે અમને જુદાં કરી શકે? અમો સમો સમાલીને વર્તશું અને પછી સમો આવતાં હીંમત સાથે ડયુક અને ડચેસને અમારાં લગનની ઓસ્તવારી જાહેર કરીશું!

"પણ મેં શી શી મુશીબતે માહરી વાહલીને એ વાત વાસ્તે પીગળાવી, પસરાવી, મનાવી ને એકમત કીધી તે સઘળાં માટે અત્રે હું તમારી આગળ લાંબુ કરવા નથી માંગતો, રસકીન! તે નાહની બાળા બીલકુલ બીહી ગઇ, તેને એનું પરિણામ બહુજ અશુભસુચક લાગ્યું, પણ મેં તેને ઘણી હીંમત આપી. મેં તેમાંજ અમો બંનેની સલામતી હોવાનું તેને ઉપરાસાપરી સમજાવ્યું કે એક નાહનો "વીલા" એક નાહના બગીચા સાથનો હું તેની માયેકીનો કરી આપશ, અને ત્યાં જો અમો મલતાં રહીશું તો કોઇ જાણશે બી નહીં. તે એક સુંદર વાલા માહરી વાહલી લેડી સેન્ટ આલબન અને ભવીષની ડચેસનાં માનમાં, મેં તેને સમજાવયું કે, હું હજારો તજુમલથી સમજાવીને આરાસ્તા કરાવશ, કેમકે ખરચોની તે વખત પણ મને કશીજ તંગી હતી નહીં, અને માહરી ગાંઠમાં પૈસા જોઇએ એટલા બીશીયાર હતા!

"ઓ, હું એક ડચેસ થવાની છેઉં, બરટ્રાન્ડ? તેણીએ ગભરાટમાં હાથ ઉંચા કર્યા! 'મને ડચેસ થતાં આવડવાનુંજ કેમ છે? તમારાં મમાનો તોર, તુમાખ, અને થસ્સોજ જુઓ, અને માહરો મુફલીસ હાલ જુઓ! એવણ એક ઓરડામાંથી નીકળીને બીજા ઓરડામાં જાવછ તો હું તે તેવણનો તેમ કરવાનો દમામજ બે ઘડી દાચકાં મારીને જોયા કરૂંછ! તેવણ એક રાણી—માહરાણી જેવાં છે. તેવણનાં તનપર સીલ્ક ને સેટીનના કીંમતી ડ્રેસ અને લખ્ખોનું જર જરયાંન બીરાજે છેજ કેટલાં! ઓ નહીં, બરટ્રાન્ડ, નહીં! મને ડચેસ થવાનું ના કહો, મને બીહીક લાગેછ.'—અને તેના દીલની આ અકસર સાદાઇ માટે હું વળી પાછો હસ્યા વગર રહી શકયો નહીં.

"તું તો માહરાં મમાનેબી ભુલાવે એવી એક નામાંકીત ડચેસ થશે," મેં હીંમત આપી, 'તાહરામાં તે વાસ્તે ખોદાની બક્ષેલી કુદરત છે.'

"ઓ નહીં, ઓ નહીં!" હજી તેણીએ આગ્રહ કર્યો; "મને ડચેસ થવાનું ખચ્ચીત આવડવાનું નથી. હું ઘણા ગરીબ ઘરની હોવાથી ઘણા ઘોંટાલા કરશ, અને તમો વહાલાને માહરે લીધે નાહકમાં શરમાવા જેવું થશે।"

"'તું ચેડી થાયછ," મેં ઠપકો આપ્યો. 'તું મને સુખી થએલો જોવા ચાહે કે નહીં?'

"ઓ, હજારો ખુશીથી!"

"'ત્યારે જેનામાં મેં માહરા જાન ભરી મુકયા તે મારી બાજુમાં હોએ નહીં તો હું સુખી થઇજ શી રીતે શકું?" મેં તકરાર લીધી; 'હવે, તેથી મારૂં કહયું કર, અને આપણા લગનને વાસ્તે એકમત થા એજ આપણાં સુખની સલામતી છે. લગન થયાં હોશે તોજ આપણને કોઇ જુદાં પાડી શકવાનું નથી.'

"પણ તેણીએ એના જવાબમાં જે દલીલ રજુ કીધી તે દલીલે મને માહત કીધો!

"'મને એક વાત કહો, બરટ્રાન્ડ,' તેણીએ કહયું. 'આપણા પ્યારની હકીકત તમારા માત પીતાને જાહેર કરવા જેટલી હાલમાં જો તમે જોઇતી હીંમત બતાવી શકતા નથી, તો લગન પછી લગનની વાત જાહેર કરવા વાસ્તે તમોને હીંમત કેમ આવી શકવાની છે?'

"હું જવાબ કરવા આગમચ એક આખી મીનીટ ખંચાયો.

"તે આવશે," મેં તે પછી કહયું. 'હાલમાં મને તે હીંમત થતી નથી, કારણ કે હું જાંણુંછ કે એ વાત જો હાલમાં એ લોકો જાંણે તો આપણાં લગન અટકાવવા અને આપણને સદાનાં છુટાં કરી નાખવા ઘણું કરી શકે, પણ જો લગન પછી એ વાત તે લોકો જાંણે તો આપણને છુટાં કરવા વાસ્તે કાંઇ કરીજ નથી શકતાં!"

"એમ છતાં ખરી વાત માહરે કહેવી જોઇએ કે તે એ લગનની વાત વાસ્તે મુતલગ એકમત થઇ નહીં'. તેણીએ સાફ નાજ કહયું કે જોખમ ખરેખર ઘણો મોટો થઇ પડશે, પણ મેં માનયું નહીં, અને હું ઘણો હઠીલો થયો. તે જેમ ના કહેતી તેમ હું વધતો શુર ઉપર ચઢતો, અને ઘણીક વખત તો અમ કજીયો કરીને પણ છુટાં પડતાં, અને એ ને એ ફીકર ને ઉંકકરમાં ખાવાપીવાનું વટીક મેં છોડી દીધું તે એટલે સુધી કે માહરાં મમાનું બી ધ્યાંન ખેંચાયું, અને તેવણ એકદમ ફકરમંદ

થયાં. એ રીતે તેણીને એ માહરી માંનીતી મકસદમાં મનાવતાં અને હા ભણાવતાં મને નવનેજાં પાણી ઉતર્યું, પણ અંતે હું ફાવ્યો, અને તે ભોલી ભાલી વાહલી કબુલ થઇ. તેણીએ પોતાના નાહના નરમ નાજુક હાથ માહરાં ગળાં આસપાસ વીટાળ્યા, અને માહરાં દીલમાં ચુંટાઇ આવ્યું તે હદ સુધીની તાબેદારીથી માહરો હાથ પોતાનાં માથાંપર મેલીને કહ્યું, 'તમો માહરાં માથાંના મુગટ અને માહરા સરતાજ છેઓ, માહરા બરટ્રાન્ડ, અને હવે હું તમોને વધારે વાર ના કહી કહીને પજવવા ચાહતી નથી. માહરૂં ગમે તે થાય, પણ તમોને ગમે તે અને ગમે તેમ કરો, અને તમે તમારે સુખી થાઓ!'

"ટુંકમાં, રસકીન, તે એ મુજબ કબુલ થવા પછી, રખે તે પોતાનો એ ઇરાદો પાછો ફેરવી નાખે તે ફીકરથી મેં દેરી કશીજ થવા દીધી નહીં. તે માહરાં માત પીતાને કહ્યું કે હું સ્કૉટલૅંડ કરવા જાઉંછ, અને માહરા જવા પછી ત્રણ ચાર દહાડે મેં શીખવી રાખ્યું હતું તેમ, ગરીબ નાઓમીએ પણ કાંઇ અગતનાં કામનું બાહાનું બતાવી આંઠ દીવસની છુટી માંગી, ને તેને તરતજ આપવામાં આવી, અને તે મને લંડનમાં હું જયાં હતો ત્યાં આવી મલી. એ દરમ્યાન મેં સ્પેસ્યલ લાઇસનસ મેળવી રાખ્યું હતું તે મુજબ એક દુરનાં પરાંમાં જઇને ત્યાંના સેનટમેરીઝ કેડીડરલમાં છુપાછુપ પણ કાયદા પુર્વક સઘળી જોઇતી અને જરૂરી ક્રીયાઓ સાથે અમો પરણીને એક થયાં, અને તે લગનની નોંધ તે દેવળનાં રજીસ્ટરમાં આજે પણ મોજુદ છે. મેં કશીજ કચાસ થવા કે રહેવા દીધી નહીં. લગન બીલકુલ કાયદા પુર્વક થાય અને માહરી નાઓમીને માથે એક પણ કલંક રહે નહીં તેની મેં ઘણીજ કાળજીપુર્વક સંભાળ લીધી. તે રેજીસ્ટર કોઇબી દહાડો તમો જોઇ શકશો. મેં તે ઘણી વખત પાછો ને પાછો ત્યાં જઇને છેહલાં ઘણા એક વરસોનાં દરમ્યાનમાં આંસુ ભરી આંખોએ જોયલું છે. તેમાં જરાબી ધ્રુજયા વગરના હાથોએ "બરટ્રાંડ—લો સેંટ ડ આલબન" અને "નાઓમી વીનટર" એ બે સહીઓ થએલી છે. તે પછી અમે બંને જણ દરીએ કીનારે એક હોટેલમાં બે દીવસ સુધી વરબઇઅર તરીકે સાથે રહયાં અને તે બે દીવસ અમારી જીંદગીના સઉથી સુખી દીવસો તરીકે અમારી આખી જીંદગીમાં અમોને બેઉને સદા યાદગાર રહેશે. માહરી નાઓમી એ બે દીવસ કેટલી સુખી હતી તેનો હું તમને ખ્યાલ આપી શકવાનો નથી. સાદાંમાં સાદું અને કમમાં કમ કહીએ તો તે ફીરેસ્તાઇ ખુશાલી હતી! અફસોસ, કે તે બેજ દીવસની ખુશાલી હતી અને તમો કબુલ કરશો, રસકીન, કે તે પછીનાં જીંદગીભરના અમો બંનેનાં દુખને મુકાબલે તે બે

દીવસની ખુશાલી નાઉમેદીથી જીગર ચાક કરી મેલે એટલી બધી ટુંક હતી.

"હું શું કહું અને શું કબુલ કરૂં, માહરા લોર્ડ?" સોલીસીટર મી૰ રસકીન દેખીતા ખરાં દીલના ખેદ અને બળાપાથી કહયું; "તમારી આએ અજબજેવી કેફીયતે હું તો ગોયા માહરી હોંસ ગુમાવી બેઠોછ!"

"હોંસ તો હજુ પછી વધારે ગુમાવશો—જયારે બધી માહરી કેફીયત સાંભળી લેશો," બરટ્રાંડે કડવાસનું હસીને કહયું. "માહરી ખાત્રી છે કે જયારે તમો બંધુ સાંભળશો ત્યારે હું તમારાં મતમાં અને માનમાં ઘણો ઉતરી જવશ, અને તમો મને જરૂર ધીકકારશો!"

"ઓ, તે તો બનવાનુંજ નથી, યોર ગ્રેસ," તે ભલા સોલીસીટરે ગરમ દીલસોજીથી કહયું, "હું જોઇ શકુંછ કે તમારાં તમામ વર્તણુમાં બેવકુફાઇભરેલું ઘણું છે, પણ બેઇજ્જતી તો જરૂરજ નથી."

'અમો મહેલમાં પાછાં ફર્યાં," ડયુકે આગલ ચલાવ્યું. "વળી નાઓમીને મેં પહેલે મોકલી દીધી, અને હું થોડાક દીવસ તેની પછી આવ્યો કે કોઇને વહેમ નહીં પડે. અફસોસ કે અમે ખોદાને બાર એક થઇ ચુકેલાં વરબઇઅર હતાં. તોપણ વરબઇઅર તરીકે સાથે હીંમતથી ત્રાવલ કરવાની અમારી સરજતજ નહીં હતી, અને તેથી મને ઘણુંજ લાગ્યું. ખરેખર તો મેં માહરી ઉતાવળ અને મુર્ખાઇનું અગાધપણું ત્યારેજ જોયું અને હું ત્યારેજ સમજયો; અને ત્યારથી માહરો પસ્તાવો શરૂ થયો. હું જાંણે સુખના એક સ્વપનામાંથી મુશકેલીભર્યાં પરિણામોના અનુભવ વાસ્તે એકદમ ઝબકી ઉઠયો હતો. માહરી વાહલી પરણેતર નાઓમી—લેડી સેન્ટ આલબન—એક ટુકડખોર ગવરનેસની દલદેસરી સારૂ મહેલમાં એકલી પાછી ફરી, જયારે મને ફરજ્યાત પાછળ રેહવું પડયું, અને એ ગેરરીતીથી માહરો જીવ ઘણો ગભરાયો.

"અમોએ અમારા પ્લાન નકકી કરી મેલ્યા હતા. વાહલી નાઓમીને રોજ સહવારે બાગમાં અને રાત્રે સમર હાઉસમાં મને બએ કલાક મલી જવા મેં તાકીદ કરી હતી, અને તે ગરીબ સંતોષી તાબેદારીથી એ વાત પણ કબુલ કરી ચુકી હતી. એમ થોડાંક અઠવાડયાં ચલાવવાનું હતું, જે પછી તે નોટીસ આપીને એ નોકરીથી ફારેગ થવાની હતી, એટલામાં હું જે વીલા તેણીને માટે તઇયાર કરૂં ત્યાં તેણીએ જઇ રહેવાનું હતું.

"પણ મને પછીથી માહરી એ અજ્ઞાનતા અને ઉતાવળનો જે પ્રસ્તાવો થયો તેનો હું તમોને ખ્યાલ વટીક આપી નથી શકવાનો. મારો ઉત્સાહ સમી રહેવા પછીજ મેં પાછું અને પાછું જોયું કે મેં એ ઘણું ખોટું કામ કર્યું હતું. એ માહરાં છુપાં લગનની વાત જો કોઇ એતેફાકથી માહરા

ઉમરાવ માતપિતાને કાને પોંહોંચે, તો કોઇ સંદેહ નહીં હતો કે તે સાંભળવા સાથે તેઓનું હાર્ટ ફાટી જાએ—માહરાં મગરૂર માતાનું તો ખચ્ચીતજ! એમ છતાં, હું જ્યારે માહરી દીલરૂબા માહબુબની કંપનીમાં હોઉં ત્યારે મને એકબી અફસોસ કે સહેજબી અટવટો થતો હતો નહીં. મને લાગતું કે એવી લાખમાં એક મલે એવીનો ભરથાર થઇ બેસવાની નસીબદારી કાંઇ દુનયામાં બધાનેજ ફાલે આવતી નથી.

"હવે હું માહરે ઘેર પાછો પહોંચ્યો તે દહાડે કમનસીબે મોટો વરસાદ પડતો હતો, અને સાંજે તો ગગડાટ અને વિજળીનું તોફાનબી થઇ આવ્યું, એટલે બાગમાં ઉતરાય એમ મુતલગ હતું નહીં, અને મને સ્વભાવિક ચટાપટી થઇ કે માહરી નાઓમીને મળવું કેમ અને ક્યાં? ઓ, શું તે થોડીક હીમત એકઠી કરીને રાત્રે બધાં સુવા પછી મને માહરા બેડરૂમમાં કે બેડ રૂમને લગતા સ્ટડી રૂમમાં નહીં આવી મલે? અમારા ઓરડા, અલબત, ઘણી અલગ વીંગ્સમાં હતા. માહરા ઓરડાઓ કવીંસ વીંગમાં આવેલા છે, જ્યારે લેડી નેલ અને લેડી સેંટ આલબનના ઓરડાઓ પશ્ચિમ ભણી આવેલા છે. એટલા માટે માહરી નાઓમી જો મને મળવા આવવા માગે તો પીકચર ગેલેરી અને એક મોટો વરંડા પસાર કરીનેજ તે આવી શકે, અને તે તરફ રાતને વખતે કોઇ હોયજ નહીં એટલે તેણીનું ત્યાં સટકી આવવાનું મેં જોયું કે પુરતું સલામતીભર્યું હતું.

"પણ નાઓમીએ એ માનયું નહીં. મેં તેને નાહની નેલ પાસે છુપી રીતે મોકલી આપેલી ચીઠીના જવાબમાં તેજ નિર્દોષતા મારફતે તેણે મને લખી મોકલ્યું કે એ જોખમ કરવાજોગ નહીં હતો, અને પકડાઇ જઇશું તો ઘણાં ફજેત અને ઘણાં હાડમાર થઇશું. પણ હું માનુંજ શાનું, મેં તેને ગુસ્સાથી પાછું લખી મોકલ્યું કે માહરી પરણી મોહરદાર તરીકે પરીણામની દરકાર કર્યા વગર હું જ્યાં તેને બોલાઉ ત્યાં ચાલી આવવી અને માહરો હુકમ માનવા તે માહરી તરફની પોતાની પાક ફરજથી બંધાયલી હતી., અને તે લખાવતની ધારેલી અસર થઇ. તેતો બીચારી હું હુકમ કરૂં તો ધગધગતા અંગાર પરથીબી બેધડક ચાલી જાય એવી હેતવંતી, એવી નમાની, એવી કહયાસર અને એવી તાબેદાર હતી!

"તે રાત્રે બધાં વગેસગે થયા પછી તે છેક મોડેથી આવી, અને અરે, તે અંદર આવી ત્યારે બીકરથી એટલી બધી બીકકી પડેલી અને ધ્રુજતી હતી કે મેં તેને અંદર ખેંચી લઇને તરત બારણું બંધ કીધું, અને પછી ધીરજ આપીને થોડોક વાઇન પાયો, જેથી તેનામાં ઘણી તાજગી અને હુસ્યારી આવી. તે પછીથી તેણીએ મારો આખો ઓરડો ચીપી ચીપીને જોયો, અને ખુબજ વખાણ્યો. તે બચ્ચાં જેવી નીર્દોષતાથી બધી ખુશ ખુશ થઇ ગઇ, આહ, બરટ્રાંડ! વહાલા, આપણા વિલામાંબી તમારે

વાસ્તે એવોજ એક સ્ટડી રૂમ સજાવશો કેની? આએ પુટલાંઓ, આએ પીકચરો, આએ ફરનીચર એ બધું ખરેખર કેટલું સરસ છે!'

"તું જે વીલામાં રહેશે તે વીલામાં હું જે તાહરે વાસ્તે ઓરડાઓ સજાવશ, વાહલી" મેં સાચાં દીલનાં હેતથી કહયું, "તેનો ભપકો આખા રૂડ કાસલના મહેલમાંના કાબ્બી ઓરડાને અરધે હીસ્સે પણ પોંહચવાનો નથી!"――――અને એ ખાત્રી સાંભળતાં તે માહરી વાહલીએ એક બચ્ચાંનીજ ખુશાલીથી ખુશાલીની તાલી પાડી! આહ, રસકીન હું હવે જ્યારેબી માહરી સ્ટડીમાં જાઉંછ, ત્યારે માહરા દુખકારક ખયાલોની આંખમાં રમત્યાલ રવેશે હસ્તી અને ખુશાલ હું તેને ત્યાં બેઠેલી જોઉંછ, અને તે જોતાં માહરૂં દીલ કેવી રીતે આરપાર જખમી થાયછ તેનો હું તમોને કેમ ખ્યાલ આપી શકવાનો છેઉં? માહરૂં દીલ ફાટી જાયછ, અને હું લોહીનાંજ આંસુઓ રડું છું! અરે, કેવા દીલોજાનથી હું મોહત માગું છું, પણ દયા વગરનું મોહત આવતું નથી અને મને મળતું નથી!" અને એમ કહેતાં, તે જવાન ઉમરાવ આંખે હાથ ઢાંકી છાતીતોડ ફાસમે દચકાં ખાઇને રડયો, કે જયારે તેને સખ્યારામાં શું કહેવું અને કેમ દીલાસો આપવો તે નહીં સુઝવાથી તે બાહોશ ધારાશાસ્ત્રી ગંભીર, ગમગીન અને ખામુશ પોતાની બેઠકમાં બેસી રહયો!

――――

## પ્રકરણ ૬ ઠું.

――:o:――

"એ પછીથી અમોએ મુલાકાતનો એજ ધોરણ વધારે સલામતી ભરેલો માન્યો અને તેજ હંમેશને માટે ધારણ કર્યો. બાગમાં મળવાનો જોખમ કરવા કરતાં, રાત્રે બધાં વગેસગે થયા પછી, માહરી પરણી પ્રિયા મને તેણીના પોતાની માસેકીના ઓરડાઓમાં આવીને મળે એ મને તેમજ પાછળથી તેણીને પણ વધારે સ્વાભાવિક અને વીશેષ સલામતીભરેલું લાગ્યું. અહીં તો અમો કલાકો સુધી મળી શકતાં હતાં અને ખુશાલ તેમજ નિદર વાતચીત કરી શકતાં હતાં!

"એમ બે ત્રણ અઠવાડયાં સુધી લાગન ચાલ્યું. બધાં વગેસગે થવા પછી નાઓમી પીકચર ગેલેરીમાં થઇને પેલા મોટા વરંડાપરથી નિર્ભય મને માહરા ઓરડાઓમાં મળવા ચાલી આવતી; અને એમ કરવામાં અમો વધતો જોખમ અને ગેરડાહપણ કરતાં હતાં એમ તો અમો બેમાંથી એકને પણ લાગ્યુંજ નહીં!

"હું તેને એ મુજબ રોજ મળતો રહયો, અને અમારો પ્રેમ દીન પ્રતીદીન ઉભાઇ જતી હદ સુધી વધતોજ આવ્યો, ઓ ખુદા, એવા સંજોગમાં પકડાઇ આવવાના ભયથી કેવો માહરો જીવ ધુજયા ધપકયા કરતો હતો! ભય માત્ર મને માહરાં ડચેસ માતાનોજ હતો—બીજાં કોઇનો નહીં. મને બીહીક લાગતી હતી કે તેવણ જો જાણે તો કાંઇનું કાઇ કરી નાખે! એ અજબજેવું છે, રસકીન, પણ તદન ખરૂં છે, કે મને માહરાં માતાના ગુસ્સાનો ભય ઘણોજ હતો. હું હીચકારો જરા પણ ઉધર્યો નહીં હતો, અને ભલભલાઓથી હું દગી જાઉં એવું નહીં હતું, મગર માહરાં માતાના રોબ અને ગુસ્સા સાંમે હું ટકીજ નહીં શકતો. હું ભાજીનું પાણીજ થઇ જતો. તેનું કારણ કદાપી માહરાં માતાએ પોતાના હદ વગરના હેત છતાં માહરી બચગીથીજ મને ઘણો ધાકમાં રાખ્યો હતો અને ઉધાર્યો હતો તે હોએ?

"એક રાત્રે તો અમો ફકરથી બંને અધમુવાંજ થઇ ગયાં! અમો માહરા લાયબ્રેરીવાલા ઓરડામાં હતાં. નાઓમી ઇઝીચેર પર અલેટાએલી હતી, અને હું તે ખુરશીના હાથા પર બેઠેલો હતો એવામાં બાજુમાંના માહરા બેડરૂમનું ટપ ટપ બારણું ઠોકયું, અને માહરાં માતાએ મને સાદ માર્યો, જે સાંભળતાં અમો બેઉ જાણે પથરજ થઇ ગયાં! અમારાં કલેજાંજ ઉડી ગયાં! નાઓમી તો સફેદ રૂની પુણી જેવી થઇને ધ્રુજવાજ પડી, જયારે, પેલા હાથપર મમાને માહરો જવાબ અંદરથી નહીંજ મળવાને લીધે તેવણ તે બારણું જોરથી ઉઘાડીને અંદર દાખલ થયા. નસીબદાર એ હતું કે તેવણ સ્ટડીવાલા રૂમપર આવવાને બદલે પાધરાં બેડરૂમ પરજ ગયાં હતાં, અને મેં તેનો તરત લાભ લીધો. મેં અવાજ કીધા વગર સ્ટડીનું બારણું ઉઘાડીને નાઓમીને નહસાડી મુકી. મેં તેને કાનપર પડીને સમજાવ્યું કે, હું મમાને આએ તરફ થોડાંક જાસ્તી રોકશ, અને તેટલાં તે પોતાના રૂમમાં જઇ શકશે, અને તે કેમ ધ્રુજતી, લખલખતી અને લપેડા ખાતી, તોપણ અવાજ કર્યા વગર, ગઇ તે તમો સેહેલથી કલ્પી લઇ શકશો. વધારે નસીબદાર એ હતું કે મમા બેડ રૂમમાં થઇને તરત મને સોહધતાં "સ્ટડી" માં ચાલી આવ્યાં નહીં. મેં એક તરતનું નવું મોટું પીકચર લીધું હતું, તે ઉપર, અંદર આવતાં સાથે, તેવણનું ધ્યાન ખેંચાયું હતું; અને તે જોવાને તેવણ ત્યાં એક બે મીનીટ થોભ્યાં હોશે તેટલાં ગરીબ નાઓમી બચી જઇ શકી! તે પછી હુંજ પોતે તેવણની સામે ગયો, અને તેવણે માહરા બેડ રૂમનું બારણું ઠોકી મને સાદ માર્યો હતો એમ મેં સાંભળ્યુંજ નહીં હોએ એવા ઢોંગ કર્યા. વળી મેં તેવણને એમજ સમજવા દીધું કે માહરી સ્ટડીમાં વાંચતો બેઠેલો હતો, અને વાંચવામાં માહરૂં ધ્યાન હતું તેથી તેવણનો અવાજ મેં સમજ્યો નહીં; પણ

બેડ રૂમમાં પછીથી કોઇ હોવાનો સંસારો માહરે કાને આવવાથી હું તે તરફ દોડી આવ્યો હતો! ગરીબ મમાને એ બધું જુઠાણું કહી સંભળાવતો હતો, જયારે માહરૂં કપાળ પરસેવાથી તર થઇ ગએલું હતું, અને માહરી છાતી હું પોતે સાંભળી શકું એટલાં જોરથી ધડક ધડક થતી હતી, જયારે નસીબદાર એ હતું કે ડચેસનું તે ઉપર મુતલગ ધ્યાન ખેંચાયું નહીં.

"તેવણને રાતોરાત કાંઇ મને અગતનું કહેવાનું યાદ આવયું હતું તે પોતે કહેવા આવ્યાં હતાં. હું સહવારે ઉઠીને પાસેનાં ગામમાં કાંઇ માહરી ખરીદીએ જવાનો હતો તે તેવણ જાણતાં હતાં અને તેથી તેવણનું બી કાંઇ લઇ આવવાનું હશે તે પોતેજ મને કહેવા આવ્યાં હતાં. તેવણ તો છેક હજી સુવા જવા વાસ્તે ડ્રેસ પણ નહીં થએલાં. સારાં નસીબે, તે વખતે ઘણા હસમુખાં અને ખુશ સ્વભાવમાં હતાં, અને ઘણો વાર માહરા ઓરડાંમાં બેસીને માહરી સાથે તરેહવાર વાતચીત કર્યા કીધી, જે પછી મને કીસ લઇને જવા ઉઠયાં ત્યારે વરંડાપરથી તેવણને આવા મોડી રાત્રે એકલાં નહી જવા દેવાનું કહીને પોતેજ તેવણને પીકચર ગેલરી સુધી મુકવા ગયો. માહરી મતલબ કે એમ બીહીધરાઉં તો એવા મોડી રાત્રે આએ તરફ હેર્યું લેવાની ફરીથી હીંમત નહીં કરે; પણ તેવણ કયાં એવાં કાચાં પોચાં હતાં? તેવણે તરત મને હસી કાઢયો, કે 'માહરા બાદશાહી મેહેલમાં માહરે બીહીવા જેવું હોએજ શું?"

"પણ એ રાત્રે એમ થયાથી હું અને માહરી નાઓમી સખ્ત તર ખાયાં, અને નાઓમી તો લગભગ ગુસ્સાથી છેડાઇ પડી, જ્યારે તે મીઠા સ્વભાવની બાળાને પાછી સમજાવીને માહરા પક્ષમાં મનાવી લેતાં મને ખરેખર થોડુંક મુશકેલ થયું.

"હવે મને લાગ્યું કે આએ રીતે મેહેલમાં ને મેહેલમાં મળવાને જોખમ મટવો જોઇએ, અને મેં ધારી મેલેલું હતું તેમ માહરે કોઇ "વીલા" ભાડે અથવા વેચતો લઇ લેવોજ જોઇએ. ખોદાની મેહેરબાનીથી હું ગમે તેમ, ગમે ત્યારે ઘરમાંથી બાહેર જઇ અને રહી શકતો હતો, અને મને તેથી લાગ્યું કે તેને જો કોઇ સુંદર વીલામાં સ્વતંત્ર કરીને રાખું તો આ ઘણી ધ્રુજારાની એક બે કલાકની મુલાકાતો કરતાં તેની જોડે બબે ચચાર દહાડા એકી વાર જઇને ગુજારી આવવાનું માહરે સાટે આએ ધરતીપરનું બહેસ્તજ થઇ પડશે! મેં તેને સેહજ પુછ્યું હતું કે 'તુંને કયાં રહેવા ગમશે, જેના જવાબમાં તેણે કહયું હતુ કે 'ટેમ્સના એકાદ કિનારાપર એવો કોઇ એકાંત નાહનો વીલા મલી જાએ તો મને ખરેખર ઘણું ગમે,' અને મેં તેથી તેવા એક વીલાની સોહધમાં જવાનું કહયું ત્યારે તે જેટલી ખુશી થઇ તેટલી દલગીર થઇ. 'મને એ ગમેછ તો ઘણું. બરટ્રાંડ,

વહાલા!' તેણીએ કહ્યું, 'પણ તમો માહરી આગળ નહીં હોશો ત્યારે એકલી રેહેતાં મને ઉડયા વા વાગશે! અહીં તો જોકે આપણે ઝાઝાં મલી શકતાં નથી અને ઘડક ધ્રુજારાનુંજ રહેવાનું અને જીવવાનું છે, તોપણ લગભગ ચોવીસે ચોવીસ કલાક તમો નજદીક રહેવાનો મને સધ્યારો છે. હું તમોને દુરથી બી જોઉંછ તો માહરી આંખોમાં ઠંડક પડેછ, અને તમોને કોઇ સાથે વાત કરતા કે ગાતાં સાંભળુંછ તો તમારો અવાજ સાંભળીને માહરા પેટમાં હજારો ટાઢક વળે છે!

"અને તેજ તો વધારે કારણ છે. ડીયરેસ્ટ," મેં સમજાવ્યું; 'જેમ દીવસો જાયછ તેમ આપણે એકમેકને વધ્રતાંજ ચાહતાં શીખ્યેછ, અને ત્યારે રખે કાંઇ ઘાંણ બીગડે તે ફીકરથી ધ્રુજયા કરવાનું વધતુંજ કારણ થઇ પડે છે. એટલા વાસ્તે એવો એક વીલા લઇને હું જો તુંને ત્યાં સ્વતંત્ર કરીને રાખું તો તે હાલના સંજોગમાં ખરેખરું સલામતીભરેલુંજ થશે.'

"હા, તે તો ખરૂં: તે વીચારવંત કીસમે એકમત થઇ; 'મેં તમોને કહ્યું તેમ અહીં તમારી નજદીકમાં રહેવાનું જેટલું સુખભરેલું છે તેટલું વળી તે દુખભરેલું બી છેજ. અહીં બધાં તમોને ગમે તેમ બોલાવે ને ચાહે તેમ તમારી સાથે વાત કરે, જયારે હું તમારી પરણી મોહરદાર અને હકદાર ધણીયાણી પોતે, તમારી આગલ બી આવવાની હીંમત નહીં કરી શકું તેના જેવું દુખભરેલું બીજું થઇજ શું શકે?'—અને પછી વળી એક બચ્ચાંનાજ વીશ્વાસ અને નીર્દોશતાથી તેણીને ખ્યાલ થતાં તેણીએ સવાલ કર્યો, 'પણ મને કહોની, વાહલા, તમો તમારા માતપીતા આગળ આપણાં લગનની વાત હીંમતથી હવે કયારે કરશો?

"તે હીંમત મને થતીજ નહીં, વાહલી નાઓમી;" મેં માહરૂં એ બીચકારાપણું કબુલ કરતાં ઘણો લજવાઇ અને ચેહેરામાં લાલ થઇને કહ્યું "તેઓ તો મને ઘણી બીહીક લાગેછ કે, એ વાત જો જાહેર થાય તો આપણને સદાનાં છુટાં કરી નાખવા જેવું કાંઇ કર્યા વગર રહેજ નહીં!"

"ઓ, પણ તે કેમ બને? તેણીએ ઘણી અજબ થતાં તકરાર લીધી; 'પરણવા આગમચ તો તમો મને કહેતા હતા અને સમજાવતા હતાની, બરટ્રાન્ડ ડીઅર, કે આપણે પરણેલાં હોઇશું તો આખી દુન્યામાં કોઇ કદી આપણને છુટું કરી શકવાનુંજ નથી?"

"'હા, પણ, તે છતાં, ડચેસથી આપણને બીહીવું જોઇએ,' એ તેણીના બાધરા સવાલથી જરા ઝંખવાણો થતાં મેં જવાબ કર્યો."

"મને અંતે એક વીલા માહરી મરજી મુજબનો ટેમ્સના કિનારાપર મલી ગયો. તે એક કવિની કલમને ઇન્સાફ આપે તેવો રમકડાં સરખો રમણ્ય હતો. તેમાં ફુલોથી ઉભાઇ જતો એક મનોહર બગીચો હતો, પાણી

ઘણા ઉંચે આકાશમાંન સુધી ઉડીને હવામાં ગેલ કરે એવો એક ફુંવારો હતો, એક કનઝરવેટરી હતી, બંગલો ચોપાસ ખુલ્લો હોવાથી હવા ઉજાસની પણ તેમાં મનાજ નહીં હતી, ઓરડાઓ જોઇએ એટલા વિશાળ અને મોટા હતા, અને તે સમજાવેલો અને આરાસ્તા કીધેલો માહરી નેકબાદ નાઓમીને ગમ્યા વગર રહેવાનોજ નથી એમ મને સંપુર્ણ ભરોસો હતો. તે વીલા 'રીવર હાઉસ'ને નામે ઓળખાતો હતો."

"મેં એ તે વાહલીને વાસ્તે ખરીદી લેવાનું તરત કાચું પાકું નકકી કીધું, અને તેને તે ખુશ વધાઇ કહેવાને વાસ્તે તલપાપડ થતો હું 'રૂડ કાસલ'ના મેહેલમાં પાછો ફર્યો. તે વખતે ત્રેન મને જેવી ધીરી લાગી તેવી કોઇ દહાડે લાગી નહીં હશે! હું તેની બ્લુ આંખોમાં હદ વગરની ખુશાલી નાચતી અને તેના રતાસભર્યાં મુખડામાં સંતોષ પ્રગટ પડતો જાણે જોઇ શકતો હતો!"

"હું અસબાબના એક ઢગ સાથે ઘેર પાછો ફર્યો, મેં એ માહરી વાહલીને વાસ્તે સાદી પણ કીંમતી અને ટેસ્ટફુલ ખરીદીઓ ઘણાં મોટા પ્રમાણમાં કરી હતી. "રીવર હાઉસ" ની માલેક તરીકે તેના વપરાસમાં શોભે અને ઇનસાફ પામે તેવુંજ બધું હતું અને બંગલો નકી કરવાનું તેને કહેવા તેમજ તે ભેટો તેને સપુર્દ કરવા વાસ્તે હું એવો અધીરો પડયો કે સાંહજે ઘેરે આવ્યા પછી રાત પણ મને કટાંલાભરેલી હદ સુધીની લાંબી લાગી, અને મોડી રાત્રે તે મને મળવા આવે તે વાસ્તે હું પુષ્કળ અધીરો બન્યો. માહરા પપા હું લંડનથી આવ્યો તે શું શું ખબર લાવ્યો તે વાસ્તે મને એકથી એક હજાર સવાલો કરી માહરૂં ભેજું બધું ચેરવી નાખતા હતા, અને તેવણને સમેસમા જવાબ કરવાનું જાણે મને ભાન નહીં રહેતું! અંતે જ્યારે સુવાનો વખત થયો અને થાકેલો હોવાનું બાહનું આપીને હું વહેલો માહરા ઓરડામાં તીરી ગયો ત્યારેજ મેં છુટકારાનો દમ ખેંચ્યો!"

"ત્યાં મેં તે પછીથી બધી ભેટસોગાદો ખુલ્લી કરીને માહરી વાહલી નાઓમીને વાસ્તે એક મોટી ટેબલપર ગોઠવી, અને પછી તેણીની વાટ જોતો અધીરતાની તાપથી હું તપતો બેઠો. ગોયા મધરાત તે રાત્રે થવાનીજ નહીં હોય અને નાઓમી આવી શકવાનીજ નહીં હોય તેમજ જાણે મને લાગ્યા કરતું હતું!"

"હયાં માહરે તમોને ખુલાસો કરીને એક વાત કહેવા વાસ્તે થોભવું જોઇએ. અમારે ત્યાં માહરાં મમાની સીડોની નામની એક ફ્રેન્ચમેડ છે, કે જે પહેલી નજરેજ જોઇ લઇ શકાય તેમ કોઇ ઓછી અકલની અને ઓછી નીતીની છોકરી છે. તે

મને જોઇને ઘણી વખત ઘણી શરમાઇ જવાના અને બેમહલાજે હસ્યા કરવાના ઢોંગ કર્યો કરતી. હું ઘણીક વાર તો મન કરતો કે મમાને તેને વાસ્તે કહી દેઉં, પણ મમાના ગુસ્સાથી તે હેમક છોકરીને ઘણું ખમવું પડશે તે ફીકરથી મેં તેમ કરવાનું મોકુફ કર્યું, અને ફકત હું તેને બીલકુલ નો કોઠાં કરતો રહયો હતો. હવે મજકુર રાત્રે કે જ્યારે માહરી નાઓમીને વાસ્તે હું જે લંડનથી કીંમતી ભેટસોગાદ ખરીદી લાવ્યો હતો તે ટેબલપર પાંથરીને તે વાહલીની આવી લાગવાની વાટ જોતો બેઠો હતો તેવામાં માહરી ઘણી અજાયબી વચ્ચે બારણાંપર ટકોરા પડયા, અને મેં ગભરાઇને બારણું ખોલી જોયું તો તે સીડોની હતી!

"અલબત, તેને આવી મોડી રાત્રે આવી લાગેલી જોઇને હું ઘણો ગભરાઇ ગયો, અને મેં તેને બારણાંમાંજ રોકી રાખી. મને ભય થયો કે જો અંદર આવે અને ટેબલપર પાંથરી મુકેલી પ્રેઝન્સ જુએ તો જરૂર ઘાણ બીગડી જાએ! તો તે ફકત હું જે નવી નોવેલ તે સાંહજે લંડનથી લાવેલો હતો તે માંહેલી એક મમાએ મંગાવી હશે તે લેવા આવેલી, અને મેં તેને તેથી બાહેરજ ઉભી રહેવા કહ્યું, જ્યારે એક મિનીટમાં તે ચોપડી સોહધી કાઢી તેને આપી, રૂખસદ કરી દીધી. મને ઘણી બીહીક લાગતી હતી કે રખે બારણું જે ઉંઘાડું રહ્યું હતું તેમાંથી તે અંદર બીલ્લી ટપકાવે, અને પેલી પ્રેઝન્ટસવાળી ટેબલ જોઇ લે, પણ મેં તેને તેવો કોઇ ચાન્સ મળવા દીધોજ નહીં."

'મને માફ કરજો, માહરા લોર્ડ,' મેં તેને ચોપડી આપી બાહરોબાહર રૂખસદ કરવાનું કીધું ત્યારે તેણીએ કુરનસ બજાવી ખુલાસો કર્યો. મેં તમોને ઘણી મોડી રાત્રે ડીસ્ટર્બ કર્યા. હર ગ્રેસે મને તમારી પાસેથી એ ચોપડી લાવી રાખવાને તમો નામદાર આય તરફ આવ્યા પછી તરતજ કહ્યું હતું, પણ હું ભુલી ગઇ. પછી મને હમણાં યાદ આવ્યું ત્યારે મને લાગ્યું કે તમો નામદાર તો હજી જાગતાજ હશો, કરીને હું એ લેવા આવી'—અને તે એમ કહેતી હતી ત્યારે તેણીની આંખમાં કપટ અને લુચ્છાઇ વસેલાં માહરા ઓરડામાંથી બાહેર આવતી રોશનીમાં પ્રગટ જોઇ શકતાં હતાં, જેથી હું દબાયો અને અજબ થયો. તેણીના હોઠ ઉપર કપટનું અને તુચ્છકારનું હસવું ફરી વળેલું વટીક જોઇ શકાતું હતું!!

'ઇટસ ઓલ રાઇટ,' તેણીનો એ નહીં માંગેલો ખુલાસો સાંભળીને મેં તેની પીડા કાઢવાના એરાદાથી ટુંકું કર્યું, કેમજે મને અત્યંત ફકર થયા કીધી કે રખે તે ત્યાં હતી તેવામાં નાઓમી એ તરફ આવી લાગે, અથવા આય તરફ આવતી વરંડામાં તેની સામે થવા પામે, અને મેં

તેની કાસળ કાઢવાને "ઓલ રાઇટ" કહ્યું એટલે તેણી ફરીથી કુરનસ બજાવી, અને નમીને ચાલી ગઇ, જ્યારે મેં બારણું ધબ દઇને બંધ કરી દીધું.

"તેણીની દેખીતી ઘણી મરજી કે હું તેને અંદર બોલાઉં, અને બારણું બંધ કરતાં સાથે મને લાગ્યું કે મેં તેની એ તુચ્છ મરજીનો જે ઉઘાડો તિરસ્કાર અને અનાદર કર્યો હતો તેનું તેને ઝેર ઘણું જબુન લાગવાનું અને તે હવે પછીની માહરી મોટી શત્રુ થવાની! એવી જાતની કમજાત ઓરતોની પ્રકૃતિજ એવા નીચ તોરની થાય છે, પણ મેં કાંઇ તેની દરકાર કરી નહીં, કેમજે હું તો માહરી નાઓમી રખે અત્રે આવતી તેને સામી મળે તે વાસ્તે ધ્રુજ્યા કરતો હતો. એમ છતાં સારાં નસીબે તેવું તો કાંઇ થએલું લાગ્યું નહીં, કેમજે તેના હઠી જતાં પગલાં દુરને દુર જઇને મારા કાન પર પડતાં તદન બંધ થયાં તે પછીજ થોડેક વારે માહરી વાહલીના તે તરફ આવતાં પગલાં સંભળાયાં, અને મેં તરત બારણું ઉઘાડીને તેને અંદર લઇ લીધી.

"અને તે એક વાર અંદર આવી એટલે કમજાત સીડોની માહરા ખ્યાલોમાંથી નાબુદ થઇ ગઇ, અને હું મારી વાહલીની મુલાકાતના સુખમાં ગરક ગયો. આહ, શું તે વખતની તેની ખુશાલી! મેં તેને પેલી ભેટો બતાવી ત્યાર ગોયા તે માની પણ નહીં શકી કે એ બધી કીંમતી સોગાદોની તે પોતે માલીક અને ધણીયાણી હતી!

'ઓ, આય બધું શું માહરા વાસ્તે, માહરા વાહલા ખાવીંદ?' તે અજબ થઇ. 'કાંય એટલો બધો ખરચ કીધો? હું એ વાપરશ તો શોભવાની બી છેઉ? મને વાપરતાં આવડવાનું બી છે? મેં માહરી આખી જીંદગીમાં એવું તો કોઇ દાહડે વાપરેલુંજ નહીં.'—અને હું તે દીલરૂબાની એ સાદાઇ અને નીર્દોષતાથી શાદ થઇને હસ્યા વગર રહયો નહીં.

"તેને એ ભેટોમાં જે સઉથી વધારે ગમ્યું તે સુશોભીત નાહની સોનાની સાંકળી હાર્ટ રેકી એક ઘણી પ્રીતી લોકેટ સાથની હતી, કે જે લોકેટમાં માહરી એક તસવીર હતી. હું તો તેના વાસ્તે હીરાની કે મોતીના એક નેકલેશ લાવતે, કે જે તેની ઉંચી અને ગોરી ગરદનપર બચીત વધારે ઇનસાફ પામતે, પણ મેં જોયું કે તેણીની સ્થીતી ઉપરાંત માહરે કાંઇ થવા દેવું નહીં જોઇએ, અને તેથી મેં માહરા લોભને ઘણો કાબુમાં રાખ્યો હતો.

'માહરી મધુર,' મેં તેને સાચાં દીલનાં હેતથી કહ્યું, 'તુ શાંની એટલી બધી એવી એક સોનાની સાંકળીથા હરખાઇ જાયછ? લેડી સેન્ટ

આલંબન તરીકે તાહરાં ગલાં આસપાસ તો ઉચાં આબદાર મોતી કે તેજસ્વી બ્રિલ્યન્ટસનીજ એક નેકલેશ જોઇએ !'

'મને એથી વધારે કીંમતી ભેટ તમે કોઇ બીજી આપી શકતેજ નહીં, વાહલા બરટ્રાન્ડ,' તેણીએ મોટા ઉત્સાહથી કહ્યું; 'આ તમારી તસવીર ધરાવનારી લોકેટની જે મને ભેટ મલીછ તે માહરે મન આખી દુન્યાના ખજાનાથી પણ આલા છે !'

'રીવર હાઉસને વાસ્તે મેં તેની આગલ વાત કરી અને ત્યારે તો તેની ખુશાલીની કાંઇ હદજ નહીં રહી. મેં તે બંગલાનું બ્યાન કરયું, અને તે ઉપરથી તે તેને ઘણોજ ગમ્યો, જ્યારે તે દહાડે અમો જેવાં સુખી અને ખુશી છુટાં પડયાં તેવાં તે આગમચ કોઇ દહાડો નહીં થયું હશે એમ કહેવામાં સહરાગત કશી નથી.

'હું કાલે રાત્રે પાછી આવશ,' તેણીએ કહ્યું 'અને તે વખતે આપણે રીવર હાઉસને વાસ્તે બધું નક્કી કરશું'—અને તે સીધારી; પણ કાલે–એેા પરવરદેગાર! તે સીહા કાળના કાળમુખાં પેટમાં શું સમાયું હતું તે જો કોઇ ફીરેસ્તાએ માહરા કાનમાં કહી દેવાની માહરાપર દયા કરી હતે!

---

## પ્રકરણ ૭ મું.

——:o:——

"વળી વધારામાં માહરે બીજી બી એક વાત તમોને કહેવી જોઇએ. અમે અરસપરસ વફા અને સચ્ચાઇના કસમોની આપ–લે કરી હતી. નહીં તેને માહરા માટે કે મને તેના માટે કશોએ અવીશ્વાસ હતો–લેશ નહીં, પણ એ અમારી મઝાહ હતી. અમો અરસપરસ વચનથી બંધાયાં હતાં કે ગમે એવી દુ:ખકારક કસોટીમાં પણ અમો પરણી ચુકયાં હતાં તે ભેદ અમો બંને એકમત થવા વગર કદી કોઇએ પણ હોઠ ઉંઘાડીને કબુલ કે જાહેર કરવો નહીં, અને એક દીવસ હીરા પાણુાંની એક ઘણી દીલખુશ વીંટી એની આંગળીએ સેરવતાં મેં એજ કસમ, મને કાંઇ એવુંજ ઘેલાપણું આવ્યાથી, તેની પાસે વળી પાછા લેવાડયા. 'આ વીંટી અખંડ પ્રીતી અને સેવટ સુધીની સચ્ચાઇની પ્રતીમા છે, મેં કહયું, અને તું કસમ લે, ડીઅરેસ્ટ, કે મરતાં સુધી અને મુવા બાદ પણ તું મને આપેલાં વચનને એેાસ્તવાર અને સાબુતકદમ રહેશે!"

'મને એવા કોઇ કસમની જરૂરજ નથી, વાહલા!' તેણીએ અજબ

જેવી તાબેદારીથી કહ્યું; 'પણ જો એવા કસમથી તમારાં મનને શાંતી અને જીવને નીરાંત થતી હોય તો હું દરેક પવીત્ર ચીજોના કસમથી કહું છ કે તમારી બાહલી અને રૂજા વગર હું કોઇબી સંજોગમાં આપણાં લગ્નની વાત કદી કોઇ આગળ જાહેર કરશ નહીં,

'ખરૂંજ માનજો, રસકીન, કે માહરે મન તો એ બચ્ચાંનાં ચેડાં હતાં. તે એ વાહલી છોકરી એટલું બધું મનપર લેશે એમ મેં ધાર્યું નહીં હતું, પણ પછીથી અમારી પર જયારે આવી બન્યું અને તે એ વચનને સાચી રહી ત્યારે તે વખત તો એવું એક વચન લીધેલું હોવા વાસ્તે હું ખરેખર માહરાં મનથી ઘણો સુકરગુજાર થયો. તે વાહલી એ વચનને કેવળ તાજુબી પેદા કરનારી હદ સુધી વફાદાર અને સાચી પુંરવાર થઇ. તેણે પોતાને એક ખરેખરી ઉંચ મસલત ઉંમરાવજાદીજ સીધ્ધ કરી આપી!

"તે વાહલી બીજી રાત્રે ધારા મુજબ પાછી મને મળવા આવી, અને તે રાત્રે તેણીએ છાતીપર એક રીબનનો તાઇ પહેરેલો હતો, તે એટલો તો સુંદર લાગતો હતો કે હું મોહીત થઇ ગયો. વળી તેણીએ તે રાત્રે ગલાંમાં અને હાથોપર માહરી અપાવેલી બેરો લટકાવેલી હતી અને, સામટી રીતે, તે એક પીકચરજ નજરે આવતી હતી; પણ હું જોઇને થોડોક દર્દમંદ થયો કે તે રાત્રે જોઇએ એટલી ખુશાલ નહીં હતી. તે જરા બેચેન લાગતી હતી. મેં તે જોઇને અજબ થતાં તેને તેનો સવાલ પુછયો, જયારે તેણીએ મને જવાબમાં સમજાવ્યું કે તે રાત્રે આય તરફ આવતી હતી ત્યારે કોઇ બુરખાવાલી ઓરતનો આકાર અથવા ઓળો તેણીની પુઠે પડેલો હોવાની તેને ભ્રાંતી થતી રહી હતી! 'કદાચ એ સ્વપનો બી હોય, વાહલા' તેણીએ કહ્યું; 'હું ખાત્રીપુર્વક કાંઇજ કહી શકતી નથી,' અને મેં ધીરજ આપવા તેને એમજ કહ્યું અને એમજ સમજાવ્યું કે તે સ્વપનોજ હોવો જોઇએ. એમ છતાં, તે રાત્રે અમે બન્ને કુદરતીજ પુષ્કળ બેકરાર રહયાં, અને હંમેશ કરતાં વધારે વહેલીજ તે રાત્રે તે વાહલી પોતાના ઓરડામાં પાછી ફરી.

"મેં તેનાં હઠી જતાં પગલાં બારણાં આગલ ઉભો રહીને હંમેશનાં હેત અને કાળજીથી સાંભળ્યાં, કે જે—અફસોસ—મેં છેલ્લાંજ સાંભળ્યાં હતાં! હું વળતી સહવારે પાછો જઇને રીવરહાઉસનું સાટું નકકી કરનાર હતો, અને અમો વચ્ચે તે રાત્રે છુટાં પડવા આગમચ ગોઠવણ થઇ હતી કે રીવરહાઉસની માલેકીનાં ટ્રાન્સફર્સ સહી થાય એટલે તરત માહરી નાઓમીએ નોકરી છોડવાની ધારા મુજબની નોટીસ મોકલવી, અને ડગ્લેસ જો તાબર

તોબ જવાની મહેરબાનીથી તેને રજા આપે તો તરતજ જતું રહેવું. તે રાત્રે તે, એ બધી ગોઠવણો થવા પછી મને ગુડ નાઇટ કરીને ગઇ; જ્યારે મેં નહીં જાણ્યું કે તે 'ગુડ નાઇટ' નહીં પણ એક છેવટ સુધીની ગુડ બાય હતી!"—અને વળી હયાં તે જવાન ડયુક, હીંમત હારી, તે દુખી ગઇગુજરીની ઘાતકી યાદ થતાં એક બચ્ચાં પેરે બેતાકાત ગરગર રડી પડયો!

"અને હવે જે ભાગ કહેવાનો છે, રસકીન, તે સઉથી આફતકારક, સઉથી ગજબનાક, સઉથી સીતમગાર, સઉથી શરમંભરેલો છે. તે કહેવા શરમથી તફડીને તમારા પગ પાસેજ મરી જવાનું માહરે વાસ્તે વધારે સજાવાર ને શોભાભરેલું સમજાવું જોઇએ. કેમ તે માહરી મોટી નામોશીની અને કદી નહીં માફ થઇ શકે એવાં મોટાં હીચકારાપણાંની વાત હું તમોને કહું? હું કાંય એટલો બધો હીચકારો થયો તે હું કહી શકતો નથી. તે હું જાણુતોજ નથી! માહરી માતા કને આય ઉમરે એટલો હીચકારો થવાનો કોઇ પ્રયોજન નહીં હતો,"—અને તે કમબખ્ત જવાને પોતાના કપાલપર ફુટી નીકળેલો પાણીના રેલા જેવો પરસેવો પોતાના રૂમાલ વડે લુછયો.

"આગળ ચલાવો, માહરા લોર્ડ; પછી શું બન્યું?" તે ડોયરે તેને હીંમત આપવાની મકસદથી કહયું.

"બીજી સહવારે હું કાંઇ માહરાં કામમાં હતો તેટલાં મને ડચેસે પોતાના બુડવોરમાં મળવા આવવાનુ કહેણુ મોકલ્યું, અને માહરે તમોને કહેવું જોઇએ કે તેવણુ જયારે મને કે પપાને ત્યાં મળવા બોલાવે ત્યારે અમો હંમેશ મોહત ચેતતાં! કાંઇબી અમો બે બાપ દીકરાથી નવનું તોહડ વેતરાય ત્યારેજ અમોને ધમકાવવા કે થથરાવવા એ માહરાં દમામદાર માતા અમને બુડવોરમાંજ બોલાવતાં, અને તે મુજબ હમણાં બી જ્યારે ત્યાંજ મને તેવણે મલવા બોલાવ્યો ત્યારે મને માહરા જીવથી ઘણોજ કંટાળો આવ્યો. મેં જવાની કશીજ ઉતાવળ કરી નહીં. માહરૂં તરકટ પકડાયું હતું અને તેથી માહરાં મમા મને મલવા બોલાવતાં હતાં, એ ભય કે ભયનો તો ખ્યાલ વટીક મને જરા થઇને થયોજ નહીં, અને તેથી હું થોડેકવારે, નભરવસ જેવો, વળી તેવણુ શું ભુંગલ ભુટયું કહી સંભળાવવા માગતાં હતાં તે સાંભળવા ગયો. હું આવો મોટો ગધેડા જેવો થયલો તોપણુ માહરાં માતાના ગુસ્સાથી થથરેલો રહેતો હતો એ તમને અજબ જેવું લાગશે! પણ અફ્સોસ કે ખરેખર તેમ હતું!

"હું તે ઓરડામાં ગયો અને મેં બારણું ઉઘાડયું ત્યારે પહેલાં તો ડચેસને લાલ અને ગુસ્સાથી વીકાળ બનેલાં પોતાની ખુરસીમાં મેં બેઠેલાં જોયાં પણ ધ્રુજતી લખલખતી બાજુમાં ઉભેલી માહરી નિર્દોષ નાહની ગર્લ—વાઇફ

નાઓમીને મેં ઉભેલી જોઇ ત્યારે ફીકરથી મ્હારો જીવ ઉડી ગયો, અને મ્હારૂં હૃદય એકાદ પળ કામ કરતું પણ જાણે બંધ થઇ ગયું! તેવામાં વળી ટેબલપર મેં મ્હારી વ્હાલીનો એક રૂમાલ અને પેલી આગલી રાત્રે તેણીએ મ્હારા ઓરડામાં મને મળવા આવતાં છાતીપર પહેરેલો રીબનનો તાઇ જોયો, જ્યારે સરયામ નખ્ખોદ નીકળી ગએલું હોવાનીજ મ્હારી એક દમ ખાત્રી થઇ, તે મ્હારી નેકજાદ અને પાકજાદ પરણેતર ત્યાં નવધાર આંસુઓએ ખામોશ રડયા કરતી ઉભી હતી. તેણીની નાહની, મોહક, બ્લુ આંખ્યો આંસુથી તર થઇ ગએલી હતી, અને જોતાં મ્હારાં દીલમાં ભારે સુંઠાઇ આવ્યું.

હું આ સઘળું તરતજ પામી ગયો. એમ કહેવામાં આવે છે કે એક માણસ ડુબીને મરી જવાની તઇયારીમાં હોયછ ત્યારે છેલ્લી થોડીક સેકન્ડસમાં તેની આખી જીંદગીનું કર્તવ્ય અને તેના તમામ વાહલાંઓ તેની મોહતમાં ઝુકતી આંખ સાંમે ખડાં થાએછ, અને જાંણે તેજ થયું. હું એક લેહજામાં પામી ગયો, અને જયારે મ્હારાં માતાએ પેલો તાઇ અને રૂમાલ મને બતાવીને તે મ્હારા ઓરડામાં કેમ મળી આવવા પામ્યાં તેનો એક ગડગડાટ સાથે મ્હારી કને ખુલાસો માંગ્યો, ત્યારે મેં બીલકુલ કાને હાથ મુકવામાંજ શાણપત અને સલામતી જોઇ. મને—હેમક અધેડાને— તે વખતે ઘણી મજબુતી સાથે એમજ લાગ્યું કે મ્હારાં મમા જ્યારે આટલાં બધાં છેડાયલાં હતાં તે વખતે બધી ખરી વાત કરી દેવાનું અને બધો ભેદ ખુલ્લો કરવાનું અમારાં બંનેનાં મોહતને તેડું કરવા જેવુંજ થઇ પડવાનું. તેઓ તરતજ અમને જુદાં અને છુટાં કરી નાંખવાનો જુલમાટ લઇ બેસવાનાં, અને તેથી મેં હું કાંઇ જાણતોજ નહીં હોઉં તેમ દેખાડવા મ્હારૂં મોહું સીવેલું રાખવાનુંજ પસંદ કર્યું, જ્યારે એ મ્હારો ઠરાવ જોતાં હદ વગરની તાજુબીમાં ગભરાઇ પવિત્ર નાઓમીએ મુંગી આજીજી અને અપીલમાં પોતાનો મોહત જેવો ફીકકો ચેહરો મ્હારી સાંમે ઉંચક્યો તે જોતાં મ્હારૂં જીગર ચાક ચાક થઇ ગયું! કમજાત સીડોનીએ, વેરની મારેલીએ, એ ભેદ પકડી આપ્યો હતો. મ્હારી નાઓમીને મને મળવા આવતી જતી જોઇને પેલો તાઇ અને રૂમાલ જે રાત્રે અમારી મુલાકાત વખતે મ્હારી મોહરદાર સરતચુકથી મ્હારા ઓરડામાં ભુલી ગએલી તે પકડી આપીને તેણીએજ આ કચરડો કાઢયો હતો! એ કચરડો એવો હતો કે જે પવિત્ર નાઓમીની કરોડોની નીષ્કલંક ઇજ્જતને ઘડીની વચમાં કોડીની કરી મેલનાર હતી, અને તેથી તે ગરીબ બાળા પુશકળ ત્રાસી ગએલી હતી; પણ તે છતાં મેં તો ખામોશીમાંજ સલામતી માની અને હું સંગદીલ મ્હારૂં દીલ પથ્થરનું કરીનેજ ચુપજ રહયો!

"માહરાં માતાએ ત ગરીબ, નેક, પાક, છોકરીને નહીં સાંખી શકાય એવા વિશેષણોથી ઘણી ગુંગલાવી તેઓએ તેને નીચ અને નીર્લજ કહી, અને સર્પે ડંખ માર્યો હોય એટલી બધી તે અપસુખનો સાંભળતાં તે સહનશીળ સુંદરી પોતાનાં આખાં તનબદનમાં કમકમી ! તે, મેં જોયું કે, ગુસ્સાની એક ચીસ સમેત કરી દેવા ચાહતી હતી કે તે નીચ અને નીર્લજ જરાએ નહી હતી, અને લગનના પાક હકથી મને પરણી ચુકેલી માહરી હકદાર અને પાકજાદ પરણેતર હતી ! વળી દારતી રીતે તે ગુસ્સાથી કહેવાજ ચાહતી હતી કે એવાં એક છુપાં લગન વાસ્તે તે કોઇ રીતે ખુશી અને એકમત નહીંજ હતી, અને મેજ તે વાસ્તે જોર જુલમથી ફરજ પાડી હતી; પણ પોતાનાં વચનથી બંધાયલા તે પાક, નેક, નીખાલેસ માહબુબ તે તે વચનને વફાદાર રહી અને વચનની ઓસ્તવારીપર પોતાની પાક ઇજ્જત સદકે કરી તે ઇજ્જતની તેણીએ છાતીપર એક પાહડ ઉપાડી ધુલધાણીજ થઇ જવા દીધી ! ઓ પરવરદેગાર, કેવી રીતે તેણીએ પાછી આજુજીભરી કાકલુદીમાં માહરી સમક્ષ આંખો ઉંચકીને બધું કહી દેવા મને વિનંતી કરી, પણ મેં સંગદીલે તે માન્યું નહીં ! હું જાણું કે તે સમજી જશે કે હું એ અમો બંનેનાં ભલાંનુંજ કરતો હતો. માહરા મનમાં કે મમા હવે માહરી વાહલીને કાઢી તો મેલવાનાજ, મગર તેણીની પોતાની માલેકીનું એક અએવાન—"રીવર હાઉસ"—તેણીની ખીદમતમાં મોજુદ અને તઇયાર હતું તો પછી તેણીએ કે માહરે બીહવાનુંજ શું હતું ? હું જાણું કે મમા તેને અત્રેથી રૂખસદ કરશે કે હું તરતજ તેને છુપો મળીને બધો માહરો પ્લાન સમજાવી દેવશ, અને તે ઉપરથી મેં ફકત તેને હીંમત અને સધ્યારો આપતાં એટલું કહયું કે 'તું ફકર ના કર: આયંદા બધું સારૂંજ થશે !'

"પણ અફસોસ કે, સારૂં કાંઇજ થયું નહીં ! ખરાબ અને ઘણું ગંભીર ખરાબ થયું, કે જે બંનુ એ માહરા શરમભરેલા હીચકારાપણાંનેજ આભારી છે. માહરી ફરજ હતી—હું પાક ફરજથી બેતકરાર બંધાયલોજ હતો કે માહરે હાંમતથી કહેવું અને જાહેર કરવું કે 'મધર, કેમ તમો એ માહરી વાહલીને એવા આ શબ્દો કહી સંભળાવવાની હીંમત કરોછ ? એ તો માહરી પરણી મોહરદાર 'છે.—લેડી સેન્ટ આલબન અને ભવિષની ડચેસ !' પણ એક શરમભરેલી ગુમરાહા હોચકારાપણું અને હેરેમંદીથી જાણે માહરી જબાં સીવાઇ ગઇ અને હું તે બોલ્યો નહીં ! અરે તે વાહલીની પવિત્ર આંખોમાં હું તેમ કરીને કેટલી હદ સુધાનો ધીકકારયુકત થઇ પડેલો હોવશ તે વાતનો પછીથી જયારે એકલો એકલો ખ્યાલ કરૂંછ,

ત્યારે ખીજવાટ અને નાસીપાસીથી માહરા બાલેબાલ હુ પીખી કહાડું છ, અને એક બુઢ્યા કે બાળક પેરે મને ફાટી ફાટીને રડવું આવેછ !"—અને, એમ કહેતાં, આગલ બોલતો અટકી જઇને, તે જવ ન ડયુકે આંસુભરી આંખ્યો સાથે નિરાશા અને નિસાસા વચ્ચે પોતાનું સોહામણું માથું તે સોલીસીટરની ટેબલપર પટકી નાખ્યું કે જે કરણાજનક દેખાવ જોતાં તે ભલો સોલીસીટર મી૦ રસકીન પોતે પણ તેની મરજી ઉપરાંત, તેની જઇફ આંખોમાં ઉભરાઇ આવેલું અકેક આંસુ પોતાની હાથની અછાતથી ખંખેરી નાખવા, ચસમો ઉંચકીને, પોતાનો રૂમાલવાલો હાથ પોતાની આંખોપર ઉચકયા વગર રહી શકયો નહીં !

---

## પ્રકરણ ૮ મું.

—:•:—

"હું ધારતો હતો, રસ્કીન, કે માહરી વાહલી સમજીજ જશે," તેણે તે પછી થોડે વારે પોતાનું માથું પાછું ઉંચકી, આંખોમાં ધસી આવેલાં આંસુઓ નુછતાં, આગળ ચલાવ્યું. "મારાં માતા તે ગરીબ, ગુણવાન, સહનશીલ સુંદરીને હજારો બેઇજજતીના આરોપોથી ગુંગળાવતાં હતાં ત્યારે ચાબકના મારથી તે વિંધાઇ જતી હોય એટલી બધી દુ:ખી થતી તેને જોવાનું મારે વાસ્તે છાતી ફાડી નાખનારૂં હતું, પણ મેં તે મારી છાતી પર પાહાડ ઉઠાવીને ખમી લીધું—એવી ગણત્રીથી કે નાઓમી અહીંથી બાહેર પડશે કે તુરતજ હું તેને મળી લેવશ, અને બીજે દહાડે કયાં મળવું ને એકઠાં થવું તે સમજાવી દેવસ. માહરા મનમાં કે જો હું મારાં લગન થઇ ચુકેલાં હોવાનું અત્યારેજ જાહેર કરૂં તો મારાં તુમાખી માતા કોઇ એવી મજબુતીથી કામ લે કે અમો પછીથી કદી કેથેબી પાછાં મળી શકીએ કે મળવા પામ્યેજ નહિ ! એ અને એજ કારણથી ખરી વાત કહેવા જોગી હું હીંમત કરી શકયો નહિ, અને ત્યારે અંતે તેણે, છેકજ નાઉમેદ અને નાસબર બની, મારી તરફ જે કડવાસ અને ધિક્કારની નજર ફેંકી તેના ત્રાસનો હું તમોને ખ્યાલજ આપી શકતો નથી, મી૦ રસ્કીન ! તે ગોયા મારા મોઢાંપર મારેલો એક ચાબુક હતો તે પછી તે ઘણા ઠસ્સાથી મારાં માતા તરફ ફરી ને ધીમા ખુલ્લા અવાજે તેણીએ કહયું, 'ચોરઅેસ, હું મારો વાંક કબુલ કરૂં છું. હુંજ તમારા દીકરાને તેના ઓરડામાં ચાલી

ચલાવીને મળવા ગઇ હતી. એવણને કોઇ ઠપકો કે દોષ ઘટતો નથી!'–અને આહા, ત્યારે મારી માતાની શું મગરૂરી ને ખુશાલી! તેવણે તે નેક છોકરીને એવાં કડવાં વચનોથી ધોઇ કાઢી કે તે ગેરઇન્સાફી ભરેલા શબ્દ પ્રહારથી, કચડાઇને કકડાભુકલા થઇ ગયલી, તે બીચારી ત્યાં ને ત્યાં તફડીને મરણ નહિ પામી એ અત્યાર સુધીની મારી રોજની અજાયબી અને અટવટ છે! મારી અજાયબી એ છે કે તે મારી નેક, પાક, નીર્દોષ પરણેતરે, પોતાનાં આંસુઓ ખંચાવી નાખી, મોત જેવા ફીકકા ચહેરાઓ, તોપણ તાજુબીભરેલા ઠસ્સાથી, એક કદમ આગળ વધી હીંમતથી એ જે કહયું તેના અવાજ પરથી વટીક મારાં બાહોશ માતા સમજી કેમ નહિ શકયાં હોશે કે મને ઠપકામાંથી મુકત કરવાજ તે ભલી છોકરી બધા વાંકનો ટોપલો આ રીતે પોતાને માથે ઓઢી લેતી હતી, અને સદહજાર અફસોસ કે, તે છતાં, હું હજી હીચકારો થયો ને ચુપજ રહયો! ઉલટું તેણીના એ મોટા સ્વભોગથી, મારાં છોકરવન મનમાં થોડીક મગરૂરી આવી, અને મહારે વાસ્તેનાં અખંડ હેતને લીધેજ એમ કરતી હતી એમ માનીને હું હેમક ગધેડો મારા મનથી થોડો રાજીજ થયો! મુવો હું કમબખ્ત! માહરે તેણીના એ બુલંદ સ્વભોગથી લાજી મરવું હતું–મારે લજવાઇને મરીજ જવું હતું, તેને બદલે હું રાજી થયો, અને તેવામાં મારાં માતાએ મને ઓરડામાંથી જતો રહેવા ફરમાવ્યું, એટલે હું તો મનમાં મલકાતોજ ત્યાંથી બાહેર ગયો કે નાઓમી બાહેર આવશે એટલે હું તેને માહરા લાભમાં તરત પાછી મનાવી લઇ શકસ! એટલા માટે હું બાહેર ગયો, અને નાઓમીને મારી માતા પોતાની હજુરમાંથી રૂખસદ કરે તેની વાટ જોતો મારા ઓરડામાં થોડુંક થોભ્યો. મને એમ તો ખ્યાલ થયોજ નહિ કે હર ગ્રેસ તે ગરીબ છોકરીને ફકત એક અરધા કલાકની નોટીસમાંજ મહેલમાંથી કાઢી મુકશે, અને તેથી પછીથી જયારે મેં એમ સાંભળ્યું ત્યારે મારો જાન ઘણો ગભરાયો. હું, તે ઉપરથી, તરત નાની નેલવાલા ઓરડામાં દોડયો, અને નાઓમીને મને જરા મળી જવા મેં તે બાળકી પાસે મારી કને તેડાવી; પણ પેલી કપટી ફ્રેંચ 'મેડ' સીડોનીને મારી માતાએ કેથો તે ગરીબ છોકેરીનો હવાલો સોંપેલો, અને તે લુચ્છી ઓરતે મારો પેગામ નાઓમીને પહોંચવા દીધોજ નહિ તેણે નાની લેડી નેલને ધમકાવીને હાંકી કાઢી, ને તે ઉપરથી કાગળની એક સ્લિપ પર બે અક્ષર નાઓમી જોગ લખીને તે બચ્ચાંને મેં પાછી અંદર મોકલી, કે જે કાપલીમાં મને જરૂર જરા મળી જવા મેં તે મારી વાહલીને વિનંતી લખી હતી; પણ કમજાત સીડોનીએ તે કાપલી ફાડી નાખી, અને વળી મને ધમકી કહી મોકલવાની સરકશી વટીક કીધી જે હવે જો હું નાઓમીને મળવા જરાબી બજીદ

થવશ, તો તે હર ગ્રેસ ને મારે વાસ્તે ફરયાદ કહી મોકલશે, અને એ હિણપસ્તીની ખેજાલત મેં તે વખતે કેવા દાંત પીસીને ખમી લીધી હશે તેનો તમે ખ્યાલ કરી શકસો, રસ્કીન!

"મગર હવે હું ખરે મને ગભરાયો. મેં જોયું કે નાઓમી જતી રહે, અને તે કયાં ગઇ તે જો હું જાણું નહિ તો પછી હું તેને મળીજ કેમ શકું? એ ઉપરથી, ગભરાઇને હું પોતે, જીવપર આવેલો, મારી વાહલીના ઓરડા તરફ ગયો, પણ તે ઓરડાના બારણાંને અંદરથી ચાવી મારેલી હતી, અને ગમે એ કરવા છતાં તે કપટી ફ્રેંચ છોકરીએ (મારી ડચેસ માતાએ તેણીને આપેલી સતાની કુમકપર) મને કશીજ દાદ દીધી નહિ. હું, તેથી, હવે મારા વધતા આવતા ખીજવાટ વચ્ચે એકદમ ગભરાટમાં પડયો અને અધીરો થયો, અને ભેજું કસતાં મને તરત સલામતીનો એક બીજો તોર સુજ્યો. મેં મારા ફ્રેંચ નોકર ગેસ્ટનને તઇયાર કર્યો તે ઘણો બાહોશ ને પક્કો છે, ને તે ચપરખંધાની હુશીઆરીપર મેં ઘણો મદાર બાંધ્યો. મેં તેને બધું સમજાવીને કહયું, અને કપટી સીડોની તેને જોવા કે કાંઇ પણ જાણવા નહિ પામે તેવીજ ફીસમે મારી નાઓમીની પુઠે જવા મેં તેને ફરમાસ કરી, મેં હુકમ કર્યો કે નાઓમી જેબી સ્ટેશનની ટીકીટ કરાવે તે સંભાળભરી તરકીબથી સાંભળી લઇને તેણે તે પોતે પણ તેજ સ્ટેશનની ટીકીટ કરાવવી, અને તેણીની પુઠે જવું ને તે જ્યાં પણ ઉતરે તે જગ્યા બરાબર જોઇ લઇ, નક્કી કરી, મને તરત તારથી ખબર આપવી. આ બધું તેણે (ગૅસ્ટને) એક મોટાં ઇનામની લાલચપર એક બાહોશ ડીટેકટીવને શોભા આપે એવી સંભાળથી અને સીફતથી કર્યું. લેડી સેંટ ઑલ્બન લંડન જઇને લંડનબ્રિજ ખાતેના ક્વીન્સ હોટેલમાં ઉતરી અને થર પડી, એ જોઇ તેણે તરત મને તાર આપ્યો, પણ તે હેમક ગધેડાએ કામ આટલું સંભાળથી કરયું છતાં જોઇએ એટલું સંપુર્ણ કીધું નહી. તેણે કાચે પાયે અને અધુરૂં કામ લીધું. તેને હું પોતે તારના જવાબમાં ત્યાં જઇ શકું ત્યાં સુધી તે તરફ થોભવું જોઇતું હતું, ને પોતાની તકેદારી ચાલુજ રાખવી હતી, તેને બદલે એટલું કરીને તે નભરવસ થયો. તેને મન કે તેની ફરજ પુરી થઇ, અને તેનું કામ સંપુર્ણ થયું, અને પરીણામ એ થયું કે હું ક્વીન્સ હોટેલપર જઇ લાગયો તે આગમચ ગૅસ્ટન ત્યાંથી મહેલમાં પાછો ફરેલો, અને નાઓમી પોતે પણ ત્યાંથી કેથે જતી રહેલીજ! અફસોસ, ક્યાં ગઇ તે કોઇએ જાણ્યુંજ નહી, અને આજની ઘડી સુધી તે પછીથી તેણીનો કોઇ કશોજ પત્તો મેળવી શકયું નથી. ઓ રસ્કીન, તે મારા હેમક નોકરનાં થોડાંક નભરવસપણાંએ મારી આખી જીંદગીનું સત્યાનાશ કાઢી નાખયું. જો તે હું ક્વીન્સ હોટેલપર તેણે મોકલેલા તારના જવાબમાં પોતે જઇ

લાગ્યો ત્યાં સુધી વાહલી નાઓમીની હીલચાલ તપાસતો થોભ્યો હોત તો તે જ્યાંબી ગઇ હતે ત્યાં સાથે જઇને તે અમારો મીલાપ કરાવી શકતે; પણ આ તો થયું એમ કે તેના ચાલી જવા પછી વાહલી નાઓમી પોતે પણ તે હોટેલ છોડી ગઇ, અને તે કયાં ગઇ તે પછીથી કોઇએ કદી જાણ્યુંજ નથી. તે ગોયા પાતાળનાં પેટામાં ગરક થઇ હોય તેમ આ ધરતી પરથી ગુમ અને અલોપ થઇ ગઇ છે!"–અને પોતાની પ્રીય પરણેતરની એ વાત અને યાદ કરતાં તે ભલો જવાન ઉમરાવ વળી પાછો ગરગર રડી પડયો!

"હું ઘેલોજ થઇ ગયો, રસ્કીન," તેણે વળી જરાવારે પાછું આગળ ચલાવયું, કે જ્યારે તે કુશળ ધારાશાસ્ત્રી તો એ મોટાં દુ:ખની અજબ જેવી કેફીયત સાંભળતાં દીલસોજીથી ઉશકેરાઇને એટલો બધો હઇયાંસુનો થઇ ગયો હતો કે વચમાં કાંઇ બોલીજ શકતો નહી હતો! "મેં જયારે ગ્રીન્સ હોટેલપર જઇને જાણ્યું કે તે દીલરૂબા તે હોટેલ તેજ સહવારે છોડી ગઇ હતી ત્યારે મારા અફસોસ, ખેદ અને હાયસોસારાની કોઇ જાણે હદજ રહી શકી નહી, અને હું ઘેલોજ થઇ ગયો! મેં, અલબત, તાબડતોબ તેણીની જુસતેજે આગળ ચલાવવામાં કશીજ બાકી રાખી નહી, અને તે અત્રેથી નીકળેલી પોતાના જુજવી અસબાબ સાથે પાધરી લન્ડબ્રિજ સ્ટેશનપર હંકારી ગઇ હતી એમ માહીતી ને ખાત્રી મળતાં હું જીવ નાખતો તે સ્ટેશનપર દોડયો, પણ બ્યર્થ! હરેક ટ્રેનની વખતે સેંકડો આવજાંજતાં લોકોમાંથી તેણીનો પત્તો હું તે મોટાં સ્ટેશનપર કસોજ મેળવી શકયો નહી, અને સખ્ત નાઉમેદીના ગમ અને ગજબથી મારૂં જીગર ચાકચાક થઇ ગયું. તે પછીથી, એમ છતાં, મહીનાઓ બલકે વરસો સુધી મેં સુખકરારની એક પળ જાંણી નહિ, અને તે ગુમ થયલી વાહલીનો પત્તો મેળવવા એક બી આનાકાની વગર હજારો રૂપીયા ખરચી નાખીને મેં આતાળપાતાળ એક કર્યાં, પણ તે મહાબુઓની મહાબુબના મીઠા, પ્યારા, પનોતા ચહેરાનાં દર્શન મને કદી પાછાં થયાંજ નહિ, અને તે કયાં ગઇ અને કયાં રહેતી હતી તેનો પત્તો મને કશો મળી શકયો નહિ!"

"કશોજ નહિ?" તે દુરઅંદેશ સોલીસીટરે ઘણો અજબ થઇને સવાલ કર્યો; "કંઇ કાગળ પત્ર કે એવું કશુંજ નહિ?"

"હું તેજ તમોને કહેવા જતો હતો, રસ્કીન," કાસલમેનના ડયુકે જવાબ કર્યો; "તે ગુમ થઇ જવા પછી ઘણે મહીને મને તેની તરફથી ફક્ત એક કાગળ મળ્યો. અત્યાર સુધીમાં આટલાં બધાં વરસોનાં દરમ્યાનમાં ફક્ત એક કાગળ, અને તે કાગળથી ચામડીની ખોળ ઉતારી નાખે એવો

કરડો, ક્રુર અને ગુસ્સાબાજ છે! આય જુઓ. તે તમોને વંચાવા હું યાદ રાખીને મારી સાથે એ અત્રે લેતોજ આવેલો છું,"–અને, એમ કહેતા, તે ઉમરાવે તે ધારાશાસ્ત્રીને તે એક કાગળ વાંચવા આપ્યો, કે જે વરસો વહી ગયલાં હોવાથી રંગમાં લગભગ પીલો પડી ગયલો હતો, અને સેંકડોવાર પાછો ને પાછો વંચાયો હોય તેમ બધો ચુંથાઇ પીખાઇ ગયો હતો. તે રૂડ કાસલ ખાતેના ડયુકના શીરનામે પોષ્ટ થયલો હતો, અને કવરપર લન્ડનનો પોષ્ટ માર્ક હતો. તે સુંદર, મરોડદાર, નાજુક હરફોએ લખાયલો હતો, પણ ન તો તેમાં લખનારની સહી હતી, ન તો કીએ ગામથી તે લખવામાં આવ્યો હતો તે બનાવવામાં આવ્યું હતું કે ન તો કોણુપર તે લખવામાં આવ્યો હતો તે જણાતું હતું! તે કઠોર, કરડો, તાણાજાની ભરેલો ખરેખરો એક ક્રુર કાગળ હતો, પણ, એમ છતાં, તે કેટલો વાજબી! એવો એક કાગળ લખવા વારતે તે હજારો અપજશ પામેલી નીર્દોષ સન્નારીને કેમ ઠપકો આપી શકાય? તે સોલીસીટરે તે કરડો કાગળ આ મુજબ વાંચ્યો:—

"જ્યારે કે તમારી ડચેસ માતાએ નઠા ધટતા હજારો અપજશની તાણાંજાનીથી મને વાંધી નાખી, અને જ્યારે કે કશીબી નીતી વગરની એક ગુન્હેગાર ને સઉથી નાલાયક છોકરી તરીકે મને તમારા રૂડ કાસલના મહેલમાંથી ધકેલો મારીને હાંકી કાઢવામાં આવી, ત્યારે તમે તમારૂં મોહું સીવેલું રાખીને મુછમાં હસતા હસ્તા તે બાજણું જોયા કીધું, અને મારી પાક ઇજ્જતની રક્ષા કરવા જેવો એક પ્રમાણીક શબ્દવટીક ઉચાર્યો નહી, તેવો એક સરીયામ હીચકારો મારો પરણ્યો ખાવંદ હતો એમ ખ્યાલ ને યાદ કરતાં મારી છાતી આજે પણ ફાટી જાય છે! જો તમે ફકત એકજ બોલ બોલતે તો મામલો ઉલટાઇ જતે, અને મને એક નીચમાંનીચ પંકતીની વંઠેલ અને વ્યભીચારી તરીકે માનવામાં આવી તેને બદલે મારૂં એ કીસમનું હડહડતું અપમાન કરનારાંઓ લજવાઇને મારા પગપર પડતે, અને મારી માફી શોધતે! તમારી માતાનો બધો તુમાખ અને તોર, તેઓની ગમે એવી મોટી ગરૂરી છતાં, ખરી હકીકત જાણતાં સાથે ઘડીની વચમાં સમી અને નમી જતે; પણ તમે હીચકારા કસમોથી મને ગરીબને બાંધી લીધી ને બાંધી રાખી, અને અંતની ઘડીએબી મારા પાક બચાવમાં મોઢું નહિજ ઉઘાડવાનું બાયલાવેરૂં કરયું તેવો એક મારો પરણ્યો ખાવંદ છે એવો ખ્યાલ કરતાં બી હું કમકમું છું! તમારી યાદ, તેથી, મેં મારી છાતી ચીરી નાખીને મારા જીગરમાંથી ઉખેડી નાખેલી છે, અને આ કાગળ લખું છું તે તમોને મનાવા કે દોસ્તીમાં પાછા મેળવવા લખું છું એમ માનવાની એક ઘડીભર પણ ભુલ કરતા ના! તે વાતનો હવે સ્વપ્ને પણ ખ્યાલ ધરાવતા ના! ખરેખર તો આ કાગળ લખવો કે નહિ તે વાતનો

મેં ઘણો લાંબો અંદેશ કીધો, અને પછી મને લાગ્યું કે માહરી પાક ઇજજત અને સ્વમાનને ખાતર તમને લખવા અને જાહેર કરવાને હું બંધાયલી છઉં કે જે તમારી પરણી મહોરદારપર શરમભરેલી નાલાયકતાનાં આગળ રહીને આળ તમે ધિક્કાર પામેલી બેપરવાહીથી ચઢવા દીધાં હતાં તે હાલમાં તમારા બાળક બેટાની માતા થયલી છે, અને તે તમારો દીકરો અને ભવિષ્યનો વારસ હું આ લખું છું ત્યારે બે મહીનાનો થયલો છે. વળી એ બચ્ચાના હક બાબે પાછળથી કોઇ શક કે સવાલ રહી શકેજ નહિ એ સારૂ જે દેવળમાં આપણે પરણીને એક થયાં હતાં તેજ ગામમાં હું ગરીબ ખરચ ખાતી ગઇ, અને આપણાં લગન કરી આપ્યાં તેજ પાદરી પાસે મેં આપણાં બચ્ચાને 'બેપ્ટીઝમ' અપાવેલું છે. એ બેપ્ટીઝમની સર્ટીફીકેટ પર નર્સ મેરી એન્ડ્રુની અને એક પાદરીની સાખ ભરાવેલી છે, અને તેની નકકલ કાયદાપુર્વક દેવળનાં તેમજ સરકારી રેજીસ્ટરમાં ઉતારી લેવામાં આવી છે, તમારે જોઇએ તો ત્યાં જઇને જોજો ને ખાત્રી કરજો. મેં તમારા વારસ બેટાને તમારાંજ કુટુંબનું નામ આપેલું છે, અને "આલ્ફ્રેડ તે લોર્ડ સેંટ ઑલબન અને લેડી સેંટ ઑલબન (નાઓમી વીન્ટર) નો બેટો" એમ એ બેપ્ટીઝમ રેજીસ્ટર થયલું છે. અલબત, મને રેવરન્ડ ફાધર સ્ટીવન ડંકને શોકના પોષાકમાં જોઇ તરત ગભરાઇને તમારે માટે પુછયું. મેં લખ્યું તેમ એ તેજ 'ફાધર' હતો કે જેણે આપણાં નેહેસ્ત લગનમાં આપણા હાથ જોડી આપ્યા હતા, અને મેં જવાબમાં કહયું કે તમે ગુજરી ગયલા છો. મારે મન તમે મરીજ ગયલા છો. તમારા જેવા એક હીચકારા, નાલાયક ખાવંદને મારા જીવતા ખાવંદ તરીકે સ્વીકારવા હું મોટા ધીક્કાર સાથ નાજ પાડું છું. તમારો દીકરો ખોદાની દયાથી હજુ હયાત છે, ને સારી પેઠે છે, પણ હું તેને તમારી સાથે કદી મેળવવાની નથી, અને તે હું બીલકુલ ખોદાવાજબીજ માનું છું. એ બચ્ચાંની માયની પાક ઇજતને વાસ્તે તમે આગળ રહીને લોકોને બુરૂં માનવા દીધેલું છે, અને ત્યારે એ બચ્ચાંના બાપ તરીકેનો એ બચ્ચાં પર તમારો હક કે દાવો હોવાની હું ખરાં દીલની મજબુતીથી સાફ ના પાડું છું."

તે ધારાશાસ્ત્રીએ કપાળમાં ચઢી ગયલા ડોળા સાથે એ ધાટકી કાગળ વાંચ્યો અને ઘડી કરીને તે ડયુકને પાછો આપ્યો જે પછી કેટલોક વખત સુધી તે કાંઇ બોલી વટીક શકયો નહી.

"ખરેખર ઘણો ધાટકી કાગળ," તેણે તે પછી સગડી તરફ ટીકતાં ધીમા, શોકાતુર અવાજે કહયુ; "પણ, મારા લોર્ડ મારે કહેવું જોઇએ કે એ બાઇને એકલા કકળાટથી અને તિખાસથી લખવા તમે બેશક ઘણાં

બેશુમાર કારણો આપેલાં છે. અલબત, તમારી નયત, નેક અને ધારણાઓ ઘણીજ સચ્ચાઇભરેલી હતી, પણ તે એ બિચારી જાણે શું ?"

"એ કાગળ મળવાથી જે ગામમાં અમારાં લગન થયાં હતાં તે ગામનાં દેવળમાં હું ઉડીને ગયો એમ જો હું કહું તો તેમાં સહરાગન હું નથી કરતો, રસ્કીન," હીઝ ગ્રેસે વળી આગળ ચલાવ્યું; "મેં ત્યાં જઇને દેવળનું રેજીસ્ટર તપાસ્યું, અને મારા બાળક બેટાનો જન્મ જેમ મારી નાઓમીએ મને લખી વાળયું હતું તેમજ હરફે હરફ તેમાં મેં નોંધાયલો જોયો. અલબત, ફાધર ડંકનને મારે કહેવુંજ પડયું કે અમો થોડા ગંભીર મતફેરથી છુટાં પડયાં હતાં, અને તેથી નાઓમીએ મને મુએલો જાહેરે કર્યો હતો; પણ મેં તે પાદરીની ખાત્રી કરી આપી કે એ મતફેરમાં અપરાધ નહિ પણ ગેરસમજુતી અને ભુલજ હતી. વળી એ પછી મારી મહોરદાર ને બાળકનો પાછો પત્તો મેળવવા મેં હજારોના ખરચે તે તરફ હજારો ઉથલપાથલ કરી, પણ વ્યર્થ! સઘળું વ્યર્થ ! અને હું આગળ તમને કંઇ કહી શકતો નથી એટલું મને હાલમાં તે વાતની પાછી યાદ થતાં દુઃખ થાય છે ! મારાં ગળાંમાં, મેં આતસ ગળ્યા હોય તેમ, અગ્નીની ઝાલ સળગી ઉઠી છે. મને થોડુંક ઠંડું પાણી આપો, રસ્કીન !—પાણી—" અને તે સોલીસીટરે ઉતાવળે ઉઠીને બાજુમાંની સાઇડબોર્ડ પરની એક 'ડીકાંતર'માંથી થોડુંક ચોખ્ખું ઠંડુ પાણી કાઢી તેને આપ્યું, જે તે કમનસીબ ઉમરાવ એક તાંસે ગોટી ગયો, જ્યારે તે ધારાશાસ્ત્રીને મજબુતીથી લાગતું હતું કે આવી કમનસીબ કેરીયત તેણે પોતાની આખી જીંદગીમાં આ આગમચ ખરેખર કોઇ દહાડે સાંભળી ન હતી !

——:o:——

# પ્રકરણ ૯ મું.

——:૦:——

"તે રેજીસ્ટરમાં મારા બાળક બેટાનો જે ઘરમાં જન્મ થયો હતો તે ગામનું નામ ઠામ અને ઘરનું ઠામ ઠેકાણું લખેલું હતું, અને દીવાન્યતભરયાં ઝનુનથી બિલકુલ ઘેલોજ થઇ ગયો હોઉં તેમ, ત્યાં મારાં એ બેવ્હાલાંઓની શોધમાં હું દોડયો,—ઉડયો!" ડયુકે, મનનું સમાધાન થતાં, આગલ ચલાવ્યું:

"હું તે વખતે ખરેખર ઘેલો નહિ થઇ ગયો તે એક મોજેજો છે. મેં તે વખતે ત્યાં જતાં જતાં તેણીને ઘરમાં પાછી મળવા ને જોવા વાસ્તે દયાળુ ખુદાને બાર કાકલુદીભરેલી આજીજી ને બંદગી કરી તેવી સાચાં દીલની બંદગી કોઇ આદમીએ કદી કરી નહિ હશે! મને લાગ્યું કે જો ફકત તે એકજ મિનિટ મને મળે તો હું તેના પગ પર પડું, અને જ્યાં વેર કે તે મને માફી આપીને ઉઠાડે નહિ ત્યાં વેર હું તેના પગપરથી ઉઠું નહિ! મને લાગ્યું કે તે જો મને માફ કરે તો પછી, હું તેને, પરિણામોની જરાએ દરકાર કરયા વગર, હજારો હીંમત અને હજારો ખુશાલી સાથે, મારા બાળક બેટા સુધ્ધાં, માહરાં તુમાખી માબાપ કને લઇ જાઉં, અને જે ખરી હકીકત હતી તે તેઓને જાહેર કરતાં હવે એક તલમાત્ર પણ ખંચાઉં કે પાછો પડું નહિ. ઓ, મને લાગ્યું કે મારૂ સર્વસ્વ આપી દઇને મારે ભીખ માગતો થવું પડે તો તે પણ એ વાહલીની એક મીઠી આશીપર સઘળું કુરબાન કરવા હું એક મીનીટ પણ આનાકાની કરી શકું નહી! બસ, તે મીઠી, પ્યારો, પતીવ્રતી, પવીત્ર ચહેરો પાછો એકવાર નજરેનજર જોવાનોજ મારો અરમાન હતો, અને તેજ અરમાનથી હું જયાં તેણે એ બાળક બેટાનો જન્મ આપ્યો હતો એ તરફ ગયો, પણ ઓ નીરાશી! મેં જઇને તે ઘરનું બારણું ઠોકયું ત્યારે મારૂં આંગ આખું બોખારથી ધગધગતું હતું, અને કેટલીક મીનીટ સુધી હું બોલીબી શકયો નહી, જે જોઇને તે બારણું ઉઘાડનાર (કે જે તે ઘરની ઘરવાલી મીસીસ સ્ટેનલી પોતે હતી તે) તમામ અજબ થઇ ગઇ!

"'ઓ સાહેબ, તમોને શું છે? તેણીએ ગભરાઇને સવાલ કરયો; તમે તો ઘણા બીમાર દેખાઓ છો!"

"'હા, બાઇ. તેમજ છે,' હું મુસ્કેલીથી મારી જબાનપર પાછો કાબુ મેળવીને જેમ તેમ જવાબ કરી શકયો; 'પણ તમો શું આ બેસ્તા ઘરવાલાં મીસીસ સ્ટેન્લી પોતે છો?'"

"'હા સાહેબ, તે બાઇ હું પોતે છું,'" તેણે બારણું ઉઘાડી નાંખતાં, અને મને ઘણી માયાથી અંદર આવકાર આપતાં જવાબ કરયો. "'અંદર આવસો આ પાર્લરમાં?'"—અને હું તેની પુઠે તે પાર્લરમાં ગયો.

"એ પાર્લર તે ગરીબ ઘેરનો એક નાનો કંગાળ સીટીંગ રૂમ હતો. તેમાં ફરનીચર દમ વગરનું ને હાલહવાલ હતું. ઓ રસ્કીન, તમે સમજી શકશો કે એવાં એક ગરીબ ગામડાંનાં એક ગરીબ ઘરનો પાર્લર તે કેવો થતો હશે, અને હું જ્યારે હજારો, લાખો ને કરોડોમાં અલેતીયાં મારતો હતો ત્યારે તે કરોડોનો મારો વારસ બેટો આવી નીર્ધનતા અને કંગાલીયત વચ્ચે જન્મ પામ્યો, અને મારી પરણી મહોરદાર કે જેની ઉપર મેં મારા તમામ જાન, હું કહી ચુકયો તેમ, સદકે કરયા હતા તે આવી તંગદસ્તી અને ગરીબાઇ વચ્ચે એ મુફલીસ મુકામમાં રહી હતી એ વાતનો ખ્યાલ થતાં મારી આંખમાં લોહીનાં આંસુઓ ઉભરી આવ્યાં, અને મને એ મીસાલે આંસુઓ ટપકાવતો જોઇને ભલી મીસીસ સ્ટેનલી વધતી અજબ થઇ અને ગભરાઇ ગઇ.

તેણીએ મને એક ભાંગાતુટા સોફા ઉપર બેસાડયો, અને મારી સામે એક લાકડાંની ખુરસીમાં પોતે ગોઠવાઇને સવાલ કર્યો; "તમોને શું છે, સાહેબ? તમે શું મકસદથી મને મળવા આવવાની તસ્દી લીધી છે?"

"કોઇ મીસીસ સેંટ ઓલબન નામની જવાન બાનુ અહીં તમારે ત્યાં ભાડુત રહી ગયલી છે વારૂં?"

મીસીસ સ્ટેનલીનો ચહેરો એ સાંભળતાં દેખીતી ખુશાલીથી ખીલી નીકળતો મને લાગ્યો, અને આશા મારા હરૂદયમાં પુર જોરથી ઉછળી રહી.

"તે બાઇ અહિં મારી સાથે ઘણા મહીના રહીતી, સાહેબ," તેણીએ જવાબ કર્યો. "અહિંજ તેણીએ એક ગોલાબ જેવા બેટાનો જન્મ આપ્યો હતો."

આટલુંજ બસ હતું! મેં પુછવા માગ્યું કે તે હજી પણ અહિંજ હતી કે નહિં? મેં તે પુછવા વાસ્તે માહરા હોઠ ઉપાડયા પણ તે સવાલનો અવાજ મારી ઘાંટીમાંથી નીસરી શકયો નહી! તે એક ખરી જહેમતનુંજ કારણ થયું, અને જ્યારે અંતે તે સવાલ હું જેમ તેમ પુછી શકયો ત્યારે તેણીએ કરેલા જવાબે ગોયા મને ત્યાં ને ત્યાં જખમીજ નહી પણ ઝબેહ કરી નાંખ્યો!

"તે બચ્ચાંનો જન્મ થવા પછી થોડુંએકે એટલે નજદીક ત્રણેક મહીનાની વાત પર તે બાઇ એક દહાડો અચણુચ મારૂં ઘર છોડી ગઇ," તેણીએ જવાબ કરયો.

"અને કયાં ગઇ તે કંઇ તમે મને કહી શકશો!" મેં ખેંચાતી જીભે

પાછો સવાલ કરયો, "તમો જો તે બાઇનો મને કોઇ પત્તો આપી શકો ને મારી સાથે મેળવી શકો તો હું તમોને ન્યાહલ કરી નાખવાની હાલ તમાં છું!"

તે ગરીબ બાઇએ ડોલા ફાડીને મારા ચહેરામાં નાઉમેદીનું જોયું. "હું ઘણી દીલગીર છું," તેણીએ દેખીતી નાસીપાસીથી કહયું; "હું કાંઇજ જાંણુતી નથી. તે ગઇ ત્યારે તેણીએ મને કંઇ કહયું નહી, અને તેનું દીલ દુખાય તે ફીકરથી તેવો કોઇ અસભ્ય સવાલ મેં તેણીને કરયો નહી. એક વખત વાત પરથી વાત નીકળતાં અમો તેણીનાં ભવીષ્યની વાત કરતાં હતાં, ત્યારે તે ફકત એટલુંજ બોલી હતી કે 'હું અમેરીકા જતી રહેવા ધારૂં છું."

"અમેરીકા?" મેં મોટી તાજુબીમાં પ્રકાર કરયો. "છેક ત્યાં કાંઇ જાય? ત્યાં એનું કોણ છે?"

"તે હું નથી જાણુતી; તે હું કાંઇજ કહી શકતી નથી; તે તેણીએ કાંઇજ મને કહયું નહી," મીસીસ સ્ટેનલીએ જવાબ કરયો; "મેં તમોને કહયું તેમ તે તો ફક્ત એટલુંજ બોલી કે હું અમેરીકા જતી રહેવા ધારૂં છું."

"તે શા પરથી વાત નીકળી!"

"તેના બુચાપરથી. અમો કાંઇ તેના બુચાને લગતી વાત કરતાં હતાં," તે ઘરવાલીએ કહયું; "બિચારી કેહતી હતી કે લગન પછી થોડાંક અઠવાડીયામાંજ વર મરી ગયો અને તે કહેતાં એવું કલવાઇ કલવાઇને રડે કે માહરોબી જીવ બળીને ખાક થઇ જાય? હજી તો તે પોતે બચ્ચું હતી! માય થવાની ઉમ્મરમાં તો હજુર આવેલી કહેવાયબી નહી! અને તે છતાં વીધવાપણાના પોશાકમાં બચ્ચાં જેવી કાંઇ એવી તો સુંદર લાગે!" અને, રસ્કીન, હું ખરૂંજ કહું છું કે તે સઘળા ઘાતકી સુખનો સાંભળતાં હું માહરાં દીલમાં જાંણે આરપાર વીંધાઇ ગયો. મને ઘણુંજ દુઃખ લાગ્યું. માહરી ખરેખરી એક બચ્ચાં જેવી નીરદોષ અને ખરીજ દેખા વડી મોહોરદાર, અને તે બિચારી વિધવાપણાંનાં કાળાં કફનમાં કેવી લાગી હશે!

"ગરીબ બિચારીનો વરપર ઘણોજ પ્યાર હોવો જોઇએ," મીસીસ સ્ટેનલીએ જારી રાખ્યું; "કેમજે જ્યારે જોઉં ત્યારે રડતીજ દેખાતી! રાત્રે તેના ઓરડામાંથી દયાજનક ડસકલાંના એવા ઉંડા ઉંડા સાદ આવે કે તે સાંભળતાં જાંણે માહરો જીવ દુઃખથી દાઝીને બેતાબ મારી જતો. બિચારાં બાપ વગરનાં તે દુધમલ બચ્ચાંનુંબી મને ઘણુંજ લાગે!"

"તમે બધું મને માંડી મેલીને નહીં કહો?" મેં કાકલુદીથી માંગી

લીધું, "હું તેના એક ઘણો અતગલગનો બેશી છેઉં, ને તેણીને લગતી તેહેકીક કરવા નીકળેલો છેઉં,"

"ખરેખર તો તેવી લાંબી વીગતે કાંઇ કહેવા જેવું છેજ નહીં, સાહેબ!" તે બાઇએ ખાત્રી આપી; "મેં તો તેને જોઇ ને જોઇ એમ તો મને લાગ્યું કે તે કોઇ મોટે ઘેરની બાનુ છે, ને સારા વખત તેણે જોયલા હોવાજ જોઇએ. તેના ચેહરામાં તે ચમક હતી, અને તેની દરેક હીલચાલમાં તેવી 'ગ્રેસ' હતી. પઇસા, બેશક, તેની પાસે ઘણા હતા નહીં, અને તે વાતમાં તે થોડીક તંગ હતી, અને તે છતાં તે કોઇ રખડતી રઝળતી કે ઉતરતા વર્ગની નહીં હતી તે તો તેને જોતાં સાથેજ જોઇ અને કહી શકાતું હતું."

"પણુ તે અહીં કેમ આવી?"

"તે હું કાંઇ જાંણુતી નથી," મીસીસ સ્ટેનલીએ જવાબ કરયો; "એક દહાડો હું સહવારે માહરાં ઘરનાં કામકાજમાં ધારા પ્રમાણે રોકાયલી હતી. તેવામાં માહરી મેડ (ચાકરડીએ) આવીને કહયું કે 'ભાડે આપવાનુ છે' એવું જે બાહેર પાટયું લટકાવેલું હતું તે વાંચીને કોઇ જવાન બાંનુ ઓરડા જોવા આવી હતી. હું, તે ઉપરથી તરત બાહેર દોડી ગઇ, અને મેં જોયું તો જોતાં આંખ ઠરી જાય એવી કોઇ પરીસુરત છોકરી બાહેર ઉભેલી તે વિધવાપણુંના સિહા પોશાકમાં હતી, અને તે ચેહેરો ઘણો દીલકસ, સોહામણો અને મોહીત કરી નાખે એવો હતો, તે છતાં એટલો બધો શોકાતુર હતો કે તે જોતાં સાથે માહરાં પેટમાં ચુંથાઇ આવ્યું! હું એમ કોઇબી રસ્તેની ચાલનારને કોઇબી સીફારસ વગર માહરૂં ઘર ભાડે તો આપુંજ નહીં, પણુ આય તો જાણે તે પવીત્ર ચેહેરોજ તે છોકરીનાં નેક ચલણુપણુંનો એક ચુગલીખોર આએનો હતો. મેં તેથી તરત તેને મારાં પેટામાં જે બે ઓરડા ખાલી હતા તે બતાવ્યા, અને તે તેણીને ગમવાથી તેણીની અરજ બાહલ રાખી મેં ભાડામાંબી ઘણી કીફાયત કરી. તે બિચારી આંખોમાં આંસુ લાવી કહેતી હતી કે લગન પછી થોડુંએકે તેનો વર ગુજરી ગયો હતો, અને તે બીજાં કોઇપણુ સગાંવાહલાં વગરની નામુરાદ, નાવારસ બિલકુલ રખડી પડેલી હતી. વળી તે માતા થવાની સ્થિતીમાં હતી, અને તેને માહરાં ઘરનો આશરો શોધવાનું વધારે અનુકુળ એટલા વાસ્તે થઇ પડયું કે બંદરપરની અત્રેની સેંટ મેરી ઓસપીટલમાં તે પ્રસવ વખતે (સુવાવડ સારૂ) જવા ધારતી હતી. મેં તે ઉપરથી ઘણી ખુશીની સાથે તેને જગા કરી આપી, અને તેજ દહાડે તે માહરે ઘર રહેવા આવી. તેને એક નર્સની જરૂર હતી વાસ્તે મેરી હીગ્સ નામની એક અનુભવી નર્સને હું લાંબા

વખતથી ઓળખતી હતી તેની મેં ભલામણ કરી, અને તેને તેણીએ પોતાની નોકરીમાં રોકી લીધી."

"કાંઇ બીજું ?" મેં વળી આતુરતાથી પુછયું.

"બીજું હોય શું જે કહું ?" મીસીસ સ્ટેનલીએ શોકાતુરપણે કહયું; "તે જુવાની ને જોબનના ખુલતા બાહારમાં જાંણે કોઇએ ઘાતકીપણે કચડી નાખેલાં એક સુંદર ફુલનોજ ખ્યાલ કરાવતી હતી. તેનું કશાંજ કામકાજ-પર કદી દીલ લાગતું જણાતું હતું નહીં. આટલી નાની ઉમ્મર છતાં તે બાપડીની ઉલટજ મરી ગયલી જોવાતી હતી. માહરી ખાત્રી છે કે રાણી વીક્ટોરીઆ, તેના રાજવંશી ઠેરામાં આખા રસાલાનાં સરઘસ સાથે, માહરાં ઘેરપરથી જો જતી હોતે તો તેબી જોવા તે બારીએ ડોકયું વટીક કરતે નહી! માહરી (મેડ) તો કહેતીતી કે સામેનાં ઘેરમાં જો આગ લાગે ને તે આખું સળગી જાએ તોપણ આવ નાઓમી બંદી તે જોવા ઉઠવાની દરકાર ધરાવે નહીં, અને એપરથી તે બિચારીનાં મનની હાલત કેવી હશે તેનો તમોને ખ્યાલ આવશે! તેને રડતી જોઇ જોઇને જાંણે માહરેથી રડી દેવાય. મેં તેને ઘણી સમજાવી. મેં સમજાવી કે જવાન ઉમ્મરે ધણીઓ ખોહી બેસવાનું દુરભાગ્ય ઘણાઓની સરજતમાં સામીલ હોય છે. માહરા પોતાના ધણીને લગન પછીના બેજ વરસમાં નાની ઉમ્રે હું ખોહી બેઠી છું, અને તેથી એ દુ:ખ કેટલું ત્રાસજનક છે તે હું માહરા જાતી અનુભવથી જાણું છું; પણ માહરા કહેવાની તેનાપર કશી બી અસર થતી લાગી નહી; અને તેણીએ પોતાનો શોક, વિલાપ ને કકલાટ તે અહીંથી ગઇ ત્યાં સુધી છોડયો નહીં કે કમી કરયો નહીં."

"પણ તમે કહોછ કે તેની પાસ પૈસા પુરતા નહી હતા, પણ જે પૈસા હતા તે એ પોતાની સાથે લઇને આવી કે વખતો વખત કેયેથી મેલવતી હતી ?"

"તે હું કહી શકતી નથી," તે ઘરવાલીએ જવાબ કરયો; "પૈસા, બેશક, ઘણા નહી હતા. રેલછેલ જેવું કશુંજ નહીં હતું, તોપણ, કાંઇ એકદમ તંગી જેવું બી નહીજ કહેવાય. તે માહારાં ભાડાં ઘણાંજ વખતસર પગાર કરતી હતી, અને જરૂરી બીજા ખરચો આસાનીથી કરતી લાગતી હતી. તે જોઇએ એટલાં સુખથી રહેતી હતી, પણ મોજથી નહીંજ. એક વખત તે ઘણી બીમાર થઇ, અને મેં "ઇનવૅલીડ પોર્ટ" લેવા કહયું ત્યારે મને સાફ ના કહયું કે 'માહરી પાસે એવી વધારાની ખાધખોરાકીનાં પૈસા નથી ?"

"ગરીબ નાઓમી! ગરીબ નાઓમી!" હું માહરાં મોટાં દુ:ખ

વચ્ચેથી પટપટચો, અને પછી મુશકીલથી સહમજી શકાય તેવા ધીમા અવાજે વધારયું, "અને પેલું બચ્ચું કેવું હતું?"

"ઓ, તે તો પુછતાજ ના!" તે કેવીક ખુશાલીમાં આવી ગઇ હોય તેમ મીસીસ સ્ટેનલીએ જવાબ કરયો; "એવું તાજા રાતા ગુલાબ જેવું બચ્ચું તો મેં કોઇ દહાડે માહરી આખ્ખી જીંદગીમાં કોઇનું જોયલુંજ નહીં! ઘણું સોહામણું, અને આટલું જીનું તે છતાં ઘણુંજ ચબરાક! માયને ગલક મલક જુવે ને તરત ઓળખે, અને તે તેને ખોળામાં લઇને આંસુપાત કરે તે મને જરા થઇને ગમતું નહીં હતું. હું તેને હંમેશ ધમકાવીને કહેતી હતી કે બચ્ચાંના ચહેરાપર તું એમ આંસુઓ ખેરવે છે તે તો બિચારાં પશુ બચ્ચાંને ઘણાં અપસુકન માંગેલા કહેવાય, પણ તેણીએ માન્યું નહીં."

"અને તે સુવાવડ પછી અહીં કેટલુંક સુધી રહી હશે?"

"હું ધારૂં છ કે બીજાં છ અઠવાડયાં," મીસીસ સ્ટેનલીએ કહયું; "એક દહાડો અચબુચ નર્સને પગાર આપી તેણીએ રૂખસદ કરી, અને તે વખતે મેં જોયું કે એક ભાડેની ગાડી દરવાજાપર તઇયાર હતી. મને ગળે વળગીને ઘણું રડી, જ્યારે હું પણ માહરી બેહેન કે દીકરીથી છુટ્ટી પડતી હોઉં તેટલું બધું મનેબી લાગ્યું. અલબત, તે કયાં જતી હતી તે કાંઇ તેણે મને કહયું નહીં, ને મેં તે પુછ્યુંબી નહીં. મને પુછવાનું સારૂંજ નહીં લાગ્યું."

"તમો જે ગાડીમાં એ ગઇ તેના હાંકનારને ઓળખી શકો વારૂં?" મેં સવાલ કરયો.

"જરાબી નહીં," તે બાઇએ કહયું, "મેં તેને જોયોજ નથી. ખરી વાત તો એ હતી કે બાજુમાં સ્ટેન્ડ છે ત્યાંથી એ ગાડી મંગાવેલી હતીજ નહીં. એ કયાં ગઇ તે જાંણવાની મને બૈરાંઓને બરની જીગ્નાસાથી સ્વભાવીક ઉલટ થઇ, અને મેં તેથી તલ્લાશ કરી, પણ મને કશોજ પત્તો મલી શકયો નહીં."

"આય બધી મારી હકીકત છે, રસ્કીન. એ ગયાં પંદર વરસની વાત છે," ડયુકે ઉંડી ગમગીનીથી કહયું; "મારા વારસ બેટાના હક વાસ્તે કોઇ શક કે સવાલ રહયોજ નથી. ગમે એવો વાંધા વિષ્ટીવાલો આદમી પણ એ હક માનથી એક વાંધા વગર કબુલ રાખે એવા પુરવારીઓ સાથે એ બચ્ચાંનો જન્મ હું સિધ્ધ કરી શકયો છું. મારી નાઑમીને એ બેટાને જન્મ આપતી વખતે ઑસ્પીટલમાં જે ડાકટરે મદદ આપી હતી તેણે તેમજ નર્સ 'મેરી હિગ્ઝ' ને પણ હું મળ્યો છું. હું તેઓને એ માહરી વાહલીના

એક અતલગનાં ખેસાવંદ તરીકેજ મળ્યો, અને તેઓએ આપેલી જુબાની મીસીસ સ્ટેન્લીએ કહેલી સઘળી બીનાને ઓસ્તવારીભર્યો ટેકો આપે છે એ રીતે જો હાલમાં માહરો બેટો હૈયાત હોય તો તે લોર્ડ સેંટ ઑલ્બન છે, અને માહરી મહોરદાર તેના પરણ્યા હકોથી 'ડચેસ ઑફ કાસલમેન' લેખાય। એ, તે આહરાં બંને વાહલાંઓને એક વાર ગોદમાં ચાંપવા હું મારા કરોડો અને સર્વસ્વ આપી દઇને એક સંતોષી ભીખારી થવા પણ ખરે મને અને ખડે પગે તઇયાર છું, પણ, અફસોસ કે, તેઓ હસ્તીમાંથી નીસ્તીમાં નાબુદગી પામી ગયાં હોય તેમ છેલ્લાં પંદર પંદર વર સોથી તેઓનો કશોજ પતો નથી!"

"પંદર વરસ ખરેખર એક ઘણોજ લાંબો અરસો કહેવાય!" તે ભુલો સોલીસીટર દુ:ખની આ એક કરૂણાજનક કહાંણી સાંભળતાં પોતાના કરોડ પતી કુલના એ મત સાથે ઘણી ગમખ્વારી વચ્ચે એકમત થયો.

થોડોક વખત એ પછી તે મોટા ઓરડામાં ગંભીર અને ગમગીન ચુપકી પસરી રહી. તે જવાન ડયુક પોતે નીરાશા અને ઘાતકી નાઉમેદીનું એક જોવાજોગ દુખકારક ચીત્ર હોય તેમ પોતાની મોટી ખુરસીમાં અઢેલો મારી પડયો હતો, જયારે તે સોલીસીટર પોતે શું કહેવું અથવા શી સલાહ આપવી તે સમજ નહી પડી શકતું હોય તેમ વીચારવંત અદાઓએ ખામોશ બેઠો હતો.

"તમો હવે મને શું સલાહ આપી શકો છો, રસ્કીન?" અંતે ખ્વાબમાંથી ઝબકી ઉઠયો હોય તેમ થોડી વારે પાછો બરટ્રાનડે આતુરતાભર્યો સવાલ કર્યો, કે જયારે તેનો અવાજ બીલકુલ ખોખરો વાગતો સંભળાતો હતો! "મને કાંઇબી સલાહ આપો, કેમજે મારા જેવી કફોડી સ્થીતીમાં કોઇબી આદમી કદી મેલાયો નહી હશે! મારાં માતા મને પરણાવવા બજીદ થઇ બેઠાં છે, અને હું ચાહું છું કે આય ઉમ્મરે મારી કને માહરી મહોરદાર અને બચ્ચાંઓ હોય, પણ તે કશું થઇ શકતું નથી! મારી નાઓમીને હું જુદો કે બેવફા થવા માંગતો નથી, પણ હવે તે જીવતી હોય એવું હું માની શકતો નથી, અને જીવતી હોય તોપણ હવે પછી કોઇબી દહાડે આ જીંદગીમાં તે મને પાછી આવી મળે તે કશીજ રીતે સંભવિત નથી; જયારે તે છતાં, તે હઇયાત હોય તે ફીકરથી હું બીજી કોઇને પરણી શકતો નથી! હું ઇંગ્લાંડના 'પીઅરેજ'માં સૌથી આગેવાન અને સૌથી શ્રીમંત ડયુક ગણાઉં છું, પણ માહરે મન તે સઘળું ધુળ જેવું છે. જો માહરે ત્યાં માહરો વારસ બેટો નહી હોય તો માહરા પછી મારૂં ડયુકડમ જે અમારાં કુટુંબનાં કટ્ટાં મુદ્દઇઓ છે તેઓને હાથ જાય તે

અજાણ્યાનો ખ્યાલ છું કે માહરાં મનમાં મુતલગ ખમી શકતાં નથી, અને ત્યારે તમે મને, રસ્કીન, તેવા કફોડા સંજોગોમાં મને શું સલાહ આપી શકો છો?"

"હું કંઇજ સલાહ આપી શકતો નથી, માહરા લોર્ડ," તે ધારાશાસ્ત્રીએ સખત નાઉમેદીથી કહ્યું; મેં માહરા આ ધંધાની રાહે ઘણાએક પેચવંત કેસીસ સાંભળેલા છે, અને ઘણાએક મુશ્કેલ સવાલો મારી મુન્સફી, મત અને ચુકાદા વાસ્તે મારી કને રજુ થયલા છે, પણ આવો એક તાજુબીભર્યો કેસ મેં કોઇ દહાડો સાંભળ્યો નથી, ને તેથી તમોને શું સલાહ આપવી તે મને સમજ પડતી નથી. મને થોડોક વીચાર કરવાનો વખત જોઇશે."

"મારાં માતાને દુ:ખ થતું હું બચાવી નથી શકતો, અને તેઓનો એ વાત વાસ્તેનો રોજનો કકળાટ અને કજીઓ હું ખમી નથી શકતો એ મારો મોટામાં મોટો અફસોસ છે! કાંઇબી થવું તો જોઇએ, રસ્કીન, કાંઇબી તાકીદથી થવું તો જોઇએ!"

"આપણે બધાં ગામેગામનાં આગેવાન પેપરોમાં એ વાંચી ને સમજી શકે એવી જાહેર ખબરો છપાવીએ તો કેમ?" મી. રસ્કીને સુચના કરી.

"તેમ કરવામાં મેં કંઇ બાકીજ રાખ્યું નથી," કાસલમેનના ડયુકે ગમગીનીભર્યો જવાબ કર્યો, "મેં જાહેર ખબરો તેમજ ડીટેકટીવો રોકવા પાછળ ઘણો પઇસો બરબાદ કીધેલો છે."

"પણ તમે ધારોછ, યોર ગ્રેસ, કે તે બાઇ હજુર હયાત હશે?"

"મને બીક છે કે નહીજ હશે," ડયુકે દર્દમંદ ફીકકા ચહેરાએ કહ્યું, "તે મને એટલાં હેતુથી ચાહતાં શીખી હતી કે જોકે તે માહરા વાસ્તે બુરાંમાં બુરૂં માનીને મને ઘણા ગુસ્સા સાથે છોડી ગયલી છે તોપણ, તેનું દીલ પછીથી માહરે વાસ્તે દાઝયા વીના રહે નહી, અને તે જીવતી હોય તો આટલાં વરસો સુધી મારાથી એટલી બધી અલગ રહેવા જેવું ઘાતકીપણું કરી શકેજ નહિ!"

"પણ મને એક સવાલ પુછવા ગમે છે તમોને, યોર ગ્રેસ," તે સોલીસીટરે પુછતાં થોડીક આનાકાની થતી હોય તેમ અત્રે સવાલ કર્યો; "એક ડાકટર જેમ પોતાનાં દરદીની જરાએ જરા હકીકતને હાલત સમજ્યા વગર ઉપાય શોધી શકતો નથી, તેમ મને લાગે છે કે માહરા મનના બધા વસવસા મારે પણ દુર કરી લેવા જોઇએ."

"તમારે અમે તે પુછો," ડયુકે નાચારીનું કહ્યું; "હું તો એટલો

નાસબર ને દુઃખી બની ગયોછ કે મને કોઇ વાતનું કશુંજ દુઃખ લાગવા નું નથી. તમે શું પુછવા માગોછ?"

"હું સમજવા માગું છું, યોરગ્રેસ," કે તે બાઇ વાસ્તેનો તમારો પ્યાર આજેબી જેવો ને તેવો છે! કે વરસો વહી ગયલાં હોવાથી હવે તે જુસ્સો સમી ગયેલો છે? તે હઇયાત હોય તો તમારાં કોઇ બીજી સાથ નાં લગન ફોજદારી ગુનાહ ગણાય તેજ ફીકરથી તમે બીજી સાથ પરણુતાં અટકેલા છો, કે તેણીને વાસ્તેના તમારા ખરાં દીલના પ્યારથીજ."

"માહરાં ખરાં દીલના પ્યારથીજ." ડયુકે જોસથી જવાબ કરયો; "ઓ રસ્કીન, મેં આ જે તમોને કહયું એ પછી તમો મને એવો એક સવાલ પુછીજ કેમ શકતા હશો? મેં તને એટલાં હેતથી ચાહેલી છે કે હવે હું બીજી કોઇનેબી આ જીંદગીમાં એવાં હેતથી ચાહી શકું એ બનવુંજ મહાલ છે, અને હવે જો હું કોઇ બીજીને પરણું તો તમારે સત કરીને માનવું કે તે ફકત મારી મરજી ઉપરાંતનું. ફરજનું મારયું, મારા પઇસા ને મારા ખેતાબ માહરા પછી માહરાંજ કુટુંબમાં સચવાયલાં રહેત અને તેજ ગણુત્રીથી હું તેમ કરૂં. અલબત, મેં તે માહરી વાહલીને ભુલભરેલી ગણુત્રીઓનાં એક ક્ષણીક ઘેલાપણાંથી બરપા થયલા હીચકારાપણાં વચ્ચે એવો ઘાતકી ગેરઇનસાફ થવા અને એવો નામુનાસીબ અપજશ પહોંચવા દીધો છે કે હવે તેની રૂબરૂ થતાં હું ખેજાલત ને ફીકરથી થરથર ધુજું એ બનવા જોગ છે, પણુ, તે છતાં, આજે બી માહરી તે વાહલી મને મળતી હોય તો તેના પગપર પડી તેની મીઠી માફી મેળવી લેવા હું જેટલો ચાતુર અને અધીરો પંદર વરસોની વાત પર હતો તેટલોજ આજે પણુ છું! એજ ખરી વાત છે. કમનસીબી એ અને એટલીજ છે કે મમ્મા અમારી વચ્ચેનો એ બનાવ વરસોનાં વરસોથી ભુલીજ ગયલાં હોવાને લીધે હવે હું તે તેવણુને પાછી યાદ કરાવવાને માહરૂં મન સમજાવી શકતો નથી! જે તે વખતે મેં હીંમતથી નહિ કહયું, ને પછીથીના વરસોમાં પણુ જાહેર કરવાની અગત્ય કે દાનાઇ હું નહિ જોઇ શકયો, તે હવે કહેલું અને જાહેર કરેલું ખપતુંજ શું છે? મારાં માતાએ માહરા સ્વભોગની કદર કરી શકવાનાંજ નથી."

"સ્વભોગ તે તમારો, કે તે બાઇનો?" તે ધારાશાસ્ત્રી પોતાની મરજી ઉપરાંત થોડાક ઠપકાથી કહયા વિના રહી શકયો નહિ; "તે બાઇએ બધો ઠપકો પોતાની ઉપર લઇ તમને તમારાં માતા સામે મુકત કર્યાં તે શું તમો કંઇ જેવો તેવો સ્વભોગ સમજોછ?"

"હું તેની સદા કદર કરતો અને મારાં દીલથી તે વાસ્તે જલતો રહયો છું, રસ્કીન," ડયુકે જવાબ કર્યો; "પણુ સઘળું જાણ્યા પછી તમો

મને ઇન્સાફ આપશો કે માહરા પાર્ટપર પણ એ સરિયામ હીચકારાપણુંજ હતું નહિ. હું ફક્ત ભુલભરેલી ગણત્રીઓથીજ દોરવાયો અને ઠગાયો, અને તેમ છતાં, હું એ માહરી વાહલીના બુલંદ સ્વભોગની અને ખરી દલેરીની સદા કદર કરતો રહયો છું. માહરી ખાત્રી છે, રસ્કીન, કે માહરે ખાતર કોઇ જલ્લાદના છુરા હેઠળ ઢીમડાં ઉપર તેને પોતાનું માથું આપવું પડતે તો તે પણ તેટલીજ દલેરીથી અને તેટલીજ ખુશીથી તે આપતેઃ પણ તમે મને સલાહ આપતા નથી?"

"મેં તમને કહયું તેમ, માહરા લોર્ડ, આવા સંજોગમાં તમોને શું સલાહ આપવી તેજ મને સુઝતું નથી," તે સોલીસીટરે જવાબ કર્યો; હું તમારાં મતને બીલકુલ મળતો છઉં કે તમારાં માતાને ખાતર તમારે પર ણુવું તો જોઇએ, અને તે એકજ રસ્તે થઇ શકે."

"શી રીતે?"

"કોર્ટથી છુટા છેડા મેળવીને!" રસ્કીને જવાબ કર્યો; "તમારા આટલા બધા પ્યાર છતાં વરસોથી તે બાઇનો પત્તોજ નથી ત્યારે તમારે એ ખ્યાલથી હાથ ઉઠાવવો જોઇએ, અને તમારા ખેતાબ અને તમારા પૈસા તમારા નાલાયક હરીફના હાથમાં જતા રોકવાજ હોય તો તમારે કાયદાપુર્વક કોર્ટથી છુટા છેડા લઇને ગમે એવી નાચારીનું પણ કોઇ બીજી સાથે પરણી જવુંજ જોઇએ. તે બાઇનો પંદર વરસોથી પત્તોજ નથી તે મુદ્દાપર તમોને છુટા છેડા ઘણીજ સહેલથી મળી શકશે.

"ત્યારે તમો મારાં માતાને હજી ઓળખતાજ નથી, રસ્કીન," ડયુકે ઘણું શંકાશીલ માથું ધુણાવતાં કહયું; "હું તો ખાત્રીપુર્વક કહું છું કે એ ફજેતવાડો જો બાહેર આવે અને જાહેર થાય તો તેવણ એ વાતની ખેજાલત અને નામોશીથી મરી જાય! તેવણનો તુમાખ કેટલો મોટો છે તે વાતનો તમોને ખ્યાલ થઇ શકવાનો નથી. હું ભવીષ્યનો ડયુક એક ઉતરતી પંકતીની ગવર્નસને પરણયો હતો એ વાતની ચર્ચા લોકોમાં એટલી બધી થઇ પડે કે એ વાતથી અમારાં કુટુંબી શત્રુઓનું ઘણું ચઢી વાગે અને એ હોહોની હીણપસ્તી મારાં મમાનું મરણ નીપજાવે એ વાતમાં હું જરાએ સહરાગાત સમજતો નથી,"

"ત્યારે જો તે બાઇ તમોને આવી મળે તો તેમ નહી થાય?" મી૦ રસ્કીને હજી જરા વધારે ચોખો ચાંપી જોયો.

"ત્યારે તે નહિ થાય," બરટ્રાન્ડે કહયું; કારણ કે મારી નાઓમી એટલી દોલજીત છે કે તેને જોતાં સાથે લોકમત નમી જાય. વળી તે મને મળે તો પછી મારી આસપાસનાઓનું ઇન્સાફની રાહે ગમે તે થાય તેની

પણ હું પરવાહ નહિજ કરૂં, પણ આમ તો વગર હાંસલે મરવાનું થાય, અને તેથી એ છુટ્ટાછેડાના તમારા અભિપ્રાય સાથે હું મલતો થઇ શકતો નથી."

"ત્યારે હાલ તો બીજો રસ્તોજ નથી," તે સોલીસીટરે ફકરમંદ કહયું.

"હું એમાં માનતોજ નથી," ડયુકે જારી રાખ્યું; "ખોદાને બાર બંધાયલા ગાંઠ ઇનસાનનાં એક તુકારે તુટી જઇ શકે એ મારા મનથી માનવુંજ વાંધાભરેલું બલકે ગુનાહભરેલું છે. મને એ વાસ્તે ખરાં દીલનો તિરસ્કાર ને ધિક્કાર છે, અને તેમ છતાં, હજી બે પાંચ વરસ પછી મને ફરજનો માર્યો એ રસ્તો લેવોજ પડે તો નાચારી! મારાં મમ્મા જો પોતાના સંતાપથી બાઝ નહિજ આવશે, અને લેડી એવર્લી જો પોતાની પાપભરી મુસ્તાફીની મસ્તી ને સરકશીમાં આગળ પાછળ જોવા થોભશેજ નહિ તો નાચારીનું એ પગલું ભરવુંજ પડે તે હું ના કહી શકતો નથી, પણ હાલ તો નહિજ!"

"ત્યારે તો એકજ રસ્તો બીજો બાકી છે," મી૦ રસ્કીને કેટલોક વિચાર કરી લઇને કહયું; "મી૦ મીચલ ડ્રૂસ્કી નામનો એક ડીટેકટીવ છે. તે હવે પોલીસમાં નથી, પણ પોતાનુંજ ખાનગી કામ કરે છે, અને પેચવનભરેલા કેસોની બાતમી મેળવવામાં તેનો કોઇ હરીફજ નથી. તે રશીઅન મા બાપથી જન્મેલો છે, પણ જન્મ ઇગ્લાંડમાં થયલો છે, અને શીકારી કુતરા જેવી તેની શોધક બુધ્ધીથી ઘણાએક ગુંચવણભર્યાં કેસીસ ઉકલાવીને તે મોટો દ્રવ્યવાન થયો છે. મને તેથી તેવા એકને આપણો આય કેસ સોંપવા ગમે છે. મને ઘણાએક મારા ઘણા મુશ્કીલ કેસીસમાં જે જીત મલી છે તે એનીજ બાહોશીને આભારી છે. અલબત, તે ઘણો ખરચાલુ છે—"

"ઓ, ખરચનો શું વાંધો હોય, રસ્કીન?" ડયુક અર્ધા ગુસ્સાથી બોલી પડયો; "તમોને જો એ આદમી ઉપર એટલો વિશ્વાસ હોય તો જરૂરજ તેને બોલાવો ને મારી સાથે મેળવો, ને આપણે તેનેજ એ કેસ સોંપીએ. હું એકના દસ ખરચી નાખવા દીલોજાનથી તૈયાર છું. દસ હજાર પાંઉડ હું એકીવારે કાઢી આપું, જો કોઇ મને માહરી વાહલી નાઓમીનો પત્તો મેળવી આપે તો! તે જીવે છે કે બેહેસ્ત પામી છે એટલું બી તો મારે જાણવું જોઇએ? તે ગુજરી ગઇ હોય તો એક ડચેસને શોભા આપે એવી રીતે તેની છેવટની આરામગાહવાલી કબરને તો મારે સજાવવી જોઇએ? તે એક સેવટ જાણવાથી મારી છાતી પરનો કેવો મોટો પાહાડ ઉચકાય તેનો તમો ખ્યાલ કરો. વલી બીજો બી એક વિચાર

ઘણો અગત્યનો કરવાનો છે. તમારે ભુલી નહિ જવું જોઇએ કે માહરો વારસ બેટો હાલમાં બી હયાત હોય એ ઘણું બનવાજોગ છે, અને ખરી રીતે જો તેમ હોય તો હાલમાં તે ઑલ્ફ્રેડ લોર્ડ સેંટ ઑલ્બન કહેવાયાં. હવે ધારો કે હું છુટાછેડા લઉં ને કોઇ કુળવાન કુટુંબની છોકરી પરણું, તો તે લગ્નથી માહરે ત્યાં જે બેટો જન્મે તે માહરો વારસ લેખાય કે? તે મા તો, અલબત, પોતાના બેટા તરફથી તેના હકની એક મોટી લડત ઉભી કરે, અને ત્યારે એ નવેસરથી એક ફજેતવાડોજ બરપા થાય કેની? ત્યારે માહરે તો એવડી આગમાંજ બળી મરવું પડે કે નહી!"

"હું એ તમારી બધી તકરારનું વાસ્તવિકપણું કબુલ રાખું છું," સોલીસીટર મી૦ રસ્કીને કહયું! "અને તેથી જે એકલો એક માર્ગ હાલમાં આપણા હાથમાં છે તેનો હું લાભ લેવા માગું છું. તમો જો જરા થોભો તો હું ડીટેકટીવ મીચેલને હમણાં અત્રે બોલાવી મંગાઉં. તે હમણાં ઘેરમાંજ હોવો જોઇએ, કેમજે માહરો એક પેચવનભરેલો કેસ મેં હાલમાંબી તેને સોંપેલો છે, અને તે રટડી કરવાને વાસ્તે હાલમાં પોતાનાં ઘરમાંજ ભરાઇ રહેલો છે."

"હું ખુશીથી થોભશ," ડયુકે જવાબ કર્યો; "બેલાશક તેને બોલાવો. અરે કોઇબી રીતે માહરી એ વરસોની મુંજવણથી મને ઉગારીને બચાવી લો, રસ્કીન, અને હુ તમારૂં એ હેસાંન જીન્હાર ભુલવાનો નથી!"—અને ત્યારે તે સોલીસીટરે ડીટેકટીવ મીચેલ ડ્રોસ્કીને એકદમ તેડી લાવવા પોતાના હેડ કલાર્કને પોતાને દોડાવ્યો, જ્યારે તે આવે તેટલાં ડયુકે વખત કાઢવા તે દાહડેનાં પેપરોમાં બેધ્યાનપણે માથું ખોસ્યું. વળી રસ્કીને તેના કને ફ્રુટ અને વાઇનનો મખવાસ રજુ કરાવ્યો, પણ તે દીલનો એવો તંગ બની ગયો હતો કે પોતાનાં નામુરાદ નાસબરપણાં વચ્ચે અધારો પડેલો તે જવાન ઉમરાવ તે કશાંને આંગલી વટીક લગાડી શકયો નહી।

હવે બીજો અર્ધો કલાક, અને તે ડીટેકટીવ મી૦ રસ્કીનનાં તાકીદનાં તેડાંને માન આપતો તે સોલીસીટરના હેડ કલાર્ક ભેગો તેજ ગાડીમાં તાબડતોબ આવ્યો. તે એક પતલો, ઉંચો, તડકામાંનાં રવડાટથી જરા જર્દ થયલા ચહેરાનો, જીણી—તીણી—તિક્ષણ—ચપળ આંખનો એક આસામી હતો. તેનાં ડાચાં થોડાંક બેઠેલાં હતાં, તેના હોઠ ચપટ બીડેલા અને પાતળા હતા; અને જોતાં સાથે સામટી રીતે તે એક ચપળ બુધ્ધીના, ઝનુની તોરના શીકારી કુતરાની તરેહનોજ અભ્યાસ કરાવતો હતો.

"માહરો કેસ ઘણોજ ગુંચવણભર્યો છે, મી૦ ડ્રૉસ્કી તેને વીગતવારે હીઝ ગ્રેસની બધી મુશ્કેલીઓ સોલીસીટર મી૦ રસ્કીને લંબાણથી સમજાવી લીધી એટલે તે ઉમરાવે પોતે કહયું; "હું પોતે તમોને કશીજ

મદદ કરી શકવાનો નથી. તમોને એકુબી બાતમી આપી શકું એવો કોઇ માહરી પાસે મુદ્દોજ નથી. હું ફકત એટલુંજ કહી શકુંછ કે આએ ચોખ્ખંડ ઓહળી પૃથ્વી પર એક જવાન અબળા ગુમાઇ ગયલી છે, ને તેનો તમારે પતો મેળવી આપવાનો છે!"

"એ ત્યારે ખરેખર મુશ્કેલ તો છે," ડીટેકટીવ મીચેલ ડ્રૂસ્કીએ વીચારવંત અદાઓએ પોતાની ત્રીમ કીધેલી ટુમકી દાઢી પસવારતાં, ધીમે, ધીમે કહયું; "પણ હું હીંમત હારૂં કે નાઉમેદ થાઉં તેમાંનો આસામીજ નથી. હું લોક કેહે તેમ શીકારી કુત્રાની તરાંહનો એક આસામી છેઉં, કે જે કુત્રાઓ પાટાળનાં પેટાંમાંથી જાણે પેટાંમાં ગરક ગયલાં હોય તેવાબી પોતાનાં શીકાર શોધી લાવી આપી શકે છે! એ માહરી તારીફમાં મને કેહવાનું કદાપી શોભવાનું નથી, પણ હું, માહરા લૉર્ડ, તમને ખાત્રી આપવા માંશુંછ કે આએ આગમચ એવા મુશ્કેલ કેસીસ મેં એક બે ઉકળાવ્યાછ ખરા. સાહરાનાં વીસ્તીર્ણ વેરાંનોમાં એક ભુલું પડેલું ભુલકું, મળી નહી આવતું હોય તે, શોધી આપવાની સ્થીતીમાં હું છેઉં!"

તે કાસલમેનના ડયુકનો ચેહરો, એ સાંભળીને, થોડોક ઉમેદવંતો થયલો દેખાયો.

"હું પતરાજીખોર નથી, અને પતરાજી કરવા ચાહતો નથી," તે ડાટેકટીવે આગળ ગબડાવ્યું, "પણ પરવરદેગારે ચોકકસ ચોકકસ આસામીઓને વધતાં ઓછાં પ્રમાણમાં ચોકકસ ચોકકસ બુધ્ધી અને લાયકાતની ખાસ નવાજેશો ફરમાવેલી હોય છે, અને તેવી એક નવાજેશ દાદારને બારથી માહરી પર ઉતરેલી છે. હમણાં થોડું એક પર યૉર્કશાયરનો એક કેસ મને સોંપવામાં આવ્યો હતો. ત્યાંનું એક ઘેર પંદર વરસોથી પડત હતું, કેમજે તે ખાલી થવા પછી થોડી મુદ્દતે તેનાં ભોંયરાંમાંથી એક અગીઆર વરસની છોકરીની લાશ મળી આવી હતી, અને તેથી એ ઘરમાં તે બચ્ચાંનો ભુત ફરતો રહેલો હોવાનો મજબુત સાખો પડી ગયલો, એટલે કોઇ તે ઘર ભાડે કે વેચતું લેવાની હીંમત કરતું નહીં. અલબત, જે કુટુંબ ખાલી કરી ગયલું તેની જુસ્તેજો ને ધરપકડની પોલીસે ઘણી દોડ પોંહચાડી, પણ કાંઇ વલ્યું નહીં. તે કુંટુંબ હયાંથી ખાલી કરીને કયાં જતું રહયું તે કાંઇ જણાયુંજ નહીં, અને વાત તે પછી પંદર પંદર વરસો સુધી ભુલાવે પડી ગઇ હતી. એમ છતાં, પોતાની મીલકત નાહકની માંથે પડવા વાસ્તે ઘરવાલાને ગણો ગમ થતો હતો, અને તેને કોઇએ માહરી ભલામણ કરવાથી છેક પંદર વરસે તેણે મને બોલાવીને એ કેસ આખરે સોંપ્યો. અલબત, કેસ ઘણોજ મુશ્કેલ ને ગુંચવણભર્યો હતો. તે વખતે લોકોને રેલ્વેની સગવડ બાજુનાં ગામોમાં જવાની નહીં હોવાથી, સ્ટેજ-

કોચ (મુસાફરીની ગાડી) માં તેઓ બધાં એ ઘરમાંથી ખાલી કરીને કેંથે જતાં રહયાં હતાં, અને જે ગાડીવાન એ ગાડી હાંકી ગયો હતો તે પણ વરસોથી દાગ પુગી ગયો હતો; મગર મેં ઘણી ખંતીલી જુસ્તેજોથી અંતે ફતેહ મેળવી અને તે ગુહનેગારોને શોધી કાઢયાં. છેલ્લો તે ઘરમાં જે રહી ગયો તેની બૈરીનુંજ એ કરપીણ કામ હતું. એક પડોસણ સાથે તેણીનાં ધણીને અયોગ્ય દોસ્તી હતી એવા સુબેહ ઉપરથી તેણીએ વેર લેવા વાસ્તે તેની તે પડોસણની અગીઆર વરસની બાળકીને ગળું ગુંગળાવીને મારી નાંખી અને પછી એ ઘરનાં ભોંયરાંમાં લાશ ગારી દીધી, કે જે વાતનો તે ઓરતના ભરથારને વટીક એક દુરનો સ્વપ્નો થયો નહી હતો!"

"પણ એ કેસ કાંઇ અજવાળામાં આવ્યો નહીં?" ડયુકે અજબ થઇને પુછ્યું.

"હા, કેમજે તે બાઇને ધર્માસન સામે ઉભી કરવાનો પ્રસંગજ થયો નહીં?" તે ડીટેકટીવે ખુલાસો કર્યો; "મેં જઇને તેને ખુનના આરોપ સારૂ પકડી, અને તે ડ્રેસ કરવાને માટે અંદર ગઇ તે બાજુમાંનાં ઓરડામાંથી પછી પાછી બાહેર આવીજ નહી. વારતા ને કાંહણી કીસ્સાઓમાં વાંચ્યેછ તેજ તેના સંબંધમાં ખરૂં આવ્યું. પોતાના જાલીમ ખુનના એ જબુન અપરાધ વાસ્તે ધરપકડના ધુજારા થકી વરસો સુધી તે ધુજ્યાજ કરતી રહેલી હોવી જોઇએ, કેમજે એક નાની સુંદર વીટી તે પોતાની આંગળીએ હંમેશ પેહરીને ફરતી હતી તેમાં કેટું કાતીલ ઝેર તેણીએ સમાવેલું, અને ચાંપ ખુલીને, આય આવો અંજામ આવતાં, તે પીને ત્યાંજ મુરદું થઇ પડી, જ્યારે ઝેર કેટલું બધું કાતીલ હોવું જોઇએ તેનો ખ્યાલ એટલાથીજ થશે કે ફકત તે એક ટીપું તત્ક્ષણ તેણીનું મોહત નીપજાવવા બસ થઇ પડયું હતું! એવી આપણી જીંદગી છે."—અને મી૦ મીચેલ ડ્રેસ્કી, એમ કેહેતાં, કડવાસનુ મોટે સાદે હસ્યો. "કોઇ બી આદમીને વાસ્તે કાંઇ કહી શકાયજ નહી. એક ગુલાબનાં ફુલ જેવી બૈરી મખમલ જેવી સુંવાલી ચામડીના હાથોએ તમને હસી હસીને સેકહેન્ડ કરશે તેના તે દોજખી હાથોએ તેનાજ ભરથારનાં ગળાંમાં ઝેર રેડયું હોય એ તમે માનીબી નહી શકો! એક આદમી દેખીતો ઘણોજ ભલો, ઘણોજ નિખાલેશ ને નિર્દોષ તમારી સાથે હર પ્રકારની ગુનેહગારીનાં તુચ્છાકારમાં ઉશ્કેરાઇ ઉશ્કેરાઇને વાત કરશે, અને તેણે પોતાનીજ પરણેતરને બીજીની મોહની સારૂં સ્વધામ પુગાડી દીધેલી હોવાનો તો તમને ભય કે ખટકોબી થઇ શકવાનો નથી, અને હું તમોને ખાત્રી આપુંછ, ચોર ક્રોસ કે જીવતી જીંદગીમાં રોજનાં સેંહકડો કેસીસ આખી દુન્યામાં એવા થતા હશે એમ માનવામાં એકપણ સહરાગાત સમજતા ના!"—અને કહેવાની જરૂર છે કે તે ખુલ્લાં ખાલેશ દીલનો અને મોટા પ્રમાણીક આચારવિચારનો

ભલો ઉમરાવ તે ડીટેકટીવે એ રજુ કરેલી ભયંકાર દુષ્ટતાની માહીતી સાંભળતાં તેનાં આખાં તનબદનમાં ખરાં દીલથી કાંપ્યો અને કમકમ્યો.

તમારી જીંદગી ત્યારે સીહા સફાઓથી ભરપુર વધારે છે ?" ડયુક ફીકકું હસ્યો.

"એવણુનો ધંધોજ તે પ્રકારનો છે," સોલીસીટર રસ્કીને ટેકો આપ્યો.

"માહરી જીંદગી અને માહરો ધંધો એવાજ પ્રકારનાં છે," તે ડીટેકટીવે કહ્યું; "અમે લોકો ગુહનેગારી સાથેજ જાંણે રાત દાહડો રમ્યા કર્યેંછ, અને દુન્યામાં ગુહનેગારી કેટલા જાલેમ તોરની અને કેટલી ભયંકાર હદ સુધીની છે તે જો અમારી પેઠે તમો જાંણુવા પામે તો આએ દોરંગી દુન્યાપર તમોને અભાવ અને તિરસ્કાર આવે, કેમજે આએ દુન્યા ઇન્દ્રવાએણાનાં ઝેરી ફળ જેવી છે, કે જે ફળ દેખાવમાં ઘણુંજ સુંદર અને ખેંચાણકારક થાય છે, જયારે બાતેનમાં હદ વગરનું કાતીલ અને ઝેરી છે. અમારે મન તો આખી દુન્યા ફકત ગ્રીહાકારીને ગુહનેગારીથીજ ભરેલી છે! એકેક એવા અજબ જેવા કેસીસ અજવાળામાં આવેછ કે તે સાંભળતાં અક્કલ ગુમ થઇ જાયછ. હમણાં થોડુંએક પર પાસેનાં એક ગામના સ્કવાયરને ધરનો કેસ માહરા હાથમાં સોંપવામાં આવ્યો. તેને ત્યાં જાહુક ચોરીઓ થતી રહેતી હતી, અને ચોરીઓબી મોટી મોટી રકમની! છેલ્લે તો તેની આબેહુબ સહીના ફોર્જ કીધેલા ચેકબી બેંકમાં પાસ થવા લાગ્યા, અને ઘણીજ બારીકબીન ને ખંતીલી જુસ્તેજોથી—તમે શું ધારોછ—ચોર તરીકે મેં કોણુને પકડયો ? ખુદ સ્કવાયરની વડી બેટીને! તેને ત્યાં ફકત ત્રણુ દીકરીઓજ છે; તેમાં વડી અઢાર વરસની એક છોકરી, તેની માતા મરી ગયલી હોવાથી, સ્કવાયરનું ઘર ચલાવે, અને બધો ખરચ ખુટણુ સૈ તેનાજ હાથમાં. એમ છતાં તેને પોતાના બાપની ચોરી કરવાની ફરજ પડેલી, કે જે બાપ તો તેનાપર હેતથી ઘેલો ઘેલો, અને તે છોકરી પોતે પણુ બાપને ઘણાં ખરાં દીલનાં હેતથી ચાહવાવાળી! થયલું એમ કે તે ભોળીભાલી એક લુચ્છા લટરાજખોરની મોહીનીમાં મજબુત ફસેલી, અને તેને વાસ્તેના પોતાના મોટા પ્યારને ખાતર પોતાના ઘરડા બાપને ધોળે દીવસે લુટવા લાગેલી. તે કમીનાએ તે ગરીબ છોકરીના મગજપર એમજ ઠસાવેલું કે તેના ભવિષના ભરથારતે તેની હાજતો વાસ્તે મદદ થવું અને તે વાસ્તે બાપના અવેજો ઉચાપત કરવા તે કોઇ ગુનાહ નહી પણુ ખુદા જોગી તેની એક ફરજનો ભાગ હતો, અને દુન્યામાં એવા હેમક ભોળીભાલીઓ ઘણી થાય છે તે માંહેલી આ છોકરી એક હોવાથી તેણીએ આંધળા વિશ્વાસથી એ બધું ખરૂં માન્યું હતું. પરીણામમાં, જયારે તે ઘરડા બાપે પોતાની વાહલામાં-

વાહલી દીકરીની દગલબાજી જાણી ત્યારે હેબત અને અજાયબીથી તેનું હ્રદય ફાટી ગયું, અને તે નહી મોહતનું મોહત પામ્યો. એ પછી પેલો લુચ્છો તો એક પરણેલો આસામી પુરવાર થયો, અને એ ઉપરાસાપરી આફતોથી પેલી ગરીબ છોકરી ઘેલી થઇ ગઇ, અને હાલમાં તે બીચારી તે ગામનાં મૅડહાઉસમાં પડેલી છે!"

"કેવાં દુ:ખની કેવી અંજબ જેવી કેરીઅત!" ડયુક દયાથી દાઝીને પટપટયો,—અને પછી તેણે તરત વધાર્યું "જયારે તમે એવા અજબ જેવા કેસીસો ઉકળાવ્યા છે ત્યારે તો હું ઉમેદ કરૂંછ કે તમો આએ માહરીપરની ગંભીર મુશકેલીમાં મને મદદ થઇ શકશોજ. તમારાં આટલાં વરસોના અનુભવમાં આવો કોઇ કેસ તમોને સોંપવામાં આવેલો ખરો?"

"ઘણા," તે ડીટેકટીવે ખાત્રી આપી; "પણ અલબત તે બધાં વચલે વાંધેનાં કુટુંબોનાંજ. એક આવી મોટે ખાંચરેની ડચેસ ગુમ થવાનો માહરી જાંણમાં આવેલો આએ કેસ પહેલોજ છે."

"તે બીચારી વરસોથી ડચેસ થઇ ચુકેલી છે એમ કદાપી પોતે તો હજી સુધી જાંણતીબી નહી હોશે," કાસલમેનના તે ડયુકે ખરાં દીલનાં દુ:ખથી ગમ ખાઇને કહયું; "એ તો બીચારી માહરા પીતાજી હૈયાત હતા ત્યારે લેડી સેંટ આલબંસનો તેનો જે ખેતાબ તે વટીક જાહેરમાં હીંમતથી ભોગવવા પામી નથી!"

"તે ખરૂં, પણ કોઇબી બૈરી એવા મોટા ખેતાબને વાસ્તે બેદાદ રહે કે અભિલાષી નહી થાય એ હું માનતોજ નથી," ડીટેકટીવ ડ્રૉસ્કીએ હસીને કહયું; મગર એ બધી દમ વગરની વાત છે."

"અને ત્યારે તમો શું હીંમત આપી શકોછ કે તમો એ ભેદ ઉકળાવી શકશો?" મી૦ રસ્કીને પાધરો સવાલ કર્યો.

"હું હા કેહુંછ, ને ખાત્રીથી હા કહુંછ. મીચેલ ડ્રૉસ્કીએ જવાબ આપ્યો. "મેં કહ્યું તેમ હું એના કરતાં ઘણાં વધારે મુસ્કેલ કેસીસ ઉકળાવી શકેલો છું."

"તમો આએ વાતની બાતમી મેળવી આપો તો હું તમોને એક ઝટકે એક તવંગર આસામી બનાવી આપી શકશ, મી૦ ડૉસ્કી," ડયુકે ઉલટ આપી. "તમો ખ્યાલ નહી કરી શકો એટલું તેનાં બદલા અને ઇનામમાં હું તમોને એનાયત કરશ. વખત, પૈસા ને જેહેમતની કોઇ દરકારજ ધરાવતા ના, અને માહરૂં એટલું કામ જેમ બને એમ જલદી હાર પાડી આપો.'

"હું માહરૂં બનતું કરશ, ગ્રોર ગ્રેસ," તે ડીટેકટીવે પાછી હીંમત આપી; "પણ બેશક તમારે પુરતી ધીરજ રાખવી જોઇશે. એ પત્તો મેળવતાં કદાચ મહીનાઓ થાય, કદાચ વરસો થાય. તમારે ધ્યાન રાખવાનું

છે, માહરા લૉર્ડ, કે ચોખંડ પૃથ્વીમાંથી માહરે એક અમલાને તમોને શોધી આપવાની છે, કે જે કામ ખરેખર ઘણું મુશ્કેલ લેખાય, પણ જે કામમાં મને ફાવટ જેવું લાગતું નથી તે કામની હીંમત હું કોઇ દહાડે કોઇને આપતો નથી. એકવાર હીંમત આપ્યા પછી હું નીષ્ફળ કદી થતો નથી. ખાતર જમા રાખજો, માહરા લૉર્ડ કે વેહલ્લે કે મોડે હું જ્યારે તમારી પાસે આવશ ત્યારે યાતો માહરા ખીસામાં તેણીનાં મોહોતની સરટીફીકેટની સતાવાર નકલ હશે, અથવા તે જીવતી જાગતી કયાં રહેલી અને કયાં છુપાયલી છે તેનું માહરી કને લેખીત ઠામ ઠેકાણું હશે: મગર હજી બીજો એક સવાલ, અને તે સવાલ પુછવામાં હું જો બેઅદબી કરતો હોઉં કે તમો નામવરનું દીલ દુ:ખવતો હોઉં તો તમો મને માફ કરજો. તમો એ બાઇના પુરતા સમાગમમાં આવેલા છો, અને તેથી તમો મને કહી શકશો, તમો ધારોછ વારૂં, કે એ ફરીથી કોઇ સાથે પરણી ગઇ હશે?"

"કોઇ કાલે નહીં," ડયુકે લગભગ ગુસ્સો કરી પડતાં ઘણા જુસ્સાથી કહયું; "એ માનવા ને બનવાજોગ છેજ નહીં. એ તે વર્ગની છોકરીજ નહીં હતી. જો મળી આવશે ને જીવતી મળી આવશે તો ખાત્રી રાખજો કે મીસીસ સેંટ ઍાલબન્સ સાદાં નામે એક વીધવા તરીકે રહેલીજ મલી આવશે."

છેલ્લે, તેઓ અરસપરસ એક સારી સમજુત પર આવીને એ મુજબ છુટ્ટા પડયા. ડયુકે તે ડીટેકટીવને તેના ખરચ ખુટણ વાસ્તે ગમે તે રકમો મંગાવી લેવા છુટ્ટી આપી અને તેના ઇમાન અને પ્રમાણીકપણાંપર ઘણો ભરોસો મુકવાની ખાત્રી આપી, જેનાં પરીણામમાં મી૰ માયેલ ડૅારકી ઘણો ઉલટમંદ અને ઘણો સંતોશ પામેલો તેની હજુરમાંથી બાહેર પડયો.

પેલા હાથ પર, નાશાદ, નામુરાદ ડયુક ઍાફ કાસલમેન પણ થોડોક ઉલટમંદ બનેલોજ પોતાના મહેલમાં પાછો ફર્યો. પોતાની ગુમ થયલા મોહોરદાર ને બચ્ચાંનાં બાબમાં તેઓને પાછા મલવા ને જોવા વાસ્તે તે આજે જેવો આશાવંત થયો હતો તેવો અનુભવ આટલાં બધાં વરસોના દરમ્યાનમાં તેણે આગળ કદી જાણ્યો નહીં હતો. તેના વાહલા પુરજોનો પુરણો ને માન પામેલો ખેતાબ અને તેના આલા દરજાનાં ડયુકડમને લગતા ફંડો તેના કુટુંબના લેરસી મુદ્દઇઓ ઍવરસીવાલાંઓનાં હાથમાં જાય તે સીતમ તે પોતે ખમી શકે તે કરતાં પણ ઘણો વધારે હતો, અને તેના વાહલી માવીતરને ખાતર પણ તે અનર્થ થતો રોકવા બહુજ આતુર હતો. તે જાણતો હતો કે આખ્ખાં ઇંગ્લાંડમાંથી સેંકડો સારે ઘેરની, મુકાબ્લો નહી મળી શકે એવી ખુબસુરતીઓ ડચેસ થવા ટીંગાઇ રહેલી હતી, અને સેંકડો માતાઓ પોતાની આંખની કીકી જેવી દીકરીઓને સારૂ એક એવા વરનું સદભા

ઞ આહતી ખોટી થઇ રહી હતી. તે બધીઓ મનમાં ગાંઠ વાળી બેઠી હતી કે હાલમાં ડયુક પરણવા વાસ્તે નાંખ ચઢાવીને નસ્કારૂં કરતો ના કહે તો હતો ખરો, પણ આયદા તેને પરણ્યા વગર ચાલવાનુંજ નથી, અને ત્યારે તેઓને એ ચાન્સ નહીં નસીબ થઇ શકે એવું કાંઇ હતુંજ નહીં; પણ તેને પોતાને તો બીજી કોઇને વિચાર કરવોજ નહીં હતો, અને ચોખંડ પૃથવીમાંથી તેની પરણી મોહોરદાર અને તેનો વાહલો વારેસ બેટા પાછાં મળી આવે એજ તેની ચાહેના અને રોજની બંદગી હતી! ઘણી જાણીતી બીના હતી કે કાસલમેનની ઘરડી ડચેસ એક વહુને માટે વલખાંજ મારી રહી હતી. તેણુનો મોટાંમાંમોટો અરમાન તેના એકના એક સપુતને પરણેલો ને બચરવાલ બનેલો જોવાનો હતો અને લોકોમાં એક કાનથી બીજે કાન એ પણ વાત ફેલાઇ ચુકી હતી કે તેનો દીકરો સોસાએટીમાંના ગમે એ વર્ગની છોકરી પરણી લાવે તેનો બી તે માતા વાંધો કરવાવાલી નહી હતી. હવે સમોજ બધો બદલાઇ ગયો હતો, એક વખત એવો હતો કે જ્યારે ડચેસને રાણી વીકટોરયાનાં કુંટુંબની નબીરીથી ઓછી પદવીની વહુ કદી ગમતેજ નહીં, અને તેવાં કોઇ લગનને તે કદી બાહલી આપતેજ નહીં; પણ હવે તે હારેલી મારેલી ઠેકાણે આવી ગઇ હતી, જયારે ડયુકને પોતાને, અફ્સોસ કે, કોઇપણ બીજીનો ખ્યાલ કરવા વાસ્તે સમજાવી લઇ શકાતો નહી હતો. તેના પર ઝીપલાં દેતી મોટે મોટે ઘેરની ઘણી મોહક ખુબસુરતી ધરાવનારી છોકરીઓ પણ એ વાસ્તે ઘણી અજબ થતી હતી. તેઓ તેને મોહીત કરવા ને જીતવા, હસાવા અને હાથ કરવા અનીખના તાડા તોડતી, અને પોતાની ચતુર, મીઠી, હસ્તી આંખોથી તેને રીઝવવા જાંન પટકી નાખતી, પણ તે સંગદીલ તો પથ્થરનું એક પુટલું હોય તેમ તે બધાં સાંમે બીલકુલ બેઅસર પુરવાર થતો, ત્યારે તેઓની તે વાસ્તેની અજાયબીજ ભાગતી નહીં, તેનું વફાદાભરેલું હૃદય તો તેઓ જોડે વાત કરતાં ને હસતાં વટીક તેની નાઓમીનીજ ચીસ પાડી રેહતું! તે છોકરીઓનાં ઝુખંડવાલા એક મોટા ઓરડામાં દાખલ થતાં બી તેની નાઓમીનોજ વિચાર કરતો દાખલ થતો કે ખુદાની કોઇ અજબ કરામતથી મોકલી આપેલી શું તેઓ વચ્ચે તેની નાઓમી ત્યાં મલશે નહીંજ? તે છોકરાઓનાં એક ખુશાલ ટોળાંને ઉલટ મંદ કેથે રમતું જોતો તો તરત આશાવંતો થતો કે તેનો વાહલો વારસ બેટા શું તેને તેઓ વચ્ચેથી નહીંજ મળી આવે?

---

# પ્રકરણ ૧૧ મું.

—:૦:—

ડચેસ ઓફ રીચમંડને ત્યાં એક મોટી ગાર્ડન પાર્ટી હતી. એ ડચેસ અવારનવાર એ જાતની પાર્ટીઓ આપતી હતી, અને તેને ત્યાંની એ પાર્ટીઓ અગત કરીને ફતેહમંદ કહેવાતી હતી. તે ફક્ત ઉપલા વર્ગની આગેવાન સોસાએટીનેજ નોતરતી, અને તેમાંથી બી ચુંટીચુંટીનેજ ચુનંદાં તેડાં એવાં કરતી કે તે મેલાવડો ઘણો ખેંચાણકારક અને ઘણો દીલપઝીર થતો, અને તેનાં તેડાંના જવાબમાં ઘણે ભાગે તો ના કોઇની કદી લખાઇ આવતીજ નહીં. વળી તેની પાર્ટીઓનું ખાસ ખેંચાણ ખુબસુરત નાઝનીનોમાં સમાતું હતું. તે પોતે ખુબસુરત હતી, અને ખુબસુરતીનાં ખેચાણમાં ઘણું માનવાલી હતી. પરીણામમાં તે ચુંટીચુંટીને એવી નમુનેદાર ખુબસુરતીઓ પોતાને ત્યાંના મેલાવડામાં એકઠી કરતી કે તેણીના એ ટેસ્ટથી વાકેફ થઇ રહેલા હોવાને લીધે, જવાન્યાઓ તો તેને ત્યાંની પાર્ટી પર ગોયા ટીટ પાડતા!

તે (ડચેસ) પોતાના કુશળ અને કરવૈયા હાથથી બધું ઘણુંજ આનંદમય અને આવકારદાયક કરતી. તેની વીશાળ બગીચાઓની વિસ્તીર્ણ 'ગ્રાઉન્ડસ' દીપાયમાન રોશનીથી ઝલઝલી રહેતી, અને તે 'ગ્રાઉન્ડસ'નો એક 'સ્લોપ' નદી સુધી ઉતરતો હોવાને લીધે નદીમાં સહેલ કરવાની પરોણાઓની મોજ સારૂ કેટલીક બોટ ખાસ રાખવામાં આવી હતી, અને તે બધાં કારણથી એ ડચેસને ત્યાંની પાર્ટીઓ ઘણી લોકપ્રીય થઇ પડી હતી.

અને પોતાની શોભાયમાન અને વીશાળ નાસ્તાની ટેબલ પર ડયુક ઑફ કાસલમેન પોતાની ડચેસ માતા જોડે એ પાર્ટીનાં તરતના તે દહાડેના ટપાલમાં આવેલાં તેડાંને લગતી વાતચીત કરતો બેઠો હતો.

"મને એ પાર્ટીમાં જવા તો ગમેછ, બરટ્રાન્ડ," તે માતા કહેતી હતી, "પણ મને બીહીક છે કે પેલી રાંડ ત્રણ કાલાં મોઢાંની કુત્રીઓ ત્યાં આવશે, અને ખરેખર તો તેથી માહરૂં ત્યાં જવાનું દીલ થતું નથી."

"કોણ—લારા ઍવરલી ને તેની બેઉ દીકરીઓ?"

"ત્યારે વળી બીજી કોણ કાલાં મોઢાંની કુત્રીઓ છે?" ડચેસ ખભડી.

"મમા, મેં ના કહયુંની કે કોઇ ગમે તેવાં ભુડાં હોય ને થાય તો બી આપણે આપણું મોઢું નહીં બગાડયે?" ડયુકે નરમાસથી ઠપકો આપ્યો,—અને તેણીને ખીજવાઇ ઉઠતી જોઇને તરત વધારવાને ઉતાવલ કરી, "હું નથી ધારતો કે તે લોકને તેડાં હોય ને તે લોક આવે."

"જરૂર હોશે," ડચેસ બજીદ્ થઇ; "એનો દુકતો તાહરી પછવાડે અહીંનો વારેસ થવાની ઉમેદમાં નાચી રહેલો છે ત્યારનાં એ લોક મોટેમોટે ખાંચરે માથાં મારીને હવે ઘણાં ધુસવા લાગેલાં છે."

"તેમ હોય તે. તે તો આપણને મગરૂર કરવાની બીના છે, મમા ડીઅર, કે આપણી છાંયામાં તેઓ એમ આશરો શોધે છે!"

"હવે તું મને વધારે ચીડવ ના, બરટ્રાન્ડ" તે માતા ખીજવાઇ. "આપણે તેઓને આપણી છાંયામાં આશરો શોધવા જેવી તક આપવાની જખ મારીએછ ત્યારે કેની? હું ખરૂં કહુંછ કે તે લોક જંઇ મરવાનાં હોય તો માહરે હા લખવીજ નથી."

"પણ પ્રીન્સેસ ઑફ લૅંગહૉર્ન તમારી ઘણી ફ્રેન્ડ થયલી છે, અને તે તો જવાની હોશે?" ડયુકે યાદ કરાવ્યું.

"હા, તે જવાની છે, અને તેથી મને જવા ઘણું ગમેછ," ડચેસે એક હાય ખેંચીને કહયું. "એના જેવા ઉંચા ટેસ્ટની અને સુધરેલા આચારવીચારની અબળા બીજી કોઇ મેં જોઇ નથી. મને એની કંપનીમાં ઘણું સોહોવાઇ જાએછ."

"ને તે જવાની છે?"

"હા," તે માતાએ કહયું; "ગઇ કાલે એનો એક રસાલેદાર મને મલ્યો હતો તે કહેતો હતો કે હર હાઇનેસે ડચેસ ઑફ રીચમંડને ત્યાંની પાર્ટી સારૂ હા લખાવેલી છે."

"ત્યારે તો ચાલો, મમા ડારલીંગ," ડયુકે આગ્રહ કરયો; "તમારે લીધે તો હું આવવાનું મન પર લેઉંછ. આપણે જરૂર જઇશું. લેડી ઑવ રલીને ના સેકો તાણ્યાં કરો."

"ઓ, હું કેવું ચાહુંછ કે હું તે લોકને નહીં સેકો તાણ્યા કરૂં ને ભુલી જાઉં!" તે માતાએ એક મોટો નીસાસો નાંખીને કહયું; "પણ તું તેમ કરવામાં મને મદદ કરે ત્યારેની? ઓ બરટ્રાન્ડ બેટા, તું કાંય એમ કરેછ? તુને શું એ સુઝેછ? તું કાંય પરણુતો નથી? અરે જ્યારે તું મારે પેટે પદા પડયો અને હું તુને હાથમાં લઇને રમાડતી હતી ત્યારે મને જે હરખ ઉપજ્યો અને ધીરજ મલી હતી તેનું કેમ હું તારી આગળ બ્યાંન કરૂં! આખ્ખી દુન્યામાં મારી કટ્ટામાંકટ્ટી વેરી અને લેરસી મુદ્દઇ એ એકજ છે, અને તાહરા બખ્તાવર જન્મથી મને ઉમેદ આવી ગઇ કે અંતે બી તો એ એની દોજખી ગણત્રીઓમાં ઉંધીજ પડવાની છે! પણ તેં તો ઉંમરનો થવા પછી તારી આએ અજબ જેવી હઠથી મારૂં કલેજુંજ કાપી નાંખ્યું, અને તે હેરેમંદોનું આગલ રહીને ચઢી વાગતું કરી આપ્યું! હવે

આરથર ઍવરલી છચોક પોતાને તારો વારસ જાહેર કરતો રહયોછ, અને જે ઓરતને અતી ઘણી હું ધીક્કારૂંછ, તે ગુન્હેગારનોજ દીકરો તારી પછી અહીં સાહેબી કરતો થવાનો છે એ ખ્યાલ મારૂં નહીં મોહોતનું મોહત નીપજાવેછ." અને તે ઉમરાવજાદી વળી પાછી ધીરજ ખોહીને રડી પડી.

દયાળુ દીલનાં વફાદારીભર્યા બરટ્રાન્ડને આથી ઘણું લાગી આવ્યું, અને તેણે જઇને પોતાની વાહલી માતાનાં ગળાં આસપાસ હાથ નાંખીને તેણીનું બુજોર્ગ માથું પેટમાં દાબી તેને ઘણોએક દીલાસો દીધો.

"એમ ના કર્યા કરો, મમ્મી ડીઅર," તેણે કાકલુદીથી માંગી લીધું. "અમથી કાંય તમારી તબ્યત બગાડોછ? ધીરજ રાખો અને હજીબી ખુદા સૌ સારૂંજ કરશે."

"અરે, એમ તો તું મને વરસોથી વાહતો આવેલો છે, અને ત્યારે હું ધીરજ તે કેમ અને કેટલીક રાખું?" તે માતાએ ફરયાદનો દીખો ખેંચ્યો.

"થોડીક વધારે ધીરજ, વાહલાં માતા," તે દીકરાએ સમજાવ્યું. "તમે તો એવી રીતે વાત કરોછ કે હું જાણે ઘરડો જપ થઇ ગયો હોઉં, ને માહરી પરણવાની ઉમરજ આખર થઇ ચુકી હોય! હું તો હજુર જવાન છેઉં, હું તો હજી ઉમરમાં નાનો છેઉં. ના, હજુ તો ફકત માહરી બત્રીસ વરસની ઉમર થયલી છે, અને તેટલાંમાં કાંય એટલાં બધાં અકળાઇ જાઓછ?"

"અહીં કંઇ ઉમરનો સવાલજ નથી," તે માતાએ હઠ લીધી, "હું કબુલ કરૂંછ કે હજી ઉમરમાં નાનો છે, પણ તું તો પરણવાનું મુતલગ મનપર લેતોજ નથી ત્યારે હું ધીરજ તે કેમ રાખી મરૂં? આએ તો જેમ દહાડા જાયછ તેમ પરણવા અદરાવાની તાહરી ઉલટ પર વધતું ને વધતું પાણી ફરી વળતું દેખાયછ, અને ત્યારે હું ધીરજ ખોહીને નાસબર નહીં બનું તો બીજું શું કરૂં?

"ફકત હવે મને એક વરસની જાસ્તી મેહેતલ આપો, માતા," તે હેતવંતા દીકરાએ કાકલુદી કરી; "ફકત એક વરસ! આટલું થોભ્યાં કેની? તમે એક વરસ મને જ્યાદા આપશો તો હું તમો વાહલાં માતાને પ્રોમીસ કરૂં છું કે કોઇ બી જોખમે અને કોઇ બી સુરતે હું તે પછી તમોને નાઉમેદ થવા દેવશ નહી. કેહો મને—એટલી વધારાની ધીરજ રાખવા તમે કબુલ થાઓછ? હવે વચ્ચે વચ્ચે એ સવાલની જીકકર પાછી ને પાછી રજુ કરીને નાહકનો મને સંતાપ્યા ના કરતાં!"

"ઠીક છે ત્યારે, એક વરસ હું માહરાં મનને જેમ તેમ મનાવી લઇ ધીરજ આપતી રહેવાની કોષેશ કરશ. બરટ્રાંડ," તે માતાએ ફરજ્યાત,

નાચારીનું કહેતી હોય તેમ, જવાબ કર્યો, અને પછી તરત વધાર્યું, "ત્યારે આપણે રીચમંડની ગાર્ડન પાર્ટીમાં જઇશું. તું તાહરે હા લખજે. એને ત્યાં ઘણી નામીચી ખુબસુરતીએનો જમેલો એકઠો મલેછ, અને પરવરદેગાર કરે તો કોઇ ને કોઇ તાહરૂં દીલ જીતી લઇ શકે!"–અને તે આજુંવાર માતા આએ એવી ઉમેદવંત ફીસમે ધ્રુજતા અવાજે બોલી કે તે માતાની એ ઉમેદ વાસ્તેની તે જાણે એક હૃદયભેદક પુરવારી હતી, અને બરટ્રાંડ ઘણી રંજ પાંમ્યો. તેણે છેડાઇ પડીને કે ના કહીને તે રંજીદા થયલી માતાને વધતી નાસબર કરી મેલવાનું ઘણું ઘાતકી અને નામુનાસેબ માન્યું, અને તે ખામોશ રહયો.

"પેલી કાળાં મોંઢેની કુત્રી લારા એવરલી બી આવવાની તો ખરીજ," હર ગ્રેસે જારી રાખ્યું, "અને તેનું પાકીને પલેઠર થઇ જાય તેમજ તું વરતજે, દીકરા! તે તો બધાંને છડેચોક કેહતી ફરેછ કે છોકરીઓને જોઇને એ બીહીતો, ધ્રુજતો ને નાહસતો ભાગતો થાયછ તો એ શું પરણવાનો હતો? વાસ્તે છોકરીઓ સાથે, તે જોય, જોઇને બળીને ખાખ રાખ થાય તેમ, તું હસી હસીને વાત કરજે કે માહરા જીવમાં થોડીક ટાઢક પડે!"

"હું છોકરીઓને જોઇને નથી તો બીહીતો કે નથી તો નાહસતો ભાગતો થતો, મમા;" હીઝ ગ્રેસ હસ્યો. "હું જે સંભાળ લેઉંછ તે એટલીજ કે કોઇ છોકરીનાં મનમાં માહરે વાસ્તે નાહકની ઉમેદ બરપા થવા પાંમ નહીં. હું ફલરટેશનનાં બેઅંદાજપણાંમાં માનતો નથી, અને ઇજ્જતની હદમાં રહીને છોકરીઓ સાથે વરતવાને વાતચીત કરવામાં હું ખરેખરી મજાહ લેઉંછ."

"તો તે બરાબર છે, માહરા વાહલા ને સ્યાના દીકરા," ડચેસ એકમત થઇ, અને ત્યાં તે તકરાર દબ પડી, જે પછી જ્યારે જવાંન ડયુકે નાસ્તાની ટેબલપર રજુ થયલાં પેપરો ખોલીને તેમાં માથું ખોસ્યું, ત્યારે તે માતા સાચ્ચાં દીલની વખાંણ વચ્ચે તે સોહામણો, ઝલકતો, રાજવંશી તોરનો, દમામદાર મુખડો ખરાં દીલની મગરૂરી સાથે જોતી બેઠી. આહા! હજી તો તે એક રોશણ માહતાબ જેવો મનોહર મુખડો પુખ્ત જવાંનીનાં જોશ અને જોબનનાં જોવાજોગ બાહરનોજ અભ્યાસ કરાવતો હતો! તે પ્યારા, પણોતા, મીઠા ચેહરાની ચામડીમાં એકબી કરચલી દેખાતી નહીં હતી. તે પેચદાર ઝુલફાંનાં ઝલકતા બાલ કાળા ભમ્મર હતા અને એક પણ સુફેદી તેમાં ઘુસવા પામી નહીં હતી; તે તેજસ્વી કાળી આંખ્યો ઉમ્મરના ભરાવની એક પણ ઝાંખ રજુ કરી શકતી દેખાતી નહીં હતી! સામટી રીતે તે એક નવજવાન મુખડો હતો, ત્યારે તેણીએ હીંમત હારવા કે નાસબર થવા જેવુ

હતુંજ શું? તેણીને ખાત્રીપુર્વક લાગ્યું કે તે હવે પરણવાનોજ નથી અને પરણવા વાસ્તે ઘણો ઘરડો થઇ ગયો હતો. એવી જે બુમ લેડી ઍવરલી ઉડારતી રહી હતી તે ફક્ત તેની પાપી મતલબને પેશ આવતુંજ કેહતી હતી, જ્યારે ખરેખર તો એ તેણીના બુમાટામાં વજુદ એક પણ હતું નહીં.

તેઓ રીચમંડની પાર્ટીમાં ગયાં, અને તે માતા જીગરનાં અંતરથી ઉમેદ કરતી અને દુઆ ચાહતી હતી કે ખુદા કરેને આજે તેની સુદઇનું મોઢું કાળું થવાનો કોઇ સંજોગ બરપા થાય! અને ખરેખર તે દાહડેની પાર્ટી જેવી દીલખુશ અને ખુશનુમા પાર્ટી એ આગમચ રાચમંડના મેહલમાં બીજી કોઇ થઇ નહીં હશે!

હવા તે દાહડે અજબ જેવી ખુશનુમા અને સુગંધમય હતી; સ્હાંજ ખમી શકાય એવી દીલખુશ અને ઠંડી લેહફાની હતી; આકાશ બીલોર જેવું સ્વચ્છ અને બ્લુ હતું, અને નદીનાં નિર્મલ નીર થાળી જેવાં ઠરી રહેલાં એવાં તો સ્થિર દેખાતાં હતાં કે તેમાં કીનારાની બાજુનાં ઉંચા ઝાડોનાં પડછાયા વટીક પ્રગટ જોઇ શકાતા હતા! પક્ષીઓ માળાઓમાં કલોલ કરીને રાગ ગાતાં, અને તે દીલખુશ સ્હાંજની રમણ્યતામાં ખાસ વધારો કરી અપતાં હતાં.

તે આખો દેખાવ એક પરસ્તાનને જવાબ કરતો હતો. મુકાબ્લો નહીં મળી શકે એવી ખરેખરી ખુબસુરત નાઝનીનો ઘણી મોટી સંખ્યામાં ત્યાં હાજર હતી, ડચેસ ઑફ રીચમંડની કેળવાયલી પરોણાગત હેઠળ કોઇને જરાપણ અસીકું કે પરાયું લાગતું જણાતું નહીં હતું. બધાં હેતથી અરસપરસ ભેળાતાં અને એખલાસથી મળી ભેટીને વાતચીત કરતાં નજરે આવતાં હતાં. હર હાઇનેસ પ્રીનસેસ ઑફ લૅગહોર્ન પણ આવેલી હતી, અને ઘણીજ મોહબતથી એ મા બેટાને મળી. જવાંન ડયુક માહારાણી વિકટોરીયાના ઘર ખટલામાં અને બધી શાહજાદીઓમાં ઘણો પલોટાયલો હતો, અને બધાંને તેને વાસ્તે માન હતું, જ્યારે આ શાહજાદી તે જવાંનની માતા ડચેસ ઑફ કાસલમેનની મોટામાં મોટી વખાણનાર અને દોસ્ત થઇ હતી.

"મને એક વાતમાં જરા તમોને ધમકાવવા ગમેછ, યોર ગ્રેસ," હર હાઇનેસે ઘણો મીઠાસથી હસીને કહયું; "એક વાત માહરે કાને આવીછ તે જો ખરી હોય તો તે ઘણી મોટી દીલગીરીની બીના છે."

"તે શું છે, યોર હાઇનેસ?" ડયુક અજબ થયો. "મને ખુલાસો કરીને કહો, અને હું તમોને એક ગ્રહસ્થ તરીકે ખરોજ જવાબ આપીશ."

"મેં સાંભળ્યુંછ કે તમે પરણવા સાફ નાજ કેહોછ, અને કુંવારીજ જીંદગી પસંદ કરોછ? તમે હર કોઇ છોકરીની ખુબસુરતી કે તેના સદગુણો વાસ્તે બીલકુલ બેઅસર રહી શકોછ—ખરી વાત?"

"તદ્દન ખોટી વાત," તે જવાંન ડયુકે અરધા ગુસ્સાથી કહયું; "એ બધા ગપાટામાં જરાબી વજુદ નથી."

"ઓ, હું તે સાંભળીને કેટલી બધી ખુશી થઇ!" પ્રીન્સેસે ખુશા લીથી કહયું; "મેં તો ખરેખર તમારા તરફથી એવો એક જવાબ સાંભળવાની વકકી રાખેલીજ નહીં, અને હવે ત્યારે ઉતાવલ કરજો, યોર ગ્રેસ હું ચાહુંચ કે તમે વેહલાવેહલા પરણીને પાર પડો, અને તમારાં માતાજી છે તેવીજ એક સોહામણી, સદગુણી મોહરદાર મેળવવા પામો!"

"તે બનવું માહળ છે," ડયુક હસ્યો; "માહરાં માતા તો સંપુર્ણતા છે, અને એવણનાં જેવી હરેક વાતમાં સંપુર્ણ બીજી કોઇ છોકરી થઇ શકે એ માનવુંજ શકભરેલું છે."

પ્રીન્સેસે, એ સાંભળતાં, ઘણા સંતોષનું હસીને ડચેસના ચેહેરામાં જોયું.

"આજના જમાનામાં એક દીકરો પોતાની માયને માટે એવું બોલે તે માયના જેવી ભાગ્યશાળી બીજી કોણ?" તેણીએ કહયું; અને ડયુકે ઉંડા ભકિતભાવથી પોતાની માતાનો હાથ લઇને તે ઉપર સાચ્ચાં હેતનો એક બોસો લીધો, જે પછી ડચેસ જયારે બીજાંઓ જોડે વાત કરવા રોકાઇ, ત્યારે ડયુક અને પ્રીન્સેસ પોતાનાં દોસ્તો સાથે ભેલાતાંસેલાતાં અને વાતચીત કરતાં તે ઘણીજ આરાસ્તા કરેલી વિશાળ, "ગ્રાઉંડસ"માં આગળ વધ્યાં.

હવે પેલા હાથપર લેડી ઍવરલી પણ પોતાંની બંને જવાંન બેટીઓ જોડે આ મોટા મેળાવડામાં હાજર થઇ હતી, અને તે જોકે હર હાઇનેસને ડચેસ ઑફ કાસલમેન જોડે ઘેરીતીબારીતી હદ સુધીની દોસ્ત થઇ ગયલી જોઇને અંદરખાને અદેખાઇથી ઘણી જળી ગઇ, તોપણ પવનને પીઠ આપનાર તે એક ઘણી ગણુત્રીબાજ અને બાહોશ અબલા હોવાને લીધે તે પોતાની બંને છોકરીઓને બાજુમાંનાં એક ખુણાંમાં લઇ ગઇ, અને કાનપર પડીને કહયું, "પોરીઓ, ઘણું સમાલજો હઃ પેલી ડચેસ વાંદરીને પ્રીન્સેસ ઑફ લૅગહૅાન સાથે ઘણું સારૂં થઇ ગયલું છે, તેવામાં તેનું કોહોવાડવા જેવું કંઇજ કરતાં ના. જરાબી ઠીસાણું કરશો તો પ્રીન્સેસ છેડાઇ પડશે, અને તે આપણુને ઘણું ગરમ પડશે! હાલ તો, તેથી, બની શકે તો એ ડચેસ વાંદરીનેબી નમવાની ને જીતવાનીજ કોશેશ કરજો, ને એમ કરતાં જો તમો બેમાંથી એક કોઇમી પેલા પોટ્ટાને તમારી મોહીનીમાં ફસાબી શકવા જેવું કરો તો તેબી ઘણું બેહેતર થશે. જો તેમ થઇ શકે તો બધીજ આપણી જંજાલ વેહલ્લીકે ટળી જાય," અને, અલ-

બત, તે બંને છછુંદરીઓએ તેઓની માતાના શીખવ્યા પ્રમાણેજ વરતવાનું દીલોજાનથી કબુલ કરયું.

તેઓ બંને ખેચાણકારક અને ખુબસુરત હતી. બંને પતલી અને ઉંચી હતી, અને બંનેને, બની શકે તો, ડચેસ ઑફ કાસલમૅન થવાનીજ અભીલાષા ખરેખર ઘણી મોટી હતી. એટલા સારૂં તે બેઉએ પોતાનાં નાઝોનખરાં અને મીઠાં હસવાથી ડયુકને જીતવાને પોતપોતામાં જબરી હરીફાઇ ચલાવી, અને જ્યારે વડી હીલડાંએ તે જવાંન ઉમરાવને તેની ઉપર થોડુંક વધતુ નરમાસભરયું ધ્યાન આપતો જોયો ત્યારે તે મગજની થોડીક વધારે છાલકી અને ઉતાવળી હોવાથી છલકાઇ મલકાઇ ગઇ, અને તેનાથી બધું હસાઇ હસાઇ જવાયું.

લેડી ઍવરલી પોતે પણ એ જોઇને થોડીક રાજી થઇ, અને એમ કરતાં એકલી એકલી પોતાના જીવ સાથે ઘણાં ગંભીર વમાસણમાં ઉતરી ગઇ. તે સમજી નહીં શકી કે બેહેતર શું હતું—તેનો દીકરો ડયુક ઑફ કાસલમૅન થવા પામે તે કે તેની દીકરી ડચેસ થાય તે ?

તે ઘણી અજબ થઇ. આએ અજીત જોધ્ધો જે ભલીભલી દીલ બેહેલાવનારી દીલજીત ખુબસુરતીઓ અને મુકાબલો નહીં મળી શકે એવી ખરી ચહેરેનમુન દીલરૂબાઓનાં સંબંધમાં અત્યાર સુધી બીલકુલ બેઅસર પુરવાર થયો હતો તે તેની હીલડાની સુંદરતાથી મોહીત અને માહત થયો હોય એ શું બનવાજોગ હતું ? તે અગરગચ્ચી એમ તો સમજીજ નહીં શકી કે ભલો ડયુક નરમાસથી અને નાખતીથી કામ લેતો હતો. તે બીચારાના મનમાં તો એમજ કે જો એ રીતે તે બે કુટુંબો વચ્ચેનો મીનાકેસો દુર થતો હોય, અને વરસોથી ચાલતા આવેલા કજ્યાનું મોટું કાળુ કરી શકાતું હોય તો બેહેતર, કે તેથી તેની જૈફ વાહલી માતાના મનની શાંતિ સચવાતી આવે; પણ લેડી ઍવરલી તે કાંઇ સમજી નહીં ખાસ કરીને જ્યારે હીલડાં અને બ્લાન્સ જોડે થોડીક વાતચીત કરવા પછી તે બીજાઓ સાથે થોડીક વાતચીત કરવા જોડાયો, અને પછી નવરો પડેલો, જ્યારે તે બે બેહેનો એક ચેસનટનાં ઝાડની નીચેના બાંક પર બેસીને એકલી વાતચીત કરતી હતી ત્યાં તેમને શોધતો અને વાત કરાવતો ગયો ત્યારે તો તેણીનું હૈયું ઉછળીને તેણીનાં ગલાંમાં આવી અટક્યું !

તે મોટી મગરૂરીથી ફરતાં ફરતાંને તે વાત કરતો ત્રણનો ગ્રુપ બતાવતી રહી, અને શું એક પોતાની જીત થઇ ગઇ હોય તેમ તેમાં મોટાઇ લેવા લાગી કે જ્યારે લોકો તેનાં મોંઢાં પર ગંભીર દેખાવ કરીને તે કહેતી હતી તે ખરૂંજ હોવાનું માનતાં હોયં એવો દેખાવ કરતાં, અને પછીથી તેણીની પીઠ ફરતાં હું દઇને હસી દેતાં!

તે તો પોતાના બ્હેકેલા જીવ સાથે એક કદમ આગળ બી વધી, ડચેસ જરા એકલી પડી કે ટપ દઇને તે તેની આગળ ગઇ, અને તે બે વચ્ચે કેવાંએક સહીઆરાં હોય તેમ હસી હસીને તેને વાત કરાવવા લાગી. પહેલાં તો હવા ઘણી ખુશનુમા હોવાની અને એવીજ બીજી દમ વગરની વાતચીતો કીધી, કે જ્યારે ડચેસ પોતે તો અરધા ટણુકાથી મોંહું ફેરવીને, જાંણે તેને ખેરવવાજ ચાહતી હોય તેમ, બધા ટુકકા ને તરફરાજ જવાબ કરતી. એવાંમાં વળી હર લેડીશીપે થોડાંક આગળ પગલાં લીધાં, અને પેલો ત્રણનો ગ્રુપ બતાવીને કહયું, "પેલાં ત્રણ જોયાં કે? પેલો તમારો દીકરો થતોતો આજે માહરી પોરીઓને જોઇને તે લોક પર છેકજ લટટુ થઇ ગયલો લાગેછ!"—અને તે ઘણી મગરૂરીનું હસી.

"બલા જાંણે માહરી કે તમે શું કહેવા માંગોછ, ને શું એ બધું મેલું ગાડું વગર વકુફનું બકી જાઓછ!" હર ગ્રેસે મોટા ટણુકાથી કહયું, અને પછી તે તેણી જોડે વધારે વાત કરવા ખુશીજ નહીં હોય તેમ ખુલ્લા અણુગમાંથી ખસી ગઇ, અને મિજાજ કરતી ત્યાંથી ચાલી ગઇ.

"રાંડ તુમાખનાં ખેંચાણથી ભરેલી વાંદરી બલા ભેતી જાની, અહીં કોણ ખાંસડાંને તાહરી પરવાહ છેજે!" તે ખસ્યાણી પડેલી પોતાનાં મન સાથે એકલી એકલી પટપટી; "તાહરો પોરયો પોતેજ જો માહરી દીકરીઓની ખોદાની બક્ષેલી આટલી બધી ખુબસુરતીથી અંજાઇને પછડાઇ મરવા તૈયાર થઇ જાય તો તું શું કરી શકવાની છેજે તેની વાત? મને તો આય રસ્તે કે પેલે રસ્તે કોઇબી રીતે લાભજ છે; યા તો માહરી જે તે એક છોકરી ડચેસ થાય, કે નહીં તો માહરો દીકરો ડયુક થાય તે અમારે વાસ્તે તો બધું એકતું એકજ થવાનું છે!"

---

## પ્રકરણ ૧૨ મું.

——:૦:——

ડચેસ ઑફ કાસલમન તે પાર્ટીમાંથી ઘણી ખબડેલી પોતાના મહેલમાં પાછી ફરી, અન ભોળો બરટ્રાન્ડ તો તે તેણીના ખળભળાટનો ભેદ કશો સમજી પણ શકયો નહીં. વળી ડચેસનું પોતાનું દીલ ગુંસ્સાથી રંજ પામેલું હતું કે રાતોરાત તો તે કાંઇ બોલીજ નહીં, પણ બીજી સહવારે જ્યારે બરટ્રાન્ડ પોતાની લાયબ્રેરી-રૂમમાં રોકાયલો હતો ત્યારે ડચેસ, હાથમાં એક ઉંધાડાં કાગળ સાથે, તે મોટા ઓરડામાં દાખલ થઇ. તે એક ઘણી ઉંચી સીલીંગનો, કુશાદે, શોભાયમાન, દબદબાથી સજાવેલો ઓરડો હતો,

અને બરટ્રાન્ડ તેબલ પર લખવા બેઠેલો હતા તેની બાજુમાંની એક "લો-ચેર" માં જઇને તે દમામથી ગોઠવાઇ.

"એ કાલે તું શું વળી છબરડો કરી આવ્યો, બરટ્રાન્ડ?" તે માતાએ અરધા ગુસ્સાથી સવાલ કરયો.

"વળી શું છે, મમા ડીઅર?" બરટ્રાન્ડ અજબ થયો.

"એ ગઇ કાલે તેં પેલી બે વંત્રીઓને કાંય એટલો લાહરો આપ્યો?"

"કોણને—હીલડા ને બ્લાન્સને વરે તમો કહોછ?"

"ત્યારે બીજી કોણ કુત્રીઓને વરે કેહુંછ?" તે માતા વધતી ખીજવાઇ; "તેં શું કરવા તે લોકોને એટલું બધું કોડું આપ્યું ને તે વાંદરીઓ સાથે વાત કરયા કીધી?"

"મેં તો એમ કરીને તમારૂં ભલું ચાહયું, મમા ડીઅર," તે જવાંન ઉમરાવે નીખાલેશ પ્રમાણીકપણાંના જોશથી કહયું; "મેં જોયું કે એ મુજબ નાખતીથી કામ લેવાતું હોય, ને એલોક પોતાનો વેરભાવ ભુલી જઇ શકતાં હોય તો કજયાનું મોંઢું કાળું થાય, અને તમો માહરાં વાહલાં મમાના મનને થોડીક શાંતિ મળે!"

"થેંક યુ," તે માતાએ અરધી રીસાયલી અદાઓના ગંભીર દમામથી કહયું, "પણ ફરીથી એવી માહરી બેહુંદી કાલજી કરવાના લોભથી જરા લાંબી નિગાહ પોંહોંચાડીને બાઝ આવજે. તું હજી એક બચ્ચાં જેવું બચ્ચુંજ રહી ગયો તું જાંણેછ એ તાહરાં ભોળપણનો એ ઘરડી વાંદરીએ શું લાભ લીધો તે?"

"શું?"

"તે બધાંને છડેચોક કહેતી ફરી કે તેની એબલગામણી દુકતીઓની ખુબસુરતીથી તું ગધેડો બનેલો અંજાઇ ગયો હતો!"—અને બરટ્રાન્ડ લેડી ઍવરલીનાં એ સ્ટુપીડ અનુમાનોની વાત સાંભળતાં મોટે સાદે હસી પડયા વીના રહી શકયો નહીં, જ્યારે ડચેસને બની શકે તો, તેથી વધતી ઝાંઝ ચઢી.

"હવે એ બધાંને જાંહાનમમાં જવા દે," ડચેસે ટણકાથી કહયું; "હું કાંઇ હમણાં તેલોકના નામનું તાહરી આગળ રડવા આવી નથી, પણ આ એક કાગળ મને આજે સહવારે જે મલ્યુંછ તેથી મને ઘણી ગુંચવણ ઉપજી, અને હું તો તેના સંબંધમાં તાહરી સાથે વાત કરવા આવી,"—અને, એમ કહેતાં, તેણીએ પોતાનાં હાથમાં જે એક ખુલ્લો કાગળ પકડેલો હતો તે બતાવ્યો.

"એ કોણ તરફથી છે? એમાં શું લખેલું છે, મમા?" ડયુક તેની માતાના જેહ્ પણ સોહામણા ચહેરામાં ચિંતાનો ચીલ્લો ચઢેલો જોઇને જરા

અજબ થયો; "હું કાંઇ તમો માતાજીને સલ્લાહ આપી કે મદદ કરી શકું એમ છે?"

"તું ચાહે તો ઘણી મદદ કરી શકે, છોકરા," તે માતાએ જવાબ કરયો; "એ અર્લ ઓફ આરડન તરફથી આવેલો છે."

"અર્લ ઓફ આરડન!" ડયુકે અજાયબીમાં પોકારયું; "તેવણ તો વરસોના ઇંગ્લાન્ડથી બાહેર છે, અને આપણે તો તેવણનું નામ અને તેવણની હસ્તી વટીક ભુલી ગયલાં!"

"હા, ને તેવણનુંજ આએ કાગળ છે," તે માતાએ સમજાવ્યું; "તેવણ હાલમાં નાઇસ ખાતે રહેલા છે, અને ત્યાંથીજ આએ કાગળે આવેલું છે એવણ સાથે આગલાં વરસોમાં આપણને એક ઘેર જેવું ઘણુંજ સારૂં હતું હું જ્યારે નાની છોકરી હતી ત્યારે માહરી સાથે પોતાનું કારજ કરાવવાની હીઝ લોર્ડશીપની ઘણીજ મરજી—"

"હું કાંઇ અજબ થતો નથી, મમા," તે માતૃભકિતમાં ઘણું માનવાવાલા વફાદાર અને વાહલા બેટાએ મીઠાસથી હસીને કહયું, અને તે આ કાંઇ તેની માતાને અમથું રાજી કરવાનું કે ખુશામદનું નહી બોલતો હતો. તે ખ્યાલ કરતો હતો, તે માતા જો મોટી ઉંમરે અને જૈફીમાં આટલી બધી ખુબસુરત હતી, તો ખરેખર જ્યારે તે ચૌદ પંદર વરસની છોકરી હશે ત્યારે તો ખુબસુરતીના મુકાબલામાં આખાં ઇંગ્લાન્ડમાં તેની કોઇ જોડીજ થઇ નહીં હશે!

"પણ મેં ના કહયું," તે માતાએ જારી રાખ્યું; તે વખતે અર્લની ઉંમર માહરી તે વખતની ઉંમર કરતાં ઘણી મોટી હતી, અને મને ગમ્યું નહીં. હીઝ લોડશીપ, મગર, માહરાં લગન તાહરા પપા સાથે થવા પછીબી અમારા ઘણા મોટા દોસ્ત રહયા, અને ત્યાર પછીથી ઇંગ્લાન્ડમાં તેવણની તબીયત સારી નહીં ચાલતી હોવાથી, અને ડાક્ટરોએ ઇંગ્લાન્ડની બાહેરજ રેહેવાની ઘણી મજબુત ભલામણ કરેલી હોવાને લીધે, તેવણ પોતાની કાંઉન્ટેસ સાથે ઇંગ્લાન્ડથી જતા રહયા. તે પછીથી છેલ્લાં પાંચેક વરસની વાત પર કાંઉન્ટેસ નાઇસ ખાતે ગુજરી ગયાં, તે તો તુને યાદ હશે? મેં તે વખતે એ વાત તુંને કહેલી."

"હા, મને તે વાત બરાબર યાદ છે, મમા."

"એ કાંઉન્ટેસ પોતાની પાછળ ફકત એક દીકરીજ મુકી ગયાંછ—લેડી વૅલેનટાઇન આરડન—કે જે તેના કરોડોની વારસ છે. હવે અર્લ પોતે હાલ ઘણી નબલી તબયતના થઇ ગયલા છે, અને ઇંગ્લાન્ડ મુતલગ આવી શકતા નથી, એટલે તેવણની એ દીકરી જરા અત્રેની સોસાયટીમાં ફરે અને હુસ્યાર થાય તેથી તેનો હવાલો તેવણ મને સોંપવા માંગેછ; મગર મુશ્કેલ

એ છે કે તેવણના લખવા મુજબ છોકરી ઘણી ઘણી દેખાવલી અને સુંદર છે, પણ દુન્યાદારીથી બીલકુલ બીનવાકેફ્ એક બચ્ચાં જેવી નિર્દોષ ઉછરવા પામી છે, પણ તેનો બાપ તો લખેછ કે એક-દસ વરસની છોકરીબી દુન્યાદારીમાં વધતું સમજતી હશે! એ તો કાંઇ જાંણતીજ નથી!"

"એ તો ઘણી અજબ વાત છે, મમા," ડયુક અજબ થયો.

"ઘણીજ," તે માતાએ ટેકો આપ્યો," પણ એવીબી બીલકુલ નિષ્કલંક હેતુઓની ને નિખાલેશ જીગરની બચ્ચાં જેવી છોકરીઓ ઘણી થાય છે. એમ છતાં એ કાંઇ સારી વાત નથી, અને તેથી મને એ જોખમ લેવા ઘણું ગમતું નથી. હીઝ લોર્ડશીપ વિગતથી બ્યાંન કરીને લખે છે તેવી જો એ ખરેખર ખુબસુરત ને ખેંચાણકારક હોય તો એક ખુબસુરત ને વળી કરોડોની વારસ છોકરી પર જીપલાં દેવા સેંકડો પોરયાઓ ભભડી નીકલશે, અને દસ વરસની બુચી હોય તેવી જો એ ખરેખર બીનવાકેફ્ અને નિરદોષજ ઉછરી હોય તો તેવી એકને આપણી ચોથે સમાલવાનો જોખમ ખરેખર ઘણો મોટો કેહવાય. તું સમજી શકેછ, દીકરા?'

"હા, મમાં હું એ તમારો જોખમ બરાબર સમજી શકુંછ," ડયુકે જવાબ કરયો.

"એવણ ઘણી બોંહોસથી બજીદ થઇ મને લખેછ કે માહરા એક સગી માય જેવા સલામતીભરયા આશરામાં એવણની દીકરી સચવાયલી હોય તો એવણને ઘણી નિરાંત રહેશે," ડચેસે આગળ સમજાવ્યું, "કેમજે કેહેજે આખ્ખી જીંદગીમાં એ બાપ ને બેટી એક દહાડોબી જુદાં પડયાં કે અલ્લગ રહયાં નથી."

"ને છોકરીની ઉંમર શું છે?"

"અઢાર વરસની," તે માતાએ જવાબ કરયો; "હવે એવાં એક બચ્ચાંનો હવાલો લેવાનું મેં તુંને કહયું તેમ જોખમભરેલું તો ઘણું કેહેવાય, પણ આટલાં બધાં ચેરવટ પછી અર્લને હું ના કહી શકતી નથી. એવણ અરજ કરીને લખેછ કે એ માય વગરનાં બચ્ચાંના તમે માય થાઓ, અને બે ત્રણ વરસ સુધી તમારી દાહી પાકી અને અનુભવી સલ્લાહ મુજબ એને સાચવીને સોસાએટીમાં આગળ પાડો. હવે ખરૂં કેહું તો એમાં જોખમ છે, તે છતાં, મને પોતાને તો હા લખવા ગમેછ, પણ તુંને પોતાને ગમે કે નહી તે સવાલ છે!"

"એમાં મને શું ગમવાનું ને નહી ગમવાનું હોય?" બરટ્રાન્ડ હસ્યો.

"તેં તાહરી આખ્ખી જીંદગી માહરીજ સાથે એવી એકાંતમાં એકલી ગુજારેલી છે, કે એવી એક છોકરી આપણા ઘરખટલામાં દાખલ થાય તે બનવાજોગ છે કે તુંને નહીં બી ગમે," તે માતાએ ફકર બતાવી, અને બરટ્રાન્ડે એકાદ મીનીટ એ વાતનું વાસ્તવિકપણું પોતાનાં મનથી મંજુર

કરતાં થોડોક વિચાર કરી લીધો, જ્યારે તે તેની માતાનાં સુખનેજ સર્વો-પરી જાંણનાર તે દીકરાને લાગ્યું કે તેની માતાને ખાતર તેને હાજ કેહેવું જોઇએ. તેની માતા તેની જેરીનાં એકળવાયાંપણાં વચ્ચે ઝુરી જતાં તેનાં લગનની એવી રીતની ટગર લઇ બેસ્તી હતી કે તેમ કરીને તે પોતાની અમસ્થી તબ્યત બીગાડતી હતી, જ્યારે આવી એક છોકરી ઘેરમાં આવ-વાથી તેનું મન કદાપી વધતું રોકાયલું રહે, અને એ સંતાપ કરયા કરવાની તેણીને ઓછીજ ફુરસદ મળે!

"તું વિચાર કરીને મને તાહરો જવાબ કેહેજે, ઉતાવળ નથી." તે માતાએ હવે ઉઠીને તે ઓરડામાંથી બાહેર જવાનું કરતાં ધીરજ આપીને કહયું; "સાંજે ટપાલનો વખત થાય તેટલાં જે તે તું તાહરો જવાબ મને કેહેસે તો બસ."

"એમાં એટલું વિચારવાનું છેજ શું, મમા?" ડયુકે તેને બાહેર જતી રોકીને કહયું; તમે બેલાસક તેને બોલાવો, તમારે ત્યાં એક દીકરી હોતે તો જુદી વાત હતી. તમારી સાથે કોઇ વાત કરનારૂં નથી તેથી હંમેશ માહરો જીવ દુખાયા કરે છે. લેડી નેલ એક એટલી નાની ઉમરે પરણી ગઇ નહી હતે તો તમાને એટલું એકલું લાગતે નહીં."

"ત્યારે તુંને લેડી વેલેનટાઇનને બોલાવાનું ગમછ ખરૂં?" તે માતાએ થોડીક ઉલટમંદ થાઇને પાછું અંકે કરાવ્યું, અને બરટ્રાન્ડે એજ મકસદની ખાત્રી આપવાથી તે નવી પરોણીને તેડાવાનું અને રાખવાનું તે માદીકરાં વચ્ચે સવટનું નકકી થયું.

"તુંને તેનો ભાઇ થઇ રહીને કામ લેવું પડશે, બરટ્રાન્ડ દીકરા," તે માતાએ કહયું. "તે માથે પડે તોબી ખોદાયની મેહેરબાનીથી આપણુને તો ભારી પડવાની નથી, પણ અર્લ તો લખેછ કે એનો ફાલો એટલો મોટો ને બીસ્યાર છે કે એ બધું પોતે પોતાનું ભોગવી લેશે, અને આપણુને તો ફકત એને માથેવાસે થઇને એની સંભાળ કરવાની છે. વળી એટલી બધી ખુબસુરત છે ત્યારે મનેબી એવી એકને સોસાએટીમાં આગળ પાડવા ઉલટ આવેછ."——અને તે માતા સંતોષનું હસી, જે જોઇને ઘણાંજ સાચ્ચાં વાહ-લની વફાદારીથી ચાહી જાંણનાર તે બેટાને સુખ થવા વીના રડી શકયું નહીં.

"મમા, એ એક ઘણી ચાહવાજોગ 'નોવેલ્ટી' થશે, અને માહરી ખાત્રી છે કે તમે એવી એક છોકરીનાં માતા થઇને તેને સોસાએટીમાં રજુ કરશો તેથી આગેવાન સરકલમાં ઘણું સેનઝેશન થશે. પેલી લેડી એવરલી તો બળીને ખાખરાખ થવાની! જો હીઝ લોર્ડશીપ લખેછ તેટલી એ ખુબસુરતજ હોય તો તેની દીકરીઓને ઢાંકી નાખવા વાસ્તે તે તમોને કદી માફ કરવાની નથી!"

ડચેસ તુચ્છકારતું હસી.

"હું જો આજે લખસ તો હું ધારૂંછ કે આંઠેક દાહડામાં તો તે

અત્રે આવી લાગવી જોઇએ, અને એને બરની બધી તઇયારીઓ કરતાં આઠિક દાહડા તો આપણુને જોઇશેજ જોઇશે," ડચેસે લેડી એવરલીની વાત પર લાંબું કરવાની જરાએ તુંભા ધરાવ્યા વીના કહ્યું; "એને વાસ્તે આપણા મેહેલમાં જે તે એક કોઇ વીંગના સુટ ઓફ રૂમ્સ તઇયાર કરાવા જોઇશે, અને એને વાસ્તે એક ખાસ મેડ રાખી લેવી પડશે. હું સીડોનીને કેહેવશ કે કોઇ સારી જેવી જલદીથી શોધી લાવે, હજી તો એ બચ્ચું કેહેવા, અને એની ઉંમરને લાયક થાય એવી રીતે એના ઓરડાઓ સજાવાના છે. એને વાસ્તે એક ઘોડોબી લેવો જોઇશે, ને તે તો હું ધારૂંછ કે તુંજ મેનેજ કરી શકશે."

"હા, મમા, તે વિષે બેશીકર રહો," તે દીકરાએ સધ્યારો આપ્યો.

"કોઇ મહજાનું દેખાવળું, શોભીતું પણ ગરીબ જાનવરજ એને જોતાં સાથે ગમે તેવું લેજે,' તે માતાએ વરદી કરી, અને વધારયું, "એના બાપ લખેછ તેવી જો એ બધી વાતથી નાવાકેફજ ઉધરી હોશે તો પેહેલલાં તો આપણુને એને મહેનત લઇને કેળવવી જોઇશે. મને તો બીહક છે કે દાનસીંગ, સીંવીંગ, રાઇદીંગ, કાંઇ એ જાંણુતી નહી હોશે."

"બુધ્ધીની તેજ હોશે તો એ બધું ઉંચકી લેતાં એને કાંઇજ વાર લાગવાનો નથી, મમા," ડયુકે હીંમત આપી, અને તે માતા બરદ્દાન્ડના આ ચુકાદાથી સંપુર્ણ સંતોષ પાંમેલી અને વરસો બાદ થોડીક પાછી ખરે-ખરી ઉલટમંદ થયલી નજરે આવતી બાહેર ગઇ, એટલે ઇગ્લાંડનો તે સૌથી આગેવાંન અને નામાંકીત ઉમરાવ પોતાના એકનાએક દુખભરેલા વિચારોની કંગાળ્યત સાથે કાહુલી જેવો પાછો એકલો ગડયો. તેના વિચારો પાછા ને પાછા બજીદ હઠીલાઇથી તેની વાહલી નાઓમી વીન્ટર તરફ ધસ-ડાઇ ગયા કે જે ખુદા જાંણે દુન્યાના કયા ભાગમાં કદાપી પૈસે પૈસા માટે અવત્યાં મેળતી મોહતાજ અને કંગાળ હશે, જ્યારે પૈસાની રેળછેળ વચ્ચે પોખાયલી આ કોઇ પરાઇ પૈસાનીજ લેહેર ચેહેર વચ્ચે તેની જગ્યે તેના આય મેહેલમાં રેહેવા આવનાર હતી! અરે, ન તો તેને વરસોથી તે વાહ-લીને જોઇ હતી, કે ન તો પોતાના એકના એક ગાદીવારસ બેટાને—તે આ દુન્યાની રોશની જોવા પાંમ્યો, તે પછી—આજ સુધી એક પણ મરતબા જોવા પાંમ્યો હતો! તે વાહલાંઓનું નામોનીશાંન નાબુદ હતું, અને તેઓની જુદાઇને તે નવજુવાંન ઉમરાવે તે મોટા ઓરડાના એકાંતમાં એકલા એક-લાએ નવેસરથી જે ગમ, વિલાપ અને કકલાટ કરયો તેનો એકલો ગુવાહ તેના પેદા કરનાર પાક પરવરદેગાર સીવાએ—અફસોસ—કે બીજો કોઇજ નહી હતો!!

---

# પ્રકરણ ૧૩ મું.

—:૦:—

લેડી વૅલેનટાઇન ફક્ત અઢાર ઉનાળા જોઇ ચુકેલી એક જુવાન તારૂણી હતી, કે જે તેણીના બાપના કેહવા મુજબ એક દસ વરસની બાળકી જેવી દુન્યાદારીથી બીલકુલ બીનઅનુભવી અને બીનમાહીતગાર ઉછરી હતી, અને તે હાલમાં વરસ બે ત્રણ ડચેસને ત્યાં રહીને પોતાનું ભવિશ સુધારવા આવતી હતી. તેનો બાપ બધા દાહડાનો બીમાર અને કાહેલી હતો, અને ઇંગ્લાંડની હવા તેને મુતલગ માફક નહીં આવતી હોવાને લીધે તેણીની જોડે આવી શકતો નહીં હતો. તે એક અજબ જેવી ખુબસુરતી ધરાવનારી છોકરી કહેવાતી હતી, અને વળી કરોડોની વારસ હતી, એટલે તે આએ તરફ આવતાં સાથે તેના હાથની ઉમેદવારીમાં અસંખ્ય જવાંનો ભભડી નીકળવાના તે જોખમ ડચેસ સારી રીતે જાંણુતી હતી. એટલા માટે, એવાં એક બચ્ચાંનો હવાલો લેવાનો જોખમ કરવાનું જોકે તેણીને ખરેખર તો નહીંજ ગગતું હતું, તોપણ લોર્ડ આરડનને ના નહીજ કહી શકાય એમ હોવાથી તેણીએ પોતાના બેટા બરટ્રાન્ડ જોડે મત કરીને જવાબમાં હા લખ્યું હતું. એ લેડી વૅલેનટાઇન બીજા આઠેક દીવસમાં આવી લાગે તે આગમચ તેણીને વાસ્તે મહેલની એક પાંખને લગતા ઘણાએક લાઇનબંધ ઓરડાઓ સંભાળભરી તજુમલથી ખાસ તૈયાર અને આરાસ્તા કરવામાં આવ્યા, અને વળી એક નવી "મેડ" પણ રાખી લેવામાં આવી.

તે એક ઘણી દીલખુશ અને રમણ્ય સાંહજ હતી, કે જ્યારે લેડી વૅલેનટાઇન એ મોટા મહેલમાં એક બે દાહાડાને વાસ્તે નહી, પણ લાગ લાગત બે ત્રણ વરસોને વાસ્તે મહેમાન તરીકે રહેવા આવી.

લેડી હીટકોર્ટ ગાડીમાંથી ઉતરી નહીં. તેના વર સ્ટેશનપર ખોટી થતા હતા, એટલે તેને વૅલેનટાઇનને ઉતારીને તરતજ હંકારી જવાનું હતું. તેણીએ, તેથી, રૂડ કાસલના મેહલમાં તેણીની ગાડી આવી લાગતાં ડચેસને પોતાની ઉતાવળ વાસ્તે હજારો માફી કહી મોકાલવી, તેણીએ કેહવાડયું કે પછીથી નવરાસે થતાં જરૂર અમો બંને પાછાં ધીરજની મુલાકાત લેવા બીજી કોઇ વખત આવી જઇશું, અને એમ કહી, વૅલેનટાઇનને કીસ કરી, ગાડીમાંથી ઉતારી તે તો હંકારીજ ગઇ.

પરીણામમાં, લેડી હીટકોર્ટનો પેગામ મળવાના જવાબમાં ડચેસ હાંફલીફાંફલી નીચે ઉતરી આવી, ત્યારે તો લેડી વૅલેનટાઇન મેહલમાં દાખલ થઇ ચુકી હતી. તે છોકરી, હવા પુરતી ગરમ હોવા છતાં, ઘણા કીંમતી કલોકમાં લપેટાયલી મુસાફરીના પોશાક સાથે સજ્જ થયલી હતી, અને તે

એક માહતાબતાર જેવો મીઠો ચેહરો જોતાં ડચેસ તેણીની મરજી ઉપરાંત એકાદ પળ જાંણે દંગ અને અવાચક થઇ ગઇ।

"તમો ડચેસ ઑફ કાસલમેન છેઓ?" એક રૂપેરી ઘંટના નાદ જેવા મીઠા શુસ્વરે તે છોકરીએ તે બુજોર્ગ બાનુને જોતાં સાથે હેતથી સવાલ કર્યો.

"હા અને તું માહરી નવી દીકરી લેડી વૅલેનટાઇન છે?" ડચેસે વળી તેટલાંજ હેતથી વળતો સવાલ કર્યો, જ્યારે પછીથી તેણીએ, તેના જવાબને વાસ્તે થોભ્યા વગર, તે સીધાં સરોવર જેવાં બદનની ઉંચી, સીધી, પટલી છોકરીને પોતાનાં પાસાંમાં પ્રેમથી લીધી, અને મુસાફરીની મોટી ટોપીમાં અરધો ઢંકાયલો તે ચંદ્ર સમાન રૂપેરી ચેહરો તેણીએ પોતાની માવીતર ચુંમીઓથી ભરી નાંખ્યો. એવામાં, બાહેરની ગડબડ સાંભળીને તે નવી પહરોણી આવી ગયલી હોવીજ જોઇએ એવાં અનુમાનથી ડયુક પોતે પણ ત્યાં આવી લાગ્યો, અને ત્યારે તે બે છોકરાંઓની અરસપરસ પેહલી ઓળખાણ પીછાણ થઇ.

"ઓ, તમે તો કેટલા બધા મોટા થયલા છેઓ!" ડયુક જોડે ઓળખાણ થતાં સાથે, પોતાની ટોપી ઉતારતાં, લેડી વૅલેનટાઇને એક બચ્ચાંનીજ નિર્દોશતાથી પોકાર્યું; "હું નહીં ધારતી હતી. પપા તો હજી તમોને એક નાના છોકરાજ માની લેતા લાગેછ, અને તમે તો મોટા માટીડા થયલા છેઓ!"

ડયુક, હંમેશનો શોકાતુર અને ગંભીર, આએ બાળક છોકરીની એ બચ્ચાં જેવી નિર્દોષતા પ્રત્યે મોટે સાદે ખુશ મિજાજી હસી પડયા વિના રહી શકયો નહીં.

"ત્યારે હું મોટો છેઉં તે તમોને નહીં ગમતું, લેડી વૅલેનટાઇન," તેણે સવાલ કર્યો, "ને પાછો નાનો થઇ જાઉં?"

"ઓ નહીં, બચ્ચીતજ નહીં!" તેણીએ દેખીતાં ખરાં જીગરનાં જોશથી હસતાં હસતાં કહયું; "તમો જેવા છેઓ તેવાજ મને તો ઘણાં ગમોછ!" અને તેણીની આંખોમાં તેને વાસ્તેની એટલી બધી વખાણ વાંચી લઇ શકાતી હતી કે એ નેકીભરી નિર્દોષતા લાખમાં એકનીજ આંખમાં જોઇ શકાતી હશે, અને જયારે, તે છતાં, તે નિર્દોષતામાં બચ્ચાં જેવું વધારે-હતું. તેની ઉમ્મરની એક છોકરીને નહીં જોઇએ અને નહી ઘટે તેટલું બધું તેમાં હતું, અને ડચેસ થોડીક ફકરમંદ થઇ.

"મહને તો તમે લોક કાંઇ જોતાંજ સાથે ઘણુંજ ગમોછ," તેણીએ જારી રાખ્યું અને આગળ ગબડાવ્યું; "હું તો આખે રસ્તે તમો બેઉ માદીકરાનોજ વીચાર કરતી રહી હતી કે તમો કેવાં હશો, અને મહને જોતાં સાથે ગમશો કે નહી! ખરેખર તો ફેરેન..ના જડ ચેહરાઓ જોતાં

આના હું થાકીને કંટાળી ગઈ હું, તેથી, ઈંગ્લાંડમાં આવીને સફેદ દુધ જેવા ઈંગ્લીશ ચેહરાઓ જોવા કેટલી બધી ટળપી રહી હતી તેનો તમોને ખ્યાલ આપી શકતી નથી. હવે તમો વાહલાંઓને જોવા પછી હું ધારૂંછ કે મને અહીં ઘણું ગમશે. પપા ડીઅરથી કોઇ દાહડે આખી જીંદગીમાં જુદી પડેલી નહી તે જુદી પડતાં મને લાગ્યું તો ઘણુંજ, અને હજી બી જરા અઈને વીસરાતા નથી, પણ તોબી તેવણ બીચારા અહીંયાં આવીજ નહીં શકતા એટલે હું નાચાર છું."

"તુને અહીં આપણે ઘેર ખરેખર ગમશે, બેટી," ડચેસે હીંમત આપી; "હવે હાલ તો તું જા તાહરા ઓરડામાં. કપડાં બદલીને થોડીક આસાએસ લે; થાકી ગઇ હશે. પછી આપણુને વાત કરવાને વાસ્તે તો દાહાડના દાહડા ભરેલા છે!"

"ઓ નહીં, હું જરાબી થાકી નથી ગઇ, યોર ગ્રેસ," વૅલેનટાઇને ખાત્રી આપી. "મને તમોને બધાંને મળવાની ઉલટજ એટલી હતી કે થાક જેવું તો મને કાંઇ લાગ્યુંજ નહીં. પપાને એકલા છોડી આવેલી તે વાતનો ગમ અને તમોને મળવાની ઉલટ એ બે લાગણી એટલી પુરતી હતી કે મુસાફરીની થાક લાગીજ કેમ શકે?"—અને તે ઘણું મીઠું હસી.

"તમે તમારા પપાથી કોઇ દાહડે છુટાં નહી પડેલાં?" ડ્યુકે સવાલ કર્યો.

"ઓ, કોઇ દાહડોબી નહીં. માહરા લોર્ડ;" તેણીએ લગભગ રડી દઇને કહ્યું, કે જયારે તેની ચતુર ચસ્મોમાં ચમકતાં મોતી સમાન એ આંસુઓ સાથે તેના રતાસભર્યા હસ્તા મુખડા વચ્ચે તે છેક જોવાજોગ હદ સુધી મનહર નજરે આવતી હતી. "હું તો ધારૂંછ જે અમે કોઇ દાહડો એક કલાક બી છુટાં નહીં પડયાં હોઇશું! હું માહરા પપાનાં હેતમાં ને સમાગમમાં જેટલી ઉછરીછ તેટલી બાજી કોઇ છોકરી ઉછરી હોય એ હું તો જાંણે માનતીજ નથી!"

"અને તાહરી કેળવણી, દીકરી?" ડચેસે વાતમાં ઉમંગ લઇને પુછયું: "તાહરા પપા તો લખેછ કે તાહરી કેળવણી પર જેવું જોઇએ તેવું ધ્યાન આપી નથી શકાયું તે ખરેખર ઘણું નાઉમેદ કરનારૂં છે. તાહરે આય ઉમ્મર સુધીમાં તો ઘણી સારી કેળવણી લઇ લેવી હતી."

"મને તેનું જેવું જોઇએ તેવું ચાન્સજ નહીં મળ્યું, યોર ગ્રેસ," લેડી વૅલેનટાઇને થોડીક દીલગીરીના દેખાવથી જવાબ દસ્યો, "હું ફકત ફ્રેંચ, ઇટાલ્યન અને જરમન આપણાં ઇંગ્લીશ જેટલીજ અહાઇથી બોલી

અને લખી વાંચી જાણુંછ, તે સીવાય બીજી લેંગવેજીસનો અભ્યાસ કરવાનો મને વખતજ નહીં મળ્યો."

ડચેસના ડોળા, એ સાંભળતાં, અજાયબી વચ્ચે તેનાં માથામાં છેક ઉંચે ચઢી ગયા!

"અને મ્યુઝીક?" તેણીએ ધીમે સાદે પુછયું.

"પ્યાના અને હાર્પ એ બેઉમાં મેં માસ્તરી મેળવેલી છે, માહરાં લેડી," તેણીએ સાદાઇથી જવાબ કરયો. "હું મ્યુઝીકમાં એ બેની બધી પરીક્ષાઓમાં માન, ચાન સાથે હંમેશ પેહેલ્લી આવેલી છેઉં."

ડચેસથી હસ્યા વના રેહેવાયું નહીં.

"ત્યારે હવે બાકી શું રહયું રે છોકરી?" તેણીએ હસ્તાં હસ્તાં પુછયું. "આટલું સરસ આટલી ઉંમરમાં એજ્યુકેશન લીધુંછ તે છતાં તાહરા બાપ લખેછ કે તુંને કેળવણી સારી મળી શકી નથી, ને તુંબી તે વાતને ટેકો આપેછ? અમે તો સમજેલાં કે તું જંગલમાંનાં જાનવર જેવી જાનવર રહી ગઇ હશે, જ્યારે આય તાહરા કેહેવા મુજબ તો તું અહીંની કોઇબી ઇંગ્લીશ છોકરીને શરમાવે એટલું બધું શીખી કેળવાઇને આવેલી છે!'—અને ડયુક પણ આ સાંભળીને તેની માતાનીજ માફક હસવા પડયો.

"લે ચાલ, હવે હાલ તો જા, ને જરા આસાએસ કર," ડચેસે તે પછી પાછું યાદ કરાવ્યું. "અપણે સાત વાગે જમ્યેછ. અને હાલ તો હજી છ બી વાગવાના છે, તેટલાં તાહરા રૂમમાં ચાહ મંગાવીને પી લેજે; તેથી ઘણી તાજગી આવી જશે. અમારી ઇંગલીશ ચાહની એ તાસીર છે."—અને, એમ કેહતાં તેણીએ ઘંટ વગાડયો, એટલે ચબરાક દેખાવની એક પેરીસ્યન છોકરી દોડી આવી, જે વૅલેનટાઇનની નવી "મેડ" હતી, અને તે "ઇમપલસીવ" છોકરીને જોતાં સાથે તે "મેડ" પસંદ આવી. તે એ પછી ડચેસના કેહવા મુજબ તેણીની જોડે પોતાના તઇયાર કરવામાં આવેલા ઓરડાઓમાં ગઇ, અને બારીએથી બાહર ડોકાવીને તેણીએ બચ્ચાંસહી ખુશીથી ખુશાલીની તાલી પાડી. તેણીને એ તરફની "સીનરી" ઘણી ગમી. દરેક બારીઓમાંથી બાહરના વિશાળ બગીચામાં ડોકાવતાં તરોતાજગીભરી લીલોતરીજ બધે જોવાતી હતી, અને તેણીએ કહયું કે નાઇસ ખાતેની પાહડી સીનરી કરતાં આએ લીલી કંજર જેવી લીલોતરીની સીનરી તેણીની આંખને વધારે ટાઢક આપનારી થઇ પડલી હતી.

"એવાં એક ડચેસ માહરા પપાનાં ફ્રેન્ડ છે એ હું માહરૂં ઘણું સારૂં નસીબ સમજુંછ, મેરી," તેણીએ ઘણું ઉલટમંદ પોતાની નવી દાસીને કહયું; અને પછી તે જઇને ચાહ લઇ આવી તે પીવાથી, ડચેસે કહયું

હતું તેમ, ખરેખર તેને ઘણી તાજગી આવી. ત્યાર કેડે કાંઇબી નવું કરવા કે ડીનરને વાસ્તે ડ્રેસ બદલવાની દરકાર કરવા આગમચ તે પોતાના અર્લ બાપને કાગળ લખવા બેસી ગઇ.

"ડચેસ આએ ઉંમરેબી ઘણાં ખુબસુરત કેહવાય, પપા ડીઅર." તે લખતી હતી; 'અને માહરી સાથે ઘણાં નરમાશભર્યાં, હેતવંતાં અને ભલાં થયલાં છે; પણ તેવણનો તોર જને ઠસ્સો એટલો બધો છે કે હું તો શક કરૂંછ કે કોઇ રાણીબી એટલી તોરવંતી થઇ શકે! તવારીખમાં મોટી મોટી શાહનશાહતોની રાણીઓના મોટા ઠુમાખ અને રોબની જે વાતો આપણે વાંચી આવેલાં છીએ તેવાં તોરવંતાં આએ ડચેસ છે. વળી એવણનો દીકરોબી તમે ધારોછ તેમ નાનો છોકરો નથી, પપા; મોટો માટીડો થયલો છે, પણ એવો નરમાશભર્યો, એવા મીઠા સ્વભાવનો, એવો ભલો અને એટલો બધો સોહામણો કે તેની તારીફમાં શું લખું તેજ મને તો સમજ નથી પડતું! મને તો જોતાં સાથે ગમ્યો, ઘણોજ ગમ્યો. એમ છતાં એના ચેહરામાં કાંઇ એવું શોકાતુર જોવાયછ કે એ શોકાતુરપણાંને લીધેજ એ એટલો સોહામણો લાગેછ કે કેમ તે મને સમજ નથી પડતી. ટટા, પપા ડીઅર. તમારી તબીઅત ઘણી સમાલજો, ને સારી રીતે સાચવીને રહેજો. હું તમોને રોજ લખતી રેહવશ. ડયુક ને ડચેસને લગતી બધી જાણવાજોગી ખબર આપતી રહેવશ. તે લોકોએ મને ઘણાજ પ્યારથી આવકાર આપેલો છે, અને ઘણાં હેતથી માહરાં દરેક સુખની પુરતી કાળજી કરેલી પ્રગટ જોઇ શકાય છે."

મગર અર્લ ઑફ આરડન તો આ કાગળ વાંચીને ઘણો ડઘાયો! તેની છોકરીને આ લોકને ત્યાં મોકલીને તેણે કાંઇ દોહરું તો નહીં કર્યું હતું? તે આ માલેતુજાર ડયુક સાથે પ્યારમાં પડે, અને એક કે બીજાં કારણથી નાઉમેદી નસીબ થતાં તેણીની જીંદગીનું જો પાટયું નીકળી જાય તો તે મુવા પછી પોતાની કબરમાંબી શાંતીથી સુઇ શકે નહીં! પણ તેણે બીજીજ પળે એ પોતાના ખ્યાલો પોતેજ હસી કાઢયા, કેમજે તેને લાગ્યું કે તેની બેટી વૅલૅનટાઇન તો હજી એક બચ્ચુંજ કહેવાય! તે અઢાર વરસની થઇ હતી ખરી, પણ દસ વરસની એક બાળક છોકરી જેવી તે તેના આચાર વિચારો અને ખ્યાલોમાં નિખાલેશ અને નિર્દોષ ઉધરવા પાંમી હતી, ત્યારે તેણે અત્યારથી એવી કોઇ વાતની ફકર રાખવાનું કારણુજ શું હોય?

---

# પ્રકરણ ૧૪ મું.

—:o:—

પેલા હાથપર ડયુક પોતે એ છોકરીને જોઇને વધતો ઓછો મોહીત થયો હતો એમ કહીએ તો ઝાઝી સહશાગાત કરેલી સમજવાની નથી. તે પોતે, અલબત, એવું કાંઇક પોતાના મનથી કબુલ કરવા ખુશી કે તૈયાર નહી હતો; તેને એમજ લાગતું હતું કે તે તો ફક્ત પોતાને ઘર આવેલી એક પહેરોણીને અજાણું નહી લાગે તેથી તેને ઘેરીતી બારીતી બનાવવા ફરજથી બંધાયલો હતો, જ્યારે ખરેખર તો તેણે ડીનરનો ઘંટ થવાની ઘણી આતુરતા વચ્ચે વાટ જોયા કીધી. તે કલબમાં જવાને કદી ચુકતો નહીં હતો. નાઓમી ગુમ થવા પછીથી પોતાનો ગમ વીસરવા તે દોસ્તો વચ્ચે તાહેલાં મારવા, અથવા બીલીયડ કે એવીજ કોઇ રમતગમતમાં મન રોકવા, કલબમાં તો દોર બાંધ્યો રોજ નિયમીત જતો હતો, પણ આજે તેણે એટ્ટી મારી, અને વચમાંનો કલાક દોઢકલાક તેણે ઘરમાંજ તોડી પાડયો.

એમ છતાં જયારે ડીનર માટે ડ્રેસ થઇને વૅલૅનટાઇન નીચે આવી ત્યારે સુર્યની રજાળથી આંખ અંજાઇ જાય એટલી બધી ટપતાં તડકાં જેવી એ ખુબસુરતી જોવા વાસ્તે બરટ્રાન્ડ ખરેખર તૈયાર નહીં હતો! ખુદાની ખલકત અજાયબીઓમાં કોઇ કીસમે ખાલી નથી, અને આ છોકરીની સુંદરતા ખુદાની ખુદાઇ પુરવાર કરનાર કેવળ અજાયબી હતી! તે છાતી આગળથી નીચે ઉતારેલા અને ખભાં સુધીના ઉંઘાડા હાથવાલા એક ફીકકી મખમલનાં ડ્રેસમાં સજજ થયલી હતી, કે જેની કીનારીપર કીંમતી સાચ્ચાં મોતીઓ ટાંકી લીધેલાં હતાં, અને તે ડ્રેસની જાણે દરેક "ફોલ્ડ" માં તે નાજનીનોની નાંજની અજબ જેવી હદ સુધીની દીલકસ જોઇ શકાતી હતી. તેનામાં "ગ્રેસ" હદ વનાની હતી, કે જે તેની ખુબસુરતીને ઘણી મોટી મદદ કરી હતી.

તે બકબક ઘણી કરી શકતી હતી, અને તેની એ બકબકે ડચેસને તેમજ જવાન ડયુકને ઘણી ગમત આપી.

"આજે અમારૂં ડીનર તમે આવીને અજબ જેવું પ્લેઝન્ટ કીધુંછ, લેડી વૅલૅનટાઇન, હું ને માહરાં મમા બીચારાં રોજ ટેબલપર વાત કરી કરીને શું ને કેટલીક કરયે?" ડયુક હસ્યો; "આજે તમે તો દુન્યાવરણુની વાત કીધી અને કરાવી, અને હું તો જાણે એ અમારાં મોટાં સદભાગ્યમાં હજી માનીજ નથી શકતો કે એવાં એક બુધ્ધીશાળી અને બાહઘર વાત કરાવનાર રમુજી કમપેન્યન હવે તો અમોને રોજ અમારાં ઘરમાં મળનાર

છો મને તો લાગેછ કે અમારાં હમેશનાં શાંત ઘેરનું આવા તમારા ગડબડયા સ્વભાવથી તમો રંગ રૂપજ ફેરવી નાખવાનાં!"

"પણ માહરી મસ્તી અને ગડબડ તમોને ગમશે તો ખરીની, માહરા લોર્ડ? ઘણું અજબ જેવું છે," તેણીએ હસતાં હસતાં કેહવાનું જારી રાખ્યું, "કે અહીં હું તમો બંને અજાણ્યાં મેહરબાનો વચ્ચે આવીછ, પણ મને અજાણ્યું તો જરા લાગતુંજ નથી! હું તો જાંણે વરસોની અહીં રહેલી હોઉં—બલકે માહરાં પોતાનાં ઘરમાં હોઉં તેમજ મને તો લાગેછ!"

"એ તાહરા રૂડા ને ઘણા મળતાવડા સ્વભાવની તાસીર છે, માહરાં બચ્ચાં;" ડચેસે નરમાસથી કહયું.

"પણ આપણે ત્યાં શું કોઇ વીઝીટર્સ આવતાજ નથી? તમે શું કોઇને તેડબોલાવ કરતાંજ નથી?" તેણીએ થોડીક અજાયબીથી સવાલ કર્યો.

"તેવું કશું નથી," ડયુકે સમજાવ્યું; "મને ડીનર પાર્ટીઓની ઘણુ ખર ગમતી નથી, પણ બૉલનાં તેડાં તો કાંઇ ને કાંઇ બાહણે આપણે ઉપરા સાપરી બાહર પાડયેછ, ને એવા મેળાવડા તો આપણે ત્યાં હર વરસે ઘણા થાયછ. તમોને ડાન્સીંગ આવડેછ, લેડી વૅલૅનટાઇન?"

"ઓ ઘણું સારી રીતે," તે છોકરીએ જવાબ કર્યો; "હું એ બધાં લૅસન્સમાં પરફેક્ટ છું, પણ તમે જાંણીને અજબ થશો કે મેં આજ સુધી માહરી આખી જીંદગીમાં કોઇબી દાહડો કોઇ જૅન્ટલમૅન સાથે તો ડાન્સ કીધોજ નથી!"

"નહીં?" ડચેસ તેમજ બરટ્રાન્ડ લગભગ એકકે અવાજે મોટી અજાયબી વચ્ચે પુકારી ઉઠયાં.

"નહીં; પપા ડીઅરને એ ગમતું નથી, ને મને તેની મના ફરમાવેલી હતી; એવણને એમાં ઘણું અસભ્ય અને વાંધાભરેલું લાગેછ."

"ત્યારે અહીં આએ તરફનાં ડાન્સીંગમાં કેમ ભાગ લઇ શકશો?" ડયુકે ફકર બતાવી.

"ઓ હવે મને તેની તો રજા છે," તેણીએ હસીને જવાબ કર્યો; "પપા ડીઅરનો હુકમ છે કે અહીં તો ડચેસ મમાને જે ગમે અને જે કરવાની રજા આપે તે બધું કરવાનું,"

"પણ ત્યારે તેં પ્રેકટીસ ચાલુ રાખીછ ખરી? તેં પ્રેકટીસ કેમ કર્યા કીધી?" ડચેસે અજબ થઇને ગંભીરાઇથી સવાલ કર્યો.

"અમારાં નાઇસમાં ઘણીજ મહજાની કેટલીક છોકરીઓ છે, અને અમો અમારી છોકરી છોકરીઓની ડાન્સીંગ પાર્ટી ઘણી ગોઠવતાં રહેલાં."

લેડી વૅલૅનટાઇને હસીને જવાબ કર્યો "મૅન્ડના સરોદપર, કેટેબી અમે મદ્દથી ત્યારે, વોલ્ટઝ કર્યે. એમ તો હું બધા ડાન્સીસ ઘણાં સારી રીતે જાણું છ."

ટુંકમાં, ડ્યુક આ છોકરીથી મોહીત થયો, એમજ નહી, પણ ડચેસને પણ તેનાં દીલના અકસર, સાદાઇ ને સચ્ચાઇને વાસ્તે તે અજબ જેવી ગમી ગઇ અને વાહલી લાગી. ખરેખર એ ગડબડખોરી, ઉલટમંદ છોકરીની વાતચીત દરમ્યાન ખાણું કેમ ખતમ થયું અને કલાકો કયાં દીલખુશ ફીસમે ગબડી ગયા તે જાણે તે માદીકરાએ જાણયું પણ નહીં; અને ડીનર ખતમ થતાં વાઇન લેવાને વાસ્તે ડયુકને ટેબલપર એકલો છોડીને ધારા મુજબ બાનુઓ જ્યારે ડ્રોઇંગ રૂમમાં પાછી ફરી ત્યારે ડયુક તેનાં વાઇનનાં, ગ્લાસ ઉપર એ છોકરીનોજ ખ્યાલ કરતો તે મોટા દમામદાર ડાઇનીંગ હાલમાં ઘડી ચપકો એકલો પડયો.

તે પછી ડ્રોઇંગ રૂમમાં પાછો દાખલ થયો ત્યારે તેણે જોયું કે ડચેસ એક મોટી આરામ ખુરસીમાં અળેટાયલી હતી, અને તેની બાજુમાં એક નાના "ઑટોમાન" પર બેસીને પેલું નવું પટપટયું કાંઇ તડાકભડાક વાતચીત કરતી હતી, જે ડચેસ હસ્તે ચેહરે ઘણાં ઉમંગથી સાંભળતી હતી.

"હું ખરૂંજ કેહુંછ, હું જુઠું કોઇ દાહડે બોલતી નથી. ખરેખર તો કાંઇબી જુઠું કે ઠગારૂં હું સાંખી શકતી નથી," વૅલૅનટાઇન કેહતી હતી.

"દુન્યા બધી સચ્ચાઇપરજ ચાલી શકતી નથી, લેડી વૅલૅનટાઇન," ડયુકે એક ઉંડો નિસાસો ખેંચીને તાપસી પુરી.

"મેં દુન્યા હજી જોઇ નથી, યોર ગ્રેસ," લેડી વૅલૅનટાઇને સાદાઇથી જવાબ કરયો, "પણ મને તો જે લાગેછ તે હું કેહુંછ. હું તો ધારૂંછ કે જો મને ઠગવામાં આવે, અથવા હોય એક ને બીજું બતાવવામાં આવે, તો હું તો તેવા દીલના અસત આસામીઓને કદી માફ કરૂં નહીં!"

"કારણકે હજી તમે દુન્યા જોઇ નથી," ડયુક બજીદા થયો; "આદમીઓની જીંદગીમાં એવા બી સંજોગ બરપા થાયછ કે જ્યારે તેઓને પોતાની મરજી ઉપરાંત ઢોંગી 'એટીટયુડ' ધારણ કરવી પડેછ અને બીજાંઓનું ભલું માનીને કરવામાં આવેલી એવી ઠગાઇઓ ઠગાઇના વિભાગમાં આવતી નથી."

"હું તેમ ધારતી નથી," વૅલૅનટાઇને પાછું કહયું; અને ત્યારે ડયુક મનથી વિચાર કરવા લાગ્યો કે જો તેની નાઓમીના સંબંધની તેની માતા જોગી ઠગાઇ જાણવા પાંમે તો એ અજબ જેવી છોકરી શું ધારે ને શું કેહ? અલબત, એ ખ્યાલથી, તેનો ચેહેરો એકદમ દર્દમંદ થયો, અને વૅલૅનટાઇન તે જોઇને હદ વગરની અજબ થઇ.

"તમારો ચહેરો નાઇસના "સાલોં"માં અમે એક સેન્ટનું પીકચર જોયું તેને કાંઇક ઘણોજ મળતો આવેછ," તે છોકરીએ વાત ફેરવી નાખ-

વાની મકસદથી હસીને ઉતાવળે કહ્યું. "અમો લોકોને તો એ પીક્ચર એટલું બધું ગમ્યું હતું કે અમો બાપ દીકરી જ્યારે ત્યારે એ પીક્ચર ગેલરીમાં તે જોવાજ ખાસ કરીને જતાં હતાં."

"એ કોણુ સેન્ટનું પીક્ચર છે?" ડચેસે વાતમાં ઉમંગ લઇને પુછ્યું.

"સેન્ટ સીબેશચ્યનનું, મમા," તેણીએ જવાબ કર્યો. તેણીને 'યૉર ગ્રેસ' કેહતાં ડચેસે રોકી હતી, અને 'મમા'જ કેહેવાનો હુકમ કર્યો હતો.

"અને હું તે સેન્ટનાં પીક્ચરને મળતો આઉંછ, લેડી વલેનટાઇન?" ડ્યુક હસ્યો; "તમે એમ કહીને મને કટરાની દરીઓ બનાવોછ!"

"હું તમોને જરાબી રાજી કરવા કેહતી નથી, માહરા લોર્ડ," તે નાજનીને કેવળ નીષ્કપટપણાંથી ખાત્રી આપી, અને હસીને વધાર્યું, "મેં તમોને કહ્યું તેમ હું જુઠાંણાંને માહરાં ખરાં જીગરથી ધીક્કારૂંછ, અને જુઠું કદી બોલતીજ નથી. તમે હસોછ અથવા બોલોછ ત્યારે તમે એટલા બધા તે પીક્ચરને મળતા આવતા નથી, પણુ તમો વિચારવંત અને ચુપ હોવોછ ત્યારે તમારા ચેહરામાં કાંઇ એવું શોકાતુરપણું આમેજ હોવાનું પ્રગટ પડેજ કે જેની લાઇનેલાઇન સેંન્ટ સીબેશચ્યનનાં પીક્ચરમાંના ચેહરાને મળતી આવેછ. એ બેઉ ચેહરામાં આકાશી નુર જણાયછ, અને તે છતાં તેમાં એવું મીઠું શોકાતુરપણું સામીલ દેખાયછ કે જાંણે એ ચેહરા ઓપરથી આંખજ નહીં ઉઠાવી લઇ શકયે!"—અને તેણીએ સરયામ ભોળપણુમાં જાહેર કરેલા એ સાચ્ચા વિચારો લગાર નાજુક છતાં ઘણા સાચ્ચા તરીકે તે ડચેસ માતાનાં અને તે ડ્યુક બેટાનાં જીગરમાં ઘણાં જોરથી વાગ્યા!

"તમે મને થોડાંક સહરાગાતી ધ્યાનથી જોતાં હશો," ડ્યુકે રખે તેની માતા કાંઇ પામી જાય તે ફીકરથી હસવામાં કાઢી નાખવાની બહમત કરી; "દીલગીરીના વીચારો તો આદમીઓને અવારનવાર આવવાજ જોઇએ, અને ત્યારે તેવે વખતે દલગીરી નહી દેખાય તો બીજું શું દેખાય?"

"પણુ તમોને શાંની દીલગીરી હોય?" વલૅનટાઇ બજીદ થઇ. "ખુદાએ તમોને બધી વાતે બધાં સુખથી નવાજેલા છે, તો તમોને શાની દલગીરી હોય?

અહીંયાં બરટ્રાન્ડનાં સારાં નસીબે તે ડચેસ માતાએ પોતેજ વાત ફેરવાવી.

"તુંને કોઇ દાહડે દીલગીરી લાગીજ નથી, વલૅનટાઇન?" તે ડોસીએ હસીને પુછ્યું.

"ઓ હા, મમા, મને કેમ નહીં લાગે?' તે છોકરીએ જવાબ કર્યો, "મને માહરા પપાને વાસ્તે જ્યારે હું ખ્યાલ કરૂં ત્યારે હમેશ ઘણી દીલ-

ગીરી લાગે! મને એવણનાં જીવવાની ઘણી ફકર છે. પુશકલ બીચારા બીમાર ચાલ્યા કરેછ. ખરેખર તો મને તેથી એવણને બીચારાને એકલા છોડીને આવવાબી નહીં ગમતું હતું, પણ અંતે એવણની જીદ આગળ હું લાચાર થઇ."

"તેવણને, અલબત, તમારા વગર સોહવાવાનું તો નથીજ," ડયુકે મત ઉચાર્યું.

"ખચ્ચીતજ નહીં," ડચેસ એકમત થતાં કહયું; "તાહરી આવી મીઠી પટપટથી તેં અમોને એક રાતમાં આટલાં બધાં રીઝવ્યાં ત્યારે તે પટપટ વગર નાઇસનું તાહરૂં ઘેર તો સુનુંજ થઇ ગયું હશે, અને તાહરા પપાને જરા થઇને ગમતું નહીં હોશે!"—અને ડયુકને પણ માંહેલે ભેદે ખરાં દીલથી લાગ્યું કે હવે તો આએ છોકરી મેહલમાંથી જાય તો તેનું સદાનું શાંત અને એકાંત ઘર, જે તેની પણોતી અને વાજતા ઘુંગરા જેવી આમદથી અજબ જેવું ગાજતું વાજતું થઇ ગયલું લાગતું હતું તે, હવે તો ખેવડું ગમખ્વાર અને એકાંત લાગે!

"માહરે ત્યાં કોઇ દીકરી નથી, અને દીકરી વગર મને તો માહરૂં ઘર ખરેખર ઘણું એકાંત ને સુનું લાગેછ," ડચેસે જારી રાખ્યું. "હું તો કોઇ છોકરીને કરી લેવાનોજ વીચાર કર્યા કરતી હતી. દીકરો તે દોલત છે, પણ એક દીકરી જેવી રીતે માયની અદરકદરની થાય તેવો દીકરો, ગમે એવો હેતવંતો, થઇ શકેજ નહીં, અને જે ઘરમાં રમતાં રમકડાં જેવી દીકરી હોય તે ઘરની શાદમાનીજ કાંઇ ઓર થઇ પડેછ!

"એ બધું મનનું કારણ છે, મમા" વૅલેનટાઇન હસી; "તમોને તમારે ત્યાં દીકરી નહીં હોવાનો બળાપો છે, અને પપા તેવણના હાથ આગળ એક દીકરો નહીં હોવાનો રોજ અફસોસ કર્યા કરેછ. એ તો દુન્યાનો ધારોજ છે."—ને પછી વળી ઝટ એક વિચાર આવી ગયો હોય તેમ ઉતાવળે વધાર્યું, "પણ તમોને એક દીકરી કરી લેવાનું કારણજ શું હોય, મમા! હીઝ ગ્રેસ પરણશે ને તમારે ત્યાં વહુ આવશે તે તમારી દીકરીજ થશે કેની?"

"હા, પણ માહરો દીકરો પરણે ત્યારે કેની?" ડચેસે ઉંડા નીસાસાથી કહયું;—અને ડયુકે જોયું કે આએ વળી વાત તો નઠારૂં રૂપ પકડતી જતી હતી, એટલે તેણે તે રોકી નાંખવાની મતબલથી થોડાક ગભરાટ વચ્ચે કહયું, "હવે એ વગર અગતનાં તાહેલાં છોડો, મમા, અને લેડી વૅલેનટાઇનને કાંઇ ગાવા દેઓ. તમે કાંઇ ગાઇ સંભળાવશો, બેહન?"

"ઓ હા, ઘણી ખુશીથી," તેણીએ ઉલટમંદ જવાબ કર્યો, તે જરા પણ મચકાઇ નહીં. માન માંગવાનું કે કાલાવાલા કરાવવાનું તેણીની લાઇ-

નાંજ નહીં હતું. આપણી સીહલાંઓ, હીહલાંઓ, પીહલાંઓ ને રતન-બાઇઓને સાત સલામ ભરવી પડે, અને તેઓની પેહલાં તો તેઓ 'ના નાજ' કરે તેમાંની આ લેડી વેલૅનટાઇન નહીં હતી. તેને પોતાની હુન્નર-મંદીની ખાત્રી હતી, અને જે ખુદાઇ આશીરવાદનો દરીઆવ તેને સ્વાધીન હતો તેની મજાહ આપવાની જરૂર પડે ત્યારે સ્થળ, પ્રસંગ અને આદમી જોઇને તરત ખુશીથી તે હા કેહતી.

ડયુકે એ ઉપરથી, તરત પ્યાનાની બતીઓ સળગાવવાનો હુકમ આપવાની હીલચાલ કરી, પણ વલૅનટાઇને તેને રોકયો.

"મને બતીની કાંઇજ જરૂર નથી, માહરા લોર્ડ," તેણીએ કહયું; "હું મ્યુઝીક વગર ઘણું સારી રીતે ગાઇ અને પ્લે કરી શકુંછ; ઉલટું, નોટસમાં જોઇને વગાડવાનું તો અગવડરૂપ થઇ પડેછ!"—અને કાસલ-મેનના તે ઉમરાવે તેણીને પ્યાનો ઉઘાડી આપ્યો, જે વગાડવા ને ગાવા વાસ્તે તે ત્યાં ગોઠવાઇને બેઠી ત્યારે તેણીની ગ્રેસ અને શુસ્વરભર્યો સુરીલો હલક વખાંણતો બરટ્રાન્ડ તેની બાજુમાં પ્યાનાની ચાવીઓ પર તેણીનાં હાથનાં આંગળાં ઉડી ઉડી જતાં માન સાથ જોતો ઉભો રહયો.

એ પછી તેણીએ તહરેવાર ગીતો ગાયાં, અને છેહલે એક સ્કોચ ભજન એટલું તો અસરકારક ગાયું કે ડચેસની આંખો પણ આંસુથી ભરાઇ ગઇ, અને તેણીએ પોતાની ખુરસીમાંથી ઉઠીને, તેની આગળ આવી, પોતાની ખુશીનું અને શાબાશીનું હેતથી તેણીને એક ચુંબન કર્યું.

તે રાત્રે બધાં વગેસગે થયાં ત્યારે ત્રણે જણ એકમેકથી પુશકળ સંતોષ પામેલાં સુવા ગયાં, જ્યારે ડચેસ પોતાનાં બીછાણામાં વિચાર કરયા કરતી ઘણો વાર સુધી જાગતીજ પડી રહી. તેને અચબુચ વિચાર થયો, ને ત્યારે તે દુઆ કરતી થઇ કે ખુદા કરેને તેણીનો વાહલો બેટો બરટ્રાન્ડ આએ છોકરીની મોહીનીમાં ઘસડાઇ જાય, અને તેને પરણવા કબુલ થાય! એટલું તો ચોકકસ હતું કે આ એક છોકરીને તેણે જોઇ ને જોઇ તે છેહલા થોડા કલાકોમાં જેવી રીતે તેણીની ઉપર કાળજીવંત હેતનું ધ્યાન આપતો થયો હતો તેવું આ આગમચ કોઇબી છોકરીનાં સંબંધ કે સમા-ગમમાં તેણે કરી બતાવ્યું ન હતું; અને ત્યારે તે માતા એક ઉંડા નીસાસા સાથે પોતાના જીવને પુછતી હતી કે શું તે છતાં એ તેણીની એટલી ઉમેદ આ વખત પણ આયંદા ફલીભુત નહીંજ થશે?

———

## પ્રકરણ ૧૫ મું.

—:o:—

ડચેસે ઘણી દાનાઇથી કામ લીધું. તેણીની હવે સૌથી માનીતી મુરાદ તેણીનો દીકરો આવી એક તનોમન સકુમારી છોકરીના પ્યારમાં પડે તે જોવાનીજ હતી, પણ તેણીએ ઉતાવળી થઇને ધામટ કશુંજ કરવું નહીં. તેણીએ સબર અખત્યાર કરી, અને સંજોગોના રોહને તેનો રસ્તો લેતો જોતી તે ધીરજથી થોબી. તેણીને એ છોકરી અજબ જેવી ગમતી થઇ પડી અને વાહલી લાગતી થઇ હતી. તે સચ્ચાઇની એક પ્રતિમાજ હતી. આત્માની સ્વચ્છતા સાથે જુઠાણાનાં ધીક્કારમાં તે અજબ જેવી ઉત્કંઠીત ઉધરી હતી, અને એકબી અસત, ગમે એવું નજીવું કે હસવામાં બોલાયલું પણ, કોઇ દહાડો તેનાં હોઠમાંથી સરી પડતું જોઇ શકાયું નહીં. વળી તે કહયાગરી, મીલનસાર અને ઘણીજ તાબેદાર પુરવાર થઇ. સોસાયટીમાં રજુ કરવા આગમચ ઇંગ્લીશ સોસાયટીની રાહરસમ અને કાયદા કાનુન મુજબ ડચેસે તે નાનકડીને કેળવવા માંડી, અને કહેવાને અજબ જેવું છે કે ડચેસ જે કાંઇ બતાવતી તે તારીફલાયક સમજદારી અને સીતાબીથી તે ઉંચકી લેતી થઇ.

અને તેવામાં તેને જાહેરમાં રજુ કરવાની ડચેસને એક નહીં ધારેલી મોટી તક મલી ગઇ. માહરાણી વિકટોરીઆને ત્યાંના ડ્રૅાઇંગ રૂમ પાર્ટીનાં તેડાં બાહેર પડયાં, અને તે દહાડે લોર્ડ આરડનની આ દીલરૂબા રૂપસુંદરી બેટીને પહેલવહેલી સોસાયટીમાં રજુ કરવાનો ડચેસે મનથી નિશ્ચય કર્યો.

તેણીએ તે ઉપરથી, હવે સૌથી એ આગેવાન ઘરની એ સૌથી મોટી પાર્ટી વાસ્તે તેને બધી સમજ આપવા ને કેળવવા માંડી. તેણીએ તેની ઉપર બારીકમાંબારીક બધું ધ્યાન આપ્યું. તેના જમીનપર ઘસડાતા ડ્રેસની ટેલ કેટલી લાંબી થવા જોઇએ, ટોપીના પીછ કેટલાં ઉચાં રહેવાં જોઇએ, તે વિગેરે તે ડોસીએ પોતે બારીક ધ્યાન આપીને તૈયાર કરાવ્યું, અને રાણીને કેમ નમવું, કેમ સાઇડ વેઝના પાછળા પગે પાછળ હઠવું, રૅાયલ ફેમીલીનાં બધા સભાસદોને કેમ કુરનસ બજાવવી, તે બધું તેણીને તેણે શીખવ્યું, અને ઘણી લાયકાત સાથે તે છોકરી તેમાં કેળવાઇને તૈયાર થઇ.

તેને ઘણી ગમ્મત પડી, અને પાર્ટીને દાહડે હસ્તી આંખોએ તે ડયુકને પુછવા લાગી, "તમો નથી આવવાના–શું ?"

"નહી, મમાજ આવશે."

"ને તમે કાંય નહીં ?"

"હું કાંય આંઉ ?"

"હું તો જાણું કે તમેબી આવશોજ," અને તે એમ કહેતી હતી ત્યારે તેણીની આંખમાંની બધી ખુશાલી એક ઝટકે સમી ગયલી પ્રગટ જોઇ શકાઇ.

"માહરા વગર તમોને નહીં જવા ગમતું-એમ?" ડયુક અજબ થયો.

"તમે સાથે હોવોછ તેની મોજજ જુદી છે," તેણીએ નિર્દોષપણે કહયું; "માહરી માફક તમારામાં "હયુમર" છે. એ મોટે ઘેરનાંઓમાંનાઓ માંબી કેટલાંક ધટીંગ એવાં થાયછ કે જે વખને આપણે ગનત પામી હસી દયા વના રહીએ નહીં, અને તે જાતનો હયુમર તમારામાં મેં ઘણો જોયોછ. હું તો, તેથી, ધારતીતી કે તમે સાથે હોશો તો ઘણી મજાહ પડશે, પણ તમો નથી આવવાના તે જાણીને હું તો તો તદન નાઉમેદ થઇ ગઇ!"

"તમે શું હયુમરમાં એટલું બધું માનોછ ને સમજોછ?"

"મને તો જે લોક નથી માનતાં ને નથી સમજતાં તે લોક પર સાંબી ચીડ ચઢેછ," લેડી વૅલૅનટાઇને કહયું; "કાંઇ ઘણું બેવકુફીભરેલું બોલાય કે થાય ત્યારે બી ગોરસ્તાન જેવાં ગંભીર ડાચાં રાખવા જેટલાં લોકો જુદાં થઇજ કેમ શકતાં હશે એજ માહરી અજાયબી છે! હું તો બા મોટે સાદે હસી પડું!"

"પણ હું તો હસ્તો નથી?"

"હા, તમે હસ્તા તો નથી, પણ તમારાં મોઢાંપરથી હું જોઇ શકુંછ કે તમે અંદરખાંને હસોછ ને ગમત પાંમોછ!" તે છોકરીએ જવાબ કર્યો. "અલબત, કાંય તમે હસ્તા નથી તે મને સહમજ નહી પડતું! એવું તે શું છે જે તમે એટલા ગંભીરને ગંભીર રેહોછ-ગંભીર બલકે શોકાતુર!"

"શોકાતુર? જરાબી નહીં!'

"શોકાતુર નહીં તો ગંભીર ને વીચારવંત," તે છોકરીએ હઠ લીધી; "તમો જરાબી એખલા પડોછ તો વીચારવંત થઇ જાઓછ, ને તમો શાંનો દાહડો ને રાત એટલો બધો ગંભીરાઇથી વિચાર કર્યાં કરતા હશો તે મને સમજ નહીં પડતી! એમ છતાં આપણી અસલ વાતપર પાછાં આવતાં હું તો કેહુંછ જે તમે નથી આવવાના તેથી માહરી ધારી રાખેલી બધી મોજજ મરી ગઇ અને ઉલટજ લુટાઇ ગઇ!"

ડયુક પર આ પ્રમાણીક શબ્દોથી ઘણી ઉંડી અસર થઇ. આજ વેર કોઇ તેને વાસ્તે હેતથી એમ કાળજીવંત થયું નહીં હતું; તેની વાહલી નાઓમી ગુમ થઇ જવા પછી તેને આવાં હેત ને કાળજીનો તો જાણે ઓર તોજ રહી ગયો હતો!

"હું જો જાણુતે કે તમોને મ્હાહરૂં એટલું બધું સાથે આવવાનું ગમેછ તો હું જરૂરજ આવતે," તેણે દીલગીરીથી કહયું, "પણ હવે હું આવવા

મન કરૂં તોબી આવી શકતો નથી."

"કાંય?"

"હું ના લખી ચુકયોછ તેથી. રૉયલ ફૅમીલીનાં તેડાંના જવાબમાં એક વખત ના લખાઇ જવા પછી આપણે જઇ શકતાંજ નથી. એ એટીકેટ નથી," ડયુકે નરમાસથી સમજાવ્યું; "પણ તમારે નાઉમેદ થવા જેવું એમાં કાંઇ છેજ નહીં. હું ડીનર લેવા ઘેરજ આવશ, અને આજે મોડેથી ડીનર લેવાતું એટલે તેટલાં તો તમો લોકબી આવી ગયાં હશો, અને તમો તમારા એ નવીન અનુભવની બધી માહરી આગળ વાત કરશો તેથીબી આપણને ઘણી ગમત મળશે."

"તે તો મળશેજ, પણ તમે સાથે હોતે તો તેની વાતજ જુદી!' વૅલૅનટાઇને ઉદાસીભરી નિરાશીથી કહયું; "વારૂં, પણ કાલે લેડી બૅલફૉર્ડને ત્યાં બૉલ છે, ને મમા કેહતાં હતાં કે આખી સીઝનમાં ત્યાંના બૉલ સૌથી સરસ લેખાયછ, ત્યાંબી તમે આવશો કે ત્યાંબી નહીં?"—અને જવાબ વાસ્તે હદ વગરની આતુરતાથી તે જવાન ડયુકના ઉમરાવી તોર-ભરયા સોહામણા મુખડામાં તેણીએ જોયું.

"ત્યાં તો હું આવવાનોજ છેઉં; મેં હાજર લખેલું છે," બરટ્રાન્ડે ધીરજ આપી, અને વૅલૅનટાઇનનો નાઉમેદ બનેલો ચેહેરો એક તાજાં કમળ પેરે ખીલી રહયો.

"ત્યારે એ તો, ખરૂં કેહું તો, હર મોસ્ટ ગ્રેશીઅસ મૅજેસ્ટીને ત્યાંના આજના ડ્રોઇંગ રૂમ કરતાં આવતી કાલ રાતના લેડી બૅલફૉર્ડને ત્યાંના બૉલમાં મને ઘણી વધારે ગમત પડશે," તેણીએ ઉલટમંદ કહયું; પણ ઓળ્યો ભોટ બરટ્રાન્ડ તો કાંઇ સમજયોજ નહીં.

તેને તો એમજ લાગ્યું કે આ છોકરી એક રમતયાલ બચ્ચાં જેવી હતી, અને તે તેણીની સાથે જાય તો મસ્તી મજાકની ઘણી મજાહ પડે વાસ્તેજ તે તેને બધે સાથે ઘસડવા ચાહતી હતી. તેને એમ તો લાગ્યુંજ નહીં કે તે કુમારીકાનાં બાળક જીગરમાં તેને વાસ્તેના એક મજબુત પ્યારે વાસો કરવા માંડયો હતો, અને તેથી તેના વગર કેથે પણ જવાનું તેણીને બીલકુલ ફસવાદયું—સુનકાર અને અંધકાર જેવું લાગતું હતું! તેને જો કોઇ એમ કેહતે તો તે હસીજ પડતે અને કદી માનતે નહીં.

માહરાણી વિકટોરીઆને ત્યાં "ડ્રોઇંગ રૂમ"ની પાર્ટી, થવીજ જોઇએ તેમ, એક નામાંકાત ફતેહ પુરવાર થઇ, અને લેડી વૅલૅનટાઇન તેણીની હદ બાહરની ખેંચાણકારક ખુબસુરતીના પ્રતાપે ઘણી ત્યાં ઓવારમોવાર થઇ. બધાં તેની આંખ આંજી નાખનારી સુંદરતા જોઇને જાંણે છકજ થઇ ગયાં, અને બૈરાંઓ જેઓ મોટે ભાગે અદેખાં અને ખોડખાપણ કાઢનારાં ખોરીઆંઓ

કહેવાય છે, તેઓ વટીક આજે એકમી એબ કે ખામીરહીત સુંદરતાથી અજબ થયાં અને જળી ગયાં.

"લેડી બેલફર્ડને ત્યાંનો બોલ હંમેશ માહરાણીજીને ત્યાંનાં "ડરોઇંગ રૂમ" પછી બીજીજ રાત્રે કરવાનો રવૈયો થઇ ગયો હતો, અને વેલેનટાઇનની મોહક ખુબસુરતીએ એટલું મોટું "શેનઝેશન" ઉભું કર્યું હતું કે એ બોલને વાસ્તે જુવાન્યાઓને કાંઇ અજબ ઉલટ રહી, અને બધા તેણીની સાથના એકકે ડાન્સ માંગી લેવા વાસ્તે મરી પડતાજ ત્યાં આવ્યા હતા.

આગલે દીવસથીજ રાણીને ત્યાંની ડ્રોઇંગ રૂમ પાર્ટીમાંથીજ—તેઓ પોતાનું માન ઉતરી ગયલું હોવાની જાણે મેખ મારી આવી હતી, કેમકે તેમના પર જે હંમેશ મોટાં અધાંધધાં થતાં હતાં તે એ રાત્રે લોર્ડ આરડનની ચહેરેનમૂન બેટી માટે ઘણાં વધારે મોટાં પ્રમાણમાં થતાં જણાયાં, અને બીજે દીવસે સઘળાં સોસાયટી પેપરવાલાઓએ એ "ડ્રોઇંગ રૂમ" નો હેવાલ લેતાં લેડી વેલેનટાઇન આરડનની ખુબસુરતીની તારીફમાં કોલમો ભરી નાંખી હતી. તે દાહડે તેણીનું પહેલું "પ્રીઝેનટેશન" તે મોટાં દમામદાર મેળાવડામાં થયું હતું.

---

## પ્રકરણ ૧૬ મું.

—:૦:—

લેડી બેલફર્ડ મોટી મગરૂરી સાથે પોતાનાં એ માનવંત પહરોણાંના "ત્રાયો" ને આવકાર આપવા સાંમી દોડી. તે એક એવો ગ્રુપ હતો કે જેની સુંદરતા ચીતારવા એક રાજ કવિની કલમ કે કોઇ બાહોશ ચીતારાની પીછીજ જોઇએ, અને એવાંઓએ તેના મેળાવડામાં આવવા હા લખી હતી એ તે બાનુની ખાસ મગરૂરી હતી.

"હું વધારે ખુશી એટલા વાસ્તે છેઉં," લેડી બેલફર્ડ પોતાની એક કોઇ કાંઉન્ટેસ સહીના કાનપર પડીને પછીથી કેહતી હતી, "કે ડયુક પોતે આપણા આજના મેળાવડામાં હાજર થયો! એ તો કેઠે જતોજ નથી. હરએસ તો કહેછ કે વરસોથી કાંઇક ગમી એનાં દીલપર ઘેરો ઘાલી એવી રીતે ચીટકી ગઇછ કે એને કશાંમાં મજાહ મળતીજ નથી, અને એ મોટે ભાગે તો ગમે એવા મોટે ઘેરના તેડાં આણાં કબુલ રાખતોજ નથી. એટલા વાસ્તે એણે આજે અહીં આવીને આપણને ખરેખર ઘણું માન આપેલું કેહવાય."

"હવે તું બી અમથી એમ ચીબીચાબી કાંય થતી હશે, મેરી?" કાઉન્ટેસે તેને હવારી ખાધી, તેઓ બંને જીવેજાનની સહીઓ હતી અને એક

ઘર જેવું જ તેઓ બે વચ્ચે નાતું હતું. "તું શું એમ કેહવા ને સમજાવવા માંગેછ કે ડયુક તાહરે ખાતર આજ રાતની તાહરી પાર્ટીમાં આવ્યો અને હાજર થયો ?"

"ત્યારે તું શું ધારેછ ?"

"અમથા વસા ના ગુમાવ," કાંઉન્ટેસ હસી; "દેખીતું છે કે એ પોરીઓ આએ નાઇસથી આવેલી પોરીપર પાંઉ માખન થયલો છે, અને તેને લીધે તેને ખાતરજ આવ્યોછ. બેઉ એકમેક પર કેટલું ધ્યાન આપેછ તેજ તું નહીં જોઇ શકતી ? એ બેઉની દુન્યા એકમેકમાંજ ખતમ થતી હોય તેમ એ લોકો આપસઆપસમાં ધરાંપરાં કર્યા કરેછ, અને બીજા દુકતા દુકતાઓ અમથા એ પોરીપર એોઢાઇ પંથરાઇ જઇને અટવાઇ મરેછ ! તે કોઇ તરફ તો જરા થઇને ધુરીને જોતીબી નથી !"

પેલા હાથ પર, આ બધું "સેનઝેશન" કરનાર એ ખુબસુરત છોકરીને—ગામરેની ગોરીને—તો તેણીની એ અપાર ખુબસુરતીએ નીપજાવેલા ગણગણાટ, ગરબરાટ અને અદેખીઓના ખીજવાટનો કોઇ દુરનો ખ્યાલ કે સ્વપ્નોએ ન હતો ! તેનાપર અધાંધધાં ઘણાં થયાં, અને તે ઘણી અજબ થઇ. તેને સમજજ નહીં પડયું કે કાંય આ તેનો કેવળ નવીન અને પેહલો અનુભવ હતો. આજ સુધી એવા એક બૉલમાં આખી જીંદગીમાં તે કોઇ દાહડો ગઇ કે હાજર થઇ નહીં હતી.

"તમે હવે માહરી આગળથી જરાબી ખીસતા ના, બરટ્રાન્ડ, નહીં તો હું ઘણી નરવસ થઇ જવશ," તેણીએ માંગી લીધું; "મને તો કાંઇ સમજજ નહીં પડતું કે આએ મોટે ઘેરનાં બધાંઓ કાંય એટલી બધી ખુશામદ કરતાં હોશે, અને શાનાં મને એમ નમતાં હોશે !"—અને તે કેવળ નિર્દોષતાનું જોતાં દીલ જખમાવી નાંખે એવું મીઠું હસી, કે જે તેણીનું અજબ જેવું છોકરવાદી ભોળપણ, બની શકે તો, ડયુકને વધતો બેતાબ કરતું હતું.

"માહરો પેલો ડાન્સ તમારીંજ સાથે છે તે યાદ છે કે ?" વળી જરા વારે તેણીએ તે જવાન ઉમરાવને યાદ કરાવ્યું.

"હું તે ભુલી જઇ શકુંબી ખરો ?" ડયુક હસ્યો.

"એ માહરી પેહલીજ કોપેશ એક ગ્રહસ્થ સાથે જાહેરમાં ડાન્સ કરવાની થશે, અને તેથી હું જો કોઇ સ્ટેપ ચુકું અથવા ભુલ કરૂં તો ઘણી મેહેરબાનીથી મને સમાલી લેજો અને માફ કરજો," તેણીએ માંગી લીધું.

"તમો ભુલ કરોજ નહીં; તમે ભુલ કરવાને વાસ્તે સરજાયાંજ નથી, વેલેનટાઇન," તે ઉમરાવે ખરાં દીલના જોશથી કહયું, અને તેજ ખરું

આવ્યું. જો કે તે છોકરીનો આ જાહેરમાં એક ગ્રહસ્થ સાથે પેહેલોજ અનુભવ હતો, તો પણ તે જરાબી નરવસ થઇ નહીં, અને તેને એક પણ ધામટ કર્યું નહીં, જ્યારે તે પોતે આ ડાન્સથી પરમ સંતોષ મેળવી શકી હતી તે તેણીના ગોરા ધતમારા ચેહરા ઉપર જે તાજગીનાં ગુલાબો ઝળકી રહયાં હતાં તે ઉપરથી સ્પષ્ટ જોઇ લઇ શકાતું હતું. વળી ડયુક પોતે ઓછો રાજી થયલો લાગતો નહી હતો. તે ગુલબદનની વળ ખાતી નાજુક કમ્મર આસપાસ ટેકો આપવાનો જે હાથ તેણે આપ્યો હતો, તે સુખદ સ્પર્સ અને અરધું આલીંગણ આ નાજનીનોની નાજનીનના સંબંધમાં તેના ઉપર કાંઇક અજબ અસર ઉપજાવી શકયાં હતાં!

"મને આએ નવો અનુભવ ઘણો ગમ્યો," ત ડાન્સ ખતમ થયા પછી આસાએસ સારૂ જ્યારે ડયુકે તેને બાજુના એક સોફાપર લઇ જઇને બેસાડી ત્યારે તે હર્ષીત જીગરે બોલી; "છોકરીઓ સાથે ડાન્સ કરવા કરતાં ગ્રહસ્થો સાથે ડાન્સ કરવામાં આજેજ હું જોઉંછ કે કાંઇ અજબ મજાહ અને ઉલટ મળી શકેછ!"—અને વળી બચ્ચાંસહી નિર્દોષતાથી જે મોહડાંપર આવે તે ખરેખરૂં તડાક ભડાક કહી દેવાનું તે નાહની છોકરીનું એ બોલપણ ડયુક ઓફ કાસલમેન સાચ્ચાં દીલથી વખાંણ્યા વના રહી શકયો નહીં.

"પણ મેં કાંઇ ભુલ કીધી ખરી?" તેણીએ આતુરતાથી પાછું પુછયું; "મને ખરૂંજ કેહજો."

"હું બને ત્યાં સુધી તમારીજ માફક ખોટું કદી બોલતો નથી," બરટ્રાન્ડે હસીને કહયું. "તમે ભુલ કરવા વાસ્તે સરજાયાંજ નથી. જો કહી શકાતું હોય તો હું તો એમ કહું જે તમો એક ફીરેસ્તા જેવું સંપુર્ણ નાચી જાંણોછ, પણ ફીરેસ્તાઓ નાચતા નથી, એટલે માહરે એમ બોલાવું નહીં જોઇએ. અને હું એટલુંજ કહેવશ કે તમારી આખી જીંદગી તમે રોજ મોટે મોટે ઘેરના બૉલમાં હાજરી આપીને ગુજારી હોય તેટલું બધું તમારૂં ડાન્સીંગ એકબી ખામી રહીત છે!"

"ખરેખર? ઓ, હું એ સાંભળીને કેટલી ખુશી થઇ!" તેણીએ બચ્ચાં સહી ખુશાલીથી કહયું, "ત્યારે પ્રીન્સ જયોર્જે બીજો ડાંન્સ માંગી લીધેલો છે તે હું તેને આપું ખરી?"

"તમે નામ લખાવીજ લઇ ચુકયાં હોશો તો હવે ના કેમ કહી શકવાના છો?" ડયુકે કહયું, "જોકે હવે ખરૂં કહું તો હું તો પ્રીન્સને વાસ્તે થોડાક અદેખો પડશ!"

તે છોકરીના ચહેરાપરનું તેજ, એ સાંભળતાં, સમી ગયું.

"ત્યારે પહેલેથીજ મને કાંય નહીં કહયું!" તેણીએ ઘણી મોટી દીલગીરીથી જવાબ કરયો; "હું કોઇબી બીજાને બાકી ડાન્સીંગ કબુલ

થતેજ નહીં. મને તમારી કંપનીમાં અને તમારી સાથનાં ડાન્સીંગમાં જે સુખ થાય ને માન મળે તેવું કોઇ શાહજાદા, રાજા કે શાહનશાહની કંપનીમાં પણ માહરી ખાત્રી છે કે મને નસીબ થવાનું નથી!"

બરટ્રાન્ડ આ સાંભળી ખરાં દીલનાં હેતનું હસ્યો.

"મને જોવા દેઓ તમારી તેબલેટ,"—અને તેણીએ તરતજ પોતાની પાસની તે સ્લેટ કાઢી આપી, જે ઉપર તેણે જોયું કે બૉલમાં જે જે મોટા આસામીઓ હાજર હતા તે બધાઓએ, તે પોતે જરા આસપાસ બીજાંઓને મળવા ભેટવા ખસ્યો હતો તે દરમ્યાનમાં, એકેક ડાન્સ આ છોકરી પાસે માંગી લીધેલો રીઝર્વ કરી રાખ્યો હતો!

"ફકત છેલ્લા ત્રણ "વોલ્ટઝ" આએ ટેબલેટમાં તો ખાલી છે," તેણે થોડીક નાઉમેદીથી કહયું, અને તરત વધાર્યું, "મને એ ત્રણે ત્રણ પર માહરી સહી મુકવાની રજા છે?"

"અમે તો બધાજ તમે લઇ લેઓની?" વેલેનટાઇન હસી. "મેં તમોને કહયુંની, બરટ્રાન્ડ, તમારી સાથે ડાન્સ કરવામાં મને જે મજાહ મળે તે બીજા કોઇ સાથે મળવાની નથી!"

"તોપણ એંગેઝમેંટ તે એંગેઝમેંટ! તમે સહી લઇ ચુકયાંછ એટલે હવે તેઓને ના તો કહેવાયજ નહીં."

"નહીં?" વેલેનટાઇને થોડીક દેખીતી નાઉમેદીથી પુછયું.

"ખચ્ચીતજ નહીં," ડયુકે હેતથી સમજ આપી; "એ એટીકેટ નથી."

"ત્યારે એ લોકોને એટલા ઉતાવળા થવાનો હકજ શું હતો?" વલેનટાઇને ફરીઆદની ઢપે અરધું રડી દઇને કહયું; "મને બધાએ ઘેરી લીધી, અને એકેક પછી ગભરાવી એટલી નાંખી કે કોઇને ના કહેવાની હું તો સુધ્ધી ધરાની શકી નહી!—જયાં સુધી કે તમે આવીને માહરો છુટકો કીધો!" અહીયાં બીજા ડાનસનું મ્યુઝીક વાગતું થયું અને પ્રીન્સ જયોર્જે હસ્તે ચેહરે આવીને પોતાની દાવાદારી રજુ કરી, એટલે અરધા રડમસ ચેહરે તે છોકરીને તેના જોડે જવુંજ પડયું!

"મેં તો એ આવી ને આવી ધાર્યુંતું કે તુંને ને મને એ પોરી ઢાંકીજ નાખવાની, અને આપણાં માન ઉતરી જવાનાં!" એકે કહયું.

"તેવું કાંઇ ધારતીજ ના," બીજીએ સધ્યારો આપ્યો; "એને બધાઓને આજે કડક એવી આપેલી છે કે બધા ખભરી ફફરી રહેલા છે, અને તેથી એ કાંઇ જીત મેળવે એવું છેજ નહી. એ પોરીનો બધો જીવજાંન તો કેઠો કીઝ ગ્રેસમાંજ ભરાયલો છે. પ્રીન્સ જયોર્જે માહરી સાથના

ડાન્સ વખતે ખભડી ફરફડીને વાત કરતા હતા. કેહેજે માહરી જોડેના ડાન્સમાં એ પોરીએ જરાબી મજાહ લીધી નહીં, અને ડોળા તો ડયુક ઓફ્ કાસલમેન બીજી એક સાથે ડાન્સ કરતો હતો તેની ઉપરજ ચીટકાવી મુકેલા!"

એમ છતાં એટલું તો ખરૂં કે લેડી બાલફર્ડને ત્યાંના બૉલમાં આ છોકરીનાં આગમને મોટી ઉલટ ફેલાવી, અને હરેક મોઢે તેણીની દીલકસ ખુબસુરતીનાં વખાણનાંજ ગીતો ગવાયાં. વળી બીજે દાહાડેનાં પેપરોમાં પણ એ બોલના વીગતવારે લંબાણ હેવાલો છપાયા, અને તે હેવાલમાં લેડી વૅલેનટાઇન આરડનની સુંદરતા, ડાન્સ કરવાની ઢબ અને તેણીના પોષાક વગેરે પર લખતાં તે લેખક બાહદુરો ધર્યા ધરાઇ શકાયા નહીં હતા!!

---

## પ્રકરણ ૧૭ મું.

—:o:—

દીનપ્રતીદીન ડયુક અને વૅલેનટાઇન એકમેક તરફ્ જાદુકના સમાગમથી કાયમનાં ખેંચાતાં રહયાં. તે છોકરીને રૂડ કાસલના મહેલમાં હવે અજાણ્યું કે પરાયું જરાએ લાગતુંજ નહીં હતું. તે એ ઘરની દીકરી હતે તોપણ એથી વધારે ઘેરીતી બારીતી નહીંજ થઇ શકતે! તે મનને ગમે ત્યારે ડચેસના "બુડવોર" માં કે ડયુકની લાયબ્રેરીમાં એકબી આનાકાંની વગર બેખોફ્ ઘુસી જતી, કેમકે તે જાંણતી હતી કે તેઓ બંને તેને સાચ્ચાં હેતથી ચાહનારાં હતાં, અને તેઓને તે "ભલે આવીજ" લાગવાની હતી!

કોઇપણ મુશકેલીમાં કે કાંઇબી ખુલાસો શોધવાનો હોય હોય તો તરત તે ડયુક પાસે દોડી જતી. જો તે કાંઇ વાંચતી હોય અને તેમાં તેને કાંઇ ધ્યાન ખેંચવા જેવું મળી આવે, અથવા કાંઇક નહીં સમજ પડવા જેવું લાગે, તો તરત તે ડયુકનેજ તે બાબે પુછવા જતી, ડચેસનો ખ્યાલ તો તેને થતોજ નહીં!

એક બે વખત તો ડચેસે જરા હીંમત કરીને વૅલેનટાઇનને ધમકાવી અને રોકીબી ખરી!

"એમ બધાંમાં "બરટ્રાન્ડ" "બરટ્રાન્ડ" નહીં કર્યા કરીએ, દીકરી; તે સારૂં નહીં લાગે."

"કાંય સારૂં નહીં લાગે, મમા?" તે છોકરી અજબ થઇ; "આપણા દીલમાં જે ખરૂં લાગે તે ખરૂં આપણે કાંય નહીં કહીએ ને કરીએ?"

"કેટલીક વખતે એમ ખરૂંબી તડાકભડાક કહી દઇ શકાતું નથી," ડોસાંએ સમજાવ્યું. "કોઇ કાંઇના કાંઇ અર્થ કરી જાય. વળી બધેજ જવામાં

તું હીઝ ગ્રેસને સાથે ધસડવા માંગેછ તેની કાંઇ સારૂં નહીં લાગે. લોક સારૂં નહીં બોલે."

"ત્યારે તમારાં ઇંગ્લાંડનાં લોક ખચ્ચીત કરીને દીલનાં જુઠાં હોવાં જોઇએ! તેણીએ હીંમતથી અને થોડાક તીખાસથી જવાબ કર્યો.

"લોકની નહીંબી દરકાર કર્યે, તોબી આપણને આપણી 'ડીગનીતી' સંભાળીનેજ કામ લેવું જોઇએ," ડચેસે જારી રાખ્યું; "માટીડાઓને બધેજ પુછડે બાંધીને આપણી મોજ કે સગવડ સારૂં સાથે ધસડવા માંગે તો તે લોક પોતાનાં કામકાજપર ધ્યાનજ કેમ આપી શકે? આએ કાલનોજ દાખલો જોની! એ રોકાઇ ગયો ને ઘર નહીં આવી શકયો તો આપણે એની વાત જોયા કરતાં ફરવા જતાં નાહેકનાં રહી ગયાં!"

"તેમાં હું તો કાંઇબી ખોટું નથી જોતી, મમા," તે છોકરી બજીદ થઇ; "એવલ વગર આપણે જઇએ અને ઍનજોય નહીં કરી શકીએ તે કરતાં ઘરમાંજ રહીને સાંહજ તોડી પાડવાનું શું બેહતર નહીં લાગતું? મને ખરૂં કહેવો, માહરા સમ, તમોને નહીં લાગતું; મમા ડીઅર, એવલ સાથે હોયછ ત્યારે સુરજબી વધતાં તેજથી પ્રકાશેછ, અને હવાબી વધતી જયાદા ખુશબોદાર બની જાયછ?"

"તું તો ગાંડી થયલી છે!" તે માતાએ એક નીસાસા સાથે હવે આએ બેફાયદા તકરાર આગળ લંબાવવામાં સાર નહીં જોઇને, તેની આગળથી ખસી જતાં કહયું, અને તેણીએ જોયું કે એક ગંભીર ખરાબી થતી અટકવાનો બધો આધાર હવે તો બરટ્રાન્ડ આએ છોકરીને પરણવાની ઉમેદથી ચાહતો થાય તેપરજ આવીને લટકેલો હતો!

પેલા હાથપર, ડયુક જોકે એ મુજબ આ છોકરી સાથે હદ વગરનો ભેળાતો સહેલાતો થયો હતો, તોપણ ઇનસાફની રાહે એકદમ કહી દેવું જોઇએ કે તે તેની નાઓમીને અને બેટાને જરાબી પોતાનાં દીલથી ભુલ્યો નહીં હતો, અને તે વાહલાંઓને ચાહે કે ખ્યાલે વીસારી આપવા અથવા દગલબાજ થવાની તેની કશીજ નઇયત નહીં હતી. કમબખ્તી એ હતી કે તે વાહલાંઓનો હજી તુલક કશોજ પત્તો મળી શકતો નહીં હતો. ખરીજ વાત કે સોલીસીટર મીં૦ રસ્કીન તરફના સમાચાર અવારનવાર તેને લખાઇ આવતા રહયા હતા ખરા, પણ તેમાં નવું કશુંજ આવતું નહીં હતું. પેલો ડીટેકટીવ હજી તેની ચાંપતી જુસ્તેજોમાં હતો, તેજ તે ઉપરાસાપરી લખાવતોનું તાતપર્ય હતું; પણ તેથી જયાદા કશુંજ નહીં! એમ છતાં નાસુરાદ ડયુક હજી નાઉમેદ થયો નહીં. એ તો ખરૂંજ છે કે નાઓમીને વાસ્તેનો તેનો પ્યાર અને તેણીની જોડેનાં લગન બંધનકર્તા નહીં હતે તો તે આ

છોકરીને જરૂર પોતાની ધણીઆણી બનાવને; પણ એ ગમ્મુજરી તે પ્રમા ણીક જવાન પોતાનાં દીલથી વીસારીજ શકતો નહીં હતો. તે વાહલી વૅલેન ટાઇન જોડે જો કે ઘણો વીંટલાયો કરતો હતો, અને તેની દીલખુશ કંપનીમાં ઘણી મજાહ લેતો થયો હતો, તોપણ તે બાળાજોગું તેનું વર્તણુ તમામ શુધ્ધ હતું, અને એક બેહનના પ્યારથી જ્યાદા તે તેના જોડે કશું વરતતો નહીં હતો. તે નેકીભર્યા જવાંને પોતાના મનથી, તે છોકરી તેને ઘણી ગમી ગયલી હોવાને લીધે, તેને પોતાની બેહનજ માની લીધી હતી.

તે પછી એક દાહડે ઘણે લાંબે વખતે એક પાર્ટીમાં પોતાનાં મુદ્દઇ એવરલીવાલાંઓ સાથે એ કાસલમેનવાલું કુટુંબ પાછું એકઠું થયું. એ દહાડે લેડી એવરલીના નાકનાં ફીફડાં મગરૂરીથી ઉડી ઉડી જતાં હતાં, કેમકે તેની એક બેટી લેડી બ્લાન્ચ લોર્ડ ડીકન નામના એક જવાન જોડે અદરાઇ હતી. તે જવાન થોડોક બેરસલ્લાહજ હતો, અને લોકો તેની અકકલ વાસ્તે કાંઇ સારૂં માનતાં નહીં હતાં; પણ લારા એવરલી તે કતરાને દરીઓ દેખાડતી હતી! તેના પૈસા, તેનાં ઉંચ ખાનદાન અને ઉંચા સદગુણોની તારીફ તે એટલી ઉંચકાઇ ઉફનાઇને લોકો આગળ લલકારતી રહી કે તેઓ ખરે મને કંટાલી ગયાં.

લેડી એવરલીએ ડયુક જોડે પોતાની એકાદ દીકરીનું ગોઠવવા વાસ્તેની ઉમેદ અને ગણત્રીપર તો પુરેપુરો પુરોજ મુકયો હતો! એક પાર્ટીમાં તે જવાંને એ છોકરીઓપર થોડુંક ધ્યાન આપતો હોવાનું કરી બતાવ્યું ખરૂં અને તેથી તેણીનાં દીલમાં એ ઉમેદ બરપા થઇ હતી ખરી, પણ ત્યાર પછીથી લાંબા વખતના ગાળા સુધી તેણે તેવું દીલ પાછું કશુંજ બતાવ્યું નહીં, એટલે તેણીની ઉમેદનો એ અમળો ધસી પડયો હતો. તે ઉપરાંત, વળી, તેને ત્યાં નાઇસથી લોર્ડ આરડનની દીકરી લેડી વૅલેનટાઇન મહેમાન આવી હતી, અને તેના જોડે તે પુશકળ ધરાંપરાં કરતો થયો હતો એ વાત પણ તેને કાંને જઇ ચુકી હતી, અને તે વધતી નાઉમેદ થઇ હતી.

હવે તો સાસું તેને થોડુંક બીહીવાનું થયું હતું. ડયુક હવે કદી પરણશેજ નહીં, અને તે વારસ વગર મરી જવાથી તેણીનો દીકરો આર- થર એ મોટાં ડયુકદમનો માલેક થશે, એ તેણીની સૌથી માનીતી ઉમેદ અને ગણત્રી હતી, તેમાં વૅલેનટાઇનને લગતી જે વાત તેણે સાંભળી હતી તેથી હવે થોડોક ક્યાસ પેદા પડતો તેને લાગતો હતો. એમ છતાં એ ઉમેદ વાસ્તે તે કાંઇ છેકજ હીંમત હારી બેઠી નહીં હજી તો "આગે આગે ગુરૂ જાગે" તેવો મામલો હતો. પરણવાનો ઇનકાર અને અનાદર કરી બેઠેલા ડયુક આ છોકરી પર થોડુંક ધ્યાન આપતો થયો હતો તેથી તે એ છોકરીને

પરણશેજ, અને પરણીને એક બેટાનોજ બાપ થશે એમ ગાંઠ મારી મેળવાને વાસ્તે કારણજ શું હતું? કાંય નહીં તે હજીબી પરણેજ નહીં? કાંય નહીં તે પરણે તોપણ તેને ત્યાં કાંઇ ફરજંદ થાયજ નહીં? કાંય નહીં છોકરીઓનોજ બધાં ફરજંદ થાય? કાંય નહીં એકાદો છોકરો જન્મે તે પણ ટુંક આવરદાનોજ જન્મે?—અને એ બધી ડાહપણભરી દુરઅંદેશી તેને નામુરાદ કે નાસબર થતી હજી સુધી બચાવી લઇ શકતી હતી! તેનો બેટો આરથર પોતેજ કાંય નહીં વચમાં મારી જાય એવો ભય કે ખ્યાલ તો તે હેનક ઓરતને, જાણે તે છોકરો અમ્મરપટો માંગી લઇ આવ્યો હોય તેમ, કોઇ દાહેડો થયોજ નહીં!!

તે ડચેસે આગળ પણ લાહેરી મારવા ખંચાઇ નહીં, અને ડચેસે અરધા અણુકાના તોરથી કહ્યું, "હા, હુંબી ઘણી ખુશી થઇ. લાયકને ઘણું લાયક મળ્યું. તમારી દીકરી બ્લાંન્ચ ઘણી મજાહની છોકરી છે, ને તેને એક એવો વર મળ્યો તે ઘણુ ખુશી થવાજોગ છે. હું તમોને મુબારકબાદી આપુંછ."

"ને હુંબી તમોને મુબારકબાદી આપું ખરી કેની?" લેડી એવરલીએ ફજેત જેવું હસીને ચોખો ચાંપી જોયો.

"મને મુબારકબાદી શાંની?" ડચેસે કાંઇજ સમજી નહીં હોય તેમ સવાલ કર્યો જયારે ખરેખર તો હાજ કહીને તે પોતાની આએ શતરનું કોહોવાડી શકતી હોતે તો તે કોહવાડવા અને તેને નામુરાદ કરવા વાસ્તે તે પોતાની અરધી દોલતબી આપી દેવા રાજી થતે! પણ જે વાતનો પાયોજ નહીં હતો તે ખરી તરીકે આએ ફાટેલાં ઢોલ આગળ કેહવાની તે હીંમતજ કેમ કરી શકે?

"કાંય, વળી અજાણાં કાંય થાવોછ, ડચેસ?" લેડી ઍવરલી થોડીક તરડાઇ; "આખું લંડન જે જુવેછ ને જાંણેછ તે તમે કાંઇ જાંણતાંજ નથી એમ કે! હીઝ ગ્રેસ લેડી વૅલેનટાઇન આરડનપર પુશકળ ધરાંપરાં કરતાં થયાછ તે બધું અમસ્થુજ છે શું?"

"હું તો તેમાં એવું કાંઇબી જોતી કે જાંણતી નથી," ડચેસે તુચ્છકારથી કહ્યું, "અને એવી પાયા વગરની વાત હું કરતી નથી!" અને તેણીએ મોટા અફસોસસાથે જોયું કે તેણોનાં એમ કેહવાથી તેણીની વેરસી મુદઇ ઘણી ધીરજ પાંમેલી દેખાઇ. તેને ખાત્રી આવી ગઇ. જો જરાબી વાતમાં વજુદ હતે તો ડચેસ તો, તેને તેની ઉમેદોમાં નામુરાદ કરવા, સામું ચાર ચાસણી વધારીનેજ હજી કેહતે; પણ તેજ જ્યારે છચણીને નાજ કેહતી હતી, ત્યારે તો ડયુકનાં લગન વાસ્તે તેને ફીકરમંદ થવા જેવું

કાંઇ હતુંજ નહીં એમ જોય તે લુચ્ચી અને સ્વાર્થી ઓરતને ઘણું સુખ થયું, જ્યારે ડચેસ પોતે પોતાનો ગુસ્સો અને ધીક્કાર જરાએ છુપાવ્યા વગર તેની આગળથી ખસી ગઇ.

---

## પ્રકરણ ૧૮ મું.

———:૦:———

ડચેસ, એ પછી, લેડી લારા ઍત્રરલીએ છેડી મુકેલા તેણીના ગુસ્સા વચ્ચે પાધરી જ્યાં વૅલેનટાઇન એક કોઇ છોકરી સાથે વાત કરતી ઉભી હતી ત્યાં ગઇ.

"તું બે મીનીટ માહરી સાથે વાત કરવાની ફાજલ કરી શકશે, દીકરી વૅલેનટાઇન?" તેણીએ તેને એક બાજુએ બોલાવીને સવાલ કર્યો.

"ઓ, કાંય નહીં, મમા ડીઅર?" તે છોકરીએ સાચ્ચાં દીલનાં હેતથી કહયું. "તમે માંગો તેટલો વખત! મને અહીં તમારા અને ડયુક સિવાય બીજાં કોણુની પરવાહ.

"ત્યારે હું તુંને એમ કહેવા આવીછ," ડચેસે તેને એક સોફાપર બેસાડીને કહયું—અને તેણીનો અવાજ વૅલેનટાઇને કોઇ દાહડો નહી સાંભળેલો એટલો બધો ગુસ્સાભેર, ગુંગલાયલો અને કરડો સંભલાતો હતો! "કે પેલાં કાળે મોઢેનાં ઍવરલીવાલાંઓ અહી આવેલાં છે તેઓને જરાબી વટાડતી કે ફોહું આપતી ના."

"ઓ કાંય, મમા?" વૅલેનટાઇને લગભગ ગુસ્સો કરીને પુછયું, કેમજે ડચેસ કોઇમી આસામીને વાસ્તે એવું બોલે અથવા કોણુને મળવું ને કોણુને નહી મળવું તે વાત વાસ્તેની તેણીની સારી સમજ અને મુનસફી-પર આંકોશ મેલે તે એ છોકરીને જેવું જોઇએ એવું ગમ્યું નહી. "મને તો એ છોકરીઓ મજાહની લાગી. મજાહની છોકરીઓ છે—એ બ્શાંન્ચ અને ઢીલડાં."

"મેં ના કહયુંની?" ડચેસ વધતી ગુસ્સે થઇ, અને કદાચ વૅલેનટાઇન તેથી છેડાઇ પડતે, પણ તેજ વખતે ડચેસે વધાર્યું, "મને કે બરટ્રાન્ડને એ કાલે મોઢેનાંઓ જરા થઇને ગમતાં નથી."—અને તેણીએ એમ કહયું એટલે મામલોજ સઘળો ઉલટાઇ ગયો!

"બરટ્રાન્ડનેબી એ લોકો નથી ગમતાં?"

"નહીં," ડચેસે જવાબ કર્યો, અને પછી એ કુટુંબ વાસ્તેના તેઓના અણગમાનું કારણ ડોસાંએ તે છોકરીને લંબાણથી સમજાવ્યું. તેઓએ આરથર એવરલીને દુરથી બતાવ્યો, અને બરટ્રાન્ડ જો કુંવારો મરી જાય અથવા તેને ત્યાં વારસ બેટો નહીં અવતરે તો કાયદાની રાહે એ પોરયો આ શ્રીમંત ડયુકદમનો માલેક થનાર હતો, અને તેથી તે માદીકરીઓ બરટ્રાન્ડનાં મોહતની ગણત્રી કરતી થોભી હતી એમ જ્યારે ડચેસે તે રૂપસુંદરીને સમજાવ્યું ત્યારે એવરલીવાલાંઓને વાસ્તે જે કેહેર, કડવાસ, ગુસ્સો અને ઝનુન તેનામાં બરપા થયલાં જોઇ શકાયાં તે જોવાનું વટીક જાણે રમુજી હતું!

"ઓ, પણ એમ કાંય ફકર કરોછ, મમા?" તેણીએ, એમ છતાં, ઘણી અજબ થઇને સવાલ કર્યો; "બરટ્રાન્ડ પરણે કાંય નહીં, અને પરણે તો એ કાલે મોઢેની કુત્રીઓની બધી ઉમેદો ઉંધી કાંય નહીં વળી જાય?"

"પણ એ દુકતો પરણે ત્યારેની?" ડચેસે મોટા નિસાસાથી કહયું.

"હા, પણ કાંય નહીં?"

"તે હું કહી શકતી નથી, માહરી દીકરી," ડચેસે અફસોસ કરયો. "માહરાં એવાં ઉંધાં નસીબ હોશે, અને એ વાંદરી લારા એવરલીનું ચઢી વાગતું જોવાનું માહરાં નસીબમાં હોશે, તેથી વરસોનાં વરસોથી એ માહરો સવાલજ એ તો હસી કાઢતો રહયોછ, અને માહરાં સીનાં સરી ચાલ્યાં! હું જ્યારેબી બજીદ થઇને કેહુંછ ત્યારે એટલોજ જવાબ આપેછ કે, માહરા સોલીસીટર સાથે મત કરશ."

"સોલીસીટર સાથે?" વલેનાઇન અજબ અજબ થઇ; "એમાં સોલીસીટરને તે શું પુછવાનું હશે? એવણ સોલીસીટર સાથે તો નથી પરણવાનાર્ના"—અને આએ અજબ જેવી કેફીઅત સાંભળીને તે ઘણી અજબ થયલી હોવા છતાં ગમત વચ્ચે હસ્યા વના રહી શકી નહી. "પણ તમે કાંઇ ફકરના કરો, મમા, હવે એ લોકોને જાંણ્યા ને ઓળખ્યા પછી હું કદીબી એ હલકાંઓને કોઠું આપવાની નથી. મને કાંઇજ ખબર નહી. હું શું જાણું? હું હવે એ ભેદ જાણ્યા પછી એવરલીવાલાંઓને માહરાં ખરાં જીગરથી ધીકકારૂંછ! શાંને વાસ્તે એટલાં ઇતરાઇ મરતાં હોશે? બરટ્રાંડ તે એ લોકોના આરથર કરતાં એના તે શું મોટા ને ઘરડા થઇ ગયાછ જે તેની વાત!"

"આરથર એનાં કરતા ફકત ઉમ્મરમાં ૭ વરસ નાનો છે," ડચેસે ઉંડી ગમગીનીથી કહયું.

"અને ત્યારે તમે શાંને વરે એટલાં જલદી હીંમત હારી જાવોછ?" વેલેનટાઇને મોટી ઉશકેરણી વચ્ચે તકરાર લીધી. "બરટ્રાંડ કાંય નહી પચાસ પોણોસો વરસ જીવે, અથવા આરથર કાંય નહી વેહલો મરી જાય?"

"કોઇબી રીતે, દીકરા,.માહરો દીકરો પરણ્યા વગર અને એક વારસ બેટો પોતાની પાછળ મુકી જવા વગર આખર થાય તો એ કમીનાંઓની જીત આયંદાબી થાય તો ખરી કેની?"

"પણ જીત કાંય થાય? બરટ્રાન્ડ કાંય નહીં પરણે?" તે વધતી ઉશકેરાઇ.

"તે હું કાંઇજ જાણુતી કે કહી શકતી નથી, માહરી બેટી," ડચેસે લગભગ રડી દઇને કહયું; "એ એકવીસ વરસનો થયો તે દાહરથી મેં એની પુઠ પકડેલી છે, અને ચાંદના ટુકડા જેવી ભલભલી છોકરીઓ મેં એને દેખાડેલી છે, પણ તે કસાંની એનીપર અસર થતી નથી, અને આજે પંદર પંદર વરસ થયાં એ પોયરો એ વાતમાં જરા થઇને માહરૂં માનતો નથી!"

વલેનટાઇન થોડીક ફીકરી પડી.

"એવણુને કાંઇ બૈરાંઓની સુગ છે? એવણુને કાંઇ લગનનો તીરસ્કાર છે?"

"મને તો કાંઇ એવુંજ લાગેછ," તે માતાએ ફકરમંદ જવાબ કર્યો. "એ તો તાહરી સાથેજ એટલો ભેલાયછ," સેહેલાવછ, બાકી છેલ્લાં પંદર પંદર પરસ થયાં પોતાના ઓરડાનું અને પોતાની કલમનું ખુતુ પકડેલું, તે ગમે એટલું સમજાઉં અને ગમે એટલી ચેહરેનમુન છોકરીઓ બતાઉં, તોબી અત્યારસુધી કોઇ તરફ ધુકીનેબી જોતો નહીં હતો!"

"માહરી પર તો ખરેખર એવણુ ઘણાં મેહરબાંન છે, વાહલાં મમા," તે છોકરીએ યાદ થતી ઢપે અને વીચારવંત રવેસે કહયું, અને પછી લાગણી ભેર તરત વધાર્યું, "હું ખરેખરી તમારી ઘણી આભારી થઇ-તમે આએ નાલાયક એવરલીવાલાંઓ વાસ્તે માહરી ભુલ ભાંજી તેથી. હવે તો મને એ ચાર માય દીકરાંઓનું મોહડું જોવાનુંબી ગમવાનું નથી!"—અને ડચેસ જાણુતી હતી કે આ જે કાંઇ તે કેહતી હતી તે એ સાચ્ચી છોકરી બીલકુલ ખરૂં અને ખરાં દીલનુંજ કેહતી હતી!

પણ એ બૅલની રાત્રે થયલા ઉપલા ખુલાસાથી વૅલેન ટાઇનનાં ડયુકને વાસ્તેના આચાર વીચારોમાં ગંભીર ફેર પડી ગયો. ડચેસે જે ખુલાસો તેની આગળ કીધો હતો તે ગોયા તે માનીજ નહી શકી. આ આદમી પરણે નહી? પરણવા ના પાડે? શું કરવા ના પાડે? પૈસા, તંદરોસ્તી અને હરેક પ્રકારના સુખમાંજ જે પોખાતો આવેલો, તે દુન્યાના રીત રીવાજ પ્રમાણે, ઉમ્મરનો થવા છતાં, પરણવા ના કેહ એ બેહુંદાપણાંનાં આનેનમાં હોવુંજ શું જોઇએ?

તેણીએ બન્ને હાથે પોતાનું ધ્રુ તું કલેજું પકડી લીધું. આજવેર અત્યાર ઘડી સુધી તે ડયુકને ચાહતા શીખી હતી એમ તો તેણે પોતે પણ

જાણ્યુંજ નહી હતું! પ્યારની તેને માહીતી અથવા તેની પ્રૌઢ અસરમાં તે નાની છોકરી ખરેખર સમજતીજ નહી હતી. તે જાણતીજ નહી હતી કે પરણવાની ઉમેદથી તે જવાંન ડયુકને ચાહતી થઇ હતી. તેને તો એમજ લાગતું હતું કે તે તેના પર વીહીલી પડતી હતી, તેના વગર તેને બધું અંધકાર અને સુનકાર લાગતું હતું તે બધાંનો ભેદ એ અને એજ હતો કે તે તેને "ઘણો ગમી ગયો હતો!" પુષ્પો જેમ ખુશનુમા તડકાંથી ફુલે ને ખીલે તેમ તેની આમદ થતાં તેનામાં જે ખુશનુદી બરપા થતી—તેનો અવાજ સાંભલતાં તેનાં દીલમાં જે ખુશીની ધ્રુજરી પેદા પડતી, અને તે અવાજ તેને મધુરાં ગાયનના નાદ કરતાંબી વધારે મીઠો લાગતો તે બધાંનો એકલો ભેદ અત્યાર સુધી તે એમજ સમજતી હતી કે તે તેને "ગમી ગયો હતો!" તે પોતાના બાપને અને ડચેસને ઘણાં ચાહતી હતી, પણ તેની દુન્યાં, તેનું તમામ સર્વસ્વ ડયુક થઇ લાગ્યો હતો, અને ડયુકને પોતે એ બધાંનાં કરતાં જુદીજ લાગણીથી અને જુદાજ પ્યારનાં અગાધપણાંથી ચાહતી થઇ હતી એ તો તે ભોલીભાલી અત્યાર સુધી જાણીજ શકી નહી હતી.

પણ આજે તેના વિચારો એક નવાંજ વમલમાં ગુસડાઇ ગયા. તે ડચેસ સાથે એકમત થઇ હતી, ઍવરલીવાલાંઓને માહત કરવા જવાંન ડયુકે પરણવુંજ જોઇએ, પણ હવે તે એભત ખાઇને ખ્યાલ કરવા લાગી કે જો એમ થાય, અને ડયુક કોઇ બીજીને પરણીને ઘરમાં લાવે તો તેની પોતાની ફેજ શું થાય? તે, અલબત, ત્યારે તો બધું ધ્યાંન નવી ડચેસ પરજ આપે, તેની સાથેજ બાહર બહરવાસ જાય, તેનીજ મરજી પ્રમાણે કરે, અને તે અભાગની પોતે તો મરવાજ પડે! અને તે એ ખ્યાલ થતાં થોડીક સ્વાર્થી થઇને દુઆ કરવા લાગી કે ડયુક પરણે નહી તેજ બેહેતર હતું!

તેનાં મીઠા હોઠો ધ્રુજ્યા, અને ગોરા ગાલોપર ગરમ રતાસ ધસી આવ્યો. તે એ વખતે તેજ વાતનો વિચાર કરતી ડ્રોઇંગ રૂમની બારીએ ઉભેલી હતી, કે જ્યાંથી દુરનો વિસાળ પાર્ક જોઇ શકાતો હતો; પણ હાલમાં તે પાર્ક તે જોતી નહી હતી. તેની આંખોમાં આંસુ હતાં, અને પ્યાલોમાં રૂડ કાસલનાં મહેલનો તે માનવંત ઉમરાવ એક ડચેસ પરણી લાવે તો તેની પોતાની શી ફેજ થઇ પડે તે કદ્દરૂપું—કદરબીહામણું ચિત્ર હતું!

"એ શું છે, વૅલેનટાઇન?" તેવામાં કોઇએ પાછળથી આવીને ઘણી નરમાસથી તેની ખાંધ પર હાથ મુકયો, અને એક મીઠા મધુરા ગાયનનાં

નાદ જેવા કાંનને ખુશ કરનારા હલકે પાછળથી પુછ્યું, જ્યારે તે એકદમ ચમકી. તે બોલનાર ડયુક પોતે હતો.

"એ શું છે, વૅલેનટાઇન?" તે ઘણી અજાયબી વચ્ચે પુછવા લાગ્યો; "તમારી આંખોમાં આંસુ? તમારો ચેહરો એટલો દર્દમંદ? મને તમે ઘણો અજબ કરી નાંખ્યોછ! મેં આએ ડ્રોઇંગરૂમમાં આવતાં તમોને એવાં રૂડમસ જોયાં, અને હું તો માનીબી નહી શકયો ને કેટલોક વાર સુધી છુપો ઉભો રહીને તમોને તપાસ્યા કીધાં. મને નહી કેહો કે એ શું છે? પતંગ્યાં જેવાં ખુશાલ અને રમત્યાલ તમે—અને માહરે ઘર આવ્યા પછી આજે પહેલીજ વાર એમ કેમ? કાંઇ તમારાં મનમાં ઓછું આવ્યુંછ, કે પપા તરફથી કાંઇ માઠા સમાચાર લખાઇ આવ્યાછ?"

વૅલેનટાઇન જવાબ કરી શકી નહી, તેણીએ શરમથી પોતાનું સોહામણું શીર નમાવ્યું. તે જુઠું કદી બોલતીજ નહી હતી, અને આ વખત સાચ્ચું કહી શકતી નહી હતી! તેની સ્થિતી ઘણી કઢંગી અને કફોડી થઇ પડી હતી, અને તે ગભરાઇ ગઇ. સાચ્ચું બોલનારી તે બાળા હતી, પણ તે છતાં તે કહીજ કેમ શકે કે તે પરણીને કોઇ બીજીને મહેલમાં લાવે તે ખ્યાલ તે ખમી શકનાર નહી હતી?

"મને માફ કરશો, બરટ્રાંડ?" તેણીએ માંગી લીધું. "હું માહરી દીલગીરીનો ભેદ તમોને સમજાવી શકતી નથી. તમે જાણોછ કે હું જુઠું બોલનારી નથી, અને સાચું માહરાથી કહી શકાતું નથી! મેહરબાની કરીને મને માફ કરો. તમારાં આએ બાદશાહી ઘરમાં મને મનમાં ઓછું આવે એવું તો કાંઇ છેજ નહીં! હું અત્રે માહરાં પોતાનાં ઘર કરતાં વધતી સુખી છેઉ, વાસ્તે તેવું કાંઇજ તમે ધારતા ના, અને હું એટલીજ મેહરબાની માગુંછ કે તમે આજે માહરી આંખમાં આંસુ જોયાં તે ડચેસને કહેતા ના! તેવણ રંજીદા થશે"—અને પોતાનાં આંસુઓ વચ્ચેથી હસ્તી તેમજ રડતી ધ્રુજતા અવાજે ઉતાવલે એટલું બોલીને તે બીજીજ પળે પોતાના ઓરડામાં નાહસી ગઇ.

તેજ રાત્રે વૅલેનટાઇન ડયુકને કાંઇ ગાઇ સંભળાવતી હતી. તેઓ એકલાંજ હતાં. ડચેસની તબીયત તે રાત્રે થોડીક નાદુરસ્ત હોવાથી તે વેહલી પોતાના ઓરડામાં ગઇ હતી, જ્યારે ડયુકે વૅલેનટાઇન કને ગાવામાં મોટી એ મોજની તલબ કરી હતી. તેને ગાતી સાંભળવી એ તે જવાન ઉમરાવની સૌથી માનીતી મોજ થઇ પડી હતી. તે અવાજમાં એટલું કૌવત અને એટલો બધો મીઠાસ હતો કે તે હળવાયલો અને મધુરો હલક જે સાંભળે તે વખાણ્યા વના રહીજ નહી શકે, અને જયારે પણ તે ગાતી ત્યારે ડયુક તેનાં ગાયનની એક લેહરની નેહરમાં જાણે ડુબીજ જતો હતો!

હાલમાં પણ, તેથી, તેઓ બે એકલાં હતાં, અને તેણે ગાવા અરજ કરી હતી. સહવારે તેની આંખમાં આંસુ હતાં તે વાત તે ભુલીજ ગયો હતો, અથવા યાદ હોય તોપણ તે વાત યાદ કરાવીને તે નાજનીનને પાછી રંજીદા કરવા તે ચાહતો નહીં હતો. તેણીએ તેને તે કારણ નહીં કહેવાનું તેના કને માંગી લીધું હતું, અને તેટલુંજ તેના જેવા ખરી ઉમરાવ તોખ-મના ઇંચેઈંચ ઉદાર ઉમરાવને વાસ્તે બસ હતું.

અને હાલમાં તે તેની આગળ ગાતી હતી. "જરા માહરી મદદે આવો" એ તે ગાયનનું મહાલું હતું, અને તેમ એક છોકરીની પોતાના પ્રીતમ પ્રત્યે કાંઇ મદદ મળવાની કાકલુદી ગાયલી હતી, કે જે વૅલેનટાઇન જ્યારે તેના આગળ ગાઇ સંભળાવતી હતી ત્યારે ડયુક પોતે તેની બાજુમાં એક 'લો—ચૅર' માં અદબ વાલીને બેઠેલો, તે ખુરસીની પીઠપર માથું નાંખી, વીચેલી આંખો સાથે તે ગાયનની મજાહ ભોગવતો હતો.

"એવામાં ગાયન પુરૂં થયું, અને વૅલેનટાઇને પાછું ફરીને ડયુક તરફ જોયું.

"આજે તો માહરૂં ગાયન સાંભળતાં સાંભળતાં તમે ઉંઘાઇ ગયા!" તે છોકરી હસી. "ગાયનની લહેરથી ઉંઘાયા કે કંટાલાથી?" પણ તેવામાં તેણીનું ધ્યાંન ખેંચ્યું કે ડયુકે તે બોલી ત્યારે આંખ ઉંગાડી તે આંખો આંસુથી ભરાઇ ગયલી હતી!

તે પોતાના સ્ટૅન્ડપરથી એકદમ ચમકી ઉઠી.

"ઓ, એ શું છે?" તેણીએ હેતથી અને કાળજીથી તેની આગળ દોડી જઇને તેનાપર વાંકી વલતાં કહયું; "તમારી આંખમાં આંસુ છે, બરટ્રાન્ડ?"

તેણે જવાબ કર્યો નહીં. તે સહવારે વલેનટાઇનના સંબંધમાં જે બન્યું હતું તે હુબહુ હાલમાં તેનાં સંબંધમાં પાછું બનતું હતું! તે પોતાનો ભેદ ખરેખરો કહી શકયો નહીં, અને જુઠું બોલીને તેણીને ઉડાવવા કે નબર વસ બનાવવા જેવી હીંમત કરી શકયો નહીં. તે તેમ કહે કે "જરા માહરી મદદે આવો" નાં તેણીનાં ગાયને તેની વાહલી નાઓમીની ઘણાં જોશથી યાદ કરાવી હતી? તે ગાતી હતી ત્યારે બંધ આંખ્યોએ તે ઉમરાવ પોતાનાં ખ્યાલોની આંખમાં તે દુખભરયો દેખાવ પાછો જોતો અને યાદ કરતો હતો, કે જ્યારે તેની હકદાર પરણેતરને તેની મગરૂર ડચેસ માતાએ નહીં ઘટતા આરોપોથી હદ વગરની ગુંગલાવી અને શરમાવી હતી, અને બાજુમાં બુતારા જેવો એ દુ:ખકર મામલો જોતો હીચકારો બનીને ચુપ ઉભેલો હતો! તે વખતે તે પવિત્ર માહબુબે આંખોની કાકલુદીથી તેણીને પોતાનાં વચનથી મુક્ત કરવા અથવા તેની મદદે આવવા તેને અરજ ગુજારી કરી હતી, અને

ભુલભરેલાં અનુમાનો સાથે તે પછીથી તેને છોડી જઇને વરસોથી અલગ થઇ હતી. અરે, એકજ વખત—ઓ એકજ વખત તે તેના ગગપર પડીને તે તેની ભુલ ભાંજવા અને માંરી માંગી લેવા કેવું ચાહતો હતો, કે જે હજી તક બની શકયું નહીં હતું, અને તે વાતની ખફગી આએ ગાયનના દરમ્યાનમાં તેની આંખો આંસુથી ભરી નાખતી રહી હતી!

"મને માંફ કરો, વલેનટાઇન," તે પોતાનાં આંસુઓ ખંખેરી નાખતાં ફીકકું હસીને તેણીને કહેતો હતો; "જેમ સહવારે તમો મને તહમારાં આંસુઓનો બાએસ સમજાવી શકયાં નહી હતાં તેજ હાલમાં માહરી પર વીતેછ, અને હુંબી માહરા ગમનો સબબ તમોને કહી શકતો નથી!"

વલેનટાઇન ચુપ થઇ ગઇ, તે જરાએ બજીદ થઇ નહી. બજીદ થવાનો તેને હકજ શો? મગર તેની અતવત અને અજાયબીની કોઇ હદ નહી રહી. આ આદમી–આ ઉમરાવનો એવો તે શું ભેદ હોય કે જે તે સમજાવી નહી શકે, અને જે તેને રડાવી વટીક શકે? તે બધી રીતે દેખીતો ઘણો સુખી હતો, અને તે છતાં એ શું હતું કે ઉંડા શોકાગ્નિથી બરપા થયલી અસુખી શોકાતુર લાઇનો તેના સોહામણા ચહેરામાં કાયમની જોઇ શકાતી હતી, અને ઘણીએક વાર ઉંડા ખ્યાલોમાં ગરક ગયલો, તે તેને બોલાવવામાં આવતો ત્યારે ચોંકીનેજ સાવધ થઇ શકતો?

"હું તમારાં આંસુઓનો ભેદ તમારી મરજી ઉપરાંત જરાબી જાંણુવા માંગતી નથી, બરટ્રાન્ડ, તેણીએ કહયું, અને તેમ કેહતાં ઘણી નરમાસનાં હેતથી તેના હાથપર પોતાનો હાથ મુકયો; "પણ જો મને તે કેહવાથી અને મને તમારા વીશ્વાસમાં લેવાથી તમારી છાતીપરનો બોજ હલકો થઇ શકતો હોય, અથવા હું તમોને કોઇ મદદ કરી શકતી હોઉં તો તમે તે મને નહી કેહો?"

"તે કેહું?" ડયુકે પાછું ફીકકું હસીને સવાલ કર્યો.

"હા, કાંય નહીં?" તેણીએ લાગણીભેર સમજાવ્યું; "તમોને મેં જોયા ને જોયા તમો મને ઘણાં ગમી ગયા. તમોને બધા પુરૂષ માત્રમાં હું એક રાજા જેવા જોઉંછ ને સમજુંછ. તમારે વાસ્તે મને ખરાં દીલની ઘણી લાગણી છે. તમારાં એક નખને દુ:ખ થાય તો મહારાં આખાં આંગને દુ:ખ થાય! ત્યારે હું તમારી આંખમાં આંસુ કેમ જોઇ શકું? તમો શું મને ચાહતા નથી?"

આ તેણીએ જોઇએ ને ઘટે તે કરતાં ઘણું વધારે કહી દીધું, અને ડયુક દબાયો!

"હું તમોને એક માહરી બહેન તરીકે ઘણાંજ ખરાં જીગરથી ચાહુંચ, વલેનટાઇન," તે પ્રમાણીક જવાને ગંભીરાઇથી કહયું. "માહરી એક મા જણી

બેહન હોતે તો તેને હું જરા પણ વધારે ચાહતે, કે તમારી તરફ હું હાલ છેઉં તે કરતાં તેનાં તરફ વધારે હેતવંતો કે કાળજીવંતો થઇ શકતે એ હું માનીજ નથી શકતો!"

તે છોકરી થોડીક ફીકફી પડી.

"બેહન તરીકે?" તેણીએ પડઘા પોકારયો.

"હા, મેં તમુને માહરાં બેહનજ માની લીધેલાં છે," ડયુકે હેતથી સમજાવ્યું, "અને તમારાં અત્રે આવ્યાથી માહરૂં ઘેર એટલું ખુશનુદીભરેલું થયું છે, અને માહરાં દર્દમંદ જીગરનેબી તમે વધતું ઓછું એટલું ખુશાલ બનાવ્યું છે કે તમારે વાસ્તનાં એ માહરાં હેતની ખાત્રીમાં હું જાણે તમોને કાંઇ કહીજ શકતો નથી!"

એજ વખતે સામેના એક ઓરડાને લગતા પરડા હીલ્યા, અને ડચેસે અંદર ડોકાવ્યું, જયારે તે બેને લગોલગ એટલાં પાસે બેસીને હેતથી ધીમે ધીમે વાત કરતા જોઇ તે જઇફ માતા અર્થસુચક રવેસે મોઘમનું હસી.

"ઘણું મોડું થયુંછની, છોકરાઓ?" તેણાએ યાદ કરાવ્યું; "હવે પોઢી જાવો."—ને એટલું કહી તે માતા તરતજ પરડા પાછા નાંખી દઇ પોતાના ઓરડામાં ચાલી ગઇ, એટલે છોકરાંઓ પણ તે માતાની ફરમાશને તાબડતોબનું માન આપતાં, એકમેકને "ગુડનાઇટ" કરીને સુવા ગયાં.

પણ બરટ્રાન્ડ તે રાત્રે જોઇએ તે કરતાં વધતો ચોંકી ગયો, અને તેણે પોતાનો મોટો જોખમ એક તડાકે જોઇ લીધો. તે આજે પહેલીજ વાર ખાત્રીપુર્વક સમજી શકયો કે લેનટાઇન તેને ઉંડી ફીદાગીરી સાથે ચાહતાં શીખી હતી, અને એ અનર્થ આગળ વધતો તેણે એકદમ અટકાવવા ચાહયું. વળી તેની માતા તેઓ વાત કરતાં લગોલગ બેઠેલાં હતાં ત્યાં અચબુચ આવી લાગી હતી, અને તેઓને એમ એખલાસથી બેઠેલાં જોઇને ઘણી ખુશી થઇ હોય તેમ કાંઇ અર્થસુચક મોઘમનું હસી હતી તે પણ તેને ભડકાવી મેળવા કાંઇ કમ નહી હતું!

પેલા હાથપર વળી ડયુકની જીંદગીમાં તેને ઘણો શોકાતુર બનાવ નારો એક ભેદ સમાયલો હતો એ વાતની માહીતીને ખાત્રી મલવાથી વૅલૅનટાઇન પણ અતી ઘણી બેચેન થઇ ગઇ, જયારે તે પછી બીજે દીવસથી તેણીએ પોતાની અજાયબી વચ્ચે ડયુકના તેના જોડેના એખલાસમાં થોડો ઘણો ફેર પડી ગયલો જોયો, જે માજણું તેણીએ બે ચાર દીવસ તપાસ્યા કીધું.

અને એ બધો મામલો બારીકબીન આંખે તપાસતાં ત્રરડી ડચેસની સંપુર્ણ ખાત્રી થઇ કે આ છોકરી એક દીલાવર જાંનફેસાનીથી તેણીનાં પુત્રને

ચાહતાં શીખી હતી એ વાતમાં કોઇ સંદેહજ નહી હતો; મગર હજી સવાલ એ ઉભો થતો હતો કે તેનો છોકરો પોતે તેવાજ વળતા પ્યારથી તેણીને ચાહતો થયો હતો કે નહી? તે આ સવાલનો જવાબ પોતાને તેટલીજ ખાત્રીથી આપી શકતી નહી હતી. ખરૂં છે કે કોઇ છોકરીપર નહી દેખાડેલું એટલું બધું દીલ તે તેના તરફ દેખાડતો હતો, અને તેના જોડે તમામ હેતમાં હળી ગયો હતો; પણ શું તે પ્યાર હતો? શું તે પરણવાની ઉમેદથી તેને ચાહતો થયો હતો? તે માતાએ તે દાદારની દરગે હોઠ ફફડાવીને ઉમેદ કરી કે તે માલીકનો હુકમ થાય અને ખરેખર તેમજ હોય!

વળી ડયુકને પોતાને આ છોકરીને વરે થોડું લાગતું નહી હતું. તે તેની અચુક ફીદાગીરી હવે પામી ગયો હતો, અને ઘણો દુઃખી થતો હતો. આ છોકરી તેને ઘણી ગમી ગઇ હતી. કોઇ સંદેહજ નહી હતો કે નાઓમીને તેણે જોઇજ નહી હતે અને તેણીના જોડેનાં લગન બંધનકરતા નહી હતે તો આ દીલજીત છોકરી એક ઝટકે તેને જીતીને માહત કરતે! તે હતીજ તેવી પ્રેમાલ, પ્યારની એક પુતલી. તે હેત અને પ્રેમની એક પ્રતીમાજ હતી. તેનું આખું અંતર પ્રમાણીક હેતથી ઉભરાઇ જતું જોઇ શકાતું હતું, અને એવી એક ખરી હેતવંતીને ચાહવા કોણ ના કહી શકે? પણ તે અફસોસ કે તે પોતે એમ તેને કે કોઇને પણ ચાહવા અને પરણવા વાસ્તે છુટોજ નહીં હતો! તે તો હજીબી તેની નાઓમાનેજ વધતી ઓછી ચાહતો હતો, અને દીલનો સ્વચ્છ અને સાચ્ચો હોવાથી તેની નાઓમી તેને હજી પણ મળી જાય તો બીજી કોઇની તેને કશીજ પરવાહ નહી હતી!

---

## પ્રકરણ ૧૯ મું.

——:o:——

પણ ઘરડી ડચેસની એ બંદગી દાદારને બાર સંભળાય એવો કોઇ જોગ નજદીકનાં ભવિષમાં દેખાયો નહીં. તે રોજ ફોકટમાંજ વાટ જોતી રહી. તે રોજ ઉમેદ અને દુવા કરતી હતી કે તેનો દીકરો વલેનટાઇનને લઇને તેની આગળ હસ્તે ચેહેરે આવશે,—એમ કેહતો કે "મમા ડીઅર, આએ છોકરીને મેં માહરી ભવિષની મોહરદાર તરીકે પસંદ કરેલી અને કબુલ રાખેલી છે; તમો અમોને સુખ ઇચ્છો!' પણ તેવું કાંઇ થયું નહી. ઉલટું, તેણીએ જોયું કે બરટ્રાંન્ડ ચેતી ગયો અને ફીકરમંદ થયો હોય તેમ વેલેનટાઇનથી થોડોક વધતો અલગ થવાનાજ હવે દેખીતા પછાડા મારી રહયો હતો, ને ત્યારેજ તે ખરે મને વધતી ફીકરમંદ થઇ. તે છોકરીને વાસ્તે તેનું દીલ દયાથી દાઝી ગયું. તેના બાપે એ બચ્ચાંનો હવાલો

તેને સ્પુર્દ કર્યો હતો, અને તે છતાં તેનાંજ છાપડાં હેઠળ તે બચ્ચું નામુરાદ, કંગાલ અને કાહેલી બની જાય તે સીતમગુજારી તે કેમ ખમી શકે? વળી વધારે વખત છુપી તપાસ રાખતાં તેણીએ વૅલેનટાઇનને એકલી એકલી રડતી અને આંસુ ખેરવતી જોઇ, અને ત્યારે તે ઘણી વધારે તરખાઇ. તેણીએ હવે કાંઇબી કરવું તો જોઇએ. પણ શું અને કેમ તે તેને સમજ પડયું નહી. બરટ્રાન્ડે તેનાં પાસે એક વરસની પોતાનાં લગનનાં સંબંધમાં વિચાર કરવા મહેતલ માંગી લીધેલી હતી, અને તેણીએ ધીરજથી થોડાક મહીનાબી તો થોબવું જોઇએ? કેમ તે એટલા ટુક વખતમાં તેની પાસે પાછી એ વાતનો તકાજો કરતી જાય?

તે થોડુંક થોબી ગઈ, પણ પછીથી તેનાથી કેમે કરતાં થોબાયું નહી. તેને હવે વચ્ચે પડવાનું જરૂરતુંજ થઇ લાગ્યું. તેણે જોયું કે આ બચ્ચાંનું ભવિષ બીલકુલ ચુંઠાઇ જાય તે આગમચ હવે કાંઇ થવુંજ જોઇએ. તે ડયુકને ભુલી જાય તેથી યાતો તે જવાન, કાંઇ જરૂરની મુસાફરીનું બાહણું આપીને, કેથે બાહેરગામ જતો રહેવું જોઇએ, અથવા તો તેણીએ પોતે, તે છોકરીના મરજી હોય કે નહી હોય તોપણ, પોતાને વાસ્તે ચેંજનું કારણ બતાવીને તેણીને લઇને અત્રેથી ઉઠાંગરી કરવી જોઇએ, અને તેમ કરવાનું તેને એક મજબુત કારણજ હાથ આવી ગયું.

તે એક ઘણી દીલપઝીર સહવાર હતી. દીવસ ઘણો તડકાંવાલો અને ખુબસુરત ઉગ્યો હતો, અને "ટી રૂમ"માં તેઓ સહવારને પહોર એકઠાં થયાં, એટલે વૅલેનટાઇને એક "ડરાઇવ" લઇ આવવાની દરખાસ્ત રજુ કરી. તે ઘણી ઉલટમંદ હતી.

"તમેબી આવશો કેની, બરટ્રાન્ડ?" તેણીએ માંગી લીધું; "જો, જરૂર આવે! તમારા વગર અમોને ગમવાનુંજ નથી."

"મને માંફ કરો, બેહન," તે ઉમરાવે માંગી લીધું; "મને રોકાણ છે."

"ઓ વળી એવી તે શું રોકાણ છે?" તેણીએ ફર્યાદના તોરથીજ પુછ્યું.

"મને બ્રોર્ડ કલીફર્ડ સાથે રીચમંદ જવાનું છે, અને ત્યાં અમો બધા સાથે ડીનર લેવાના છીએ."

"ઓ, ત્યારે તો આજે આખો દાહડો તમે એમ કરીને તીરી જવા માગોછ!"

"હા, ડીયર, મને આજે ઘર પાછો આવતાં તો મધરાત થશે."

"ઓ, કેટલું નાઉમેદી ઉપજાવનારૂં!" વલેનટાઇને રડમસ કહયું;

"રીચમંડમાં તે શું એવું ધુળારૂં ઉડી જવાનું હશે મને તો જરા થઇને એ તમારૂં રીચમંડ ગમતું નથી."

"તમે જોયુંછ રીચમંડ?" ડયુકે સવાલ કર્યો.

"નહી, મેં નથી જોયું,"

"ત્યારે તમે કેમ જાણ્યું કે તમોને રીચમંડ ગમવાનું નહી? ઘણી દીલખુશ જગ્યા છે, અને આપણે બધાં એક દાહડો સહવારથી જઇશું ને હોટલમાં ઉતરશું. પછી ત્યાં ડીનર લઇને રાત્રે ચંદરણીમાં સેહેલ કરતાં આપણી ગાડીમાં ઘર પાછાં આવશું."

"ઓ, કેવી મજાહ પડશે!" તે છોકરીએ ઉલટમંદ કહયું,—અને ડચેસે તે ભોલીભાલીની એ ઉલગબરડીઓથી ગમત પાંમીને પોતાનું હસવાનું છુપાવવા કોરીના કપમાં માથું ખોસ્યું.

"પણ તમે તો કેહજે કે રીચમંડ તમોને નથી ગમતું તે?" ડયુકે હસીને પાછું યાદ કરાવ્યું.

"તે તો આજે નહીં ગમતું તમે એકલા એકલા જાઓછ તેથી," વલેનટાઇને હસ્તાં હસ્તાં કહયું; જ્યારે તેની બંને આંખમાં અકેક મોતી સમાન આંસુ જોઇ શકાતું હતું.

હવે ડોસાં ગંભીરાઇથી વચ્ચે પુરાયાં.

"લે, ચાલ માહરી દીકરી, ફરવા જવું હોય તો વેહલી તઇયાર થા," તેવણે તાકીદ કરી; "પછી તડકું ચઢશે."

વેલેનટાઇન આનાકાંની કરતી લાગી.

"નહીં, માંડીજ વાલો, મમા ડીયર," તેણીએ જરાવારે વીચાર કરી લઇને પ્રમાણીકપણે કહયું, અને બારીમાંથી બાહેર ડોકાવીને વધારયું, "મને લાગેછ કે વરસાદ થગે. આસમાન જોઇએ તેવું વાદલાં વગરનું નથી."

"લે ચાલ, હવે ચેડી ના થા," ડોસાંએ થોડુંક વધતું ગંભીર થતાં કહયું. "ચાલ, ફરીજ આવતે. ગાડી જોડવાનો હુકમ આપ, ને જલદીજ તઇયાર થા. આજે દાહડો ખરેખર ઘણો ખુશનુમાં છે, અને પાર્કમાં બેશક ઘણું લોક ઉતરી પડયું હશે."—અને ત્યારે તે છોકરી પોતાની મરજી ઉપરાંત ગાડીનો હુકમ આપવા ને તૈયાર થવા કડવું ઝેર જેવું મોઢું કરીને તે ઓરડામાંથી બાહેર ગેઇ.

હવે ડયુક પોતે પણ ત્યાંથી તીરીજ જવા ચાહતો હતો. તેને ભય થયો હતો કે એકલાં પડતાં તેની માતા આ છોકરીના સંબંધમાં જરૂર તેને કાંઇ કેહશે, ને તેથી જલદીથી તે ત્યાંથી જતો રેહવાજ ચાહતો હતો, પણ તે તેમ કરી શકે તે આગમચ, તેને ફકર થઇ ચુકી હતી તેમ, તેની માતાએ તેને રોકયો.

"બરટ્રાન્ડ, બેટા કાલે આપણે નાસ્તો કરી લઇએ પછી દશ મીનીટ માહરા ઓરડામાં આવજે; માહરે તાહરી સાથે ખાનગીમાં કાંઇ જરૂરની વાત કરવાની છે.'

"હમણાંજ કરી લેવની, મમા?" બરટ્રાંડે થોડાંક નાસબરપણાંથી કહયું. તેણે જોયું કે કાલે જે ધોંણાં પડવાનાં હોય તે ભલે આજેજ પડી જો

'નહી, હવે હાલ તો હું ફરવા જાઉંછ," તે માતાએ ગંભીર થરસાથી તે ટેબલ આગલથી ઉઠતાં ને હઠી જતાં કહયું; "કાલેજ આપણે વધતી ધીરજથી તે વાત કરશું" અને તે જતી રહી.

બીજે દહાડે નાસ્તા પછી તે તેની માતાના ઓરડામાં ગયો, કે જ્યારે ડચેસ તેને જોતાં પોતાની બેઠકમાંથી ઉભી થઇ. તે જમાનો વહી ગયો હતો કે જ્યારે તે મોટો માટીડો થયલો હતો તે છતાં તે મગરૂર માતા તેને કાંઇ ને કાંઇ તકસીર સારૂ ધમકાવવા તેડે ત્યારે એક ન્યાયાધીસના તોરથી પોતાની મોટી ખુરસીમાં અઢેલો મારીને બેસી રહેતી, અને તે તાબેદારીભર્યાં બેટાને એક અપરાધીની અદાથી સાંમો ખડો કરતી.

"બેસ, દીકરા, કે આપણે જરા થોડીક ધીરજથી જે જરૂરની વાત છે તે કરી લઇએ," તે ડોસીએ ઉઠીને તેને પોતાની બાજુમાં સોફાપર બેસાડતાં નરમાસથી કહયું; અને જવાન બરટ્રાંડને તેનાં અવાજ અને અદા ઉપરથી સમજી લેવાનું જરાએ મુશકેલ થયું નહી કે વાત ખરેખર કોઇ ઘણા ગંભીર પ્રકારનીજ હોવી જોઇએ.

"બરટ્રાંડ, હું જે કેહવા માગુંછ તે કેહવાને ખુશી નથી," તે માતાએ તેના હંમેશના થરસાબાજ અને રોબદાર અવાજે શરૂ કર્યું; "મેં ઘણું મારૂં મન માર્યું, પણ હવે એટલું અતેરૂં થતું હું જોઉંછ કે માહરી પાક ફરજની રાહે મને વચમાં બોલ્યા વગર ચાલે એમ નથી. તાહરાં લગનનાં સંબંધમાં તું તો કાંઇ માહરૂં સાંભલતો નથી, અને મેં તો તેથી નાચાર થઇને બોલવાનુંજ છોડી દીધેલું છે."

"એમ કાંય કરોચ, મમા ડીઅર" તે છોકરાએ તકરાર લીધી; "તમે ભુલી જાઓછ કે આપણે એ વિશે આરસપરસ એક વરસ સુધીની મેહટલ વાસ્તે એકમત થયલાં છીએ?"

"હા, હું તે ભુલી ગઇજ નથી, છોકરા" તે માતાએ કહયું. "અને તેથીજ તો, માહરૂં ગમે એટલું પાકો જતું હોવા છતાં, મેં માહરૂં મોઢું શીવેલું રાખેલું છે; પણ આએ પોરીનો હવાલો એ ત્રણ વરસ વાસ્તે તું જાણેછ તેમ એના ઘરડા બાપે પાક વિશ્વાસમાં મને સોંપેલો છે, અને માહરે તો તેની ખરાબી થતી બચાવવી જોઇએ કેના?"

"ખરાબી શાની, મમા? એવું કેમ બોલોછ?" ડયુક ગુસ્સે થયો.

"હું ચાહુંછ કે મને તે બોલવું નહીંજ પડતે," ડચેસે કહયું; "પણ એ બચ્ચાંનાં ભવિષનું નખ્ખોદ નીકળી જાય તે હું થવા દઇ શકતી નથી; અને તેથી મને બોલ્યા વગર ચાલવાતું નથી. તું કાંઇ જાણેછ એ તાહરી પર કેટલી ઘેલી થઇછ તે?"

"તે તો બચ્ચાંનાં ચેડાં છે, મમા! એ તો એક નિર્દોષ બચ્ચાં જેવું બચ્ચું છે."

બચ્ચું નથી; દાહડેવારેની પરણવા લાયકની ઉમ્મરવાળી મોટી છોકરી છે. પણ તું કેહચ તે ખરૂં છે કે એક બચ્ચાં જેવી નિર્દોષ અને દુન્યાદારીથી બીલકુલ નાવાકેફ ઉઘરેલી છે. વળી જબાંનની અને દીલની જોઇએ તે કરતાં વધારે સાચ્ચી છે તે વધારે દુ:ખભરેલું છે, અને તું તેને કશું મચક આપતો નથી તેથી હમણાં હમણાં એને એટલી દુ:ખી થતી અને આંસુઓ ખેરવતી મેં પકડેલી છે—"

"ખરેખર, મમા?" ડયુક ભડકયો; "તમારી કાંઇ ભુલ તો નથી? તેમ હોય તો હું ઘણો દુ:ખી થઇ જાઉં. આવી નેક ને રાંક છોકરીએ માહરા જેવા એક નાલાયકને વાસ્તે પોતાનો એ કીંમતી પ્યાર એમ બરબાદ કરવો નહી જોઇએ. હું પોતે તે સાખી નહી શકું!"

"પણ તે પોતાનો પ્યાર બરબાદ કાંય કરે? તે માતા હવે થોડીક પાછી કરડી થઇ; "તું એને કાંય ચાહી નહી શકે? એ છોકરી દરેક રીતે તાહરા હાથને લાયક છે; ખરી ઘેરશોભત—ઘેર ફાવી રેહ એવી છોકરી છે, કેળવણી, સદગુણો, લાયકાત, ખાનદાન પૈસા જે જોઇએ તે એનામાં છે, અને ત્યારે તું એને કાંય નહી ચાહે અને કાંય નહી પરણે તેનો તું મને પાધરો જવાબ દે?"

"પણ એના પ્યારમાં મેં તો બચ્ચાંનાં ચેડાં જેવું "સેન્ટીમેન્ટલ"જ બધું ધારેલું છે," બરટ્રાન્ડે તે પાધરા સવાલનો જવાબ સીફતથી ઉડાવ્યો. "હું નથીજ ધારતો, મમા ડીઅર, કે એ બચ્ચું એના ખ્યાલોમાં જરાબી "સીનસીઅર" હોય!"

"તેમ હોય નહી અને તે વાતની માહરી સંપુર્ણ ખાત્રી થઇ નહી હોય ત્યાં સુધી હું એવી વાતમાં વચ્ચે પડુંજ નહી, અને તાહરી આગળ તે વાત કરીને માહરા વસા ગુમાવુંજ નહી," તે માતાએ છણકો કરીને કહયું; "હવે, તેથી, એ જુદી તકરાર વાસ્તે ભેજું દુ:ખવવામાં કાંઇ માલ નથી. એની આખી દુન્યા તું અને તુંજ છે, અને તું જો એને નાઉમેદ કરશે તો એનું જવાંન જીગર

તુટી જવાનું એ વાતની માહરી પકકી ખાત્રી છે. બોલ હવે ત્યારે, તું શું કહેવા અને કરવા માંગેછ ?"

"હું--હું ધારૂંછ, મમા, કે મને એ સવાલ વાસ્તે ગંભીરાઇથી વીચાર કરવાને થોડોક વખત મળવો જોઇએ."

"હું ધારૂંછ કે ફીરૈસ્તાઓબી તાહરી સાથે ધીરજ નહીજ રાખી શકે, છોકરા," તે માતાએ ગુસ્સાથી જમીનપર પગ ઠોકીને હવે નેણ ફેરવી નાખ્યાં; "તું કાંઇ ખરેખર ચક્રમ કે દીવાંનો તો નથી ? દુન્યામાં બીજાબી છોકરાઓ છે કે બીજા કોઇ નથી ? હું તો હવે એમજ માનવા લાગીછ કે તુંને અંતકરણ નથી, અને અંતકરણની જગ્યાએ ખુદાયતાલાએ ભુલથી પથરોજ મુકેલો હોવો જોઇએ ! આવી એક છોકરી કે જેનો મુકાબલોજ નહી મલે, અરધુ ઇંગ્લાંડ જેની કદમબોસીમાં તેના પગપર પડવા રાજી છે, ભલાભલા ઉમરાવો અને શાહજાદાઓ જેના હોઠ પર એક હસી લાવવા પોતાનું સર્વસ્વ આપી દઇને ભીખારી થવા તૈયાર થઇ જાય તે બધા તાહરીપર પોતાના જાંન સદકે કરે અને તે જોવાની તુંને આંખજ નહી હોય એ બનેજ કેમ ? મને કાંઇ કેહ તો ખરો ? મને તાહરી એ શરમભરેલી બેદાદીનું કોઇ વાજબી કારણ આપ તો ખરો ?

"મમા, તમે કાંય સમજ્યા વગર એ એકના એક રૂદનપાટલાના ફેસાદથી મને દુ:ખી કર્યા કરોછ ?" તે ભલો દીકરો કગર્યો.

"દુ:ખી તું થાયછ કે હું ? લોકો ચામડાં તાહરાં કુપેછ કે માહરાં ?" તે છેડાઇ પડેલી ડચેસ માતાએ ગગડાટ કરવાનું ચાલુ રાખ્યું; "પણ માહરે એ બચ્ચાંના ભવિષનો તાહરા જેવા દયાહીણ રાક્ષસને હાથ નાશ નથી થવા દેવો. માહરે મજબુત હાથે કામ લેવુંજ જોઇશે. એની ધાટકી નાઉમેદી એનું જવાંન જીગર કચડી નાંખે ને એ પોતાની જીંદગીથી રદ થઇ પડે તે આગમચ માહરે એના બાપને બધી ખરી હકીકત લખીને એ છોકરીને અહીથી પાછી એના બાપને ઘેર મોકલી દેવી પડશે ! તે વગર બીજો રસ્તોજ નથી. માહરે માહરી જોખમદારી ભુલવી જોઇએ નહી."

"વૅલ, એક આંઠ પંદર દાહડા સબર પકડી જાવ, મમા," બરટ્રાન્ડે કાકલુદીથી માંગી લીધું. "મને ધીરજથી વિચાર કરવા ને કોઇ નકકી તોડ શોધવા દેવ. એક પખવાડીઆં પછી આપણે એ વીષે પાછી વાત કરશું, અને તેટલા વખતમાં તમો બીહવોચ તેવું કોઇ નખ્ખોદ નીકળી જવાનું નથી!"—અને તે જવાંન

આ મુલાકાતથી હદ વગરનો દુ:ખ પાંમેલો, બીજું કાંઇબી વધારે બોલવા કે જયાદા થોભવા વગર, એકદમ તેની માતાનો ઓરડો છોડી ગયો, જ્યારે તેનો દુ:ખ પાંમેલો ચહેરો જોઇને તે હેતવંતી માતાના દીલમાં ચુંઠાઇ આવ્યા વીના રહી શકયું નહીં.

---

## પ્રકરણ ૨૦ મું.

—:૦:—

હવે ડયુક પોતાની માતા કનેથી બાહેર પડેલો પાધરો પોતાના ઓરડામાં ગયો અને ત્યાનાં એકાંતમાં ટેબલપર માથું પટકી નાખીને આંસુઓ વચ્ચે પોતાની આએ દુ:ખદાઇ અને કંઢોડી સ્થિતી ઉપર વિચાર ચલાવવા લાગ્યો, તેણે હવે શું કરવું? તેનો ખાત્રી હતી કે લેનટાઇનનાં સંબંધમાં તેની માતાની ફીકરો અને તકરારો કેવળ ખરી હતી, તે માતાએ કશીજ સહરાગાટ કરી નહી હતી. તે છોકરી તેનાંપર ઘેલી થઇ હતી. એ તો તેણીનું હરેક વરતણ અને સાચું બોલવાનુંજ જે તે હાલ યાદ કરતો તેમાંજ તે પોતે પ્રગટ જોઇ શકતો હતો. વળી તેને પોતાને તેણીને વાસ્તે ઘણું માન અને હેત બરપા થયાં હતાં, પણ અફસોસ કે જેવા પ્યારથી તેને પોતાની પરણેતર નાઓમીને ચાહી તેવા પ્યારથી તે આ છોકરીને કે કોઇપણ બીજીને ચાહી શકતો નહી હતો!

આ છોકરીને પણ તેણે કશુંજ ઉતેજન આપ્યું નહી હતું. તે એમ તેનાપર ઘેલી થશે, એમ તેણે કદીજ ધાર્યું નહી હતું. તે પોતે દીલનો પ્રમાણીક અને પુરેપુરો ઇજતદાર હતો અને તેણીને એક બેહનનાંજ પ્યારથીજ ચાહીને તે તેનાં જોડે સંપુર્ણ એખલાસથી વરત્યો હતો—એટલે સુધી કે આટલા ગરોબાને ગરવટ છતાં તે તેના સાથે "તું—તાં"થી વાત કરવાના તબકાપર વટીક ઉતર્યો નહી હતો. એમ છતાં આ જે મોટો અનર્થ નહીં ધારેલો થયો હતો તે તેણે રોકવાનો અને સુધારવાનો હતો; પણ શી રીતે?

વળી તે કાંઇ નહી વૅલેનટાઇનને કબુલ રાખે ને પરણે? કાંય નહી તેની માયને મરતે દાહડે એટલી તેની માનીતી મુરાદ બર લાવવામાં તે મદદ થાય? નાઓમાને તેણે પોતાના હીચકારાપણાથી ગુમાવી હતી, પણ તે શરમભરેલા અપજશની સજામાં તેણે ઘણું પુરતું ખમ્યું હતું, અને તે વાહલી તરફ તે વરસો તલક વફાદાર રહયો હતો, પણ એમ ક્યાંક સુધી

ચાલે? શુ પોતાની એક ભુલ ખાતર પોતાની આખી જીંદગીની ધુળ થવા દેવા વાસ્તે, અને પોતાનાં માન પામેલાં ડયુકડમની સત્યાનાસી વળવા દેવા વાસ્તે તે વાજબી હતો? એક પડછાયાની પુઠે પડી રહી તે શું પોતાની ખરાબી કરવા નીતીથી કે કાયદાથી બંધાયલોજ હતો? ગરીબ નાઓમી હવે હૈયાત તો હોયજ નહી! વરસો તે વાતને વહી ગયાં હતાં—વરસો! એ જાલીમ દરમ્યાનમાં તે જો હૈયાતજ હતે તો શું કોઇ દાહડો તેની કાંઇ ખબરજ નહી મળી શકતે? શું તે એવું સરબસર પથ્થરનું દીલ ધરાવતી હોય કે પોતાના ઓવાર-નિવાર કરેલા પતીને કદી માંફજ નહી કરે અને કદી એક લીટી પણ નહી લખે? આવી નાજુક, આવી નમાની, અને આવી હેતવંતી આટલી મેહરબાંન તે એવી સહેતાનયત હદ સુધી સંગદીલ કેમ થઇ શકે? અને ત્યારે તે ગુજર પામેલી વાહલીની જગ્યા તે આ તેનીજ કોઇ ચેહરેનસુન અને પવીત્ર સાચ્ચી સકુમારી સુંદરીને કાંય નહી આપે?

એમ છતાં જો નાઓમી જીવતીજ હોય તો આવું એક ભયભીત સંકડામણ ઉભું કરવા વાસ્તે તેણે મીહવુંજ જોઇએ, અને ત્યારે રસ્તો શું? તેને વળી પાછું ઘડીભર મન થયું કે તેની માતા આગળ ધસી જઇને તેણીને તે બધું ખરેખરૂં હીંમતથી કહી દે; પણ તે સાંભળતાં સાથે તે ઉમરાવ બાનુની જે અવદશા થાય તેનો તે દાનેશમંદ બેટાને દયાથી ઘણો અંદેશો રાખ્યો. અરે, જે કહેવાને વાસ્તે તે વરસો તલક હીંમત નહીજ એકઠી કરી શકયો તે હવે છેક કંઠે પ્રાણ આવ્યા હતા ત્યારે કહેવામાં શાણપત શી હતી?

વળી તેને મન થયું કે વાહલી વલેનટાઇનને બધું કહી દઇને તેની દયામાં તે આશરો શોધે, અને જો તે પણ નજ બની શકે તો સેવટના ઉપાય તરીકે તેણે પોતાનું વાહલું વતન અને ઘરબાર પરહરી પોતાની પસંદગીનો એક દેશવટો લેવો, અને વૅલેનટાઇન પરણી જાય અથવા પોતાને ઘરેબારે પાછી સીધારે ત્યાં સુધી આએ તરફ પાછું આવવુંજ નહી!

તે સાંજે એક "ફ્લાવર શોં" હતો, અને ત્યાં ડચેસ અને વલેનટા-નને લઇ જવા તે આગમચથી પ્રૅામીસ થઇ ચુકયો હતો. વૅલેનટાઇને ત માંગી લીધું હતું, અને તેની તે ઉલટ જોઇને તેણે હા કહી હતી. એટલા માટે હાલમાં જો કે તેની માતા સાથની મુલાકાત પછી તે ઘણો કંગાલ બની ગયો હતો અને બધી તેની ઉલટ મરી રહી હતી, તોપણ તે દહાડે સાંજે વખત થતાં વૅલેનટાઇન તેનું પ્રોમીસ તેને યાદ કરાવવા તેના ઓરડામાં આવી, અને તેને તઇયાર થવુંજ પડયું.

"હું તઇયાર થાઉં કે? તમે આવોછ કેની? બરટ્રાન્ડ?" તે હસ્તે ચેહરે અને ખુશાલ તબીયતથી તકાજો કરતી આવી, અને તેને નાઉમેદ નહી કરવાની મતલબથી બરટ્રાન્ડે હાજ કહયું, એટલે ખુશાલી તે ઉલટમંદ છોકરીની આંખોમાં પ્રગટ નાચી રહી.

એજ બેહતર હતું. બરટ્રાન્ડને પણ એ ગમ્યુ—એટલા વાસ્તે કે પોતાના વિશ્વાસમાં લઇને આ રૂપસુંદરીને ફ્લાવર શોમાં પોતાનો ભયંકાર ભેદ આજે કહી દેવાના ઠરાવપર આવીને તે થોભ્યો હતો. ડચેસ તો ત્યાં જતાં સાથે પોતાનાં સેંહકડો ફર ફ્રેન્ડો સાથે રોકાઇ જાય, તે વખતે તે તેણીને તે મોટા બગીચાનાં કોઇ વિસાળ એકાંતમાં બોલાવી લઇ જાય, અને પોતાની દયાજનક કેફીઅત કહી દે!"

અને તે તૈયાર થઇને જ્યારે એક ફાંકડી, પરીશ્યન ટોપીમાં સજ કરેલાં સોહામણાં માથાં સાથે અને પોતાના ગોરા ગાલોપરના રાતા ગુલાબો વચ્ચે તે એક આકાશની હુરી જેવીજ વધારે લાગતી હતી! તે એટલી બધી દીલકસ દેખાતી હતી કે ડયુક પોતાની મરજી ઉપરાંત તેણીને જોઇને મોહીત થયો.

"હું તમોને ગમી? તમે મને જોઇને રાજી થયા?" તે સાચ્ચી છોકરીએ વળી પોતાનાં સાચ્ચાં દીલનાં જોશ વચ્ચે થોડુંક પાછું દોહરૂં કર્યું; "હું જોઇ શકુંછ કે હું તમોને ગમી!"

"તમે શા પરથી તે જોઇ શકોછ?" ડયુક હસ્યો.

"તમે રાજી થયલા હોવોછ ત્યારે તમારા હોઠ જરા મલકાતા દેખાયછ તે પરથી," તેણીએ હસતાં હસ્તાં જવાબ કર્યો. "તમારા ચેહરાપરની પેલી શોકાતુર છાંયા એમ થાયછ ત્યારે થોડોક વખત દુર થઇ જાયછ."

"ત્યારે તમે તો માહરો ચેહરો ઘણો સ્ટડી કીધેલો હોવો જોઇએ?

"ઓ, તમારા ચેહરાની લાઇનેલાઇન તેના મીનીંગો સાથે હું કહી આપું!" તેણીએ હીંમતથી જવાબ કર્યો, અને તેટલાં ડચેસ તૈયાર થઇને આવી એટલે તે વાત ત્યાંજ ઢબ પડી.

તે મેળાવડામાં ઓળખીતાં પાલખીતાંઓનો ઘણો મોટો ધસારો હતો, અને ડયુકે ધારી રાખ્યું હતું તેમ વલેનટાઇનને પોતાનો ભેદ જાહેર કરવા કોઇ એકાંતમાં તે ત્યાં જતાં સાથે તરત તેડી લઇ જઇ શકયો નહીં. તે ત્રણેને ઓળખીતાં પીછાંણુતાંઓએ ઘેરી લીધાં, અને તેને તેમ કરવા વાસ્તે છુટ્ટી મળીજ નહીં. તેણે જોયું કે હદ વગરના જવાંનો વૅલેનટાઇનને ઘેરી લેવા અને તેના પગપર પડવા ચાહતા હતા. તે જરા ખસતો એટલામાં તો કોણુ કોણુ તેને વાત કરાવતા અને તેની ખુશામદ કરતા, તેણીની કને ધસી

આવતા, અને આ કેવી બેમીસાલ ખુબસુરતી હોવી જોઇએ તે વાતની—જો જરૂર હોયતો——તેને વધતી માહીતી અને ખાત્રી મળી.

"વૅલેનટાઇન, તમે થોડીક મીનીટ ફ્રાજલ પાડીને માહરી સાથે જરા એકાંતમાં આવશો? મને તમોને કાંઇ જરૂરનું કહેવાનું છે," ડયુકે એક તક મલતાં અંતે તેના કાંનપર પડીને નરમાશથી કહયું.

"હજારો ખુશી સાથે," તેણીએ મુશકીલથી સાંભળી શકાય એવા ધીમા અવાજે કહયું, અને તેણીએ તેને પોતાનો હાથ આપ્યો, કે જે લઇને બાજુમાનાં એક મોટાં સરોવર તરફના એકાંતમાં ડયુકે ચાલુ મુકયું.

તેણીનું હૈયું તે પોતે સાંભળી શકે એટલા જોશથી ધડકતું થયું હતું. તેણીનાં પ્યારનો સ્વિકાર તેને કહી સંભલાવવા લઇ જવા સિવાય બીજું તે કહેવાનોજ શું હોય? આખી દુન્યા તેણીની આંખ તળે એક અજબ ખુશનુંદી ધરાવતી થઇ ગઇ, અને જ્યારે હૉથૉર્ન અને ચેસનટનાં ઝાડોના માંડવાઓમાં થઇને તે લોક નીચે નદીપર ઉતરી જતાં હતાં ત્યારે તમામ હવાની ખુશબો અને મધુરતા વટીક તેની લંપટમાં તેને વધારે વાહલી થઇ પડેલી લાગતી હતી!

મગર તેની જોડેજોડે હાલમાં ચુપકીદી વચ્ચે ચાલતા કમબખ્ત તે ડયુકની શી દશા હતી? તેનું દીલ સીસાં જેવું ભારી થઇ ગયું હતું, અને તેને ફાંસીને લાકડે ચઢાવવા લઇ જવામાં આવે તેટલાં બધાં તેનાં કદમ ઉપડવાને ભારી થઇ ગયાં હતાં, જે અલબત ખુશીમાં લીન થયલી વૅલેનટાઇને તો કાંઇ જોયુંજ નહી અને જાણ્યુંજ નહી!

અંતે નદી આગળ પોંહચવાનો "સ્લોપ" પુરો થયો એટલે ત્યાં જઇ લાગવા પછી ડયુકે તેણીને વાસ્તે એક પથ્થરો પોતાના રૂમાલ વડે ઝાટકીને એક સુઘડ બેઠક બનાવી, જ્યારે બાજુમાં જે "ફરગેટ—મી—નોટ"નાં સુંદર ફુલો ઉગેલાં હતાં તેમાનો એક ઝુમખો તોડીને તેની સાથે રમત કર્યા કરતી તે પેલા પથરાપર ગોઠવાઇને બેઠી.

પણ અરે, એ શું? ડયુકના ચહેરાપર તેણીની નજર ખેંચાતા તેના ગાલોપરનો રતાસ તેને એકે ઝટકે છોડી ગયો! પ્યારની મીઠી વાતો અને મોબતનો મધુરો સ્વિકાર કેહેવા લાવેલા એક પ્યારનો આ ચહેરોજ કયાં હતો? આએ ચહેરામાં તો અગાધ દુઃખ, નિરાસા અને નાસીપાસી ખુહલાં વાંચી લઇ શકાતાં હતાં! ગજબ થયો કેનો?

"વાહલી વૅલેનટાઇન," ડયુકે તે પછી શોકાતુરપણે કહયું, અને તેનો અવાજ ખોખરો વાગતો હતો, જ્યારે વળી જીંદગીમાં પેહલીજવાર તે તેને "તું—તાં" નાં એખલાસથી આજે સંબોધતો હતો; "વ્હાલી વૅલેનટાઇન,

હું તુંને અત્રે આજે માહરો એક ઘણો ભયંકાર ભેદ કહેવા લઇ આવેલો છું, કે જેથી તાહરી એક ખીલતાં કમળી ફુલ જેવી કોમળ જીંદગીની નાહેકની બરબાદી થતી બચે! તે એક એવો ભેદ છે કે જે મેં વરસો સુધી માહરી છાતીમાં છુપાવ્યો અને સમાવ્યો છે, અને જેની એક વરાળ વટીક આજ તક કોઇ આગળ કાઢવાની હું હીંમત કરી શકયો નથી! વળી તે એક એવો ભેદ છે કે જેણે માહરાં કલેજાંને કાયલોજ કરી મેલેલું છે, છે, અને માહરી જીંદગીની તમામ મજાહ મોટાં દયાહીનપણાંથી લુટી લીધેલી છે!'

તે છોકરી ફાટેલે ડોળે અને દગાયલે ચેહરે દીગમુઢ જેવી તેને સાંભળતી બેઠી. પાક ખુદા, આ શી આફતની વાત હતી? એવું કહી સંભલાવાજ શું તે તેને અહીં સુધી લઇ આવ્યો હતો? એવો તે એનો શું ભેદ હોઇ શકે? ઠંડીનું એક મોટું લખલખું તેનાં બરડાની કરોડમાંથી પસાર થઇ ગયું, અને તે આખાં તનબદનમાં દીસ્તી રીતે ધ્રુજી! આ ધરતી જે ઘડીભર આગમચ સરબસર સ્વરગની ખુશનુદી ધરાવતી તેની આંખમાં દેખાતી થઇ હતી તે પલટીને જોતાં જોતાંમાંજ દોજખ જેવી દેહસ્તનાક બની ગઇ! તે શું કેહવા માંગતો હતો?

"વાહલી વેલેનટાઇન, હું જે કેફીઅત તુંને કેહવા માગું છ તે કેફીઅત જો હું કોઇ બીજાને મોઢેથી સાંભળતે તો હું તેને એક લપડાક ખેંચી કાઢી ને કેહતે કે 'બાયલા, જા માહરી આગળથી, ને તાહરૂં મોઢું બાળ'!" તે જવાંન ઉમરાવે ખરાં જીગરના અફસોસનાં અટવટથી કહયું, "અને માહરી તમામ ખાત્રી છે કે તું ડીઅર જયારે તે કેફીઅત સાંભળશે ત્યારે ખરેખરા તીરસ્કારથી એમજ માનશે અને એમજ બોલશે!"

"પણ ત્યારે મને તે વાત ના કહો," તેણીએ માંગી લીધુ. "તે કેહવાથી તમોને જરાબી શરમાવાનું કે દુઃખી થવાનું થતું હોય, બરટ્રાન્ડ, તો હું તે સાંભળવા માંગતીજ નથી."

"મગર સંજોગો જે આપણા સંબંધમાં બરપા થયા છે તે એવા કફોડા છે, વાહલી બેહન, કે તે તુંને કહી સમજાવવાની જરૂરજ નહી પણ ખાસ ફરજજ થઇ લાગેલી છે!" અને તેમ છતાં, કેમ શરૂ કરવું અને શું કેહવું તે કાંઇજ તેને સમજ પડી શકયું નહી! કયાં અને કેમ શરૂ કરવું તે વાસ્તે તે એક આવો બાહોશ માણુસ છતાં ખરેખર એકાદપલ ઘણો અકલાયો અને ઘણો ગુંચવાયો.

પણ અંતે તે મોટાં દુઃખની એક જખુન કહાંણી તે રૂપસુંદરીને કહી સંભળાવી. સુર્ય તેનાં નરમાશભર્યાં કીરણો સાથે પશ્ચીમમાં નમતો આવતો હતો, પવન ઝાડોનાં કાંનપર પડીને તેઓને પ્યારની મીઠી વાતો

કેહતો હતો, નદી તેનું ગાયન લલકારતી ધીમે ધીમે વેહતી હતી, તેઓની આસપાસનાં બુલંદ દરખતોની મજબુત ડાળીઓ હવામાં મોજથી હીંચકા ખાતી હતી, પક્ષીઓ ઝાડોમાં ગાયન કરી રહયાં હતાં, અને તે વખતે તેણે તે વાત કહી--તે વાત કે જેણે તપાવેલાં લોખંડની ફીસમે તેણીનું નાજુક તનબદન છેદીભેદી નાખ્યું! તે પોતાની બેઠકમાં ઢગલો વળી ગઇ. દુઃખની તે એક કેફીઅત સાંભળતાં તે મરી નહી ગઇ કે બેહોસ નહી થઇ એજ એક અજાયબી હતી! તે મોટાં દુઃખનો એક કલાક તે પછીથી તે છોકરી પોતાની જીંદગીની આખરતલીક ભુલી જઇ શકી નહી. તેની સર્વોતમ ઉમેદો નાશ પામી ગઇ, અને તેનું હૃદય ત અસહય દુઃખ તળે દબાઇને કામ કરતું જાંણે બંધ થઇ ગયું! સુખના એક સ્વપ્નાંમાંથી ઝબકી ને તે જાગી ઉઠી હોય, અને તે સુખનું ખોટાર તેને ખશીઆની અને પશેમાન કરતું હોય એમજ તેને લાગ્યું.

"ઓ બરટ્રાંડ," જયારે તે તમામ કેફીઅત કહી રહયો ત્યારે મુશ્કેલથી પોતાની જબાનપર કાબુ મેળવી તે જેમતેમ એટલુંજ બોલી શકી, અને એ ટુંકમાં બોલાયલા ફકત બેજ શબ્દો તેને અને તેની નાઓ-મીને વાસ્તે ખરાં દીલની દીલસોઝી પુસ્તકો તુલ્ય જાહેર કરતી લાગતી હતી!

"હવે મને કેહ, ખરેખરૂંજ કેહજે, બેહન, કે આએ કેફીઅત સાંભ-ળ્યા પછી તું માહરે વાસ્તે શું ધારેછ?" ડયુકે મોટી ઇંતેજારીથી સવાલ કર્યો.

તેણીએ જવાબ કરવા આગમચ એક આખી મીનીટની અવકાશ લીધી.

"હું તો જે ધારતી હતી તેજ ધારૂંછ, બરટ્રાંડ," તેણીએ ધીમે સાદે કહયું. "માહરા વિચારમાં તેમજ તમારે વાસ્તેનાં માહરાં માન અને હેતમાં, માહરી પોતાની ગમે એવી ગંભીર નાઉમેદી અને દીલ જખમાવી નાખનારી નાસીપાસી છતાં, કશોજ ફરક પડતો નથી! હું બધું સમજી શકુંછ."

"તું શું સમજી શકેછ, વાહલી?"

"હું એમ સમજુંછ કે તમે થોડાક હીચકારા થયા એ વાત ખરી, પણ પાછળ આવતો એ જોખમ જો તમે જાંણતે તો કદી તમે એમ કર-તેજ નહી," તેણીએ કહયું. "તમારા મનમાં તે વખતે એમજ હોવું જોઇએ કે ત્યાં ને ત્યાં તમારાં તુમાંખી માતાની રૂબરૂ ખરી હકીકત જાહેર

કરી દેવાથી વધતો ધાન બીગડશે, જ્યારે પછીથી બાહેર જઇને તમો નાઓમીને બધું સમજાવશો ને સમું કરી શકશો! એમજ કેની?"

"બીલકુલ એમજ," બરટ્રાંડે જોશથી કહયું; "અને માહરી કેરીઅતના દરમ્યાનમાં મેં તુંને એ નહીં કહયું તે એટલાજ વાસ્તે કે તું પોતે શું અનુમાનપર આવેછ તે માહરે જાણવાનું અને તાહરે મોઢે બોલાવવનું હતું !"

તે ખરે મને અજબ થયો. આ ચંચલ ચતુરાની તેજ બુદ્ધી તે હજારોહજાર વખાણ્યા વગર રહી શકયો નહીં, અને તાજુબ થયો. તેની ખરી મકસદ ફકત એ હકીકતનું બ્યાંન સાંભળીને આ છોકરી જો સમજી જઇ શકી તો તેની તેવીજ તેજ બુધ્ધીની નાઓમી તે સમજી જવામાં એવા સંતાપજનક હદસુધ્ધીની નીશફલ કાંય નીવડી હશે?

"એજ માહરી ગણત્રીઓ હતી," તેણે પાછું કહયું, "અને તેથી ને તેથીજ હું ચુપ રહયો, કે જે માહરી મુર્ખાઇને વાસ્તે—"

"મુર્ખાઇ નહીં," ભલી વૅલેનટાઇને હેતથી સુધાર્યું; "પાપબી નહી ને મુર્ખાઇબી નહી! ફકત એક ગફલત અથવા ગણત્રોની ભુલ, અને એવી ભુલ કે અકસમાતને તો આપણે ખાકી માનવીઓ બધાંજ પાત્ર છીએ!"

"ત્યારે આએ બધું સાંભળવા પછી તું મને ધીકકારતી નથી, વૅલેનટાઇન?"

"એક જરાબી નહી," તેણીએ જોશથી કહયું; "કાંય હું તમોને ધીકકારૂં? માહરૂં હેત પરપોટા જેવું તકલીદી નથી. તમારામાં મેં ચાહવા જોગ ઘણું જોયું ત્યારેજ મેં તમોને ચાહયા. આએ ખુલાસો થઇ જવાથી હું નાઉમેદ અને દુ:ખી થઇ ગઇછ. પણ એક લેખે તો હૂં ખુશીજ છું. હું નાહક ગુંચવાયા કરતી હતી. તમારી શોકાતુર આંખોપરથી મને એમ લાગતું હતું કે તમારી છંદમાં કાંઇક ભેદ છે, અને તમોએ કાંઇક ગુમાવેલું છે. હવે ખરી હકીકત સાંભળ્યા પછી બધું બરાબર મને સમજ પડેછ સીવાયે એકજ વાત!"

"અને તે કેઇ વાત, ડીઅર?"

"હું મુતલગ સમજી શકતી નથી કે તમો કેહોય તેવા પ્યારની બુલંદીથી તમારી નાઓમીએ જો તમોને ચાહયાજ હોય તો તે એટલી સંગદીલ પછીથી થઇજ કેમ શકે? પછીથી વરસોના વરસોતક એટલી બધી

આસાનીથી તેણીએ તમોને વીસારીજ કેમ મેલ્યા? હું તો એને ખરો પ્યાર કેહુંજ નહી! ખરો પ્યાર તો જરાગી સ્વાર્થી થઇ શકેજ નહી!" —અને ડયુકને લાગ્યું કે આ સાચ્ચી છોકરી તેની નાઓમીના સંબંધમાં જે કેહતી હતી તે ઘણી હદ સુધી ખરૂં હતું.

---

## પ્રકરણ ૨૧ મું.

—:o:—

મગર તે ગરીબ છોકરી (વૅલેનટાઇન)ના કચડાઇ ભચડાઇ ગયલાં દીલનું કેમ બ્યાંન થઇ શકે? કેવી તેની ઉમેદ, અને કેવી તે એક આંખનાં પલકારામાં ભ્રષ્ટ થઇ ગઇ હતી? તેણે પોતાને વાસ્તે એક આવું સીહા ભવિષ કદી જાણ્યું નહીં હતું. તે પ્યારનાં પવીત્ર અગાધપણાં સાથે આ ઉમરાવને ચાહતી થઇ હતી—એક તે બેઅસર બેમાલુમ લાગણી, કે જેનો એ આગમચ તેણીને કશો અભ્યાસ નહી હતો, અને જેની બળવાન અસરમાં તેણે કદી માન્યુંજ નહી હતું! તે પ્યાર એવો સાચ્ચો અને બળવાન હતો કે આ બધી કેફીઅત સાંભળવા પછીથી પણ તે તેમાં ડયુકનો કસુર તો કગરસ માત્ર પણ જોઇ શકતીજ નહી હતી. વાંક—જો વાંક પુકારી શકાય તો—ફક્ત નાઓમીનોજ તે જોતી, કે જે પોતાનાં આટલાં બધાં હેત છતાં આવા એક ઉમરાવ ભરથારને નહી માફ કરી શકાય એવી તોડછોડ અને દોડાદોડીથી છોડી ગઇ હતી, કે જ્યારે વરસો વહી ગયલાં છતાં એ ઉમરાવ પોતે તો પોતાનાં પરણ્યાં ઇમાનને હજીએ સદા સાચ્ચોજ રહયો હતો!

"હું તો માનીજ નહી શકતી, બરટ્રાન્ડ, કે તે છોકરીએ તમોને સાચ્ચાં હેતથી ચાહયા હોય!" તેણીએ પાછું કહયું.

"તેણીના માહરે વાસ્તેના ચાહમાં કોઇ ઢોંગ કે સહરાગત હતાંજ નહી, વાહલી વૅલેનટાઇન," બરટ્રાન્ડ તેનાં બચાવમાં બોલ્યો. "તેની આખી દુન્યાજ હું હતો."

"તે તમોને માહરીજ માફક આંખ આગળથી ખીસાડવા કે વીહલા મુકવા નહીજ માંગતી હતી?" તેણીએ અજબ થતાં પુછયું; "તમે સાથે હોવો ત્યારે જેમ માહરી દુન્યા આએ ધરતીપરનું બેહસ્ત થઇ જાયછ, અને તમે નહી હોવો ત્યારે જેમ મને બધું અંધકાર ને સુનકાર લાગેછ તેમજ તેનેબી લાગ્યું હશે?"

ડ્યુક તેની આ સાદાઇ, સચ્ચાઇ અને ભલાઇનાં વચનો સાંભળીને પોતાનાં આંએ મોટાં દુઃખ છતાં થોડીક ગમત પામ્યા વના રહી શકયો નહી.

"હું તુંને તેનાં માહરે વાસ્તેના પ્યારનાં અગાધપણુંનો કાંઇ ખ્યાલજ આપી શકતો નથી, વાહલી વૅલેનટાઇન," તેણે શાંતીથી કહયું.

"અને તે ઘણીજ ખુબસુરત હતી?"

"ઘણીજ—જ્યારે અફસોસ કે આજે તે ખુબસુરતીની એક ઝાંખી યાદ માત્ર માહરાં મનમાં રહી ગઇ છે!" તે જવાંને દુઃખના નિસાસા સાથે જવાબ કર્યો. "તે બીચારીની એક સબી વટીક માહરી પાસે નથી અને વરસો વહી ગયલાં હોવાથી તે સોહામણો મુખડો મુશકીલથીજ હું હાલમાં પાછો યાદ કરી શકું છું—એવી રીતે કે જો તે વખતે તે જેવી હતી તેવીને તેવીજ તે આજે માહરી સાંમે પાછી આવીને ઉભી રહે તોજ હું તેને ઓળખી શકું; પણ વખતના વહેવા સાથે આદમીઓના કદ અને ચહેરામાં અજબ જેવા ફેરફારો થતા આવેછ, તેવા જો કોઇ ફેરફારો તેનામાં થયા હોય તો હું તેને પીછાણી વટીક કશું નહી!"

"હું એ બધું સમજી શકુંછ," વૅલેનટાઇને નરમાશથી કહયું "તમે કેહતા હતા અને ધારતા હતા કે તમારી કેફીઅત સાંભળવા પછી હું તમોને ધીકકારસ અને કમકમાટ સાથ છોડી જવશ, પણ તમો માનસો? એ બધું સાંભળ્યા પછી તમારે વાસ્તેની માહરી વખાણ અને માહરાં માનમાં—પ્યારમાં તો હું કહી શકવાની નથી!—હજારોઘણો સામો વધારો થયો છે!"

"એ માહરે વાસ્તેના તાહરા ખરા પ્યારનીજ તાસીર છે. વાહલી બહેન," ડયુકે મોટી વખાણ સાથે લાગણીભેર કહયું.

"હું તે માનુંછ," તે એકમત થઇ; "સાચ્ચા પ્યારનો પાયો રેતી-પર રચાતો નથી. તેમાં ઓસ્તવારી અને મુસ્તકીમપણું ઘણુંજ હોવું જોઇએ, અને તેથીજ તો હું તમારી નાઓમીના તમારી તરફના અવિશ્રવાસ અને ગુસ્સા વાસ્તે અજબ થાઉંછ!"—અને વળી તેણીએ અહીઆંબી એક વિચાર થતાં વધાર્યું, "પણ તમે નહી ધારતા, બરટ્રાંડ, કે તમારે એ વાત ડચેસને હજીબી કહીજ દેવી જાઇએ?"

"તેથી પરિણામ ઘણું માઠું થાય," ડયુકે ફકરમંદ રવેસે સમજાવ્યું; "જે હું તે વખતે કેહવાની હીંમત કરી શકયો નહી તે હવે પંદર વરસ પછી કેહવાનું ઘણું મોડુંજ કેહવાય! વળી તું જાણેછ, ડીઅર, એવણ કેટલાં નાજુક લાગણીનાં છે તે. માહરાં લગન વાસ્તે એવી ફીસમે એવણ ઉલટ ધરાવેછ કે એ નામોશી જાહેર થાય તે કરતાં એવણને મોહત ભલું;

અને એ નામોશી જાહેર તરી થવા દઇને નાઓમી જીવતી હોવાની ફીક-રેથી હું જીંદગીભર આએ ડામાડોળ હાલતમાં રહું, અને આયંદા અમારાં મુદઇ એવરલીવાલાંઓનીજ ફતેહ થાય તેબી એવણુ બીચારાં ખમી શકવાનાં નથી !"

"ખરી વાત છે," વેલેનટાઇન વિચારવંત રવેસે નાચારીનું એકમત થઇ.

"એમ છતાં એ માહરાં ઉતાવલાં અને બચ્ચાંસહી ચેડાંનાં લગને માહરે વાસ્તે આએ જે હીણી સરજત ઉભી કીધેલી છે તે વાસ્તે હું પોતાને માફ કરી શકતો નથી," હીઝ ગ્રેસે કહયું. "માહરી આખી જીંદગીનું નખ્ખોદ નીકળી ગયું! માહરો મેહલ જે અત્યારે વાજતા ઘુંગરા જેવાં માહરાં બચ્ચાંઓથી ગાજીવાજી રેહવો જોઇતો હતો તે અમો બે માદીકરાંને વાસ્તે આએ લંબાણુ કંગાલ વરસોનાં દરમ્યાનમાં એક કબર જેવો શાંત અને કંટાલાભરેલો પુરવાર થયલો છે, જ્યારે તેં આવીનેજ આમારાં મોઢાં નહી ધારેલાં જરાબી હસ્તાં કીધાં! મને માફ કરજે કેહવાને, પણ હું તુંને માહરી મોહરદાર થવાને કહી શકતો નથી તે હું માહરી સીફ કમબખ્તીજ માની લઉંછ! તાહરા માહરે વાસ્તેના ખરા પ્યારે માહરીપર ઘણી ઉંડી અસર કીધેલી છે, અને એક મોહરદાર વગરની માહરી સુનકાર જીંદગીની મુશકેલી તાહરાં અમારે ઘેર રહેવા આવ્યા પછીથી હું જે રીતે જોઇ શકયોછ તેવી મે તે આગમચનાં વરસોમાં કદી જોઇ કે જાંણી નથી! બાઇ, તું એક ફીરેસ્તો છે. તાહરી સચ્ચાઇ, નેકી, સાલેસાઇ એ બધું હું ખરાં દીલથી વખાણુંછ, અને અફસોસ છે કે તે છતાં તુંને માહરી મોહરદાર થવાનું માંગી લેવા વાસ્તે માહરા હાથ બંધાઇ ગયલા છે!"—અને તે એમ કેહતો હતો ત્યારે નાઉમેદી અને નામોશીથી તેનું જવાન માથું તેની છાતીપર ઝુમી પડયું.

"હું બધું એ સમજી શકુંછ, બરટ્રાન્ડ," વલેનટાઇને દુ:ખથી જખ-માતાં કહયું. "આપણે એક હીણનસીબ સરજતના શીકાર થયલાં છીએ, અને હું ખુશી છું કે તમે મનપર લઇને મને આજે બધું ખરેખરૂં કહી દીધું."

"મને કેહવાની ફરજજ થઇ પડી," બરટ્રાન્ડે કહયું; "હું ધારૂંછ કે તું એવી કીસમે મને ચાહતી થઇ તેમાં માહરોબી વાંક હોવોજ જોઇએ. મેં તુંને જોઇ ને જોઇ તું મને ગમી ગઇ ને હું તારો વખાણનાર થઇને કદાપી જોઇએ તે કરતાં વધતા એખલાસથી વરત્યો."

"એમાં બી તમોને દોષ જેવું કાંઇ છેજ નથી," વેલેનટાઇને કહયું. "હું પોતે પ્યાર વિષે કાંઇ સમજતીજ કે જાંણતીજ નહી હતી; હું તો બચ્ચાં-

જેવી નિર્દોષ અને નાવાકેફ તમારે ઘરે આવી, પણ માહરી સરજત એવી કફોડી હશે કે તમોને જોયા ને જોયા માહરૂં દીલ માહરાં મનની બેઅખ્ત્યારી વચ્ચે તમારા તરફ હેતથી ઘસડાઇ ગયું!"——અને કેહવાની જરૂર છે કે એ એક કફોડી અને હીણી સરજત વાસ્તે તેઓ બંને ખ્યાલ નહી થઇ શકાય એટલું બધું દુ:ખ પામ્યાં.

"મેં માહરો એ ભયંકાર ભેદ તું બેહનને કેહવા આગમચ તે સદા સાચવવા વાસ્તે તુંને મેં વચનથી બાંધી લીધી નથી, કેમકે મેં તેની જરૂર જોઇ નથી," ડયુકે તે પછી જરાવારે કહયું; "માહરી ખાત્રી છે, વાહલી વેલેનટાઇન, કે માહરા એ મોટાં દુ:ખની વરાળ વટીક તાહરા આએ પવિત્ર હોઠ બાહેર કોઇ દહાડે કોઇ આગળ ફૂટકવાની નથી!"

"ઓ, બચ્ચીતજ નહીં, બરટ્રાન્ડ!" તેણીએ જોશથી જવાબ કર્યો. "એવા એક તમારા વીશ્વાસને નાલાયક થવા આગમચ મરી જવાનું હું હજારોવાર વધારે પસંદ કરશ!"

"આપણે હવે એ બધું ભુલીજ જઇશું." તેણે કહયું. "એ ઘણું સ્વભાવિક હતું કે જે એખલાસ અને હેતમાં આપણે એકઠાં રહયાં અને સાથે વસ્યાં તેનાં પરિણામમાં આપણા વચ્ચે એવો એક પ્યાર બરપા થવા પામ્યો; મગર હવે એ પ્યાર આપણે સદા નીભાવશું, અને જીંદગીની આખર તક હેતવંતાં દોસ્તો થઇ રહીશું."

"હા, હેતવંતાં દોસ્તો," તેણીએ પડઘા પોકાર્યો, જ્યારે તેમ કહેતાં તેને જે દુ;ખનો એક કાતીલ ઝટકો વાગ્યો તેનું પ્રમાણ તેના એકલા ખુદાનેજ માલુમ હતું! તે ખ્યાલ કરતી હતી કે તેની દીવાની જુવાંની હવે તમામ બરબાદ થઇ ગઇ હતી! બાળક ઉમ્મરે, પરણવાની ઉમેદથી, તેણે ચાહી લીધું હતું, અને તે ચાહમાં નિષફળ નીવડવા પછી હવે તે બીજા કોઇને આખી જીંદગીમાં એવી ઉમેદથી અને તેટલી હદથી ચાહવાની નહી હતી! એક આદમીને તેણે એના પ્યારનાં ખરાં ખાલેશ ખુદાઇ નીખાલેશપણાંથી ચાહયો, મગર સદહજાર અફસોસ કે તે તો બીજીની માલેકીનો પુરવાર થયો!

"તું અહીં રેહ ત્યાં સુધી મને એ માહરાં મોટાં દુ:ખમાં બની શકતી મદદ અને સલ્લાહ દયાને ખાતર આપતી રેહજે, વેલેનટાઇન," વીજળી વેગે તેણીનાં મનમાંથી પસાર થતા એ હજારો દુ:ખકારક ખ્યાલો સમજ્યા વગર ડયુકે માંગી લીધું; "મેં તુંને એ માહરો મોટો ભેદ કહયો તેથી માહરી છાતીપરનો બોજ જાણે કેટલેક દરજ્જે હલકો થઇ

થયો, કેમકે એમ કરીને મને લાગેછ કે મેં એ માહરાં મોટાં દુ:ખમાં માહરાં એ દુ:ખથી દાઝી જનાર એક ખરો દીલસોઝ શરીક અથવા ભાગીદાર ઉભો કરેલો છે!"

"હું શું તમોને સલ્લાહ આપી ને તુટી પડવાની છું, વાહલા ભાઇ? માહરી શું મજાલ? માહરી કેટલી બુધ્ધી?" વેલેનટાઇને મોટાં શોકાતુરપણે કહયું; "પણ તમારે વાસ્તેની માહરી લાગણી એટલી બધી તીક્ષણ અને ખરાં દીલની હેતવંતી છે કે હવે આજથી હું માહરી બંદગીમાં રોજ માગશ કે દાદાર તમારી મદદે આવે, અને તમારી ગુમ થયલી મોહરદારનો, તમારી તેનાં તરફની આએ બધી હદવગરની વફા ને નેકીને મુકાબલે, તમોને હવે કાંઇબી પત્તો મલે!"

"હા, કાંઇબી પત્તો! હવે ફક્ત તેજ મને જોઇએછ, વાહલી બેહન," ડયુકે લાગણીભેર કહયું. "યાતો જીવતી હોય તો આવી મલે, અને મને માહરા બેટાને વાસ્તે કાંઇ ખુલાસો આપે, અથવા બેહસ્ત પામી ચુકી હોય તો તે વાતની બાતમી મલે!"

"તમારા કેહવા પ્રમાણે તમે જયારે આવા એક પહેલા નંબરના ડીટેકટીવ મી૦ મીચલ ડ્રેસ્કીને એ વાતની જોસ્તેજો કરવાનું કામ સપુર્દ કરેલું છે, ત્યારે તો આપણે ઉમેદ રાખ્યે કે તે કાંઇબી પત્તો લાવી આપશેજ; પણ જો તમે બુરૂં નહીં માનો તો મને એક સવાલ તમોને કરવા ગમેછ."

"એક હજાર સવાલ પુછ; તુંને જે ગમે ને સારૂં લાગે તે પુછ. મને તાહરી દયા અને દીલસોઝીમાં સંપુરણ ખાત્રી છે, વાહલી બેહન," ડયુકે ખાત્રી આપી; "મેં તુંને કહયું તેમ તાહરે વાસ્તેનાં માહરાં માન, મોહબત અને વખાણુની કોઇ હદજ નથી, અને તે બધું બીલકુલ ખરાં દીલનું છે. તું આએ ધરતીપરનો એક ફીરેસ્તો છે, અને જો આએ નેહસ્ત સંકડામણથી માહરા હાથ બંધાયલા છે તેમ બધાયલા નહી હોતે તો—"

વેલેનટાઇને તેને પુરૂં કરવા દીધું નહી! તેનું છેલ્લું એ બોલવાનું સાંભળતાં તે થોડીક વધારે ફીકી પડી, અને અધીરાઇથી વચ્ચે કુદી પડી.

"તેથીજ મને પુછવા ગમેછ, બરટ્રાન્ડ ડીઅર," તેણીએ કહયું. "હું જાણવા માગુંછ કે જો તમારી નાઓમી ,ધારો કે તમોને આજે પાછી આવી મલે તો તમો ઘણાજ રાજી થાઓ?"

"તે હું પ્રમાણીકપણે કહી શકતો નથી," બરટ્રાન્ડે ગમખાર જવાબ કર્યો; "હું કબુલ કરૂંછ કે એક વખત મેં તેને એવા પ્યારથી ચાહીછ કે તેવા પ્યારથી કોઇ આદમી કોઇ ઓરતને કદી ચાહવાનો નથી, પણ માહરી થોડીક નબળાઇને વાસ્તેની તેની તોડછોડ હદ વગરની ઘાતકી પુરવાર થઇ

છે, અને વરસોના વરસો વહી ગયલાં હોવાથી, અલબત, તેને વાસ્તેની માહરી મોહબત હવે થોડીક ઠંડી પડી ગયલી છે. એટલા વાસ્તે હું કાંઇ કહીજ નહી શકતો. હું કહીજ નહી શકતો કે હવે જો તે મને જીવતી પાછી આવી મલે તો હું રાજી થાઉં કે દીલગીર થાઉં!"

"અને તે શું એક કોઇ ઘણા ગરીબ વર્ગની છોકરી હતી?"

"હતું તો તેમજ, પણ હું તે માનતો નથી," ડયુકે સમજાવ્યુ; "તેનામાં "ગ્રેસ" એટલી બધી હતી અને તે એટલી ખુદરતી હતી—ઉંચ ખાનદાનનું ખમીર હું અવારનવાર તેનામાં એટલું બધું જોતો હતો કે માહરા તેની સાથના અત્યંત ટુંક સમાગમ છતાં માહરી તો પકકી ખાત્રી છે કે તે કોઇ આમ વર્ગનું નહી પણ ખાસ વર્ગને લગતુંજ ફરજંદ હોવું જોઇએ! તે, અલબત, એ વાત પોતે તો નાજ કેહતી હતી. તે પોતે તો એવું કાંઇ જાણતીજ નથી. તે તો બીચારી ગરીબાઇમાંજ કેળવાયલી પોતાને જાહેર કરતી હતી."

"અને એ ગઇ ત્યારે તો ખાલી હાથેજ ગઇ હશે?"

"ઘણું જુઝવી ખરચ જેગું પોતાનું માહરૂં આપેલું લઇ ગઇ હોશે," બરટ્રાંડે દુઃખ પામીને કહ્યું; "અને તેજ તો મને જ્યાદા સંતાપેછા તેનો ગુજારો કેમ ચાલ્યો હશે, અને વરસો કાસલમેનની એ માન પામેલી ડચેસે તંગદસ્તી અને હાયવેહલા વચ્ચે એક બચ્ચાં સાથે અવત્યાં મેલતાં ક્યાં અને કેમ ગુજાર્યાં હશે તેજ તો માહરો અફસોસ છે!"—અને વળી તેની આંખમાં આંસુ ધસી આવ્યાં. 'તે ખચ્ચીત કરીને પછીથી તો હલકા વર્ગમાંજ જઇ રેહી અને ભેલાઇ હશે, અને બધું પોતાનું ખમીરે અમીર અને ખાશીયત જરૂર ખોહી બેઠી હશે એજ માહરી ફકર છે, અને તેથીજ હું કહી નહી શકતો કે એ માહરી ડચેસ તરીકે પાછી આવે ને જાહેર થાય તો માહરે તેથી રાજી થવું કે દીલગીર!"

"ખરાં દુઃખની આ એક કાહાણી છે," વેલેનટાઇન અધું મનસે, અરધું મોટે પટપટી.

"હવે ખેર; ખુદાપર ભરૂસો રાખો, અને માહરી દોસ્તી ને બની શકતી મદદમાં હંમેશ વીશ્વાસ રાખજો!"

"હા, પણ એક સરતે, વાહલી વેલેનટાઇન!" ડયુકે તેના બંને હાથ પોતાના હાથમાં લઇને હેતથી કેદ કરતાં કહ્યું; "તાહરે મને પ્રોમીસ કરવું જોઇશે કે તું મારી વાહલી બેહન માહરા જેવા એક નાલાયકને વાસ્તે તાહરી બેમુલ જીંદગી નાહકમાં બરબાદ થવા નહીંજ દેશે! હજારો માહરા કરતાં

હરેક વાતે મેહત્તર જવાંનો તાહરા પગ તળે દબાતી આવતી ખાકનેબી ચુંબવા તૈયાર છે, અને તેમાંથી કોઇ લાયકને અને તુંને સુખીજ કરે એવાને જોઇ કાઢીને તાહરે તાહરો પવિત્ર હાથ આપવોજ પડશે।

"તે વાસ્તે હવે ઘણું મોડું થયુ, બરટ્રાન્ડ!" જોતાં દીલમાં ચુંટાઇ આવે એવું માઠું પણ શોકાતુર હસાને વેલેનટાઇને જવાબ કર્યો, અને ઉતાવલે વધાર્યું, "પણ હવે આપણે જઇએ. ડચેસ વાર જોતાં હશે. આપણે નજદીક કલાકથી વધારે વખત અહીં ગુજારેલો છે!'

"હા, જવું તો જોઇએ, પણ માહરી છેલ્લી અરજનો તેં જે મને જવાબ કીધોછ તે માહરે મંજુર નથી; તે વિષે આપણે હજી હવે પછી વધારે વાત કરશું અને નકકી સેવટપર આવશું.—" અને જેમ હાથમાં હાથ મેળવીને તેઓ અત્રે આવ્યાં હતાં તેમજ એ પછી અહીંથી તે મોટા મેળાવડા તરફ પાછાં ચાલતાં થયાં, જ્યારે વલેનટાઇનને ખરાં દીલથી લાગતું હતું કે જે સ્વર્ગીય ખુશનુદી તે નદીને તીરે ગઇ ત્યારે આખી ધરતીએ ધારણ કરી લીધેલી લાગતી હતી તે હવે હાલમાં તમામ નાસ પાંમી ગઇ હતી, અને દોજખનું દારૂન કદરૂપાપણું તમામ ખલકતે પોતાને માથે ઓઢી લીધું હતું!

પણ તેણીએ જીવપર જોરાવરી કરી! એક આદમીથી નહી થઇ શકે એટલી બધી અસાધારણ જેહમતથી તેણે પોતાનો જલેલો ચેહરો પાછો જરા હસતો કર્યો. તે લોકોને તેમજ ડચેસને પોતાનાં ભીતરનું દાવાનળ દુઃખ જરાપણ જાહેર થવા દેવા ચાહતી નહી હતી, અને તેથી જ્યારે તેઓ મેળાવડામાં પાછા ફર્યાં અને લોકોમાં ભેળાતાં થયાં ત્યારે તે પોતાની જવાંન જીંદગીના કડકા ભુકલા કરી નાંખીને અત્રે પાછી આવી હતી એવો સંદેહ તો કોઇને થયોજ નહી!

---

## પ્રકરણ ૨૨ મું.

—:૦:—

ડચેસ ઘણો મોટો આનંદ પાંમી. મેળાવડામાં માહરાણી વિકટોરીઆ ને ત્યાંનાં બધાં આવેલાં હતાં, એટલે ડચેસ ત્યાં જતાં સાથે તેઓ જોડે વાતચીતમાં રોકાઇ ગઇ ખરી, પણ પછીથી ડયુક વૅલેનટાઇનને હાથ આપી ને તે વિશાલ બગીચાનાં એકાંતમાં લઇ ગયો તે તેણીએ બરાબર જોયું હતું, એ તે ઉપરથી, તે બુઢી બુદ્ધિની ઘણી બાહોશ હોવાથી, એમજ સમજી કે અંતે તેણીની ઉમેદ પાર ઉતરતી હતી, અને તેણીએ ડયુકને

સહવારે ખખડાવેલો હોવાને લીધે હવે તે વેલેનટાઇનને પોતાના હાથની ઓફર કરવા વાસ્તેજ એ મુજબ એકાંતમાં ઘસડી ગયલો હોવો જોઇએ! આથી તે ઘણું સુખ પાંમી. વેલેનટાઇનને તે એક બેટીનાંજ હેતથી ચાહતી થઇ હતી, અને તેના હજારો સદ્દગુણોની વખાંણનાર બનેલી હોવાને લીધે તે ડોસી આ દેખીતાં જોડાણ વાસ્તે હદથી જ્યાદા ખુશી થઇ.

અંતે ડોળા તણાવી તણાવીને કલાકેક વહી જવા પછી તેઓ આવ્યા, જ્યારે આવતાં સાથે ઓળખીતાં પીછાણનાઓ જોડે હસને ચેહરે વાતચીતમાં ભેળાયાં—વેલેનટાઇન પણ બધાં સાથે હસી હસીને વાત કરતી હતી, પણ તે બુઢીની તીક્ષણ આંખમાંથી વેલેનટાઇનનાં ગાલપરનો ફીકાસ છટકી શકયો નહી! એ શું? તેઓ બંને તો પાછાં ફરતાં સાથે પાધરાં તેની આગળ આવવાં જોઇતાં હતાં, અને તેઓ એકમેકને વચનથી બંધાયલાં હોવાની વાત તેણીને તેઓએ જાહેર કરી દેવાની હતી તેમ કાંય નહી કરતાં હતાં? શું ગાડીમાંજ તેઓએ તે વાત તેણીને કહેવાનું પોતપોતા વચ્ચે નકકી કયું હશે? શું ઘરે ગયા પછીજ એ વધાઇ તેઓ તેને કેહવાનાં હશે? વળી વેલેનટાઇન તો હમણાં ઘણીજ લાલ ને ગોલાબી ગોલાબી હોવી જોઇએ, તેને બદલે તેના ગોરા ગોલાબી ગાલોપર ફીકાસ કાંય હતો?

તેની ધીરજની ઓટ થઇ ગઇ, અને ત્યારે તેણીએ જલદીજ ઘર પાછાં ફરવાનો ઠરાવ કરી તેઓને બોલાવી લીધાં. તેણીએ પોતે થાકી ગયલી હોવાનું કહયું, અને ઘર પાછું ફરવા માંગ્યું, એટલે બીજીજ પલે બરટ્રાન્ડના હુકમથી ડયુક ઓફ કાસલમેનની ગાડીનું નામ પોકરાયું. એ લગાર કઢંગું થતું હતું, કેમ જે હજી તો બાદશાહી કુંટુંબીઓ કોઇ ગયાંજ નહી હતાં, અને મેળાવડો જરાપણ ખોરવાયો હતો નહી, ડચેસનો અધીરો જીવ, મગર, હાલના સંજોગમાં તે બધાંની કશીજ કનવાર કરી શકયો નહી.

એમ છતાં છોકરાંઓ તો ગાડીમાં પણ કાંઇજ નહી બોલ્યાં! બીજી ત્રીજી એલાર પેલારની તે મોટા મેળાવડાને લગતી ઘણીએક વાતો તેઓએ કર્યા કીધા અને તેણીને પણ કરાવી ખરી, પણ તેઓ એકમેકને કબુલ થઇ ચુકેલાં હોવાની તો વાતજ નહી!

"તું કપડાં બદલીને વેહલી કે માહરા ઓરડામાં આવ વેલેનટાઇન," મેહેલમાં પોહચવા પછી ડચેસે હુકમ આપ્યો; "હું થાકી ગયલી છું, અને ત્યાંજ જરા અલેટાવા માગું છ. તું આવશે તો જરા બે ઘડી તાહેલાં થશે."

"વારૂં, મમા ડીઅર," તે છોકરીએ તાબેદારીથી જવાબ કર્યો; અને તે પોતે ઉતાવળે તઇયાર થવા ગઇ. અલબત, ડચેસનાં મનમાં કે હવે છોકરો છોકરી જે હશે તે જાણ્યા વગર તે રેહવાની છે?

પણ કમબખ્ત ડચેસની તે આશા પણ ફલીભુત થઇ નહી, અને તે સખ્ત નાઉમેદ થઇ. વેલેનટાઇન જરા વારમાં આવી ખરી, અને તેની હંમેશની ગડબડ બોરી ફીસમે તે પટપટયાંએ ત્યાં આવીને હજારો વાત કીધી અને કરાવી, પણ તેઓ એકમેકને કબુલ થઇ ચુકેલાં હોવાનો તો એક હરફ પણ નહીજ; અને ત્યારે ડચેસ હેરત, અજબ અને તાજુબ થઇ કે એ વળી નવી ધાડ શી વલી ગઇ હતી?

"હું તો એવી થાકી ગઇછ જો, વેલેનટાઇન!" ડચેસે કહયું કે જયારે તે ટેબલ આગળ કોફી લેતી બેઠેલી હતી; "તુંબી જરા કોફી લે. તુંબી તો જરા થાકેલી લાગેચ?"

"હા, થેંકયુ, મમા. હુંબી જરા થાકેલી તો છેઉંજ," વેલેનટાઇને પોતાને માટે પણ કોફીનું એક કપ તઇયાર કરતાં દેખીતા કંટાલા અને થાકથી કહયું.

"એ ફ્લાવર શોઝ અને આર્ટ એકઝીબીશન્સ હંમેશ એમજ આપણુને થાકવી નાખેછ," ડચેસે કહયું, "હજારો જાતનાં કલરો અને હજારો જાતનાં પીકચરો જોતાં આંખ અને મન થાકી જાયછ, એટલે દીલને સુસ્તી આવેછ; પણ ખરાર જો, તું કેમ થાકી ગઇ, વેલેનટાઇન? તું તો નજદીક બે કલાક 'શો" માં હતીજ નહી! તું તો બટ્રાન્ડ જોડે નદી કીનારે ચાલી ગયલી, ને ત્યાં બેઠેલી કેની?"–તેનાં મનમાં કે હવે કોથળામાંથી બીલાડી બાહેર આવ્યા વિના રહેનાર નથી!

પણ પેલીએ તો એ સવાલ ઉપર ઉપરથી દમ વગરનો જવાબ કરીને સાબુત ઉડાવ્યો.

"પણ મને નહીં સમજ પડતી," ડોસાં વધારે એક કદમ આગળ વધ્યાં; "આવો મહજાનો શો જોવાનો મુકી દઇને તમે બે જણાંઓ એકલાં બેસીને બે કલાક સુધી તે એટલી બધી શું વાતચીત કર્યા કીધી હોશે?"

"અમે તો અમથી બેલાર પેલારની દમવગરની વાતો કર્યા કીધી, મમા," તેણીએ દેખીતા કંટાલાથી કહયું, અને ડચેસે ખાત્રીપુર્વક જોયું કે તે છોકરીના અવાજમાં જે રૂપેરી ઘંટના નાદ જેવો એક મીઠો ખણુખણાટ હંમેશ મોજુદ સંભળાતો હતો તે હાલમાં હવે બીલકુલ નાબુદ થઇ ગયો હતો! "એવણુ બધી મને પોતાની બચગીની અને આએ તમારા "રૂડ કાસલ" ના નામાંકીત મેહલને લગતી વાતચીત કેહતા હતા.

ડચેસના મુખમાંથી દુ:ખની એક બેઅટકાવ ધીમી હાય નીકલી પડી! 'મુઇ હું કમબખ્ત!' તે મનસે પટપટી; 'ખુદાનો આપેલો હીરાને બોજેનો માહરો એકનો એક દીકરો છે, પણ જે સુખ હું ઘણું ચાહુંછ તેનીજ મને દાદારને બારની મના છે!'

એ મુજબ વળી બીજા થોડાક દીવસો ગબડયા પછી, એક સહવારે ડયુક જ્યારે તૈયાર થઇને "બ્રેકફાસ્ટ રૂમ" માં આવ્યો ત્યારે બંને બાનુઓ તેની આગમચ ત્યાં આવીને ગોઠવાઇ ચુકેલી હતી, અને ડચેસ "ધી પ્લેનેટ" નામનું એક આગેવાન સોસાયટી જરનલ, તે દાહડેનું, ઘણુંજ ધ્યાનથી વાંચવા પડેલી હતી.

"કેમ, મમા, તમારાં સોસાયટી જરનલમાં આજે તો તમોને કાંઇ ઘણોજ "ઇનટરેસ્ટ" પડતો લાગેછ? કાંઇ છે કે નવું ને જાણવા જેવું?" ડયુકે પોતાની ખુરશી લેતાં સેહજ પુછ્યું.

"હા, હું તુંને કેહવાની અને તમો બેઉ આગળ વાંચવાનીજ હતી," તે માતાએ પેપરમાંથી માથું ઉંચું કરીને કહયું. "કોઇ અમેરીકન "બ્યુટી" આપણાં શહેરમાં આવેલી છે, અને "પ્લેનેટ" તેને લગતી ખબર આપતાં આજે ઉઠલાઇ પુઠલાઇ જાય છે! તેણે આખી ત્રણ કોલમ આજે એ બાબદની ભરેલી છે, એટલે મને લાગેછ કે વાતમાં કાંઇ વજુદ ઘણું હશે ખરૂં"

"કોઇ અમેરીકન બ્યુટી?" વેલેનટાઇને વાતમાં ઉમંગ લઇને પુછ્યું.

"હા, દીકરી; અને વળી કોઇ અમેરીકન અબજોપતીનીજ ભત્રીજી! ઘણી નવાઇ જેવી અને જાણવાજોગ વાત છે. સાંભળો હું વાંચુછ તે, છોકરાંઓ! હમણા નાસ્તો ના મંગાવતા. હું ધારૂંછ કે ગઇ રાત્રે લેડી વુડબ્રીજને ત્યાંનાં બૉલમાં આપણે જવાની દરકાર નહીં કીધી તે ઘણી ભુલ કીધી."

"ત્યાં એ ગયલી—શું?" ડયુકે સહેજ સવાલ કર્યો.

"હાં, તેનો તો આએ હેવાલ છે!" ડચેસે કહયું. "સાંભળો હું વાંચુંછ તે."—અને તેણે વાંચ્યું:—

## "એક અમેરીકન ખુબસુરતી."

"મુકાબલો નહીં મળી શકે અને આંખ નહીં ઠરી શકે એવી એક અજબ અમેરીકન ખુબસુરતીની હાલમાં આપણાં શહેરમાં થયલી આમદે અત્રે પુશકલ સેનજેશન ઉભું કરેલું છે. અમો મીસ ગ્લીનટનને વાસ્તે લખ્યે છીએ. આ એક અબજોપતી અમેરીકનની દીકરી (ભત્રીજી) છે, કે જે પહેલવહેલી પોતાના એ અબજોપતી શ્રીમંત કાકા જોડે ઇંગ્લાંડ આવલી છે, એ જવાન બાનુ ગઇ કાલે લેડી વુડબ્રીજને ત્યાંનાં બૉલમાં મારસ્યોનેસ ઓફ વાઇડેલની માન પામેલી બાંહેધરી હેઠલ પહેલવહેલી હાજર થઇ હતી, અને એ વરસ પચીસથી ત્રીસની ઉંમરની આંખ થડી નહી શકે એવી અજબ ખુબસુરતીએ એ મેળાવડામાં આવતાં સાથે જે લોકોને ફક કર્યા તેની અજાયબીનું બ્યાન કરવા વાસ્તે અમો કને શબ્દોજ નથી! તેના કીંમતી પોશાકનો ટેસ્ટ અને ઠેરો, તેણીએ પહેરેલાં કરોડોનાં હીરા મોતી, તેણીનું સીધું સરોવર

જેવું બદન અને સંપુરણ સ્ત્રીવેશ સાથના દીલજીત દમામદાર મુખડાંએ આખા મેળાવડાને કેવળ મોહીત કરી નાખ્યો!"

"એ બાઇના કાકા મી૦ હારડરેસ ગ્લીનટન પણ મેળાવડામાં હાજર હતા, અને તેવણના સંબંધમાં જણાયલું છે કે તેવણ અમેરીકાના એક અબજોપતી આગેવાન શેહરી છે. તેવણ પાસે બેસુમાર પઇસો છે, અને તે મોટે ભાગે તેવણનોજ પેદા કરેલો છે; પણ તેવણ કાંઇ છેકજ મુફલેસી કે ગરીબાઇમાંથી વધીને તાલેવંત થયા નથી. જો અમોને મળેલી ખબર ખરી હોય તો એમ કેહવાયછ કે એવણ સાહેબ અસલ ઇંગ્લાંડનાંજ વતની હતા, અને કાંઇક વરસો બાદ પોતાની માતરભુમીમાં હાલમાં પાછા ફરેલા છે. વળી એઓ અમેરીકન નથી એ વાતની પુરવારી તેઓના ચેહરામાં પણ પુરતી જોઇ શકાય છે. એવણનામાં અને એવણની ચેહરેનમુન ભત્રીજીના ચેહરામાં "અમેરીકન ફીચર્સ" જરાપણ દેખાતા નથી, જ્યારે ઇંગ્લીશ ચેહરાઓજ વધારે કરીને જોઇ શકાય છે.

"મી૦ ગ્લીનટનનું કાંઇ ફેમીલી નથી. તેવણનાં ધણીઆણી મરણ પામેલાં છે, અને તેવણને કાંઇ છોકરાંજ નહી હતાં તેથી ખરેખર તો આએ જવાન મીસ ગ્લીનટન તેવણનાં અબજોની એકલાં હકદાર વારસ છે, કે જે એવણના અબજો એવણે અમેરીકામાંજ પેદા કીધેલા છે. કહે છે કે ઇંગ્લાંડથી ઉઠાંગરી કરીને ઘણી નાની ઉમ્મરે કાંઇ સારૂં ખેતર ખોળી ખાવા સારૂં એ ગ્રહસ્થ અમેરીકા સીધાર્યા હતા. તે વખતે એવણની ગાંઠમાં ઠીક પુંજી હતી, કે જેમાંથી તેઓએ અમેરીકામાં બોહળા વિસ્તારનો એક જમીનનો ટુકડો વેચાતો લીધો. એવણની મતલબ મોટા પાયાપર ત્યાં તંદરોસ્ત ઢોરો ઉછેરવાનું એક મોટું "ફાર્મ" કરવાની અને તેમાંથી સારૂં પેદા કરવાની હતી, પણ અનાયસે તે જમીનમાંથી. ચાંદીની ખાંણ નહી. ધારેલી હાથ લાગી, અને તે અકસમાતે એ સદગ્રહસ્થને નીહાલ કરી નાખ્યા!

"મી૦ ગ્લીનટને પોતાનાં અત્રેનાવસવાટ માટે સેંટ જેમ્સ પાર્કવાલા મોટા રાજવંશી લતાપરનો એક મેહલ ખરીદ કરેલો છે, કે જે કોઇ કરોડપતી ફોરેનરે હમણાજ પોતાને માટે બંધાવ્યો હતો. એ મેહલ આપણા બાદશાહી મેહલોથીબી આલા પુરવાર થાય એવું એક આલીશાંન ગંજાવર મકાન છે, કે જેને એમ છતાં આ સાદામાંદા મી૦ ગ્લીનટન "બરૂક હાઉસનાં" ઘણુંાંજ સાદાં ને સાધારણ નામથી ઓળખાવે છે. એમ કેહવાય છે કે મી૦ ગ્લીનટને દસઘણો નફો આપીને તેના અસલ માલેક કનેથી એ મેહલ પોતાના અત્રેના સોલીસીટર્સ મારફતે પોતાને માટે ખરીદયો છે, અને તેવણ પેરીસમાં થોભ્યા હતા તેટલાં મજકુર સોલીસીટરોએ એક

પેનીની જગ્યે એક આખો પાઉંડ ખરચી નાંખીને તે અરેબ્યન નાઇટસ માહેલા અલાદીનના જાદુઇ ફાનસવાલા મેહલ માફક નવા વધારાસુધારા સાથ તઇયાર અને આરાસ્તા કરાવ્યો છે! એ મેહલ તઇયાર અને આરાસ્તા કરાવવા પાછળ એમ કેહવાય છે કે કાંકરાની માફક પઇસા ખરચાયા છે, અને હાલમાં ત્યાં એ કાકા ભત્રીજીએ જાહુકનો મુકામ કરેલો છે. ફકત એક મોટો કુશાદે દાદરજ તમામ ચાંદીનો બાંધવામાં આવ્યો છે, અને આખા મેહલમાં જે આરસપાહણ વપડાયો છે તે બી હદ વગરનો કીંમતી અને ઉંચામાનો છે. ઘણા કીંમતીમાં કીમતી મારબલ સ્ટેચ્યુથી બગીચો અને મેહલ ઘણા રોનકદાર કરવામાં આવેલા છે, અને એ મેહલ અને બગીચો અત્રેની ફેશનેબલ દુન્યાને આખો ફરીને જોવાજોગ થશે એમાં કશોજ સંદેહ નથી."

"આએ પેપરવાલાપર મને ઘણો વિશ્વાસ છે." ડચેસે કહયું "અને તેથી હું તો એ અબજોપતી અમેરીકન બ્યુટીને જોવા ખરેખર જાણે અધીરી પડીછ!"

"તમે ખરેખર છોકરીઓમાં ખુબસુરતીને ઘણી અગત આપતાં જણાઓછ, મમા?"

"માહરા દીકરા, હું તો ખુબસુરતીમાં હમેશ ઘણું માનુંછ," ડચેસે જવાબ કર્યો. એ તો એક "પાવર" છે, અને ખુબસુરતી, પદવી અને પૈસા એ બધી નવાજેસો પામેલી એક છોકરી તે તો ખુદા તરફનો એક સઉથી મોટામાં મોટો આશીરવાદ છે!"

"ત્યારે તો આપણે આજે રાત્રે એ નવા અમેરીકન સેતારાને જોઇશું," ડયુકે ધ્યાંન ખેંચ્યું. "આપણે લેડી હરડલને ત્યાંના બૉલમાં આજે જવાના છીએ, અને ત્યાં એ લોક આજે આવવાનાંજ હશે."

"હા, જરરજ," ડચેસ એકમત થયાં. તું જોજેની—"પ્લેનેટ" નાં આએ દીલ ઉસ્કેરનારા હેવાલ પછી એ "અમેરીકન બ્યુટી"ને જોવા લેડી હરડલને ત્યાંનાં બૉલમાં આજે રાત્રે તાહરૂં ફેશનેબલ લંડન આખું ઉતરી પડવાનું!"—અને કહેવાની જરૂર છે, વાહલાં વાંચનારાંઓ, કે તે કોઇ નવી આવેલી "અમેરીકન બ્યુટી" ને જોવા "રૂડ કાસલ"નાં મેહલમાં વસનાવાલાં એ ત્રણે આસામીઓ પણ કાંઇ અજબજ અને હદ વગરની ઉલટ ધરાવતાં થઇ ગયાં હતા?

---

# પ્રકરણ ૨૩ મું.

———:o:———

અબજોપતી અમેરીકન મી૦ ગ્લીનટને "બરૂક હાઉસ"નાં અજબ જેવાં સાદાં નામ હેઠળ જે નામાંકીત મહેલ સજાવ્યો અને વસાવ્યો તેવો આખા લંડનમાં તો શું પણ આખા ઇંગ્લાંડમાં બીજો કોઇ નહી હતો! પૈસા તો તેટલા બધા કાંકરા હોય તેમજ એ મોટા મહેલ આરાસ્તા કરવા પાછળ ખરચાયા હતા! ગાલીચાઓ, પુતલાંઓ, પેન્ટીંગ્સ, ફુલો, ફરનીચર જે કહો તે બધું રાજવંશી મહેલોમાં પણ મુકાબલો નહી મેળવી શકાય એવું ઉંચું અને આલા હતું; અને તેવા એક મેહલમાં અત્રે આવ્યા પછી એક કાકો ભત્રીજી ઠર પડયાં હતાં.

અને એવા મોટા ભવ્ય આરાસ્તા રાજમાહલનો એક નાનામાં નાનો ઓરડો જે "ધી રોઝરૂમ"ને નામે ઓળખાતો હતો તે એ મહેલની રાજ કરતી રાણી અને સાહેબી કરતી શેઠાણી પેલી "અમેરીકન બ્યુટી"નાં સ્વાધીનમાં હતો, અને તે સુંદરી હાલમાં ત્યાં "ધી પ્લેનેટ" વાંચતી એક સોફાપર અલેટાયલી એકલીજ હતી. તે એ સુપ્રસિધ્ધ પેપરમાં પોતાને લગતો જે હેવાલ છપાયો હતો તે મોઢાં ઉપરના એક મલ-કાટ સાથે હસ્તી અને વાંચતી આરામ કરતી હતી. તે હેવાલમાં તેના અબજોબતી કાકાના પૈસાની રેલછેલ, આ "બરૂક હાઉસ" ના મહેલ અને તેણીની પોતાની ખુબસુરતીની અનહદ તારીફ છપાયલી હતી અને તે વાંચતાં મલકાટમાં વળ ખાઇ ગયલા તે હસ્તા હોઠો વચ્ચેથી તે સુંદરી વાંસલીના નાદ જેવા મીઠા સ્વરે એકલી એકલી મનસે પટપટી, 'ભલાં આદમી આએ પેપરવાલાએ બાકીજ શું રાખ્યું? એક માહરો ફોટોગ્રાફ આપતે અને લોકો જોતે તે કરતાંબી વધતી બારીકીથી લખનારાંઓની અલંકારીક ભાષામાં એણે આએ બધું માહરે લગતું બ્યાંન લલકારેલું છે!'

પણ વાંચનાર કદાપી પુછશે કે ગપાટક પેપરવાલાઓએ બાજે વખતે પોતાની મતલબના મોટા મોટા ઓરંગાઓ મારે છે તેવુંજ તે સુંદરીની સુંદરતા વાસ્તેબી "ધી પ્લેનેટ" માં બ્યાન હતું, કે તેણે બ્યાન કરેલી એ વાતમાં કાંઇ વજુદ હતું? હદથી જયાદા વજુદ હતું! તે એક એવી અનુપમ સુંદરતા હતી કે જેનું બ્યાન કરવાને પુરાં પ્રમાણમાં શબ્દોજ શોધ્યા મળી શકે નહીં અને જે બ્યાંનને કોઇ પણ શબ્દો પુરતો ઇનસાફ આપી શકેજ નહીં! કોઇ જવલેજ જોવામાં આવતી ખુબસુરતી "ખુદાઇ નુર" કહેવાય છે, અને દયાળુ ખુદાએ એવાં અશો નુરના દરીઆવ પરીસુરત મુખડા ઉપર એઅંદાઝ ગોયા ધોળીજ

દીધા હતા! તે નજદીક ત્રીસ વરસની એક નવજવાન અબલાની પુખ્ત વયે પોંહચેલી સીધી, પટલી, ઉંચી દમામદાર અબળા હતી. તેણીનાં બદનની લાઇનેલાઇન સંપુર્ણ હતી, અને પરવરદીગારે પુરતી ફુરસદે બેસીને એ બદન અને વદન એક પણ ખામી કે કચાસ વગરનાં ઘડયાં હોય એમ એકજ નજરે જોઇ લઇ શકાતું હતું! તે એક રાતા ગુલાબ જેવો તરોતાજગીભરયો નાજુક મુખડોજ એવો હતો કે જે જોતાં દીલ બેતાબીથી બેકરાર બને, અને જે ઉપર જાંણે નજર ઠરાવેલી ઠરી શકે નહી! તે એક ખરી અપવાદરૂપ ખુબસુરતી હતી. તે એક દૈવીક શકિત હતી, અને એક ખાકી ઇનસાન અને છોકરી કરતાં એક કોઇ પરીસુરત દેવી જેવીજ વધારે લાગતી હતી. તેનાં માથાંની મરોડ અને ચહેરાનો ગરૂર એ બધું એટલું જોવાજોગ હતું કે તે તેને તે હતી તે કરતાં પણ વધારે રોબવંતી અને દમામદાર બનાવતું હતુંઃ અને હાલમાં તે એક એવી માલોતુજાર મગરૂરી "ધી પ્લેનેટ" ન્યુસપેપરમાં તેને પોતાને લગતો જે તુલોતવીલ હેવાલ છપાયો હતો તે પોતાના હોઠો પરના હસવાના મલકાટ સાથે હાલમાં, અમોએ ઉપર કહયું તેમ, વાંચતી અળેટાયલી હતી.

આખું લંડનજ નહીં પણ આખુ ઇંગ્લંડ—બલકે તમામ યુરોપ તે શ્રીમંત તુમાખજાદીની વાત કરતું થયું હતું. રોમ, ફ્લોરેન્સ, વીએના, પેરીસ વિગેરે ઘણી જગ્યાઓમાં તે ફરી ફરીને આવી હતી અને તે બધે ઠેકાંણેની તમામ ખલકતને ગોયા તેણે પોતાના ગજવાં અને ખુબસુરતીનાં શ્રીમંતપણાંથી પોતાના પગ પાસે ઝુકતી કરી હતી.

અને તે એમ વાંચતી પડેલી હતી તેવામાં એક દમામદાર ગ્રહસ્થ તે ઓરડામાં આવ્યો, જેને જોઇને તે મીઠાસથી હસી.

અંકલ ડીઅર," તેણીએ ઉઠીને બેસતાં હસીને કહયું, આએ "પ્લેનેટ" માં તમારો હેવાલ છપાયોછ તે વાંચ્યોછ કે? મને તો છેક છઠ્ઠે છાપરે ઉંચકીને બેસાડીછ જો! હવે માહરો બેડો જરૂર પાર થઇ જવાનો! હવે જરૂર કોઇ શાહજાદો અથવા પહેલો પદવાનો ડયુક માહરા પ્યારમાં પડવાનો અને મને પરણી જવાનો!" અને પેલા મીઠા પરવાળાં જેવા લલચાવનારા લાલ હોઠોપર પેલોજ તુમાખનો વળ ચઢેલો પાછો જોવાતો હતો.

"બેટા, તું મને ઘણો અજબ કરેછ," તે કાકાએ કહયું; "મને તો કાંઇ સમજજ નહીં પડતી કે એ બ્રીટીશ ઉમરાવો વાસ્તે તું કાંય એટલો ધીક્કાર ધરાવેછ! તું કાંય એ લોકને માનથી જોઇ શકતી નથી?"

"બ્રીટીશ ઉમરાવો!" તે રૂપસુંદરીએ મોટો કડવાસને તીરસ્કાર જાહેર કર્યો; "એ બ્રીટીશ ઉમરાવોને વાસ્તે બ્રીટીશ ગધેડાઓને વાસ્તે હોય તેટલુંજ માન હું ધરાવી અને જાહેર કરી શકુંછ, અંકલ ડીયર! હું કાંય

તે લોકોને માન આપું? હું કાંય તે લોકો વાસ્તે સારા વિચારો ધરાવતી થાઉં? તે લોકોમાં એવું છેજ શું? આપણાં વહાલાં અમેરીકાના ખેતાબનાં પુછડાં વગરનાં સાચ્ચાં દીલનાં સાદા ઉમરાવોને મુકાબલે અહીંનું એ બેહ-કેલું વાજું કેઇ ગણત્રીમાં છે?" અને પછી એ દીલ ઉશકેરનારી અને તબ્યત બીગાડનારી વાત તે આગળ ચલાવવા નહીં ચાહતી હોય તેમ પેલું "પ્લેનેટ" પેપર તે ડોસાના હાથમાં હેંસવીને કહયું, "પણ આએ વાંચોની? તમારો હેવાલ તમોને ગમશે."

મી૦ હારડરેસ ગ્લીનટન તેણીની બાજુમાં તેજ સોફાપર ગોઠવાયો, અને તેણીએ તેનાં હાથમાં હેંસવેલું ને પેપર લઇ પોતાને લગતો તે હેવાલ વાંચવા લાગ્યો.

"આએ અહીંના પેપરવાલાઓ જબરા ખંધા છે!" તેણે થોડુંક વાંચીને હસી દેતાં કહયું; "એ લોક કેમ એ બાતમી મેળવી શકતા હશે? આએ "પ્લેનેટ" વાલાને કોણે બાતમી આપી હશે કે હું ખરો અમેરીકન નહીં પણ અસલમાં તો ઇંગ્લાંડનોજ વતની છેઉં, અને તુંબી અમેરીકન નહીં પણ ઇગ્લીશ છે?"

એ લોકના ઓરંગાને કોઇ નહીં પુગે, કાકાજી!" મીસ ગ્લીનટન હસી, કે જ્યારે મોતી સમાન, એક પણ દાગ વગરના, ઉજલા, એક સરખા ગોઠવાયલા હારબંધ તેણીના દાંતો તેણીને વધારે દીલકસ દેખાડતા હતા.

તે એક ઘણો ઉદાર હેતુઓનો અને ખરો પરગજુ શ્રીમંત હતો—એ મી૦ ગ્લીનટન. તેનાં દ્રવ્યની કોઇ હદ નહીં હતી, તેમ તેની બખશેશો ને ઉદારતા પણ અકકલ કબુલ નહીં કરી શકે એટલી બધી મોટીજ હતી. કોઇ મોતાજ અમેરીકન, તેની દયા શોધતો આવેલો, દયાને લાયક હોય તો ખાલી હાથે પાછો ફરેલો કોઇએ કદી જાણ્યોજ નહીં હતો. નિરધન-તાનાં બેસુમાર દુઃખો તેણે ટાળ્યાં હતાં, ગરીબ વિધવાઓનો વાલી અને માબાપ વગરના કમનસીબ બચ્ચાંઓનો તે વાલીદ થયો હતો, અને ગરી-બોનો તે સદાનો સાહયકારી મિત્ર હતો. તે પોતે મધ્યમ સ્થિતીમાંથી વધ્યો અને આબાદ થયો હતો, અને ગરીબીની તેને, તેથી, ઘણી કદર હતી. તે આ મોટાં શ્રીમંતપણાંથી ફાલી ફુલી ગયો કે જરાએ ગરવિષ્ટ બન્યો નહીં હતો. તે ભલો અને નનામો હતો, તોપણ તેનો રોબ અને દેખીતી રીતે મોટો અંને કોઇને પણ છક કરે એવોજ હતો.

તેનું આ છોકરીપર હદ વગરનું વહાલ હતું. તે તેની જાંણે તમામ દુન્યા હતી! તેને વાસ્તે તે મગરૂર હતો, અને તેનાં સઉંદર્ય માટે "પ્લે-નેટ" માં જે સ્તુતિ લલકારવામાં આવેલી હતી તે પોતે પોતાના મનથી

સાચીજ ઠરાવતો હોય તેમ એ પછી જ્યારે તે આગળ વાંચવા પડ્યો અને આગળ વાંચતો હતો ત્યારે તેના હોઠ મલકાતા દેખાતા હતા.

"હવે ત્યારે તમે શું હમેશ અહીંજ થોભવાનો ઇરાદો રાખ્યોછ, હારડરેસ કાકાજી?" તે વાંચી રહયો એટલે તેણીએ અચબુચ એ ખ્યાલ થયો હોય તે કીસમે સવાલ કર્યો.

"કોઇબી સેવટપર આવવા વાસ્તે અત્યારે તો હદ વગરનું જલદીજ કેહવાય, મારાં બચ્ચાં," તે અબજોપતીએ હેતથી જવાબ કર્યો. "તેં અત્યાર સુધી માહરી મરજી રાખી નથી, અમેરીકામાં તો તેં સદા એકસ રખું ના ને નાજ કહીને તાહરા પવીત્ર હાથના સઉથી લાયક હજારો ઉમેદવારોને તેં નાઉમેદજ કરેલા છે; પણ શું તું અહીંબી હવે એમજ કરવાની છે? આએ પેપરવાલો કેહચ તેમ આખાં યુરોપમાં તું સઉથી ખુબસુરત છોકરી છે, અને ત્યારે તે છતાં આટલી પુખ્ત ઉમર થઇ તો પણ તું પરણવાને નાજ કહયા કરે એ કેમ ચાલે વારૂં, બેટા?"

તેણીએ આગળ દોડી આવીને સાચ્ચાં હેતની શીદાગીરી સાથે પોતાના મખમલ જેવા સુંવાળા અને નાજુક હાથો તે બુઝર્ગની ગરદન આસપાસ વિંટાલ્યા, અને તેનાં પાસામાં દબાઇને બસ્તાં કહયું. "વળી તમે એવા "નોટી" થયા, અંકલ ડીઅર? વળી પાછી તમે એજ વાત કાઢી? મેં હજારો વખત તમોને ના કહયુ છતાં? માહરે તો પરણવુંજ નથી! માહરે તો એ વિચાર કરવોજ નથી!'

"પણ કાંય?"

"કારણ કે હું તમો મુરબ્બીનાં આટલાં બધાં હેતનાં સુખમાં દરેક વાતે સુખી છું," તેણીએ જવાબ કર્યો; "મને દુઃખ શું છે અને ગરજબી શું છે કે એક પરાયાની ખીદમત ગુજારીની અને તાબેદારીની હું આરજુવાર થાઉં? તે કરતાં હું તો સદા તમારે ગળે વળગીને, મેં તમોને કહી રાખ્યુંછ તેમ, તમારી સાથેજ રહેવશ, અને તમારીજ ખીદમત ઉઠાવીને તમારો તમામ બુઢાપો સફળ અને સુખી કરશ!"

તે બુઝર્ગ મોટે સાદે હસ્યો.

"બધી છોકરીઓ પરણવાના સવાલપર હમેશ એમજ મચકાયચ અને એમજ ના કહછ," તેણે હસીને કહયું; "પણ માહરી તો સોએ સો ટકા ખાત્રી છે કે તું લંડનમાંજ પરણશે ને હવે ઠર પડી જશે."

"ત્યારે અમેરીકામાં કાંય નહીં પરણી?" તે છોકરી હસી.

"તે એક દીગર વાત છે," તે કાકાએ જવાબ કર્યો; ત્યાંના કોઇ જવાનો તને નહીંબી "ઇમપ્રેસ" કરી શકયા હોય!"

"ત્યારે અહીંના જવાંનોનાં મોઢાંપર તે શું એક એવું ધુલારૂં ઉડી જતું હશે?" તેણીએ થોડાક વધતા કડવાસ સાથે તુચ્છકાર કર્યો.

"તે ગમે તે હો," મી૦ ગ્લીનટન ગભીર થયો; "પણ માહરૂં તો જીગર સાખ પુરેછ કે તું અહીં ઇંગ્લાંડમાં જરૂર પરણશે, અને તેઓ વળી અહીંના ઉમરાવોમાંથી કોઇ એક ઉંચી પંકતીના અને આલા દરજજાના ડયુકનેજ પરણશે!"

"ત્યારે તમારૂં દીલ તદન ખોટીજ સાખ પુરેછ અંકલ ડીઅર!" તેણીએ હસીને તોપણ થોડાક તીખાસથી અને અધીરાઇથીજ કહ્યું, કે જ્યારે તે શોભીતો સોહામણો મુખડો ગુસ્સાના ગરમ રતાસથી, હતો તે કરતાં, વધતો ગોલાબી બન્યો.

"પણ હરેક છોકરીએ પરણવું તો જોઇએજ કેની?"

"પણ હું હવે છોકરી થોડી રહીછ જે તેની વાત, કાકાજી?" તેણીએ તકરાર લીધી; "હું તો હવે મોટી ઉમ્મરની બઇરી થઇછ, અને હવે માહરે વાસતેનો એ ખ્યાલજ તમારા દીલથી દુર કરી નાખો! માહરા ગઇગુજરી કડવા અનુભવો અને દુ:ખનાં એવાં શીહા વાદળીઓથી ઘેરાયલી પસાર થયલી તમો જાણોછ કે માહરૂં સુખ પરણયામાં નહી પણ નહીં પરણવામાંજ સમાયલું સમજો."

"વેલ, વેલ," તે હેતવંતા કાકાએ તેનું સોહામણું માથું ઉંચકીને તે રૂપેરી કપાલપર નરમાસની અને નાખતીની એક કીસ લેતાં હેતથી કહ્યું, "જેવી તાહરી મરજી તુંને ગમે તેમ કરજે. માહરી મકસદ તું માહરી લાડકીને ફકત સુખી જોવા ને સુખીજ કરવાની છે; બીજું હું કાંઇ ચાહતો નથી. આએ તરફનો કોઇ આલા દરજજાનો ઉમરાવ તુંને જો ગમી જાય તો ખાત્રી રાખજે કે આખાં ઇંગ્લાંડમાં હું તેને સઉથી તવંગર માણસ બનાવી આપી શકશ; પણ જો તુંને માહરી સાથેજ રેહવા ગમતું હોય તો ભલે—તેમ કરજે. હું તારી એકબી મરજીની આડે આવવા ચાહતો નથી.

"ઓ માહરા વાહલા કાકાજી, તમો કેટલા ભલા ને કેટલા નેક છો! તમે મને એમ કહીને કેવી ને કેટલી બધા સુખી કીધી! આ દુન્યામાં એકબી માહરી ઇચ્છા એવી નથી થઇ કે જે તમે બાહલ નહીં રાખી કે પાર નહીં પાડી હોય!" તે છોકરીએ લગભગ હેસાંનથી રડી દઇને કહ્યું.

"વેલ, વેલ," વળી તે કાકાએ તેનું માથું હેતથી પસવારતાં અને પેટમાં દાબતાં કહ્યું; "હવે જવા દે એ વાત. આજના તાહરાં એનગેજમેન્ટસ શું છે?"

"બપોરે તો હું મીસીસ એને ત્યાં 'લચ'પર જવાની છું,' તેણીએ

જવાબ કરયો. "ગઇ રાત્રે માહરી પાસે પ્રોમીસ લીધું ત્યારેજ મને છોડી, અને રાત્રે તો આપણે લેડી હરડલને ત્યાંના બૉલમાં જવાનાં છીએ."

"હા. તે તો મને યાદ છે," તે ગ્રહસ્થે કહ્યું,—અને તે ઓરડામાંથી પાછો બાહેર જતાં જતાં વધારયું, "ને દીકરા, આએ "પ્લેનેટ" પેપરની એક ડઝન નકલો હમણાંજ લખીને મંગાવી લે; પછી કદાપી મલે નહીં આપણે એ કોપીઓ અમરીકામાં આપણાં થોડાંક આગેવાન ફ્રેનડસને વાંચવા મોકલશું'——અને તે ગયો.

---

## પ્રકરણ ૨૪ મું.

——:૦:——

મીસ ગ્લીનટનનો "ડરેસીંગ રૂમ" એટલા ભપકાથી અને સુખસગવડથી સજાવવામાં આવ્યો હતો કે એવો આરાસ્તા આખા ઇંગ્લાંડમાં બીજો કોઇ ઓરડો હોય એ શકભરેલું છે; અને એવા એક ઓરડાની સુંદરતા વચ્ચે તે સુંદર નાજનીન પોતે હાલમાં તઇયાર થઇને ઉભેલી હતી.

તે બપોરે મીસીસ ગ્રેને ત્યાંના 'લંચ' પર જઇ આવી હતી, અને હાલમાં વખત થયલો હોવાથી લેડી હરડલને ત્યાંનાં બૉલમાં જવા તઇયાર થયલી હતી; અને તેણીએ પોતાના પોશાકને ટેસ્ટફુલ કરવા આજે થોડીક અસાધારણ વધતી તજવીજ ને તજુમલ કરેલી જોઇ શકાતી હતી. આજે તેણીએ સફેદ મખમલનો એક ડ્રેસ પેહરયો હતો, અને હોથોર્નની 'સ્પ્રે' સાથની કીંમતી હીરાઓમાં મઢેલી તેને માથેની ટોપી એક ટોપી કરતાં મુગટજ વધારે લાગતું હતું! તે એ પોશાકમાં એટલી બધી તો ખેંચાણકારક લાગતી હતી કે ભલા ભલાઓ તેના પગ તળે દબાતી આવતી ખાક પણ ચુંમવા રાજી થાય, પણ તેણીને પોતાને પરણવાનો પ્યાર, લોભ કે તુંબાજ કયાં હતા?

"કાંઇ ભુલી તો નથી, લુસી?" તદન તઇયાર થયા પછી તેણીએ પોતાની 'મેડ'ને પુછ્યું, અને તે 'મેડે' ટાઇલેટ ટેબલપરથી એકેક 'રોઝેટ' ઉંચકી લીધું. તે હોથોર્નને વળ આપીને વચમાં એકેક હીરો મુકેલો હતો તેનું 'બો' હતું.

"આએ હું તમારાં સ્લીપરપર ટાંકતાં ભુલી ગઇ, મીસ," તે દાસીએ કહયું; "હું એક મીનીટમાં તે તઇયાર કરી આપી શકશ"——અને જ્યારે તે દાસી તેણીનાં શોભીતાં સ્લીપરસ પર તે 'બો' બેસાડતી હતી, ત્યારે તે સીધી—પટલી—ઉંચી દમામદાર ફીસમે તે ઓરડાના મધ્યાનમાં સર ઉપર ખેંચી ઉભી હતી. તે શું વીચાર કરતી હતી? સાઇડમાં ચાંદીની સગડીમાં

રેશમ કરેલો આતશ ધમધમ બળતો હતો, અને તે રેશમ આતશપર નજર રાખીને તે એકલી એકલી બીડેલા હોઠ વચ્ચેથી કાંઇ પટપટતી હતી!

આજે—હવે આજે કદાચ તે મલશે, અને મલે તો—ઓ ખુદા, તેં શું કરવા ધાર્યું હશે?

તુચ્છકારના તુમાખનો એક વળ વળી તે મીઠા હોઠોપર ફરી વળ્યો, અને પછી જે સોહામણું રેપર દાસીએ તે તેનાં અરધાં ઉંઘાડાં આંગપર પેહરાવ્યું તે પેહરીને તે બાહર નીકળી. તેનો કાકો પણ તઇયારજ હતો. તેણે આંખ ઉઠાવીને તે 'સુયર્બ' ફીસમે ડરેસ થઇ આવેલી સોહામણી સુંદરી તરફ જોયું, અને તે સંતોષનું હસ્યો.

"તાહરા જેવા સંપુર્ણ ટેસ્ટની બીજી કોઇ છોકરી નહી હશે, માહરી લાડકી," તેણે કહયું. તેને એ છોકરીને અવારનવાર "માહરી લાડકી" ને નામે બોલાવવાની તખેહ થઇ ગઇ હતી કેમકે તેમાં તેને ઘણી મોજ મળતી.

લેડી હરડલને ત્યાં તે કાકા ભત્રીજીને, જેમ ધારી શકાય તેમ, ઘણો દીલોજાંન આવકાર મલ્યો. લેડી હરડલે તેઓને ખાત્રી આપી કે તેઓએ તેનું ઇજન બાહલ રાખ્યું હતું તેથી એ માનવંત ઉમરાવ બાનુને ખરેખર ઘણું માન મળ્યું.

તે મોટા હોલનાં મોટાં વચલાં બારણાં આગળજ પહરોણાંઓને રીસીવ કરવા ઉભી હતી ત્યાંજ થોડીક મીનીટ એ બંને પહરોણાંઓએ તે બાનુ જોડે એ મુજબ ઉભાં રહીને જરા વાત કીધી, અને પછી બીજાં તેવાંજ માનવંત મેહમાનોનો રેલો ચાલુ હતો, વાસ્તે તેઓપર તેને ધ્યાંન આપવા દેવા તેઓ બે આગળ વધ્યાં.

તે મોટો બૉલરૂમ એ આગમચ ખીચોખીચ ભરાઇ ગયો હતો, અને ત્યાં આંખ નહી થરી શકે એવી સેંહેકડો રૂપસુંદરીઓ હતી, કે જે બધીનું તેજ, મગર, મીસ ગ્લીનટનના મોહક મુખડાનાં અનુપમ તેજ સાંમે જાંણે તરતજ સમી ગયું! લોકો જાંણે તેને જોઇને ઘેલાંજ થઇ ગયાં. "આ તો ગોયા ખુબસુરતીઓની એક સરદાર—એક દેવીજ આકાશમાંથી ઉતરી આવી હતી, અને જુવાંન્યા તો તેનીપર ઢળી ઢળી પડતા અને મરી મરીજ જતા થયા! બધાંજ મોટે મોટે ઘેરનાં આવેલાં હતાં. ઓસ્ત્રીઆનો આરચ ડયુક, જરમન શાહજાદાઓ, ફ્રેન્ચ અધીકારીઓ, બ્રીટીશ ઉમરાવો, અને લંડનના સઘળા આગેવાનો પોતાનાં કુટુંબ સહીત આવ્યા હતા, અને તે બધાં એક અવાજે મોહીત થયાં. કોઇ અઢાર વીસ વરસની છોકરી હતે તો તેની ખુબસુરતી વાસ્તે તે સાંભળે તેમ ટીકકા કે વાતચીત કરવાની લોકો હીંમત કરતે, પણ આએ પુખ્ત ઉમરની મનોહરતાના ડોળાના હાબ-

થીજ જાણે બધાંઓ દબાઇ અને દાંયબાંય થઇ ગયાં. સર્વ કોઇ તેનો મોટો અદબ કરતું દેખાતું હતું, અને બધાંઓ તેને ટીંગાઇ ટીંગાઇને જોતાં હતાં. કોઇ તેની વિરૂધ્ધ તો એક શબ્દ પણ ઓચરતું નહી હતું, અને તે બધાંઓ સાથે તેટલીજ નમાની અને અદબવંતી થતી લાગતી હતી. બધાંને તે નમતી અને બધાંની સલામો તે હસી હસીને સ્વિકારતી હતી.

પેહલો બાલ એશ્ત્રીઅન શાહજાદાએજ ઉતાવળમાં પડીને તેણીની કને માંગી લીધો, અને તે ખલાસ થતાં જ્યારે વચમાંના મોટાં ઝુમરની રોશણીની એક રેલ વચ્ચે તે ધીમે ધીમે પોતાનો હીરાજડીત પંખો ખાતી અને લોકો સાથે હસી હસીને વાત કરતી ઉભી હતી ત્યારે બધી આંખો તેનાપરજ હજારો વખાંણ વચ્ચે મોટે ભાગે ખેંચાઇ રહેલી હતી. તે જરા વાર પછી કેપટન બ્લેર જોડે વાત કરવા પડી. તે મોટો બ્રીટીશ મીલીટરી આફીસર તરતનોજ તેણીની જોડે 'ઇનટરોડયુસ' થયો હતો, અને એવી એક અજબ ખુબસુરતી ધરાવનાર બાનુ જોડે એમ ઉભા રહીને વાત કરવામાં પણ તે જવાન પોતાને ઘણું મોટું માન મળેલું સમજતો લાગતો હતો.

અને તેવામાં તે મોટા મેળાવડા વચ્ચે વળી થોડુંક કંઇ 'સેનઝેશન' થતું લાગ્યું, અને કોઇ મોડાં થયલાં પહરોણાંઓને આવકાર આપવા લેડી હરડલ ઉતાવળે બારણાં તરફ દોડી, એટલે તે સ્વભાવિક તરફ બધાનું ધ્યાન ખેંચાયું.

"તમારા ટેસ્ટ ઘણાં સંપુર્ણ છે, મીસ ગ્લીનટન," કેપટને હસીને કહયું, "અને ત્યારે આએ કોઇ અત્રે નવી આવેલી ખુબસુરતી તરફ જુઓ, અને તમે એને વરે શું ખરેખરૂં ધારોછ તે મને કહો!"

તે છોકરીએ જરા અજબ થઇને તે કોઇ નવી આવેલી ખુબસુરતી તરફ, તેણીને ફરમાશ થઇ હતી તેમ, જોયું, અને મીઠાસથી હસીને પુછ્યું, "એ કોણ છે?"

"લેડી વેલેનટાઇન આરડન."

"હા, પણ થોડોક વધારે ખુલાસો જોઇએ," મીસ ગ્લીનટન હસી; "હું અહીંનાં કોઇને ઓળખતી નથી તે તમે ભુલી જાવોછ, કેપટન! એ લેડી વેલેનટાઇન આરડન છે કોણ?"

"કરોડપતી અર્લ ઓફ આરડનની દીકરી," કેપટને ખુલાસો કરયો; "એના બાપ જાથુકના બીમાર છે, અને અહીંની હવા માફક નહીં આવતી હોવાથી વરસોથી નાઇસ ખાતે રહેલા છે. એ એના બાપનું એકપુરૂં બચ્ચું છે, અને ઇંગ્લાંડની સોસાયટીનો થોડોક અનુભવ મેળવવા બાપે એને આએ

તરફ રહેવા હાલમાં મોકલી આપેલી છે. તમોને નહીં લાગતું, મીસ ગ્લીન-ટન, કે ખરેખર એ ઘણી ખુબસુરત કહેવાય?"

"ખરેખર ઘણીજ," તેણીએ તે તાજા રાતા ગુલાબ જેવા મીઠા ચેહરા પર નજર ટીકેલી રાખીને કહયું; "હું ખાત્રીથી માનું છ કે લંડનમાં એવી બીજી કોઇ છોકરી નહી હોશે."

"હું તમોને એમ બોલતાં સાંભળીને ઘણો ખુશી થયો, બાનુ," કેપ-ટન હસ્યો; "એક ખરેખરી પેહલા નંબરની ખુબસુરતી પોતાની હરીફ ખુબસુરતીની વખાણ કરે એ ઘણું રમુજી છે."

"પણ અમો 'હરીફ ખુબસુરતી' કેહેવાઇએજ કેમ?"

"કાય નહીં?"

"કારણ કે તમે ભુલી જતા લાગેચ, કેપટન, કે આએ તો એક ખીલતો ગુલાબ છે! આએ તો હજી એક બચ્ચું છે! આટલી બધી ઉંચી છે ખરી, પણ હું તો ધારૂંચ કે વીસ વરસનીબી અંદર હશે, જ્યારે એના મુકાબલામાં હું તે ઘરડી થયલી કેહવાઉં!"

"ઓ નોનસેન્સ એ તો બધું કેહવાનું છે," કેપટન બ્લેરે ખરાં દીલનાં જોશથી કહયું.

"પણ એ કોણની સાથે આવેલી છે? એ કોણને ત્યાં રહેલી છે? તે તમે હજી મને કહયું નથી, કેપટન બ્લેર!" મીસ ગ્લીનટને સાદાઇથી પુછયું. "એની સાથે એક જવાન ગ્રહસ્થ અને એક જઇફ બાનુ છે તે લોક કોણ છે?

"તેઓનેજ ત્યાં એ રહેલી છે," કેપટને જવાબ કરયો; "પેલો જવાંન ડયુક ઓફ કાસલમેન છે, અને પેલાં બાનુ તેનાં ડચેસ માતા પોતે છે."

પણ એ શું થયું? કેપટન બ્લેર લગભગ ધ્રુજી પડયો, કારણ કે વિજળીનો એક શોક લાગ્યો હોય તેમ તેનું છેલ્લું બોલવું સાંભળી તે "અમેરીકન બ્યુટી" એકદમ ચોંકી અને મોહત જેવી ફીકી થઇ! ખરેખર, કેપટન બ્લેરને તો એમજ લાગ્યું કે બીજીજ પલે તે બેહોશ થઇને કે મુરદું બનીને તેના પગ આગળ તુટી પડશે, કેમજે પેલીએ ટેકા વાસ્તે હોય તેમ બાજુમાંની એક ખુરશીના કીનારી વટીક પકડી લીધી!! પણ એ બધું ફકત એકજ પળમાં થઇ ગયું. બીજીજ પળે તો અજબ જેવી સમંયસુચકના સાથે તે પોતાની ઉપરનો કાબુ સંપુર્ણ રીતે પાછો મેળવી શકી અને સાવધ થઇ.

"ખુદાને વાસ્તે, મીસ ગ્લીનટન, તમોને શું છે?" કેપટન બ્લેર

ખરાં દીલના ગભરાટ સાથ પુછવા પડયો; "તમે જરા બેસી જાવ, અને હું તમારે વાસ્તે ઠંડાં પાણીનું એક ગ્લાસ લઇ આઉં."

"નહી, તેવું કાંઇ નથી, કેપટન બ્લેર; જરા મને એમ કોઇ વખતે છાતીમાં દરદ થઇ આવેછ," તેણીએ ઘણીજ શાંતી વચ્ચે પોતાના હાથ માહેલો હીરાજડીત પંખો, જાણે કાંઇ બન્યુંજ નહી હોય તેમ, પાછો હીલવવા માંડતાં જવાબ કર્યો; પણ એમ છતાં તે બોલતી હતી ત્યારે તેણીનો અવાજ હજી ધુજતો હતો, અને હોઠ હજી ફીકકા હતા!

"મને તો હજી તમો સારી પેઠે હોવો એમ લાગતું નથી," કેપટન બ્લેર બજીદ થયો.

"તમારી ઘણી ભુલ છે," તે છોકરીએ સધ્યારો આપ્યો, "હવે મને કાંઇ નથી. કોઇ કોઇવખતે, મેં તમોને કહયું તેમ, એ દુઃખારો મને છાતીમાં જરા થઇ આવેછ, પણ બીજીજ પલે તે પાછો સમી જાયછ"—અને એમ છતાં, પોતાના હાથમાંનો હીરાજડીત પંખો તે પોતાની છાતીપર વધારે કરીને દાબેલો રાખતી હતી—એવી કીસમે કે જાંણે તે સુફેદ બરફ જેવી છાતીની હેઠળ જે બળતા પાહાડ ઉભાતા થયા હતા, અને તેની અસર હેઠળ તે છાતી જે ઉંચકાઇ ઉંચકાઇ જતી હતી તે પેલાના જોવામાં નહીં આવે!

"લેડી વેલેનટાઇન અહીં એ બુજોરગ ડચેસ ઓફ કાસલમેનની સંભાલ હેઠળ આવી રહેલી છે," કેપટને વધતો ખુલાસો કરયો.

"અને એ લેડી વેલેનટાઇન શું એ લોકોની સાથેજ રેહછ?"

"જી હા," કેપટન બ્લેરે જવાબ કરયો; "હું તો જાણુંછ કે બે ત્રણ વરસ જાયુકની એ છોકરી એ લોક સાથે રહેવા આએ તરફ આવેલી છે."

"અને ડયુક પોતે પરણેલા છે કે?" તેણીએ સવાલ કરયો, જ્યારે એ સવાલનો અવાજ ઘણો દબાયલો હતો, જાંણે કે કોઇ પાક મકાનમાં વાત કરતી હોય તેમ તે તેનો અવાજ મુશકીલથી સાંભળી શકાય એવો તે વખતે ધીમો હતો.

"પરણેલો?" કેપટન બ્લેર હસ્યો; "એ શું પરણતો હતો? એ તો પરણવાનોજ નથી! એ તો કહેજ બઇરાંઓનો મોટો તુચ્છકાર કરનાર છે!"

"કેમ વારૂ?"

"તે હું જાંણતો કે કહી શકતો નથી," કેપટન બ્લેરે કહયું; "પણ એને વાસ્તે લોકમત કાંઇ એમજ કહેછ, અને હું તો કેહુંછ કે એમ કરનારા પોતે પોતાના હડહડતા શતરૂ હોવા જોઇએ! ખુદાની ખુદાઇમાં

જે નહી માનવાવાળો હોય તેજ ઓરતોનો તુચ્છકાર કરી શકે! ઓરતોથીજ તો આએ જેહાંન એક જીન્નત છે!"

"તમો ઘણા પોએટીક થાવોછ, કેપટન!" મીસ ગ્લીનટનુ હસી; અને તોપણ તેમ હસવા વાસ્તે હોઠો હલાવવાનુંબી તેણીને સારૂ એક જેહમત હતી એ સ્પષ્ટ જોઇ શકાતું હતું! "પણ એમ કાંય નહી હોય કે આગળ કોઇ છોકરીએ હીઝ ગ્રેસને નાઉમેદ કર્યા કે સતાવ્યા હોય, અને તેથી એવણુ એ માસાલે તમામ ઓરતોનો ધીકકાર કરતા થયા હોય?"

"એવું કાંઇ માહરા સાંભળવામાં કે જાણવામાં આવ્યું નથી," કેપટને જવાબ કર્યો. "હું જાણુંછ ત્યાંસુધી તો એ નાની ઉમ્મરથી પરણવા વાસ્તે નાજ કેહતો રહેલો છે, અને તે એની ડચેસ મધરનો સઉથી મોટો સંતાપ થઇ પડયો છે. તે બીચારી બધે એ પોતાની સખ્ત નાઉમેદીની ફર્યાદ કરતી ફરે છે."

"ત્યારે તો કાંઇ કારણ હશેજ," મીસ ગ્લીનટને થોડોક વધારે ભાર નાખીને કહયું.

"ખુદા જાણે; પણ જો હોય તો એણે તે કદી કોઇને જાહેર થવા દીધું નથી."

"અને એ કેવો આસામી છે? લોકમત એને વરે કેવું?"

"ઓ, ઘણુંજ સરસ! એમ તો કાંઇ શકજ નહી. લોકોમાં હદ વગરનો માનીતો છે. પોતે છે એવો સોહામણો અને દમામદાર કે એવો એક આદમી પોતાની જુવાની હરામ ગુમાવે છે તે અમો ગ્રહસ્થોને પણ એક ગુંચવાવનારો સવાલ થઇ પડયો છે! પણ તમોને એ લોકની વાતમાં કાંઇ ઘણી ગમ્મત પડતી લાગેછ, મીસ ગ્લીનટન?"

"હા; આએ અજબ જેવી ખુબસુરતી ધરાવતી છોકરીએ એની સાથવાલાંઓને લગતી એ બંધી વાતચીત જાણવા અને સાંભળવા વાસ્તે મને થોડીક જીગ્નાસુ કરી ખરી!" તેણીએ જવાબ કર્યો.

"એ ડચેસ ઘણી મગરૂર બાનુ કેહવાયછ," કેપટન બ્લેરે આગળ ગબડાવ્યું; "પોતાના પઇસા અને પોતાના ખાનદાનને વાસ્તેની એ ઉમરાવજાદીની ચીવ્વટ મગરૂરી આએ તરફનાં લોકોમાં ઘણી આંશકારા છે. એ ચાલેછ તે એનો દમામ તો જુઓ!"

તે છોકરીએ તેને કેહવામાં આવ્યું તેમ આંખ ઉઠાવીને પાછું તેઓ તરફ જોયું ખરૂં, પણ વળી તે મીઠા હોઠો તે તરફ જોતાં સાથે પાછા ફીકકા પડયા, અને ઠંડીનું એક લખલખું તે નાજનીનનાં બદનમાંથી તરત

પસાર થઇ ગયું, જે સારાં નસીબે સોસો ભટાક કેપટન બ્લેર જાણવા કે જોવા પામ્યો નહીં!

"હા, એનામાં તુમાખ ઘણો લાગેછે." તે છોકરીએ ઠંડા અવાજે કહયું, અને તે તેના અવાજમાં પણ તુચ્છકાર સંભળાતો હતો! અને તમે શું એમ કેહોચ, કેપટન બ્લેર, કે હોઝ ગ્રેસ પરણુતા નથી તેનો એ ડચેસ માતા સંતાપ કરેછે?"

"ઘણોજ સંતાપ કરેછે," બ્લેરે દીલસોઝીથી કહયું.

"સબબ?"

"સબબ કે લેડી એવરલી હર ગ્રેસની કટ્ટી દુશમન છે," કેપટન બ્લેરે સમજાવ્યું; "અને એ લોક અતરંગનાં હોવાથી જવાંન ડયુક જો કોઇબી વારસ વગર મરી જાય તો કાસલમેનનું ડયુકદમ અને તેને લગતા કરોડો બધા એ કટ્ટાં દુશમન એવરલીવાલાંઓનાં સ્વાધીનમાંજ જાય! એ લેડી એવરલીનો એક દીકરો છે તેજ એનો વારસ થાયઃ પણ ઓ, વળી શું છે તમોને? શું તમોને પાછું છાતીમાં દરદ થઇ આવ્યું?"

"નહીં, નહીં, કાંઇ નથી," ણીએ વળી તે પંખાનાં પીછ છાતી આગળ દાબી રાખતાં કહયું; "તમે તમારી વાત આગળ ચલાવો. મને એમાં ઘણો 'ઇનટરેસ્ટ' પડેછે."

એ બંને હાઉસ વચ્ચેની હરીફાઇ અને દુશમની લંડનનાં આગેવાન ઘેરે ઘેર ઘણી જાણીતી છે," કેપ્ટન બ્લેરે એ ઉપરથી હીંમત પામીને હજી આગળ કહયું. તે ઘણો મગરૂર થતો હતો. આએ ખુબસુરતીની દેવી આટલો બધો વખત સુધી તેને એકલાનેજ એમ વાતમાં રોકી રાખે તે પોતાને ઘણું માન મળેલું સમજતો હતો, અને તેનાં દોસ્તો તે મામલો જોઇ અંદર ને અંદર અદેખાઇથી બળી જળી જઇને કેમ કબાબ થતા હશે એ વાતનો ખ્યાલ કરતાં તેને ઘણી ગમ્મત મલતી હતી! તેણે, તેથી, એ નાજનીનને બને એટલી વધતી રોકી રાખવા અને તેણીને એ ગમતી થઇ પડેલી વાતથી ગમ્મત આપીને રાજી કરવા તેમજ રાખવા યાહોમ આગળ ઝોંકાવ્યું. "ખરેખર તો લેડી એવરલી અત્રે કોઇને ગમતી નથી, અને એ કાસલમેનવાલાંઓ બધાનાં ઘણાં માનતાં છે."

"અને ડયુક કાંઇબી કારણ આપ્યા વગર પરણવા નાજ કહયા કરેછે? વાતમાં ઘણો રસ મલતો હોય અને સહેજ પુછતી હોય તેમ તે ને તેજ વાત પકડી રાખી મીસ. ગ્લીનટને પાછો સવાલ કર્યો.

"હા, પણ હવે આ મામલો થોડોક વધતો આશાવંત થતો લાગેછે ખરો!"

બ્લેરે કહ્યું; "આએ મનમોહન લેડી આરડન એનું એઅસર દીલ જીતી શકતી હોય એમ કાંઇક લાગેછ, કેમકે એ ઓરતને જોઇને સદા દુર નાહ-સનાર જવાન્યો એ દીલરૂબાના દીલખુશ કંપનીમાં હાલમાં ઘણી મજાહ લેતો જોઇ શકાયછ."

પેલીએ, ઠાકથી હોય તેમ, લાંબો દમ ખેંચ્યો, કે જે દમ એક નિસાસા કે દચકાં જેવો કેપટન બ્લેરને વધારે જાગ્યો, અને તે વળી થોડોક વધતો અજબ*થગો!

"ત્યારે તો ડચેસને હવે થોડીક ધીરજ આવતી હશે?" તેણીએ તે પછી જરા દમ ખાઇ લઇને કહ્યું, ને વળી પાછું તે ડચેસને માટે બોલતી હતી ત્યારે તેના અવાજમાં જાંણે તુચ્છકાર સંભળાતો હતો!

"હા, એમ થોડુંક સુધી લાગતું હતું ખરૂં," કેપટન બ્લેરે કહ્યું; "વચમાં તો ડચેસ તે બાબદપર ઘણાં ઉત્સાહી થયલાં લાગતાં હતાં, પણ હાલમાં મને તો લાગેછ કે તે ઉત્સાહ પાછો થોડોક સમી ગયલો નજરે આવેછ!"

તે હવે તે ત્રણના 'ગરૂપ'ને ઘણા એકાગ્ર ચીતે ટીકીને જોતી દેખાઇ. ડચેસ તો લેડી હરડલ સાથે બાજુમાં વાત કરતાં હતાં, જ્યારે ડયુક અને વેલેનટાઇન બીજી તરફ ટાહેલાં મારતાં ઉભાં હતાં.

"તમોને પોતાને હીઝ ગ્રેસ કેવો લાગેછ, મીસ ગ્લીનટન?" ડયુકને ઘણાં એકાગ્ર ચીતથી ટીકતાં જોઇને કેપટન બ્લેરે તેણીને સવાલ પુછવાની હીંમત કીધી, અને તેને જવાબ આપવા આગમચ એક આખી મીનીટ સુધી થોભી જઇને મીસ ગ્લીનટને પોતાનો અવાજ ઠેરવ્યો.

"મને શાનું કેવો લાગે?" તેણીએ ધીમે સાદે કહ્યું; "છે, અલબત ઘણો સોહામણો જવાન છે."

"અને તમે બીજું જાંણોછ કે?" તેણે કહ્યું; એ એની ડચેસ માતાથી આએ ઉમ્મરે અને એનાં આવાં નામાંકીતપણાં છતાં એ જવાન હજુ ઘણો ઠઠરેલો રહેછ! આખી જીંદગી—કેહ જે—એણે એ મુજબ એ પોતાની તોરવંતી અને તુમાખી માતાથી બીહધેલો ધ્રુજેલો રહીનેજ ગુજારેલી છે!"

તે કેપટન બ્લેર આગળથી ફરી ગઇ. તે શું પોતાનો ચેહરો છુપા-વવા ફરી ગઇ? અને પછી પાછી ફરી ત્યારે તે જો કે પુરતી શાંત હતી, તોપણ હવે તે એ વાત આગળ લબાવવા નહીં ચાહતી હોય તેવા તોરથી તેણીએ બીજી અને જુદીજ વાત કાઢી.

---

# પ્રકરણ ૨૫ મું.

—:૦:—

લેડી હરડલને ત્યાં કાસલમેનવાળાંઓ આવી જવા પછી જે બીજો 'કવોડરીલ'–શરૂ થયો તેમાં ડયુકે પોતે તો લેડી વેલેનટાઇન જોડેજ ડાન્સ કર્યો, અને જ્યારે બધાં એમ રોકાયલાં હતાં ત્યારે, આવવા જોગાં બધાં મેહમાનો આવી ચુકેલાં હોવાને લીધે, ફાજલ પડેલી યજમાન લેડી હરડલ પોતે ડચેસ ઓફ કાસલમેન આગળ આવીને બેસી ગઇ. તે (ડચેસ) એક મખમલી સોફાપર એકલી બેસીને પંખો ખાતાં તે મોટા હોલમાં મ્યુઝીકના શરોદપર નાચતી પોતાની સામેની સેંહકડો જોડીઓને નિરખતી હતી, અને તેની બાજુમાં આવીને લેડી હરડલ જરા દમ ખાવા બેસી ગઇ. તે તદ્દન થાકી ગઇ હતી. એટલાં બધાં મોટી સંખ્યામાં પધારેલાં પોતાનાં માનવંત પહરોણાંઓને રીસીવ કરવાનું કામ શું થોડું ટાંટયા તોડવાનું હતું ?

"પેલી 'અમેરીકન બ્યુટી'બી આજના તમારાં આટલાં બધાં મેહમાનોમાં હોવી તો જોઇએ, લેડી હરડલ?" ડચેસે તે આવીને બેસતાં સાથે જે વાત પોતાના પેટમાં ઉભાયા કરતી હતી તેનેજ લગતો પહેલો સવાલ કર્યો.

"કોણ–મી૦ અને મીસ ગ્લીનટન ? હા, તે લોકો આવેલાં છે, અને ખરેખર તેથી મને ઘણી ઇજ્જત મળેલી કેહવાય!" લેડી હરડલે થોડીક મગરૂરીથી કહયું. "એ લોકોને એટલાં બધાં રોજનાં તેડાં આણાં જાયછ કે તે બધાંનાં જવાબ કરતાંજ એ મી૦ ગ્લીનટનનાં સેક્રેટરીના, કેહ જે, કલાકો રોકાઇ જાય છે!"

"અને છોકરી છે કેવી? આજે "પ્લેનેટે" તો તારીફ ફુંકવામાં કાંઇ આઘુંપાછું જોયુંજ નથી!"

"ને છોકરી ખરેખર છેજ તેવી, યોર ગ્રેસ!" લેડી હરડલે ખાત્રી આપી; 'પ્લેને'ટનાં આજના રીપોરટમાં એકબી સહરાગાત નથી. હું તો કેહુંછ કે મેં ઘણીબી ખુબસુરતીઓ આંખ ઠડી નહી શકે એવી જોઇ હશે, પણ આજે જે બ્યુટી માહરે ત્યાં આવેલી છે તેને અરધે હીસ્સેબી કોઇ પોંહચવાનું નથી! વળી મી૦ ગ્લીનટનને વાસ્તેબી જે લખવામાં આવ્યુંછ તેબી બોલેબોલ ખરૂં છે."

"હા, જે એની સંપતી અને દ્રવ્યને વાસ્તે લખવામાં આવેલું છે તે બધું ખરૂં હોય તો હું નથી ધારતી કે આપણા આખાં ઇંગ્લાંડમાંથી એવા શ્રીમંતો એક દજનબી નીકળી શકે!" ડચેસે વિચારવંત અદાઓએ ધીમે ધીમે પંખો ખાયા કરતાં મત ઉચ્ચાર્યું.

'એકમી નહીં!" લેડી હરડલે તમામ ખાત્રીના ભારથી કહ્યું; "એવો અબજોપતી ઈંગ્લાંડમાં છેજ કોણ જે તેની વાત? અને ખુશી થવાનું એ છે કે તે છતાં હદ વગરનો નનામો, ભલો અને ખરો પરોપકારી છે! હું તમોને, ચોર ગ્રેસ, એ કાકા ભત્રીજી સાથે મેલવું?"

"જરા પછી, લેડી હરડલ," ડચેસે સાવચેતીભરયો જવાબ કરયો. એ મોટી તુમાખી બાનુની એ તમેહજ હતી, અને તે લેડી હરડલ સારી રીતે જાણતી હતી. તે ગમે એવા કોઇની તારીફ સાંભળીને દોરવાઇ જતી નહીં, અને પોતાની પકતીને તે ખરેખર બરનું છે કે નહીં તે વાતની પ્રથમ ખાનગીમાં ખાત્રી કરી લીધા વગર તે કોઇને પણ મલતીજ નહીં હતી.

અને જલદીજ તેણીનું ધ્યાન મીસ ગ્લીનટન તરફ વગર કેહવે ખેંચાયું અને રોકાયું. તેણીએ આ 'કવોડરીલ'માં પેલા કેપટન બ્લેરને સેકન્ડ ડાન્સ આપ્યો હતો, અને જે સેંહકડો તારા જેવી તેજસ્વી છોકરી છોકરીઓ નાચતી હતી તેમાં આએ દમામદાર, ઉંચો, પુખ્ત ઉમ્મરનો ગ્રેસફુલ ફીગર હર ગ્રેસનું ધ્યાન જલદીજ ખેંચ્યા અને રોકયા વના રહી શકયો નહીં. પરીણામમાં, તે હદ વગરની ખુબસુરતી ડચેસ પોતે પણ ધ્યાન નહીં થઇ શકે એટલી બધી એક અજાયબીનાં આહ સાથે જોતી બેઠી! તે ખુબસુરતી એટલા તો ખેંચાણકારક ટેસ્ટથી ડ્રેસ કરી આવેલી નજરે આવતી હતી, અને તેની હરેક હીલચાલમાં અને દરેક પગલાંમાં એટલો ટેક, તોર, તુમાખ અને દબદબો હતો કે ડચેસને પોતાની એ ઉમ્મરની જુવાની તરત યાદ આવી ગઇ, અને તે આ કોઇ છોકરીથી ખરેખરી છક થઇ.

પણ એ તો હજી તેને દુરથીજ જોઇને તેણીએ મત બાંધ્યું હતું, અને તેમી જ્યારે કે તે પતંગ્યાંની અદાથી ઉડતી કીસમે એક ડાન્સમાં રોકાયલી હતી? એ તો જ્યારે તે જોડી તેઓ બે વાત કરતાં બેઠાં હતાં તે સોફાની લગોલગમાંથી પસાર થઇ જવા પામતી, ત્યારેજ ડચેસ આતુરતામાં ખેંચાઇ જતી આંખો સાથે તે દીલકસ, દીલખુશ, સોહામણો મુખડો ધારી ધારીને જોતી અને તે જેમ વધતો જોતી ગઇ તેમ તે વધતી ગુંચવાતી ગઇ!

"આએ ચેહરો મને કાંઇ તદનજ અજાણ્યો નહી લાગતો," તેણીએ ઘણીજ વીચારવંત કીમમે કહ્યું; "જાંણે આગળ મેં કોઇ વખત એ જોયો હોય તેમજ મને કાંઇ લાગ્યા કરેછ—જોકે હું યાદ કરી નહીજ શકતી કે કયાં અને કયારે!"

"પણ તે હોયજ કેમ, માહરાં લેડી?" લેડી હરડલે હસીને કહ્યું;

"એ તો ઇંગ્લાંડમાં પેહલીજ આવેલી કહેવાયછ. "પ્લેનેટ" પોતેભી પોતાના રીપોર્ટમાં એ ચેહરો અમેરીકન કરતાં ઇંગ્લીશ હોવાનું વધારે માનતું લાગેછ, પણ મને તો લાગેછ કે એ બધાં ઇંગ્લાંડને સારૂ મનાવવાનાં વેહેજ છેઃ પણ કાંય, એ તમોને કેવી લાગી? એક શાહનશાહબાનુ કે શાહજાદી જેવી એ લાગેછ કે નહીં?"

"હું કબુલ કરૂંછ કે એની બ્યુટી અને એનો દમામ બંને મને હદ વગરનાં હેરત કરેછ," તુમાખી ડચેસે કબુલ કરયું, "અને હું અરજ કરૂંછ, લેડી હરડલ, કે આએ 'કવોડરીલ' ખતમ થવા પછી મને એ બાનુ સાથે 'ઇન્ટરોડયુસ' કરવાની માહરાપર મેહરબાની કરજો!"

પણ તે કવોડરીલ ખતમ થવા પછી લેડી હરડલ ધારવા જેટલી સેહલાઇથી મીસ ગ્લીનટન કને પોંહચી શકી નહીં. લોકોનો તેણીને વાસ્તેનો ધસારોજ એટલો હતો, અને પહેલી પંકતીનાં મોભાદાર જવાંનો તેણીને ઘેરી લઇને વાતચીતમાં એવી ફીસમે વારાફરતી રોકી રાખતા હતા કે તેઓની વચ્ચે 'ડીસટર્બ' કરતી જવાનું તે યજમાન લેડીને ઘણું અસભ્ય લાગ્યું, અને નજદીક વીસ મીનીટ તેણીને મેલવતાં પેહલાં વહી ગઇ! સારાં નસીબે હરેક ડાન્સ વચ્ચેના વખતનો ગાલો તેને ત્યાંના બૉલમાં પુરતી દાનાઇ સાથે, પુરતો મોટો ઠરાવવામાં આવ્યો હતો.

"હરગ્રેસ—ડચેસ ઓફ્ કાસલમેન-તમોને મલવા અને તમારી સાથે ઓળખાણ કરવા ઘણાં ઇંતેજાર છે, ભલાં મીસ ગ્લીનટન," અંતે લેડી હરડલે, તે એકાદ મીનીટ એકલી પડવાની તક મલતાં, તરતજ આગળ દોડી જઇને તેણીને કહી દીધું, અને તેણીએ જોયું નહીં કે એ અરજ રજુ થતાં સાથે તે માહતાબી નુરનો મુખડો જરા જડ થયો, અને તે પ્યારા હાથો એકાદ સેકન્ડ એવી રીતે ધુજ્યા કે તેણીએ તે હાથપર પેહરેલા બે કીંમતી હીરાઓ તે રોશાણીની રેલ વચ્ચે ઝળાઝળ થઇ રહયા!

"ડચેસ ઓફ્ કાસલમેન મને મળવા માંગેછ? ઓ હા, જરૂર!" તેણીએ હસ્તે મુખડે કહયું, અને તેણીનાં અવાજમાં હવે મકકમતા સંભળાતી હતી; "એ માનવંત બાનુની મોટાઇ અને મોટા તુમાખની થોડીક વાત મેં સાંભળેલી છે, અને હું હરગ્રેસને મળવા ઘણી ખુશી થવશ"—અને એ પછી જ્યારે લેડી હરડલ તે મનોહરતાને તે મોટા હોલમાંનાં શોભીતા પીલરો વીટારીને જ્યાં ડચેસ એક શાહનશાહબાનુના તોર અને ટેકથી પંખો ખાતાં બેઠાં હતાં ત્યાં લઇ ગઇ, ત્યારે તે વાત કરાવતી ચાલતી હતી એટલે તે નવજવાન નાજનીનની છાતીમાં જે દરયાવો ઉભાતા અને ઉછળાતા થયા હતા તેને લગતું તે પોતે કશુંજ જાણવા પામી કે જાણી શકી નહીં!

ડચેસ તેને આવતી જોતાં મીઠાસથી હસી. તે એક શાહનશાહખાનુ-નાજ તોરથી બેઠી હતી, અને બેસીજ રહી. વરસો તેના હાલમાં અરધાં સુફેદ થયલાં માથાંપર વહયાં ગયાં હતાં, અને હવે જોકે બુઢાપો આવ્યો હતો તોપણુ જવાનીનું સૌંદર્ય તે રૂઆબવાળી બાનુએ પોતાના મનોહર મુખડામાં હજી અજબ જેવી હદ સુધી સાચવી રાખ્યું હતું!

તેણીએ તેને સેકહેન્ડમાં ઉલટમંદ હાથ આપ્યો, અને પોતાની પાસે-જગ્યા કરી સોફાપર બેસાડી, એટલે લેડી હરડલ એ બે નવાં ફ્રેન્ડસને મોકલાસથી વાતચીત કરવા એકલાં છોડી માફ માંગી, બીજાં પરોણાઓપર ધ્યાન આપવા હસ્તે મુખડે ત્યાંથી ચાલીજ ગઇ.

"હું ઘણી ખુશી થઇ, મીસ ગ્લીનટન, તમોને આજે રાત્રે મળવાથી. અમો અહીં લંડનમાં હાલમાં અમારાં "મેન હાઉસ"માં રહેલાં છીએ, અને ત્યાં અમારી સાથે ડીનર લેવા કોઇ દાહડો તમોને તમારા માનવંત કાકાજી સાથે જરૂર આવવું પડશે. માહરા બેટા—હીઝ ગ્રેસ—પોતે અને અમારે ત્યાં એક નાની પહરોણી લેડી વેલેનટાઇન આરડન છે તે બેઉબી ઘણાં રાજી થશે. પછી એક વખત અમારો ગરીબડો "રૂડ કાસલ"બી જોવા જરૂરજ આવજો. તમારાં "બરૂક હાઉસ" જેવું તો કાંઇ હોયજ નહીં, પણુ અમો ગરીબોનું તે ગરીબાગરીબ મકાન કદાચ તમોને ગમશે. આવશો કેની?'

"હા, યોર ગ્રેસ; તમો ચાહીને તેડો તો કાંય નહીં આવ્યે?" મીસ ગ્લીનટને જવાબ કરયો, અને ડચેસ અજબ થઇ કે તે મનોહર મુખડો થોડોક ફીકકો પડયો હતો, અને તે પરવાલાં જેવા પ્યારા હોઠ દીસ્તી રીતે થોડાક ધ્રુજયા! પણુ બીજીજ પલે તે છોકરીએ મનપર પુરતો કાબુ મેળવી લીધો હોય એમ લાગ્યું, અને તે પુરતી સાવધ અને સચેત થઇ—તે એટલે સુધી કે ડચેસ વેહમમાં વટીક પડી કે તેણે અરધી મીનીટ આગમચ જે જોયું તે ખરેખર જોયું કે તેનાં ખ્યાલી મનનો ખાલી ધખારોજ હશે?—"તમારા રૂડ કાસલના નામાંકીત મેહલની અમે ઘણી વાખવાખી સાંભળેલી છે, માહરાં લેડી!"

ડચેસ આ વાતના સ્વીકારનું—થોડીક મગરૂરીનું—મીઠાસથી હસી.

"તમોને ઇંગ્લાંડ ગમેછ કે?" તેણીએ પછીથી સવાલ કરયો; "હવે તો અહીંજ રેહશો કે પાછાં અમેરીકા નાહસી જવાનાં છો? અમેરીકામાં અમારાં ઘણાંક દોસ્તો છે તેમાં તમો બે નામદારો ઉમેરાવાથી અમોને ઘણી મોટી ખુશી હાંસલ થઇ."

"મને તો અમરીકા કરતાંબી ઇંગ્લાંડ અને લંડનજ વધારે વાહલું છે, યોર ગ્રેસ, તે છોકરીએ ડચેસના સવાલના જવાબમાં સાદાઇથી કહયું, "પણુ અમો અહીંજ રહીશું કે પાછાં જતાં રહીશું તે હજી

કાંઇજ નક્કી નથી. હાલ તો અહીંજ છીએ. કાકાજીએ 'બ્રેક હાઉસ'પર આટલો બધો પૈસો ખરચ્યોછ ત્યારે તો થોડુંક સુધી અહીં ઠરીને રેહવાનોજ એવણનો વિચાર હોવો જોઇએ."

"અને તેવણ સાહેબ બી આજના આએ મેળાવડામાં આવેલા છે કે? મને જરૂર મેળવજો તેવણની સાથે," ડચેસે માંગી લીધું, જ્યારે પેલોજ ખટકો—આએ ચેહરો આગળ કેથે કોઇ વખત ખરેખર જોયલો હોવાનો—તે તુમાખી બાનુને પાછો ને પાછો મજબુત ગુંચવાવતો રહયો!

"હું જરૂર મેળવશ, યોર ગ્રેસ," મીસ ગ્લીનટને જવાબ કરયો; અને તોપણ ડચેસને લાગ્યું કે તે પોરી પોતાનો રૂબાબ અને ટેક તેની જોડે ઘણો સાચવીને વાત કરતી હોય તેમજ કાંઇક અંતરથી વાત કરતી હતી! બીજાં બધાં તેને મળતાં સાથે જે રીદા રીદા અને થોડાં થોડાં થઇ જઇને તેનાપરથી ઓઢાઇ પંથરાઇ જવાનું કરતાં હતાં તેવું આ છોકરીએ કશુંજ કરી બતલાવ્યું નહીં. શું એ તેના અબજોનો ગરૂરજ માત્ર હશે?

"હું માહરા બેટા અને માહરી પહરોણી સાથેબી આજે રાત્રે તમારી ઓળખાણ કરાવવાની ઉમેદવાર છું," ડચેસે વિનંતીના તોરથી કહયું; પણ મીસ ગ્લીનટન તેનો જવાબ કરી શકે તેટલો તેને વખતજ મળી શકયો નહીં. ત્રીજો ડાન્સ જે એક "વોલ્ટઝ" હતો તેનું મ્યુઝીક તરતજ શરૂ થયું, અને એ ડાન્સ તે જે નામાંકીત જવાનને પ્રોમીસ થઇ ચુકી હતી તે ઘણો અધીરો પડેલો, ઉતાવલો ને હાંફલો હાંફલો, તેને શોધતો આવ્યો, એટલે ડચેસને તેનો એ પ્રીય હવાલો તેને તુરત સપુર્દ કરવોજ પડયો.

તે, એમ છતાં, મીસ ગ્લીનટનનાં ત્યાંથી ઉઠી જવા પછી પોતાની છાતીમાંથી બાહેર પડતો એક બેઅટકાવ નીસાસો રોકી શકી નહીં. ઓ પરવરદેગાર, શું તે એટલી બખશેશ નહીં કરે કે ભલભલીઓથી તેનો દીકરો નહીંજ જીતાયો હતો તે આ કોઇ અજબ સુંદરતાથી હવે હજીબી જીતાય? વાહલી વેલેનટાઇન કાંઇ ઓછી ચાહવાજોગ મધુરી નહીંજ હતી, પણ જો તે પણ તેનું બેઅસર દીલ નહીંજ ભેદી શકી હતી તો એ શું બનવા જોગ નહીં હતું કે તે કાર્યસિદ્ધી આ કુમારીકા કરી બતાવે?

જરા વારે લેડી હરડલ ઘણી આતુરતા વચ્ચે તેને પુછતી આવી.

"કાંય, યોર ગ્રેસ, કેવી લાગી તમોને એ 'અમેરીકન બ્યુટી'?"

"મને એ છોકરી ખરેખર ઘણીજ ગમી," ડચેસે જવાબ કરયો; "ચેહરામાં તો ખરેખર એનો મુકાબલોજ મળવો માહલ છે, પણ એનામાં મેં કાંઇક અજબ જેવું જોયું! માહરી સાથે વાત કરતી હતી ત્યારે એની આંખો કાંઇ એવા જુદા જુદા પલકારા મારતી રહી કે તે જોઇને હું અજબ

થયા વિના રહી નહીં. મને લાગેછ કે થોડેક પૈસાનો ગરૂરભી એનામાં છે ખરો! એના કાકાબી એવાજ છે કે?"

"અલબત, ફેમીલી મળતાપણું એ બેઉના ચેહરામાં ઘણું છે," લેડી હરડલે જવાબ કરયો.

"હું તેવણુનેબી આજે રાત્રે મળવાની છેઉં," ડચેસે કહયું. "મેં એ છોકરીનેજ આજે રાત્રે, મેળાવડો ખતમ થવા આગમચ, પોતાના કાકા સાથે મને મેળવવા અરજ કરેલી છે."

થોડેક વારે ડયુક તેની માતા આગળ આવ્યો, અને તે મા દીકરો એકલાં પડતાંજ ડચેસે કહયું, "હું પેલી 'અમેરીકન બ્યુટી' ને મળી જો! લેડી હરડલેજ અમોને મેળવ્યાં. આપણી વેલેનટાઇન ખરેખર ઘણી ખુબસુરત કહેવાય, પણ તું માનશે, દીકરા, ખુદ વેલેનટાઇનની ખુબસુરતીબી આએ છોકરીની ખુબસુરતી આગળ તો પાણી ભરે!"

"એટલું બધું, મમા?" ડયુક હસ્યો; "ત્યારે તો તમારા 'પ્લેનેટ' વાલાનો રીપોર્ટ બોલેબોલ ખરોજ કહેવાય!"

"મેં તુંને કહયુંની, બરટ્રાન્ડ, કે એ કાગનો વાઘ કરનાર પેપર છેજ નહીં? કોઇબી કાયદા કાનુન વગર ફકત મતલબના લખાણ કરનારા તુચ્છ પેપરવાલાઓથી એ પેપર તદન હલાયદુંજ પડી જાય છે. એ પોતાની "ડીગનીટી" સાચવીનેજ લખાણો કરે છે—" અને પછી યાદ આવી ગયું હોય તેમ વધાર્યું, "એક વાતે એ છોકરીએ મને ઘણી અજબ કરી. કોઇ સંદેહજ નથી કે એ ચહેરો અથવા એને ઘણોજ મલતો બીજો એક ચહેરો મેં આગલાં વરસોમાં કેઠે જોયો હોય! કાંઇ એ ચહેરામાંના મળતાંપણાંની તે યાદે મને આખો વખત ઘણી ગુંચવાવ્યા કીધી! મેં તો એ લોકોને એક દાહડે 'મેન હાઉસ' માં ડીનરપર તેડવાનો અને પછીથી આપણે પાછાં જઇએ ત્યારે 'રૂડ કાસલ'માં પહરોણાં નોતરવાનોબી વિચાર રાખેલો છે. તુંને ગમશે કેની?"

"જે તમોને ગમે તે મને ગમે, મમા!" તે સજ્જન બેટાએ તારીફલાયક તાબેદારીથી કહયું; "ઘેર તમારૂં છે કે માહરૂં? તમારા તેસ્ટ એટલા સંપુર્ણ છે કે તમો જે લોકોને તેડ બોલાવ કરશો તે આપણી કંપનીને બરનાં હોવા વાસ્તે મને એકબી વસવસો કદી થનાર નથી. તમોને ગમે એમ કરો."

તે માતા મોટો હર્ષ પામી. દીકરાઓ કોણને ઘર નથી હોતા? પણ આવા સપુત બેટાઓ, મામ બાપને માન આપીને ચાલનારા—કહયાસાર અને તાબેદાર—માત પીતાની મગરૂરીજ કહેવાય, ને તેવા એક બેટાની

[illegible] [illegible] ખામણુ ખુદાએ તેને બાર કરી હતી તે વાસ્તે તે નસીબદાર માતા મગરૂર અને મધન થઇ.

"આપણે એને વેલેનટાઇન સાથેબી મેળવશું. હું કાંઇ બધી છોકરીઓને જોઇને ઉત્સાહથી દોરવાઇ જતી નથી. બરટ્રાંડ," તે માતાએ જારી રાખ્યું, "પણ આએ છોકરીએ તો મને આપણી વેલેનટાઇન કરતાંબી, મળતાં સાથે, ઘણી 'ઇમપ્રેસ' કરી મેલી. જાણે મને જીતીજ લીધી!"

બરટ્રાન્ડ ખુશ મીજાજી હસ્યો. એ કોઇ નવી આવનારી વાસ્તેનો એ માતાનો ઉત્સાહ તેને ગમ્યો. તેને પોતાને મન તો, મગર, બહેસ્તની ખુશાલી નહી અને દોજખની દીલગીરી નહી તેવો હાલ હતો! તેને વેલેનટાઇન પુરતી ગમી ગઇ હતી, અને તેને પરણવાને તે જો છુટો નહી હતો તો વળી આએ નવી ખુબસુરતીને કયાં દાળ દોધીમાં હોમાવાની હતી?

---

## પ્રકરણ ૨૬ મું.

—:o:—

પણ જરાવાર પછી મીસ ગ્લીનટન તે મા દીકરો, ઉપર મુજબ, વાત કરતાં બેઠાં હતાં તેની નજદીકમાં કોઇ સાથે વાત કરતી આવીને ઉભી, અને ડયુક તેને નજદીકથી જોઇ, ત્યારે તે સુનો, બહેરો, બેબાખરો, અવાચક થઇ ગયો! ઓ પરવરદીગાર, આએ ફીરેસ્તાઇ ચહેરો—આએ ખુદાઇ નુર તેને કોણુની યાદ આપતાં હતાં? તેની માતાની મુંજવણ ખરી હતી. આ ચહેરો તેણે પોતે પણ આગળ કેથે જોયલો અને જાંજા વખાણેલો હોવાનો મજબુત ખટકો તેને થયો, પણ કયાં—ઓ કયાં? કયારે—ઓ કયારે?

તે એક ઉંચો, દમામદાર, તોરવંતો 'ફીગર' હતો—એક 'ફીગર' કે જેવો એક લાખ જવાન નાજનીનોમાં એક પણ જોઇ શકાતો હોય તે શકભરેલું લાગતું હતું! વૅલેનટાઇનની મોહક ખુબસુરતીએ તેને આંજી નાખ્યો હતો, પણ આ એક ચહેરો તો તે પરીસુરત માહબુબની દીલજીત ખુબસુરતીને ઝાંખીજ કરી મેલવા જેવો હતો! તે ઉંચી મરોડદાર ગરદન, એક શાહનશાહ બાનુને શોભા આપે એવું સોહામણું માથું, તે ચંદ્રની ચમકનો મુખડો, સાંચામાં ઘડી કાઢેલા હોય એવા શેપદાર ખભાં સુધીના ઉંઘાડા હાથો, અને બરફ જેવી અરધી ઉંઘાડી છાતી—કે જે બધું બેકીંમતી હીરા મોતી વચ્ચે ઝળઝળ થતું જોવાતું હતું—તે જોઇને જવાન ડયુક ઓફ કાસલમેન હેરત, છક, મોહીત અને માહત થયો! એમ તે આગળ કોઇ બાળાનાં સંબંધમાં કદી થયો હતો નહી! કોઇ છોકરીએ જોતાં સાથે

તેનું જીગર આરપાર એમ છેડી ભેદી નાખ્યું નહી હતું! વેલેનટાઇન તેને ઘણી ગમી હતી, અને આયંદા તેની અકસર નિરદોશતા, દીલની સાદાઇ અને સચ્ચાઇ, તથા તારીફલાયક હેતવંતાપણાંથીજ તે વધતો જીતાયો હતો; પણ આએ એક રાજવંશી મુખડો હતો કે જેણે એકજ નજરમાં પોતાની નેણકટારીથી તેને જબેહ અને તાબે કીધો!

તે માતા ખુશ થઇ. મોઢાંપરના મળકાટ સાથે તે પોતાના બેટાની એ બેતાબી જોતી બેઠી. તેણીએ જોયું અને મનથી કબુલ કર્યું કે આ છોકરીએ પહેલીજ નજરમાં જેવો તેને મોહીત કર્યો તેવો આ આગમજ કાંઇ બીજીએ કર્યો નહી હતો, અને આશા ફરી એકવાર સજીવન થઇને તેની બુજોર્ગ છાતીમાં ઉછળી નીકળી!

"શું છે, દીકરા? એ બેતાબી શાંની છે?" તે પકડી ખંધી માતાએ ખુશમીજાજી હસીને પુછ્યું, અને એ સવાલ રજુ થતાં બરટ્રાન્ડ પોતાની અજબ જેવી બેખુદીની ખુમારી વચ્ચેથી ચોંકીને સજાગ્રત થયો!

"કાંઇ નથી, મમા ડીઅર; હોયજ શું?" તેણે તે પછી તરત પાછો પોતાની પર કાબુ મેળવી લઇને કહ્યું; "પણ તમે કેહોછ તે ઘણું ખરૂં છે. આએ ચેહરો જોતાં સાથેજ તે આગળ કેથે જોયલો હોવાનો મને પણ મજબુત ખટકો થાયછ! ખોદા જાણે કયાં અને કયારે!"

"હું તુંને મેળવું? તુંને એની સાથે 'ઇનટ્રોડયુસ' થવા ગમેછ?"

"હા, જરૂર મેળવો, મમા! હું ઘણો ખુશી થવશ," કોઇ હાડે બતા-વેલી નહી એટલી બધી ઉલટથી ડયુકે જવાબ કર્યો;—અને ડચેસ હસ્તે મુખડે તાબડબ ઉઠીને પોતે તે તોમાહબુબ આગળ ગઇ.

બીજી એક પળ, અને તેઓ રૂબરૂ મલ્યાં—જવાન ડયુક ઓફ કાસલ મેન અને તે માહન 'અમેરીકન બ્યુટી;' મગર એ વખતે ગરીબ બરટ્રાન્ડ તો ગોયા માથુંજ ખોહી બેઠો હતો! એક શાહનશાહ બાનુનું હોય એવું તે ઝળકતું દમામદાર માથું અને જઅઅરા રીકકો પડેલો પણ દીલજીત દીલકસ મુખડો, સેકહેન્ડ માટે લંબાવેલા હાથ સાથે, તેના કને વાંકાં વળતાં હતાં ત્યારે હોંસકરાંમોસ જવાંન ત્યાં જે બોલાયું ને જે થયું તે સાંભળી કે સમજીજ નહીં શકયો! તેવામાં વેલેનટાઇન આરડન પણ તે તરફ આવી, અને અરસપરસ ઓળખાણ પીછાણની કીયાઓ નવેસરથી ચાલુ થઇ, જ્યારે તે અમેરીકન સુંદરી, તે કુમળી કલીનું અંતર વાંચી લેવા ચાહતી હોય તેમ, તેની આંખોમાં જાણે ડોળો ખોબીખોબીને જોતી હતી!

લેડી વેલેનટાઇનને પણ તે છોકરી જોતાં સાથે ઘણીજ ગમી ગઇ. તેને જે જુએ તેને તે ગમે અને તે તેણીને ચાહતું થાય એમજ તે આ

વસીકરણ કરી જાણનારો મનમોહન મુખડો હતો; મગર અજાયબીઓની અજાયબી એ હતી કે એક વખત 'ઇનટ્રોડયુસ' થવા પછી તે અમેરીકન નાજનીને ન તો ફરીથી ડયુક ભણી પાછું જોયું કે ન તો તેનાં જોડે કાંઇ વિષેશ વાત કરવાની દરકાર બતાવી!

તેને (ડયુકને) એ ઉપરથી, અલબત, ઘણું માઠું લાગ્યું, અને તે ખસ્યાણો પડયો. આએ શો ગજબ હતો! આવી રીતે આજ તક કોઇ પણ છોકરીએ કે અબળાએ અરધું મોઢું મરડીને એ મીસાલે તેનો તુચ્છ-કાર કર્યો નહી હતો. તેનો અનુભવ તો સાંમો એ હતો કે છોકરીઓ—ગમે એવી માલેતુજાર ખુબસુરતીઓ—ચાહીને તેને વાત કરાવવા આવતી, અને તેનાપરથી ઓઢાઇ પંથરાઇને મરી મરી જતી! આએ એકજ અબળા હતી કે જેણે એ કીસમે તેનો ઉઘાડો અનાદર કર્યો હતો, અને ત્યારે ઘણું ભારી લાગવાથી તેણે પોતે તેણીને પોતાની સાથે વાતચીતમાં ઉતારવાનું કીધું; પણ તે તો 'હા' કે 'નહી' ના એકાક્ષરી ટુકકા જવાબો કરીને પાછી ફરીજ જતી, જ્યારે બીજાંઓ સાથે હસી હસીને ખુશાલ વાતચીત કરવા પડતી! વેલેનટાઇન જોડે તે વધારે ભળી ગઇ, અને વધતા એખલા-સથી તે તેનાં જોડે વાતચીત કરતી થઇ.

વળી ડયુકને જેમ તે મનોહર મુખડાએ ગુંચવાવ્યો તેમજ, વળી, તેણીના રૂપેરી ઘંટના નાદ સરખા મીઠા હલકે પણ મુંજાવ્યો અને ધુજા-વ્યો! તેને ઘણી મજબુતીથી લાગ્યું કે એ મધુરો અવાજ તેણે આગળ ખચ્ચીત કેથે સાંભળેલો હતો, પણ કયારે—ઓ, કયારે?

વેલેનટાઇન તે અમેરીકન ખુબસુરતીની ડયુક જોગી એ દેખીતી તોડ-છોડથી ઘણી અજબ થઇ. તે કેમ બનતું હતું? આએ ઓરત કાંય તેને મચક નહી આપતી હતી? કોઇને તે એ કીસમે વાત કરાવતો જવાની કદી તુંબા ધરાવે નહી, અને આને તે એટલી બધી વાત કરાવવા માંગતો હતો ત્યારે એ છોકરી તેના તરફ એટલી ઠંડી, સુસ્ત અને બેદરકાર કેમ થઇ શકતી હતી?

અંતે ઘણું ભારી લાગવાથી ડયુકે ત્યાંથી ખસ્લી જવામાં શાણપત જોઇ, અને તે વેલેનટાઇનને સાથે બોલાવતો ગયો. સારાં નસીબે તરતમાં શરૂ થનારો ડાન્સ તેણીએ ડયુકનેજ લખી આપ્યો હતો, અને તે બાહણાં હેઠળ તે વેલેનટાઇનને લઇ ગયો, જ્યારે તે છોકરી મામલો સમજી જવાથી ગમત પામેલી બાખુશી તેનાં હાથમાં હાથ આપી, મીસ ગ્લીનટનની આગી આકૃતી, ત્યાંથી તેના જોડે જતી રહી.

"ઘણી મહજાંની છોકરી છે એ. મને ખરેખર ઘણી ગમી," તેણીના જવા પછી મીસ ગ્લીનટનને ડચેસને કહ્યું; "તમારે ત્યાં કોઇ દીકરી નથી ?"

"દીકરીબી નહીં અને દીકરીની જગા રાખનાર એક હેતવંતી વહુબી નહીં! એ માહરૂં કમનસીબ ઘણું મોટું છે, મીસ ગ્લીનટન."—અને મીસ ગ્લીનટનના મીઠા હોઠોપર, એ સાંભળતાં, પેલો તુચ્છકારનો વળ ફરી વળેલો પ્રગટ જોઇ શકતો હતો!

"તમો એક વહુની આર્જુ કરોછ ખરાં, યોર ગ્રેસ ?" તેણીએ પુછ્યું;—અને તે સવાલના અવાજમાં કાંઇ એવું હતું કે જેથી ડચેસ થોડીક હેરત થયા વના રહી શકે નહીં!

"એક ઘેર શોભત વહુ માહરા ઘરમાં આવે એ તો માહરી વરસોની આર્જુ છે," તેણીએ ખુલ્લાસો કર્યો; "જેને ઘેર દીકરી નહીં હોય તેને ઘેર એક હેતવંતી દીકરીની જગ્યા રાખનાર કોઇ સાહલેસ વહુ આવે તે તો એક ખજાણો કેહવાય!"

વળી પાછો તે પ્યારા હોઠોપર પેલોજ તુચ્છકારનો વળ!!

અને તેઓ એ મુજબ વાત કરતાં બેઠાં હતાં તેટલાં સદરહુ ડાન્સ ખતમ થયો, અને વેલેનટાઇનને લઇને ડયુક પોતાની માતા પાસે પાછો આવ્યો, જ્યારે હજી મીસ ગ્લીનટનને ત્યાંજ ચીટકી બેઠેલી અને પોતાની માતા જોડે ઘણાં ઉમંગથી વાત કરતી રોકાઇ રહેલી જોઇને જવાન ડયુક મનથી કાંઇ થોડો અજબ થયો નહી.

"હવે પછીનો તમારો ડાન્સ ખાલી છેની, મીસ ગ્લીનટન ?" તેણે વળી તેણીને જોતાં સાથે માથું ખોહી દઇને સવાલ કર્યો.

"મને કાંઇ યાદ નથી, માહરા લોર્ડ," તેણીએ બેદરકારીના તોરથી જવાબમાં કહ્યું, અને પછી પોતાની સુંદર આયવરી 'તેબલેટ' વાંચીને વધાર્યું, "હા, માહરા લોર્ડ, એ ડાન્સ હું કોઇને પ્રૉમીસ થઇ નથી."

"ત્યારે મને તે આપવાની મહેરબાની કરશો?"

મીસ ગ્લીનટન જવાબ કરવા આગમચ એક આખી મીનીટ થોભી.

"જેવી તમારી મરજી," તેણીએ તે પછી ધીમે સાદે કહ્યું. હવે આએ ડાન્સે વચ્ચેનો ઇનતરવલ નાનો હોવાથી જરાજ વારમાં પાછું મ્યુઝીક વાગવા માંડયું, જ્યારે ડયુકે હાથ લાંબો કરીને તેને ઉભી કરતાં કમ્મર આસપાસ હાથ લવા જેવી હીલચાલ કીધી, એટલે કહેવાને અજબ જેવું છે કે—તે કમકમી ગઇ હોય તેમ બે કદમ પાછળ હઠીને—પાછી બેસી ગઇ!

"મને માફ કરશો, યોર ગ્રેસ? હું ઘણી બેઅદબ થાઉંછ, પણ મને માહરો વિચાર ફેરવવો પડેછ! હું એ ડાન્સમાં ભાગ લઇ શકતી નથી,"

ડયુક હોઠ સુધી ફીકકો પડયો! તેને ઘણુંજ માઠું લાગ્યું, અને મામલો અચયુચ કડવાસભરયો થતો જોઇ ડચેસ હસ્તે ચહેરે તુરત વચ્ચે પુરાયાં.

"એવણુ કહેતાં હતાં કે હું તદન થાકી ગયલી છું, બરટ્રાન્ડ," તે માતાએ કહયું; "તેથી તો એવણે આગળા ડાન્સમાંથી મુતલગ ભાગ લીધો નહીં. હું જાણુંછ અમેરીકન છોકરીઓ આપણી ઇંગ્લીશ છોકરીઓ જેવી પગલાંની મજબુત થતી નથી."

"ખરેખર તેમજ છે, યોર ગ્રેસ," મીસ ગ્લીનટને એજ બચાવમાં ઉતાવલે આશરો શોધ્યો, પણ ડયુકે તે કશું માન્યું નહીં. વળી એજ વખતે વેલેનટાઇનને તો એ ડાન્સ માટે તેનો પાર્ટનર શોધતો આવ્યો એટલે તેને જવું પડયું, જયારે ડયુકને ત્યાં ભુટારા જેવો ઉભો રહેવાનું બેવડું વસમું લાગ્યું. એ ઉપરથી ડચેસજ વળી એ જોતાં તેની વાહરે પાછાં આવ્યાં.

"મીસ ગ્લીનટનને ઘણા ડાન્સમાં ભાગ લેવા ગમતું નથી, અને આએ મોટા બૉલ રૂમની ગરમીથી એવણુ ઘણાં અકલાયલાં લાગેછ, તે એવણને જરા કનઝરવેટરીની ઠંડકમાં ફેરવી લાવની, બરટ્રાન્ડ?" તે માતાએ મલમ-પટો કર્યો,—અને બરટ્રાન્ડને સભ્યતાને ખાતર તેણીને પુછયા વના ચાલ્યું નહીં કે "તમો આવશો, બાનુ?"

"જેવી તમારી મરજી," તેણીએ તરત પાછી ઉભી થતાં કહયું; અને તેઓ બંને કનઝરવેટરી તરફ ચાલ્યાં. બરટ્રાન્ડે, મગર, તે તુમાખી મધુરીને પોતાનો હાથ ઓફર કરવાની આ વખતે હીંમત કરી નહી. તેઓ અકેકની બાજુમાં છુટાંજ ચાલ્યાં, કેમકે બરટ્રાન્ડ જોઇ શકતો હતો કે આ તો તે પોતાની મરજી ઉપરાંતનું–ખરેખરી જીવપર જોરાવરીનું–સભ્યતાને ખાતરજ તેનાં જોડે આવવા કબુલ થઇ હતી!

તે માહ વિશમય પામ્યો. આએ એમ કેમ કરતી હતી? તે કાંય તેને જોઇને એટલી બધી ખંચાતી હતી? તેણીએ કાંય કબુલ થવા પછી અંતની ઘડીએ તેના જોડે ડાન્સ કરવાનો વીચાર વટીક પડતો મેહલ્યો હતો! તે કાંય ખંચાતી અને કમકમતી દેખાઇ હતી? તેણીને શું કોઇએ તેને માટે જુઠાં ચપટાં આપ્યાં હશે, અને કાંઇક તેના ગેરલાભનું ખોટું કહયું હશે?

"તમારી વેલેનટાઇન આરડન ઘણી મીઠી છોકરી છે, અને મને ખરે-ખર ઘણી ગમી," તે મોટો વિસાલ બૉલ રૂમ વીટાડીને કનઝરવેટરી તરફ જતાં મીસ ગ્લીનટને કહયું. તેએ બંને મુગામંતર અને સાડા સન્તર ચાલતાં હતાં. તેથી કોઇનું ધ્યાન ખેંચાય અને નરસ લાગે તે ફીકરથી

તેણીએજ વાત ઉપાડી. ડ્યુકને ઘણું માઠું લાગ્યું હતું એ તે જોઇ શકતી હતી, અને એવા સંજોગમાં બંનેને વસમું લાગે તે મામલો વધારે ચાલુ રહેલો જોવા તે ચાહતી નહીં હતી. "એ શું તમારી કોઇ સગી થાયછ?"

"સગી? જરાબી નહીં!" ડ્યુકે જવાબ કર્યો; "પણ લોર્ડ આરડન સાથે માહરાં મમા પપાને ઘણુંજ ઘરવટ હતું. મમાની નાની ઉમ્મરમાં એ લોક એક ઘરનાં હોય તેમ સાથે વસેલાં અને સાથે રમેલાં, અને તેથીજ એના ફાધરે એને અમારેજ ત્યાં મોકલી આપી."

"ને એના આવ્યાથી તમોને ઘણું ગમતું હોશે? ઘણું સોહવાઇ જતું હોશે?" પેલીએ પાધરા સવાલો કર્યા, અને વળી પાછો ડ્યુક થોડો દબાયો; પણ તેણે યાદ કર્યું કે એ અમેરીકન લોકો મોઢાંપર આવે તે બોલી દેવા સારૂ ઘણાં જાણીતાં છે, અને આએ એકલીજ એક અબળા હતી.

"હું પેરીસમાં હતી ત્યારે મેં તો કાંઇ એમ સાંભળેલું કે કોઇ બીજીજ છોકરી તમારે ત્યાં રહેલી છે. કેહજે નાધલેથીજ રહેલી હતી."

"ઓ, તે તો લેડી નેલ!" ડ્યુકે યાદ કર્યું; "હા, તે માહરાં માસીજીની છોકરી થાય, અને માસીજીના ગુજરવા પછીથી તે ઘણી નાધલી બાળકી હતી ત્યારે મમાએ એને અમારા રૂડકાસલનાં મેહલમાં લાવીને રાખેલી, એને વરે તે વખતે એક નાની ગવરનેસબી અમો લોકે રાખી હતી."– અને એ છેલ્લું બોલતાં તે ગમખાર યાદથી જવાંન ડ્યુકનો અવાજ ગગળી પડયો. મીસ ગ્લીનટનના હાથ માંહેલો પંખો પડી ગયો, જે ડ્યુકે તરત ઉંચકી આપ્યો.

"મને માફ કરજો–હું હાથની ઘણી લુલી થઇ," એક મીઠાં 'ઠેંકયુ' સાથે તેના હાથમાંથી તે પંખો પાછો લેતાં તે છોકરીએ હસીને કહયું, અને તોપણ તે હસ્લુ જોઇએ તેવું ખુશાલ કે આનંદી જરાએ નહીંજ હતું!

"ત્યારે હમણાં લેડી નેલ કયાં છે?" મીસ ગ્લીનટને તે પછી જરા વારે ધીમે સાદે પુછ્યું, કે જેવામાં તેઓ કનઝરવેટરીની ઠંડકમાં આવી લાગ્યાં હતાં,– અને બીજાં જે જોડાં ત્યાં હતાં તેઓથી અલગ એક ખુણામાં તેણીને બેસાડવા વાસ્તે એક સુખકારક ખુરસી ડ્યુકે ઘણી નમ્રતા સાથે આગળ ખેંચી.

"તે તો મોટી થઇને બે વરસપર પરણી ગઇ," ડ્યુકે જવાબ કર્યો.

"પરણી-ગઇ? એટલી નાધલી ઉમ્મરે!" અને મીસ ગ્લીનટન ખરાં દીલથી થોડી અજબ થયલી લાગી. તે જાણે લેડી નેલને ઓળખતી હોય

તેવા તોરથી વાત કરતી હતી, અને તેની એ ભોલાઇથી ડયુક થોડોક ગમ્મત પામ્યો. "એ કોણુ સાથે પરણી?"

"સર એડવર્ડ મેયર સાથે. તે આએ તરફનો એક જાણીતો ભાષા શાસ્ત્રી છે." અને પોતાની પરણી જીંદગીમાં લેડી નેલ સુખી છે કે?"

"હા, ઠીક છે," તેના એ અજબ જેવા અંગત સવાલથી વળી પાછો અજબ થતાં ડયુકે કહયું; "બધાં પરણીને જેમ સાધારણુ રીતે સુખી રહેછ તેમ તે છે. અમારે ત્યાં મળતી ભેટતી છે. હાલ તો વર મેયર બાહરગામ ગયલાં છે."

એ પછી તેઓએ બીજી ત્રીજી ઘણી વાત કરી. વસ્મું નહી વાગે વાસ્તે ડયુકે અમેરીકાની વાત કાઢી, અને ઇંગ્લાંડ ને અમેરીકાની સરખામણીમાં મીસ ગ્લીનટનને અમેરીકા વાસ્તે ઘણી વખાણુ સાથ બોલતી સાંભળીને ડયુક ગમ્મત પામ્યો.

"તમો પાછાં જવા ધારોછ ખરાં?"

"હાલ અમારૂં કાંઇ નક્કી નથી. યોર ગ્રેસ," તે છોકરીએ જવાબ કર્યો; "માહરા કાકાજીને અહીં હાલ તો ઘણું ગમેછ, અને તેવણને ગમશે ત્યાં સુધી અહીંજ રહીશું."

"અને તમોને પોતાને અહીં એકલું નહીં ગમતું?"

"મને અમેરીકાજ વધારે વાહલું લાગેછ," મીસ ગ્લીનટને જવાબ કર્યો.

"ત્યારે અમેરીકાપર તમારો ઘણો પ્યાર છે?"

"પ્યાર? પ્યાર, પ્યારનાં હંબગમાં હું માનતીજ નથી," તેણીએ થોડાક તીખાસથી કહયું; એ બધું મન સમજાવવાનું નોનસેન્સ છે."

તે અજબ થયો.

"એમ કાંય બોલોછ, મીસ ગ્લીન્ટન?" તેણે સવાલ કર્યો. "શું સ્ત્રી પુરૂષના પ્યારની બુલંદીમાં પણુ તમો મુતલગ માનવાવાલાં નથી?"

"એક કગરસબી નહી!" તેણીએ જોશથી કહયું; "માહરે મન એ જુઠાં વેહેંજાં અને બચ્ચાંનાં ચેડાં છે. તેમાં ઓસ્તવારી જેવું કાંઇ હોતું ને થતુંજ નથી, ને આયંદા તે એક તકલીફીજ માત્ર પુરવાર થાય છે!" અને તે એમ કેહતી હતી ત્યારે તેના ગોલાબી રૂખસારો વધતા ધમધમી આવેલા જ્યાદા ગુલહુખસાર થયા હતા, અને તેની આંખમાં અને હોઠો પર એક તીરસ્કાર હતો, કે જે જોઇને તે દેહસ્ત ખાઇ ગયો!

"તમે એવી કીસમે વાત કરોછ, મીસ ગ્લીનટન, કે દુન્યાદારીનો આટલી નાની ઉમ્મરે છતાં જાણે તમે કાંઇ કડવો અનુભવ લઇ ચુકયા હોવો?" તે જવાને પુછવાની હીંમત કરી.

"તે હું ના પાડતી નથી," તે અમલાએ મોટા તીરસ્કાર ને તુચ્છ-કારથી કહ્યું; "હું નાની, ભોળી અને નાદાન હતી, અને મને જે કેહવામાં અને સમજાવવામાં આવ્યું તે સઘળાંનો મેં અંતકરણપુર્વક આંધળો ઇતબાર કર્યો, અને—અને તેની સજામાં મેં ઘણું પુરતું ખમ્યું છે!"

"એમ છતાં કોઇ તમારા ચેહરાપરથી તો એમ કહી નહીજ શકે. મીસ ગ્લીનટન, કે તમે તમારી નાની ઉમ્મરમાં એટલાં બધાં ઠગાયાં અને દુઃખી થયાં છો!" ડયુકે અજબ થઇને કહ્યું.

"વૅલ, ચેહરાપરથી તો, અલબત કાંઇ બધાંજ બધાનું કહી નહી શકે; ચેહરા ઉપરથી આદમીઓનાં ભીત્તર વાંચવાં એ તો એક હુન્નરમંદી છે!"—અને તે પાછું હસી.

"અને ત્યારે તમે પોતે શું એ હુન્નરમંદીમાં માનોછ અને સમજોછ?" ડયુકે સવાલ કરયો.

"હું ધારૂંછ કે હા," તે હસી. "તમોને મેં જોયા ને જોયા હું ધારૂંછ કે તમારૂં ભીત્તર હું વાંચી શકીછ!"

તે ગભરાઇ ગયો. ઓ ખુદા, જો ખરેખર તેણે તેની વાહલી નાઓમી વીન્ટર તરફ જે તુચ્છકારભરેલી હીચકારી વરતણુંક ચલાવી હતી તે આએ કોઇ ટકોરબાજ અને તુમાખી અબળા જાણવા પામે તે શું કરે?

"તમે માહરા ચેહરાપરથી મહારે વાસ્તે શું વાંચી શકયાંછ, ભલાં મીસ ગ્લીન્ટન?" તેણે સવાલ કરયો.

"હું તે કેહવાને વાસ્તે વાજબી કેહવાઉં કે નહી તે હું પોતેજ સમજી શકતી નથી, પણ આપણે અમસ્થા સેહજ વાતચીત કરતાં બેઠાંછ, એટલે તમોને જો ગમતું હોય તો હું માહરૂં અનુમાન કહું."

"મને ઘણું ગમશે," ડયુકે ખાત્રી આપી.

"વૅલ, ત્યારે સાંભળો! તમો એક મોટા પેહલી પંકતીના આગેવાન અને નમુનેદાર ઉમરાવ અને પૈસા ટકાની બેસુમાર રેલછેલ વચ્ચે તમે હરેક પાંતીએ સુખી સુખ્યારા છો. તમારાં ડચેસ માતાનો તમારીપર હદ વગરનો પ્યાર છે, અને જે તમોને જોય તે તમોને ચાહે એવો તમારો એક ચેહરો છે! આએ મોટા મેળાવડામાં સઘ-ળેથી તમને હેતથી તેડ બોલાવ કરેછ, અને મેં જોયું કે આંખ ઠરી નહી શકે એવી સેંહકડો ખુબસુરતીઓ તમોને જોતાં સાથે ચેહરામાં લાલ થઇ જાયછ, જ્યારે તેઓની આંખોમાં ખુશાલીની અને ઉલટની એક અગ્નિ સળગી ઉઠેછ! ખરૂં છેની?"

હા, પણ તે તો અવલોકનથી કોઇપણ જોઇ અને કહી શકે" ડ્યુક હસ્યો.

"પણ, તમે હજી મને પુરી સાંભળી નથી," મીસ ગ્લીનટને શાંતીથી કહયું; "માહરૂં કહેવાનું એમ છે કે એ તમારાં બધાં દેખીતાં સુખ અને લોકોનાં આટલાં અગાધ છતાં તમો પોતે પુરતા સુખી નથી; તમારા ભીતરમાં કોઇ દુ:ખી ગઇગુજરી દટાયલી હોય એવું મને તો તમારા ચેહરા પરની લાઇન્સથી લાગેછ! હું ભુલ તો નથી કરતી?"

"ખરૂં છે," ડયુકે દબાતા ખોખરા અવાજે કહયું; "પણ માહારા ચેહરાપરની લાઇન્સથી તમે માહરો એ ભેદ વાંચી શકયાં હોવો એ તમારૂં કહેલું માનવા જેટલો હું બેવકુફ થઇ શકતો નથી! તમે મને ખરૂં કહો માહરી જીજ્ઞાસા તમે ઘણી ઉશકેરી મુકોછ. અલબત, માહરી જીંદગીમાં એક ભેદ છે ખરો, પણ મેં હોઠ ઉંઘાડીને આજવેર તે કોઇનેજ કહયું નથી, ત્યારે તમે તે જાંણીજ કેમ શકયાં?"

તે પાછી થોડુંક તુચ્છકારનું હસી.

"હું કબુલ કરૂંછ કે બધું હું તમારો ચેહરો જોઇને વાંચી લઇ કે જાણી ગઇ શકી નથી," તેણીએ હસીને કહયું; "તમારી સાથ ઓળખાણ થવા આગમચ તમારે વાસ્તે મેં પુરતું સાંભળેલું હતું, અને જ્યારે મેં સાંભળ્યું કે તમો બૈરાંઓની સોબત ધીક્કારોછ, ત્યારે મેં ખુદરતીજ અનુમાન કરયું કે એ કોઇ વજુદ વગર થઇ શકેજ નહી. તમારી આટલી મોટી ઉમ્મર થવા છતાં તમે પરણ્યા નથી, અને લોકો ધારે છે કે તે ઓરત નામ જાતપર તમને અભાવ આવતો હોવાનું કારણ છે ત્યારે મને વધતી મજબુતીથી લાગ્યું કે તેમ થવાનો કોઇ ભેદ હોવોજ જોઇએ! હવે સમજ્યા?"

ડયુક ફીકકો પડયો. અત્યારસુધી તેનાં અગત વાહલાંઓ–તેની ખુદ માતા વટીક–જે અટકલી કે જાંણી નહીં શકયાં હતાં તે આ ઓરત ચ: ને પટ પારખી અને કહી આપતી હતી! આ શું કોઇ જાદુગરણી હતી?

"હવે આપણે આગળ ચાહયે, ડયુક," તેણીએ હસી હસીને ચોખા મુકવાનું અને તેનું દીલ ચચરાવી નાખવાનું ચાલુજ રાખ્યું; "આએ વાત તો ત્યારે પુરવાર થઇ ગઇ કે તમે ઓરત નામ જાતને ધીક્કારોછ, ને તેમ કરવાનાં બાતેનમાં કંઇ કાતીલ ભેદ સમાયલો છે: હવે તે ભેદ શું હોવો જોઇએ તેબી હું તમોને કહું?"

"તમો તેબી મને કહી શકશો?" ડયુક તાજુબીમાં વધારે ફીકકો પડયો.

"હું ધારૂંછ કે હા. દુન્યાદારીના માહરા ટુંક પણ પુખ્ત અનુભવથી અનુમાન કરીને તોબી હું તમોને કહી શકશ" તેણીએ આગળ ગબડાવ્યું;

"એ ભેદમાં બેજ કારણો હોઇ શકે, યાતો કોઇ ઓરતે તમોને આગળી જીંદગીમાં ઠગ્યા અથવા તો નાઉમેદ કર્યા હોય, અથવા તો તમો પોતે કોઇ ઓરતને ઠગી કે નાઉમેદ કરી હોય, કે જે વાતનો પશચાતાપ તમો ભલા અને પ્રમાણીક હેતુઓના હોવાને લીધે તમારાં દીલથી તમો દુર કરી શકતા નથી! ખરી વાત?"

ડયુક બની શકે તો હજી વધારે વધતો ફીકકો પડયો! તેના હોઠ દીસ્તી રીતે ધડકયા. આએ ઓરત જે રીતે ઝુર ઝુર ને મારમાર કરીને તેને છેક તેના ભેદની લગોલગ લાવી શકી હતી તેમ આએ આગમચ કોઇએ કયું નહી હતું. આએ આગમચ કોઇએ તે ભેદ પારખ્યોજ નહી હતો! આ અબળા કોણ હતી?'

"હવે તમે એ બેમાંથી કીયો બાએમ ખરો છે તે મને વિશ્વાસથી કહી શકશો?" મીસ ગ્લીટને તો હજી આગળ પગલાં લેયાજ કીધાં.

"મને માફ કરો, બાનુ," હીઝ ગ્રેસે કાકલુદીથી માંગી લીધું; "એ ભેદ ઘણો પવીત્ર છે, અને તે હું કોઇનેબી જાહેર કરવા કે જાહેર થયલો જોવા ચાહતો નથી."

"તે તો તમારી મરજી," તે છોકરીએ માથું ફફડાવીને કહયું; "પણ એટલું તે ખરૂં કે માહરી અકકલના ફાટયાનો મારેલો આએ તીર આબાદ લાગુ થઇ શકયોછ?"

"હા, ને તે મને ઘણું અજબ જેવું લાગેછ," ડયુકે અજાયબી વચ્ચે કહયું.

"એમાં અજબ જેવું લાગવાનું છેજ શું?" મીસ ગ્લીનટને તકરાર લીધી; "અહીં આવતાં સાથે તમારે વાસ્તે મેં લોકોને વાતચીત કરતાં સાંભળ્યાં, લોકો કેહવા લાગાં કે તમોને ઓરત નામજાતપર તિરસ્કાર આવેછ, અને એક ખરા મર્દ બચ્ચાને વાસ્તે એ એટલું અકુદરતી અને અસંભવીત છે કે તરત માહરૂં માથું તણકયું કે એમાં કાંઇ ભેદ હોવો જોઇએ! ત્યાર પછી આપણે મળ્યાં, અને તમારો ચેહરો જોતાં સાથે માહરાં એ 'કનવીકશન' (પકકા ખ્યાલ) ને ઘણી મજબુતી મળી. તમારા ચેહરાપર ગમગીનીનું એક એવું શીહા વાદળ છે કે જે તમો હસોછ ત્યારેબી તમો દુર કરી શકતા નથી, અને ત્યારે બેમાં બે ઉમેરીને ચારનો સરવાળો મેળવી લેવાને મને મુશકેલ થયું નહીં. મેં જોયું કે એ ભેદના ફકત બેજ બાએસ થઇ શકે— યા તો કોઇ ઓરતે તમોને દુઃખી કીધી હોય, અથવા તમે પોતે કોઇ ઓરતને નાઉમેદ અને દુઃખી કીધા હોય! અને તે માહરૂં અનુમાન તમોને અટકલે કહી સંભલાવતાં ખરૂં સિદ્ધ થયું તેમાં અજબ થવાનું કે અકુદરતી છેજ શું?"

"તે તો નથીજ," ડયુકે ધીગે સાદે અને વિચારવંત અદાઓએ કહયું, "પણ તમારા જેટલી હુસ્યારીથી કોઇએ માહરો એ ભેદ આજ સુધી એમ અટકળ્યો ને કબુલ કરાવ્યો નથી! હું ઘણોજ અજબ થાઉંછ. આપણે બીલકુલ પરાયાં છીએ; ઓળખાણ થવાને હજી પુરો અરધો કલાક થયો નથી, અને તેટલામાં તો વરસોથી એકમેકને ઓળખતાં હોઇએ. અને એકમેકના વિશ્વાસમાં હોઇએ તેમ આએ ફીસમે અંગત વાતચીત પર ઉતરી પડયાં છીએ! હું એ ભુલી જઇ શકવાનો નથી. આજનો બૅાલ મને માહરી જીંદગીની આખર તક યાદગાર રહેશે, કેમજે માહરી જોડેના મહીનાઓ અને વરસો સુધીના સમાગમમાં જે છોકરીઓ અને અબળાઓ આવેલી છે તેમાંથી કોઇએ પણ, તમે ફકત એક અરધા કલાકની રમતમાં જે બાહોસી બતાવી શકયાં તેવી, મહીનાઓ અને વરસો સુધીમાં મને બતાવી નથી! હું ખરાં દીલથી કેહુંછ કે તમારી તેજ બુધ્ધીને હજારો આફ્રીન હોજો!"

તે હસ્યા કીધી. પોતાનું એક માહબાનું જેવું માથું ખુરસીની પીઠ પર નાખી દઇને, અઢેલો મારી એક શાહનશાહબાનુના રોબથી તે પંખો ખાતી ધીમુ ધીમુ હસ્યા કીધી.

"મને માફ કરજો, મીસ ગ્લીનટન, પણ મેં તમોને જોયાં ને જોયાં મને કાંઇ એમજ લાગેછ કે આપણે આગળ મલ્યાં હોઇએ! મને કહેતાં શરમ ઉપજેછ," ડયુકે ઓશકાતાં શરમાતાં કહેવાનું જારી રાખ્યું, "પણ તમોને જોતાં સાથે હું માહરાં આખાં દીલથી તમો તરફ ધસડાઇ ગયો! ખુદ માહરાં ડચેસ માતા પોતે પણ એમ ધારેછ કે તમોને અથવા તમારા જેવા કોઇ મલતા ચહેરાને એવણે આગળ કેથે જોયાં હોય!"

તે મીઠાસથી મોટે સાદે હસી પડી.

"ખોદાની ખુદરત કોઇ વાતે ખાલી નથી, અને એક મળતા ચહેરાની મુશકેલીઓ આજે વખત એમજ આપણુને વહેમમાં નાખેછ!" તેણીએ શાંતીથી કહયું,—અને ડયુકને લાગ્યું કે તે ખરૂંજ હોવું જોઇએ, તે પછી તેણે સફાઇથી વાત ફેરવાવી અને વળી ઇંગ્લાંડ ને અમેરીકાની સરખામણીની કેટલીક વાતચીત થવા પછી તેણે કહયું, "હવે આવશો, બાનુ, બૅાલ રૂમમાં પાછાં? તમારી દમામદાર કંપની અને તમારી ચતુરાઇભરી દીલખુશ વાતચીતમાં મને તો ખરેખર ઘણી મજાહ મળેછ, પણ હું એમ એકલપેટો થવસ તો બીજા ડાન્સીસ તમે જેઓને લખી આપ્યા હશે તેઓ મને માફ કરવાના નથી!"

"મને કોઇની દરકાર નથી," તેણીએ મોટા તુમાખથી કહયું; "મેં બીજા ડાન્સીસ બીજાઓને પ્રોમીસ કર્યાંછ ખરા, પણ તમોને પ્રોમીસ કરવાને ના કહેવા પછી હવે હું બીજા કોઇની સાથે પણ ડાન્સ કરવાની નથી. તે તમોને ઉંગાડું અપમાન કીધેલું કહેવાય! હું હવે ડાન્સ કરવાના હયુમરમાંજ નથી."

"પણ માહરે લીધે બીજાઓની મોજ છીણવી લેવામાં ઇન્સાફ થવાનો નથી, મીસ ગ્લીનટન," ડયુકે તકરાર લીધી.

"હું કોઇની બંધાયલી નથી, યોર ગ્રેસ," તેણીએ મજબુતીથી પાછું કહયું.

"ત્યારે તો તમોને અડચણ નહીં હોય તો અહીંજ આપણે થોડોક વાર વધારે બેસશું. અહીં ઠંડક ઘણી મહજાની છે, અને ઘણું ખુશનુમા લાગેછ."

તેણે ખરૂં કારણ કહયું નહીં. તે તરફની ઠંડક નહીં પણ આએ અજબ જેવી ખુબસુરતી તરફનું ખેંચાણ અને તેણીનો મુકાબલો નહીં મળી શકે એવી મોટી બાહોસીની વખાણ તેને તેણીને પડખે એ મુજબ જકકડ પકકડ બાંધી રાખતાં હતાં એ તેણે ખુલ્લું કરીને કહયું નહીં; પણ વગર કહેવે તે સુંદરી શું તે સમજી ગઇ નહીં હતી? તે ધીમું ધીમું હસ્યા કીધી.

એમ તેઓ ઘણોએક વાર ઘણાએક દીલખુશ ટાહેલાં મારતાં તે એકાંતમાં બેસી રહેલાં હતાં અને નજદીક એક કલાક ગુજારીને તેઓ બૉલ રૂમમાં પાછાં ફર્યાં ત્યારે ડચેસ ઘર પાછી ફરવા વાસ્તે તેઓની વાટ જોતી અધીરી થઇ ગઇ હતી. ઘણાંકો જતાં રહયાં હતાં, અને મોડી રાત સુધી બૉલ રૂમમાં ચીટકી રહેવા વાસ્તે તે તુમાખી બાનુને અસલથીજ અભાવ હતો. તે પણ વહેલાં ઘર પાછાં ફરનારાંઓમાંની હંમેશની એક હતી.

"ઓ, કેટલો વાર, બરટ્રાન્ડ ડીઅર?" તેઓ પાછાં ફરતાં તેણીએ નરમ ઠપકાથી હશીને કહયું; કેટલાં બધાં લોકો જતાં રહયાંને! જરા જુઓની, વેલેનટાઇન કયાં છે? તેમી અરધો કલાક થનો લોર્ડ કાર્ટરાઇકર સાથે ગઇ તે કાંઇ પત્તોજ નથી! તેને બોલાવો કે આપણે ઘેર જઇએ."— અને ડયુક નાની વેલેનટાઇનને શોધવા, એ તેને થયલા હુકમની રાહે, તાબે દારીથી દોડયો, જયારે ડચેસે મીસ ગલીનટન સાથે એકલી પડતાં તેના ભણી ફરીને હસ્તાં હસ્તાં કહયું, "માહરા દીકરાને તમારી કંપનીમાં કંઇ ઘણી ગમત મળેલી લાગેછ, મીસ ગ્લીનટન! એ એમ કોઇનીબી સાથે કોઇ દાહડે એટલો રોકાતો હતો નહી."

"એવણુને બૈરાંઓની સુગ છે તેજ વાત અમે કરતાં હતાં," મીસ ગ્લીનટન હસી.

"અને એણે પોતાનો તે અભાવ કબુલ રાખ્યો ખરો?" ડચેસ જીજ્ઞાસુ થઇ.

"એવો અભાવ એવણુને કોઇપી દાહડે હતોજ નહી!" મીસ ગ્લીન-ટને મજબુતીથી કહયું, અને જાણે તે શું એક ડયુકને ઓળખતી હોય, અને વરસોના પરીચયથી બધું પુરેપુરૂં જાણુતી હોય તે તોરથી તે છોકરી આએ કાંઇ એટલી મજબુતી સાથનું બોલી કે ડચેસ તો અજાયબીમાં ડોળા ફાડીને તેને ટીકવાજ પડી ગઇ!

---

## પ્રકરણ ૨૭ મું.

———:o:———

બીજી સહવારે મીસ ગ્લીનટન ધારા મુજબ પોતાની મોટી ખુરસીમાં અઢેલાઇને વાંચતી પડેલી હતી, ત્યારે તેનો કાકો એ દીવસની સહવારના ટપાલમાં આવેલાં કાગળોના એક ઢગ સાથે તેની આગળ આવ્યો.

"લેની, છોકરી,' તેણે તે કાગળો તેને પાસ કરતાં કહયું, આએ તો હવે એક સીતમ થઇ પડેલો છે! રોજનાં આએ રીતનાં ઇજનો આવ્યા કરશે તો સેક્રેટરી મી૦ ક્રાઉન એ બધાનાં જવાબ કયારે કરી રેહશે, અને માહરૂં બીજું કામકાજ કેમ કરી શકશે?

તે છોકરી બેદરકારીનું હસી.

હું હવે તો કંટાળી જાઉંછ એમ રોજ ને રોજ જતાં, કાકાજી," તેણીએ કહયું.

"હા, પણુ આએ આજનાં તેડાંઓમાં એક ડચેસ ઓફ કાસલમેનને ત્યાંનું ડીનરનું ઇજન છે તે મને કબુલ રાખવા ગમેછ," ડોસાએ કહયું; "ગઇ રાત્રે માહરી એ ડચેસ સાથે ઓળખાણ કરાવવામાં આવી હતી, અને હર ગ્રેસ ઘણાં ગમ્યાં. ખરેખર! રોબવંતી ને દમામદાર બાનુ છે. આટલી મોટી ઉમ્મર છતાં ખુબસુરત કેટલી બધી છે! તું બી તો એને મળી હતી?"

"મેં તમોને રાત્રે ઘેર આવતી વખતે કહયુંની કે હા, અંકલ ડીઅર?" મીસ ગ્લીનટને કહયું, અને આ તે કાંઇ એટલા બધા તુચ્છકારથી, બલ્કે ગુસ્સાથી બોલી કે તે કાકાએ અજબ થતાં તે દીલરૂબાના દીલકસ મુખડામાં ચમકીને જોયું.

"તુંને એ ડચેસ નહી ગમી, માહરી લાડકી?" તેણે સવાલ કર્યો; "તુંને નહી ગમતી હોય તો આપણે નહી જઇએ; મને કાંઇ જવાની પરવાહ નથી."

"મને શાંની ગમે ને નહી ગમે, વાહલા કાકાજી?" મીસ ગ્લીનટન હસી; "તમોને ગમેછ તો અલબત જઇશું. હા, એ ડચેસના મોટા તુમાખની વાત ગઇ રાતના મેળાવડામાં મેં બી ઘણી સાંભળી."

"પછી તાહરી સાથે તો કાંઇ તુમાખ નથી કીધોની?" તે કાકાએ કાળજીથી પુછ્યું.

"માહરી સાથે બીજાજ નથી કીધો ને ઘણીજ મળી ગઇ તેથીજ તો હું એને ત્યાંનુ તેડું કબુલ રાખવા કેહુંછ," તેણીએ જવાબ કરયો.

"મને તો ડયુકબી ગમ્યો—ઘણો ગમ્યો," ઘરડા મી૦ ગલીનટને જારી રાખ્યું. "માહરી સાથે ઘણો માયાળુ ને ભલો થયો. એની ઉમરના એની પંકતીના બીજા ઉમરાવોને મુકાબલે આએ કોઇ ખરોજ અમીર બચ્ચો છે. તુંનેબી તો ઘણો ગમેલો લાગેછ? ગઇ રાત્રે કનઝરવેટરીમાં તમો બાઇ સાહેબબી તો કલાકેક સુધી હીઝ ગ્રેસ સાથે વાતચીતમાં રોકાવાં હતાં?" અને તે અર્થસુચક રત્તેસે ઘણું ખુશમીજાજી મોટે સાદે હસ્યો. જયારે તે છોકરી ચહેરામાં જોવા જોગ હદ સુધી લાલ થઇ.

હા, હું ઘણું થાકી ગઇ હતી અને મેં બીજા ડાન્સીસમાં ઉતરવાનો વિચાર મોકુફ રાખ્યો, એટલે હીઝ ગ્રેસ સાથે કનઝરવેટરીમાં બેસીને મેં થોડાંક ટાહેલાં માર્યાં કીધાં ખરાં, કાકાજી," તે નાજનીને બીલકુલ બેદરકારીના તોરથી જવાબ કર્યો.

"ત્યારે હવે આએ તો નક્કી છે કે આએ આટલાં બધાં તેડાંમાંથી હાલ તો ડચેસને ત્યાંની ડીનર પાર્ટીનેજ વાસ્તેજ હું હા લખાવશ, અને બાકી બધે ના લખાઇ જશે."

"હા કાકાજી, તમો મુરબ્બીને જેમ ગમે તેમ!" અને પછી થોડાક કડવાસથી તે છોકરીએ વધાર્યું, "પણ એ મોટે મોટે ઘેરનાં એટલાં બધાં અધાંધધાં આપણી પોતાનીપર છે કે આપણા પૈસાપર!"

"બેશક, આપણા પૈસાપર, બેટી!" તે અમેરીકન અણજોપતો એકકે બોલે એકમત થયો; "તું માનીબી શકેછ વારૂ કે જો હું ખાલી હાથે અમેરીકાનો એક સાદોમાદો મી. ગ્લીનટન તરીકે અત્રે આવ્યો હતે તો આએ બધાં મોટે મોટે ઘરનાં તુમાખીઓ માહરીગમ આંખ ઉઠાવીને જોવાનીબી દરકાર કરતે ખરાં?"

મનમોહન મીસ ગ્લીનટનનાં મુખમાંથી એક હાય નિકળી પડી!

તાહરૂં આવું પરીસુરત હેસાંન છે અને તમામ ખલકત તાહરા પગ-પર આજે ઝુકી રહેલી છે, પણ દીકરા, આપણી પાસના પૈસા વગર એ તાહરાં બેમીસાલ હેસાંનની વટીક પઇસાની મગરૂરીમાં ફાટી ગયલી તુમાખી દુન્યા એક ટચાકડી ભાર પરવાહ કરતે નહીં!!"

"ખરૂં છે, તદન ખરૂં છે, માહરા વાહલા કાકાજી," મીસ ગ્લીનટન એક મોટા નિસાસા સાથે પાછી એકમત થઇ; આએ તુમાખી ડચેસ ઓફ કાસલમેન, દાખલા તરીકે આજે આપણા પગ ધોઇને પાણી પીવા તઇયાર થઇ ગઇછ તેજ હું જો-ધારો કે—એને ત્યાં એક 'ગવરનેસ' કે 'મેડ' હતે, અને એના દીકરાએ માહરી જોડે જરા વાત કરવાની વટીક હીંમત કરી હતે તો માહરી, તમે કેહોછ તેમ, ગમે એવી ખુબસુરતી છતાં એ મને ધકેલો મારીને બારણે ઉતારતે!"

"ખરૂં છે, માહરી લાડકી, ખરૂં છે," તે કાકો આ બધું તેની લાડકી ભત્રીજીનું કહેલું એકદમ સ્વીકારતાં પટપટયો; "પઇસા એક પાત્ર" છે! તે એક તલેસમ છે!

ડયુક અને ડચેસ ઓફ કાસલમેનને ત્યાં 'મેન હાઇ' ખાતે જે રાત્રે ડીનરપર જવાનું હતું તે આખો દાહડો, મી૦ ગ્લીનટને કાંઇક અજાયબી વચ્ચે જોયું કે, તેની ભત્રીજી કાંઇક અજબ જેવી હદ સુધી અસ્વસ્થ થઇ ગઇ હતી! તે હમેશ જેવી તે દહાડે ખુશાલ નહી હતી, અને ધણીક વાર ધણા ઉંડા વીચારના વમળમાં ગરકાવ ગયલી તે તેને પકડી કાઢતો હતો!

"ખુદા જાંણે આજ રાતની ડીનર પાર્ટી એ લોકે મોટી કરી હશે કે થોડાંક ગણત્રીનાં બે પાંચ આગેવાન આસામીઓનેજ નોતર્યાં હોશે?" તઇયાર થવા જતાં જતાં ઘરડા મી૦ ગ્લીનટને રીમાર્ક કર્યો.

તે રાત્રે તઇયાર થવાપર મીસ ગ્લીનટને ઘણો વાર લીધો તે હદ વગરની તજ્જુમલ અને સંભાલથી એવી કીસમે તઇયાર થઇ કે ખરેખર તો તેણી હતી તે કરતાં પણ બેવડી ખુબસુરત દેખાય, અને જોનારાંઓને બેવડાં ખેતાબ કરી મેળો! ખુદ તેનો કાકો વટીક તે મનોહરતાને એટલા મોટા ટેસ્ટથી અને એટલી મોટી તજ્જુમલભરી સંભાલથી તઇયાર થયલી જોઇ હેરત રહયો!"

"હું જો રાણી સાથે આજે જમવા જવાની હોતે તોબી એથી બેટર ડરેસ થઇ શકતે એ વાસ્તે મને ખરેખર શક છે, માહરી લાડકી!" તે હેતવંતા કાકાએ તઇયાર થઇ આવીને તરતની તઇયાર થઇ ચુકેલી પોતાની ભત્રીજી તરફ અસાધારણ મમતા, હેત અને મગરૂરીથી જોતાં હસીને ટીકકા

કરયા; "પણ—પણ તાહરા ચેહરામાં, દીકરા, આજે કાંઇ છે, કે જે મને જેવું જોઇએ તેવું સુખકારક લાગતુ નથી."

"એવું તે શું છે, અંકલ ડીઅર?" તે છોકરી અજબ થઇ અને હસી.

"એ શું છે તે હું તુંને સમજાવી કે કહી શકતો નથી, કેમજે હું પોતેજ તે સમજી શકતો નથી; પણ તાહરા સોહામણા મુખડામાં અને તેજસ્વી આંખોમાં આજે આખો દહાડો અને હાલ પણ હું એક એવી જાતનું અસ્વસ્થપણું જોતો રહયોછ કે જે મને અજબ કરેછ!"

"તમારી તદન ભુલ છે. વાહલા કાકાજી" તે દર એ હસ્તે ચેહરે ખાત્રી આપી, અને તેઓ ગયાં.

તેઓ થોડાંક મોડાં થયાં હતાં. તે એક મોટી ડીનર પાર્ટી હતી, અને સોસાયટીનાં ઘણાં મોટાં આગેવાનોને મોટી સંખ્યામાં નોતરવામાં આવેલાં ઘણાંખરાં આવી ચુકયાં હતાં.

ડચેસ તેઓનું નામ પોકરાતાં તેઓને 'રીસીવ' કરવા બારણાંપર ઉલટમંદ દોડી આવી, અને તેઓપરથી થેડી થોડી થઇ. ડયુક પોતે પણ દોડી આવ્યો, અને લેડી વેલેનટાઇન આરડન પણ: અને જ્યારે કે ડચેસ ઘરડા મા૦ ગ્લીનટન જોડે વાત કરતી અંદર આગળ વધવા પછી તે ત્રણુની ત્રગડી કુંડાળું થઇને તાહેલાં મારની ઉભી હતી, ત્યારે હાજર રહેલાંઓ બધાં વખાણનાં એક આહ સાથેજ તે દીલપઝીર મુખડાઓ જોઇ રહયાં હતાં! મીસ ગ્લીનટન અને લેડી વેલેનટાઇનનાં ચેહરાઓની ખુશનુદી તે દીપાયમાન ડરોઇંગરૂમની ઝળઝળતી રોશણીને વધારે દીપાવતી લાગતી હતી, અને તેઓની બાજુમાં ઉભેલા દમામદાર જવાન ડયુકનો તેવોજ સોહામણો ને જોવાજોગ મુખડો તે ત્રગડીને ગોયા સંપુર્ણ કરવામાં મોટો મદદગાર થતો હતો!

ડીનરનો ઘંટ થતાં મી૦ ગ્લીનટને ડચેસને હાથ આપ્યો, જ્યારે ડયુકને મીસ ગ્લીનટનને હાથ આપવો પડયો. નાની વેલેનટાઇન આરડનના પગ તળે ડબાતી આવતી ખાક ચુમનારા પણ, ઘણાએક તેના હાથના ઉમેદવાર અને તેના હોસાનનાં ઉલટમંદ વખાણનાર ત્યાં હાજર હતા, પણ તેમાંથી તેને જે પોતાને વધતો ગમી ગયો હતો તે લોર્ડ હેરી આર્મસ્ટરોંગ તેને હાથ આપવાને ભાગ્યશાલી થયો.

તે ડીનર ઘણું ખરચાળુ અને ઘણા ઉંચા પ્રકારનું હતું. જમવાનું બધું આલા દરજજાનું હતું, વાઇન્સ બધા ઉંચામાં ઉંચા રજુ કરવામાં આવ્યા હતા, અને ટેબલપર રજુ થયલી તે મોટી પાર્ટીની હુસાહસ, રમુજ

અને વાતચીત પણ ઘણીજ પ્રસંગોપાત અને અદબવંતી છતાં હરેક પ્રકૃતીનાં આસામીને મોજ મળે તેવીજ હતી

સઉથી ઓછી વાતચીત કરનાર, અલબત, મીસ ગ્લીનટન હતી. તે બોલતી થોડું, પણ બધાંની બધી વાતચીત ઉલટથી સાંભળતી હતી, અને બાજુમાં બેઠેલા ડયુકને ધીમે ધીમે તેના સવાલોના જવાબો આપ્યા કરતી હતી. તે એ રાત્રે ડયુકને વધારે દીલકસ, વધારે દીલજીત, વધારે દીલ જખમાવનારીજ લાગતી હતી!

"આજે લેડી મેયર ડીનરપર જરૂર આવનાર હતાં, પણ છેલ્લી ઘડીએ નહી બન્યું તેની ચીઠી આવેલી છે," ડયુકે તેણીનાં કાનપર પડીને કહ્યું.

તે અજબ થઇ.

"લેડી મેયર?" તેણે અજબ થઇને પુછ્યું; "હું નહી ઓળખતી. તે કોણ?"

"તમે ભુલી ગયાં," ડયુક હસ્યો; "લેડી હરડલને ત્યાંના બોલમાં આપણે કનઝરવેટરીમાં બેસીને વાત કરી હતી ત્યારે એ લેડી મેયર વાસ્તે મેં તમોને કહ્યું હતું. માહરી કઝીન—આગળા વખતની નાની લેડી નેલ."

"ઓ, તેવણ અહીં લંડનમાં હાલ આવેલાં છે શું?" મીસ ગ્લીનટને જરા અજબ થઇને સવાલ કર્યો;—અને તે ચહેરામાં વધતી લાલ થઇ. તેણીએ તરત પાછું પોતાની પ્લેટમાં માથું ખોસ્યું.

"હા; લખેછ કે માહરેથી જમવા આવવા બનતુ નથી" અને મીસ ગ્લીનટને જવાબ કર્યો નહી.

અને એ પછી ડીનર ખતમ થતાં બાનુઓ ડરોઇંગ રૂમમાં પાછી ફરી, અને ત્યારે ખુબસુરતીઓનો તે એક જોવાજોગ ઝમેલો પોતેજ એક પીકચર થઇ પડતું હતું! તે એક ઘણો આરાસ્તા ડરોઇંગ રૂમ હતો—એવો કે જેવા ઇંગ્લાંડમાં ઘણા નહી હોઇ શકે. ડચેસનો એ સંબંધમાં ઘણો આલા કહેવાતો હતો, અને તે મોટા ડરોઇંગ રૂમમાં જે હતું તે બધું ઘણું અચ્છી કીસમે ગોઠવેલું અને ખરૂં ટેસ્ટફુલ હતું. ખોચડો કશાંનો હતોજ નહી. ફરનીચર, સ્ટેચ્યુજ, પેન્ટીંગ્સ, ફુલો એ બધું એવું ચુંટી ચુંટીને મેળવેલું અને ગોઠવેલું હતું કે જાણે તેની બાંધણીજ જોતાંજ આંખ ઠરી રેહ!

"તમોને અમારી ફોટો આલબમ જોવા ગમશે, મીસ ગ્લીનટન?" નાની, નિરદોષ લેડી વેલેનટાઇને તે પીકચર આલબમ બતાવી રહયા પછી આગળ ગબડાવ્યું; "તેમાં અમારા રૂડ કાસલના મેહલના જુદા જુદા ફોટોગ્રાફ્સ લેવાયલા છે તે છે.

"રૂડ કાસલના ?" તેણીએ કહ્યું, અને તેણીના હોઠ દીસ્તી રીતે ધ્રુજ્યા—એવા કે એકાદ પલ વેલેનટાઇન તે જોતાં અજબ થઇ, અને ઉશ્કેરણીથી લાલ થયલો પોતાનો ચેહરો તે અણજોપતી કાકાની ભત્રીજીએ તે છોકરી તરફથી તરત ફેરવી વટીક નાખ્યો !

"હા, ઘણા નામાંકીત અને આરટીસ્ટ ફોટોગ્રાફરોને ડચેસે ખાસ બોલાવીને એ ફોટોઝ લેવાડેલા છે, અને તેથી ઘણાજ ખરા અને ભરૂસેદાર છે," વેલેનટાઇને જારી રાખ્યું. "મેં પોતે કાંઇ એ મેહલ જોયો નથી, પણ એ મેહલને વાસ્તે ડચેસ ઘણાં મગરૂર છે, અને એવું કેહવાયછ કે ઇંગ્લાંડમાં એવા પુરાણા અને નામાંકીત મેહલ કોઇકજ હશે. હું લાઉં તે આલબમ? તમોને જોવા ગમશે ?"

"મને જોવા તો ખરેખર ઘણું ગમશે," મીસ ગ્લીનટને ધીમા હલકે કહ્યું, કે જે હલકમાં, એમ છતાં, અચમુચ ગાલેબ આવેલું એક શોકાતુરપણું ઘણું સંભળાતું હતું; "પણ જો તે આલબમ લાવવા વાસ્તે તમોને કાંઇ ખાસ તસ્દી થતી હોય—"

"ઓ, તસ્દી શાની ?" વેલેનટાઇને હરણીની ચપલતાથી એક કુદકો મારી ઉઠીને ઉભી થતાં કહ્યું: "માહરે મન તો એ મોજ છે."—અને તે આલબમ લેવા દોડી ગઇ.

તે આલબમ જયા ડચેસ કોઇ એક ઉમરાવ બાનુ સાથે એક બારી આગળના સોફાપર બેસીને ખુશ માજાજે વાતચીત કરતી હતી તે બાજુની એક ઘણી સુંદર તીપૉયપર હતી, અને તે ઉંચકવા આગમચ હસ્તે ચેહરે રજા માંગતી રવેશે વેલેનટાઇને ડચેસ ભણી જોઇને કહ્યું, યોર ગ્રેસ, હું આએ આલબમ લેઉં ? જરા હું મીસ ગ્લીનટનને આપણા રૂડ કાસલનાં મેહલનાં એમાના ફોટોગ્રાફ્સ બતલાવવા માગુંછ."

"તુંને ગમે તે લે, દીકરી, અને તુંને ગમે તેમ કર," તે ડચેસે માવીતર જેવી મુરબ્બીગીરીથી વળતા જવાબનું મીઠાસથી હસીને કહ્યું; અને વેલેનટાઇન એ ઉમરાવ બાનુની તેણીનાં જોતી એવી મોહબતથી મગન થતાં, તે આલબમ ઉપાડી, ખુશાલ પંખેરા જેવી, ફુલ જેવા હલકાં કદમે, મીસ ગ્લીનટન જયાં તેની વાટ જોતી બેઠી હતી તે ટેબલ આગળ પાછી ફરી. એ વખતે તેણીને લાગ્યું કે મીસ ગ્લીનટનનો ચેહરો તેનો અસલ રતાસ ખોહી બેઠો હતો ! આ શું ખરેખર બન્યું હતું, કે તેને એ એમજ દેખાયું ? તેનો એ એક ધખારો માત્ર તો નહી હોય ?

"મેં તમોને કહ્યું તેમ મેં હજી પોતે એ રૂડ કાસલનો મહેલ જોયો નથી," તે આલબમ તે અમેરીકન નાજનીજ આગળ ટેબલ ઉપર મેલતાં

તે નાની છોકરીએ ઉલટમંદ કહયું, "પણુ રોજ અમે એ મહેલ વાસ્તે એટલી બધી વાત કરીએછ, અને ડયેસે મને આએ આલબમ ચીપીચીપીને એટલી બધી વખત દેખાડેલી છે કે જાણે એનું ખુણેખુણું માહરા પગ તળે આવી રહયું હોય તેમ એ મહેલ હું તમોને બતાવી અને સમજાવી શકશ!"——અને તેણીએ તે આલબમ ખોલી.

એક નરમ, નાજુક, સુવાળો હાથ, મગર તેવામાં નાની વેલેનટાઇનનાં તેવાજ મખમલી હાથપર ઘણી મમતા સાથે મેલાયો.

"હું ધારૂંછ કે હું પોતેજ એ જોઇને સમજી શકશ, અને મને નહીં સમજ પડશે તે હું તમોને પુછશ તો ચાલશે?" મીસ ગ્લીનટને ધીમે સાદે સવાલ કર્યો અને તેનો અવાજ વળી ધ્રુજતો સાંભલાતો હતો!

"હા કાંય નહીં, મીસ ગ્લીનટન?" લેડી વેલેનટાઇન અજબ થઇ, અને તેણીએ તે આલબમ મીસ ગ્લીનટનનેજ પાસ કરી.

તે પોતેજ તે બધા વ્યુઝ અને ફોટોગ્રાફ જોવા લાગી, અને જ્યારે રૂડ કાસલનાં મહેલનાં ફોટોગ્રાફોપર તે આવી, ત્યારે વેલેનટાઇનને લાગ્યું કે તે આલબમપર પડેલો એ કીંમતી હીરામોતીમાં મઢાયલો હાથ દીસ્તી રીતે ધ્રુજ્યો! વળી તે ચેહરો જે તાજા રાતા ગુલાબ જેવો હંમેશનો નુરમંદ અને તેજસ્વી હતો તેબી હાલમાં વધતો ફીકકો પડેલો દેખાતો હતો, અને તે નાની છોકરી વળી પાછી પોતાનાં મનથી અજબ થઇ કે આ તેનો ધખારોજ માત્ર હશે કે કેમ? ખરેખર તે ફીકકી પડી હતી, કે રોશણી અને હીરામોતીના ઝળઝળાટ વચ્ચે તેની ચકીત થઇ ગયલી આંખને એવું ભ્રમીત કાંઇ અમરથુંજ દેખાતું હતું?

"કાંય, તમોને ગમ્યું, મીસ ગ્લીનટન? તમારાં અમેરીકામાં એવો કોઇ નામાંકીત મહેલ છે ખરો?' અંતે વેલેનટાઇને પુછ્યું,–અને પોતાના ગમનાક ગુજબનાક ખ્યાલોમાંથી ચમકીને, તેને પુછવામાં આવ્યું ત્યારે તે અવાજ સાંભળતાં, તે 'અમેરીકન બ્યુટી'એ ઉંચું જોયું, જ્યારે તે ચેહરો—ઓ ખુદા, એટલો દર્દમંદ અને એવો કાહેલી દેખાયો કે વેલેનટાઇન પોતે ધ્રુજી પડી!

ઓ મીસ ગ્લીનટન, તમોને શું છે? શું તમે સારી પેઠે નથી?" તેણીએ તે ચેહરામાંનું દાવાનળ દુઃખ વાંચી લઇને દયાથી દાઝી જતાં હેતથી સવાલ કર્યો.

"મને કાંઇ નથી, વાહલાં લેડી વેલેનટાઇન," મીસ ગ્લીનટને ધીમા, ધ્રુજતા, શોકાતુર અવાજે જવાબ કર્યો; "પણુ તમે મને કાંઇ પુછયું વારૂ? મેં સાંભળ્યું નહી"

"હા, હું એમ પુછતી હતી કે તમારાં આખાં અમેરીકામાં આએ રૂડ કાસલ જેવો નામાંકીત મહેલ કોઇ હશે ખરો?" વેલેનટાઇને પાછું પુછ્યુ.

"અમેરીકાની બીલડીંગોનો તોરજ જુદો છે," મીસ ગ્લીનટને જવાબ કર્યો;—"જો કે એટલું તો ખરૂં કે આએ તમારો રૂડ કાસલ ખરેખર ઘણો નામાંકીત મહેલ છે. પણ તમે તો કેહોછ કે તમે પોતે એ હજી જોયોજ નથી?"

"મેં નથી જોયો, પણ આએ લંડનની સીઝન થોડા દીવસમાં હવે ખલ્લાસ થશે પછી અમો લોક રૂડ કાસલમાં રહેવા જવા પાછાં અહીંથી જતાંજ રહેવાનાં છીએ. હું તો આંગળીઓપર દાહડા ગણુંછ!"

'એટલો બધો રૂડ કાસલ તમોને વાહલો લાગેછ, લેડી વેલેનટાઇન?" મીસ ગ્લીનટને શોકાતુર સગોદે હસીને પુચ્યું. તેણીના ચહેરાપરની પેલી ખુશાલી ને ખુશનુદી તો હાલમાં બીલકુલ નાબુદજ થઇ ગયલી દેખાતી હતી! "રૂડ કાસલ વાસ્તેનું એ તમારૂં હેત ડચેસ જોગાં તમારાં હેતનેજ આભારી હોવું જોઇએ, નહીં વારૂં? ડચેસ તમોને ઘણાં ગમેછ?"

ઓ, ખચ્ચીતજ!" વેલેનટાઇને હેતથી જવાબ કર્યો. "માય જેવાં મેહરબાન એ ડચેસ છે. માહરીપર એવણની ખરેખર ઘણી મેહરબાની છે."

"ને ડયુક? ડયુકબી તો તમોને ઘણા ગમતા હોશે?" મીસ ગ્લીનટને શોકાતુર છતાં થોડુંક લુચ્ચાઇગીરીનું હસીને પકકાઇથી સવાલ કર્યો.

"ડયુક? ઓ, પુછતાંજ ના!" રગેરગ નિરદોષતાભરી તે સાચ્ચી છોકરીએ પ્રમાણીક જોશથી કહયું; "ડયુકને વાસ્તેનું માહરૂં ખરૂં મત તમોને જાંણવા ગમેછ? હું તો કેહુંછ કે એક શુધ્ધો, સાચ્ચો, ખરો ઉમરાવ એવણ એકલાજ છે! હું તો એક કદમ આગળ વધીને એમબી કેહવાની હીમત કરૂંછ કે એવણના જેવા સોહામણા અને રોબવંતા જવાન આખી દુન્યામાં બીજા કોઇ નહીં હશે! તમામ મર્દ માત્રમાં માહરા મતથી એવણ એક શાહનશાહ જેવા છે!"

મીસ ગ્લીનટન પોતાની ગમી, જે હોય તે, થોડીક ભુલી ગઇ, અને તે દીલેર તેમજ સાચ્ચી છોકરીનો એ મોહબતવંતો જવાબ સાંભળીને થોડુંક હસવા વના રહી શકી નહીં. તે તરત સમજી ગઇ. તે સમજી ગઇ કે આ છોકરી ડયુકની પરસ્તાર થઇ હતી અને તેના પ્યારમાં પડી હતી!

"હું નાઇસ ખાતે માહરા પપા સાથે રહેલી હતી ત્યાંની એક મોટી પબલીક પીકચર ગેલરીમાં સેન્ટ સીએસ્ચીઅનની એક સબી હતી, અને તે માહરી સૌથી માનીતી સબી હતી." તેણીનો ભેદ પેલી અમેરીકન અબળા

પામી ગઇ હતી એવું કાંઇબી સમજ્યા વગર નાની વેલેનટાઇને યાહોમ હજી આગળ ગબડાવ્યું; "તે સેન્ટનો એવોજ શોકાતુર અને એટલોજ સોહામણો મુખડો હતો, અને હું તે સબી પાછી ને પાછી જોતાં કદી થાકતી નહીં હતી.

"અને હીઝ ગ્રેસનો ચેહરો તે સેન્ટની સબીના ચેહરાને મળતો છે?" મીસ ગ્લીન્ટને વાતમાં ઘણો ઉમંગ લઇને પુછ્યું.

"ઓ, ઘણોજ મળતો!" વેલેનટાઇન હસી; "તેજ હોઠ, તેજ આંખ, તેજ સોહમણો પણ શોકાતુર મુખડો! સેન્ટ સીબેસ્ચીઅનની સબીમાં જોઇએ ત્યારે જાંણે આપણને એમજ લાગે કે તેની વાહલામાં વાહલી ચીજ ગુમાઇ ગઇ હોય, અને તે એ શોધવા પડયો હોય; અને હીઝ ગ્રેસની આંખોમાંબી અહીં એ લોકને ત્યાં રેહવા આવ્યા પછી મેં તેજ લાગણી હજારોવાર પ્રગટ પડતી પકડેલી છે!"

"પણ ડયુકે એવું તે કોણ ગુમાવ્યું હોય? એવણે શોકાતુર શા વાસ્તે રેહવું જોઇએ?" મીસ ગ્લીન્ટને પાધરો સવાલ કર્યો, અને તે નાની નાજનીનની ચતુર ચશમોનાં હેઠાંશુમાં ચોપી ચાપીને જોયું.

તેણીએ તરત જવાબ દીધો નહી.

"તે આપણાથી કેમ કહી શકાય?" તેણીએ પછી જરાવારે સંભાળભર્યો જવાબ આપ્યો; "હું તો ધારૂંછ કે એક કે બીજી દુઃખી યાદ વગર ગમે એવું સુખી દેખાતું કોઇ પણ આદમી બચતું નહી હોશે? એવણને કાંઇ જબરો બળાપો જીંદગીભર પુઠે પડેલો હોશેજ તો!"

મગર મીસ ગ્લીનટન કાંઇ આગળ કેહ અથવા પુછે તે આગમચ તે મોટા ઓરડામાં ગડબડ થઇ રહી. ગ્રહસ્થો વાઇન, વાતચીત અને બીડીના કલેજાં કોહવાડનારા ધુમાડાથી પરવાર પામેલા ડાઇનીંગ હોલમાંથી ડરોઇંગરૂમમાં પાછા ફરયા, અને બધીઓ પોત પોતાની વાતચીતમાં રોકાઇને, તેઓ બબે ત્રણ ત્રણની ટોળકીમાં અંદર આવતા હતા તેઓપર ધ્યાન આપવા પડી. ડચેસ જેની સાથે વાત કરવા પડી હતી તેની આગળથી વાત પડતી મેલી, વેહલી વેહલી ઉઠીને ઉબી થઇ.

ડયુક અંદર આવતાં સાથે કેટલીક બાનુઓને વાત કરાવતો અને હસીને કાંઇ ને કાંઇ પુછતો. જ્યાં પેલી બે ખુબસુરતીઓ ટેબલ આગળ આલબમ જોતી અને વાત કરતી બેઠી હતી ત્યાં પાધરો ચાલી આવ્યો.

"તમે કહી શકોછ, યોર ગ્રેસ, મીસ ગ્લીનટનને હમણા સામાં ઘણી ગમત પડી તે?" તે આવતાં સાથે વેલેનટાઇને તેને સવાલ કરયો.

"હું કેમ કહી શકું?"

"એવણુ આપણા રૂડ કાસલના મહેલને લગતા ફોટોગ્રાફ્સ જોતાં હતાં અને એવણુ કબુલ કરેછ કે આખા અમેરીકામાં એવો કોઇ મહેલ નહીં હોશે!' તે છોકરીએ ઉલટમંદ કહયું.

"મીસ ગ્રીનટન રૂડ કસલના મહેલમાં એક વખત થોડા દાહડા આપણા મહેમાન આવીને આપણુને માન આપશે ત્યારે એ મહેલ એવણુ પોતેજ નજરો નજર જોશે," બરટ્રાન્ડે કહયું.

"ઓ, તમારી ઘણી મહેરબાની છે!" મીસ ગ્રીનટને કહયું, અને ડયુકે તેમજ વેલેનટાઇને ચમકીને તેના ચહેરા સામું જોયું, કેમજે તે બોલી ત્યારે તેના અવાજમાં કાંઇ અણુકા હોય એવો તરત ભાસ થયો! શું તે અણુકાનુંજ બોલી હતી?

---

## પ્રકરણ ૨૮ મુ.

—:૦:—

ગ્રહસ્થો ડાઇનીંગ હોલમાંથી પરવારીને ડરોઇંગ રૂમમાં આવ્યા પછી તરતજ ગાયણુની દરખાસ્ત થઇ, અને ઘણી નામાંકાત કેહવાતી સારે સારે ઘરની છોકરીઓએ ગાયું, જે ખરેખર ઘણું મહન્તનું હતું; પણ જ્યારે વેલેનટાઇને પોતાના મીઠા મધુરા જોરાવર હલકે ડયુકની ફરમાસથી ગાયું ત્યારે તે ગાયણે તે આખા મજલસને હદ વગરની મોહીત કરી મેલી. ડયુકેજ તેનાં ગાયણની દરખાસ્ત કરી, અને તે પોતેજ તેને હાથ આપીને પ્યાનાપર લઇ ગયો. તેણેજ તેનું મ્યુઝીક વિગેરે ગોઠવી આપ્યું, પણ કેહવાને ઘણુંજ અજબ જેવું છે કે તે મ્યુઝીકનાં પાણાં ફેરવવા હંમેશ મુજબ તે આજે વેલેનટાઇન આગળ થોભ્યો નહીં! તેની નવી આવેલી અમેરીકન જાદુગરણીની મોહીની એટલી મજબુત ને જોરાવર થઇ પડી કે તે તરત તેણીની પડખેજ પાછો ધસડાઇ આવ્યો, અને તેણીની બાજુમાંજ બેઠો.

પેલા હાથપર વેલેનટાઇનનાં મધુરા સરોદે તે આખું અયવાંન ધમધમાવી મેલ્યું! તે ગાયણમાં એક મોહબતમાં નાઉમેદ થયલી અને ઠગાયલી છોકરીની ફરીયાદનું રૂદન હતું, અને વેલેનટાઇને તે એવી અસરકાર રવેસે ગાયું કે તે ફરયાદનો બોલેબોલ બધાનાં હઇયામાં ઉડીને જાણે એક તીર મીસાલે વાગ્યો ત્યારે કમબખ્ત બરટ્રાન્ડની શી ફેજ હતી? તેને તેનું તે છોકરવનપણું યાદ આવ્યું ને હઇડે ચઢયું, કે જે છોકરવન પ્યારથી તેણે તેની વાહલી નાઓમીને ચાહી અને ગુમાવી હતી. તે મનથી વિચારતો હતો કે એ ફર્યાદના સુર અને સ્વર હાલ તેની નાઓમી પોતે જો કોઇ એનેકાકથી સાંભળવા પામે તો તેની કેવી દશા થાય?

વેલેનટાઇન પછી મીસ ગ્લીનટનની ગાવાની વારણુ આવી, અને તે અબજોપતીની ભત્રીજીને ડયુક હાથ આપીને પ્યાના તરફ લઇ ગયો ત્યારે તે મોટો હોલ જોરાવર એપલોઝથી ધમધમી રહયો. તે દમામદાર ઉંચો આકાર જમીનપર ઘસડાતા લાંબા ડરેસની મોટી 'ટ્રેલ' સાથે ડયુકના હાથમાં હાથ આપીને, પ્યાના તરફ જતો જોવાતો હતો. તે જોવામાંજ કાંઇ એટલું બધું દમામદાર હતું કે માજલસ મોહીત થઇ ગઇ; અને તેણીએ પછી જ્યારે પોતાના અવાજને મોકલાસ આપવા હોય તેમ પોતાની હંસ જેવી ઉંચી મરોડદાર ગરદન ઉપર ખેંચીને ગાયું ત્યારે તે આખા હોલમાં એક પણ એવું નહી હતું કે જે નાઉમેદ થયું હોય! મ્યુઝીક ઘણું સારૂં જાંણનારી અને મ્યુઝીકમાં ઘણું સમજનારી ખુદ વેલેનટાઇન વટીક કુરબાન થઇ ગઇ. તે અવાજમાં કઉવત અને મીઠાસ બંને હતાં, અને તે ગાઇ રહી ત્યારે જે 'એપલોઝ' પડયા તેના જોશમાં સહરાગાતી તત્વ લેસ માત્ર પણ હતું નહી. લોકો બધાં તમામ એકમત થયાં કે પરવરદીગાર આએ પરીસુરત મધુરીને પોતાની તરફની છુટે હાથોની નવાજીસોથી નીહાળ કરવામાં એક પણ વાતની તંગદીલી દેખાડી નહી હતી!

"મેં નહી ધાયું હતું કે તમે એટલું 'સુપર્બ' ગાતાં હશો!" ડચેસે તેની આગળ આવીને સાબાશી આપતાં કહયું; "પણ તમે ગાયું ત્યારે તમે માનતાં હોવો તો માનજો—જાણે–આગળ મેં તમોને કેધે ગાતાં સાંભળ્યાં હોય તેવુંજ મને તો કાંઇ લાગ્યા કીધુ!"

"અને ખરૂંજ માનજો, મમા ડીઅર, કે મને પોતાનેબી!" ડયુક જે બાજુમાંજ ઉભેલો હતો તેણે પણ તેટલાજ ઉત્સાહથી પોકાર્યું.

મીસ ગ્લીનટન ઘણાં મીઠાસથી હસી.

"છેક હું વીસ વરસની થઇ ત્યાં સુધી તો હું પોતેગી માહરા અવાજમાં માનતી નહી હતી!" તેણીએ હસીને કહયું; "હું નાની ઉમરથી થોડુંક ગાતી હતી ખરી, પણ તે ઘણું સાધારણ હતું, જયારે માહરા અવાજ વાસ્તે માહરી ખાત્રી થવા પછીજ મેં તે કેળવવાપર ધ્યાન આપ્યું, અને હું ચીબીચાબી થયા વગર કબુલ કરૂંછ કે હાલ હું થોડુંક સારૂં ગાઇ શકુંછ ખરી!—જો કે આએ તમારાં લેડી વેલેનટાઇન જેવું તો નહીંજ! એવણનાં ગલાંમાં તો ખુદાવંદ પાકે માઠાસની બધી વાંસળીઓજ ઉતારી દાધેલી છે!"

વેલેનટાઇન જે એ વખતે એ ગરૂપમાં સામીલજ હતી તે એ વખાંણથી હર્ષ પાંમીને ચેહરામાં જોવાજોગ હદ સુધી લાલ થઇ.

"તમે માહરી ગરીબની મશકેરી કાંય કરોછ, ભલાં મીસ ગ્લીનટન?" તેણીએ ઝુમા પડની આંખો સાથે ઓશક વચ્ચે કહયું.

એ પછી વારાફરતી મીસ ગ્લીનટન અને લેડી વેલેનટાઇનને ગાયા કીધું, અને મેળાવડો ઘણો ખુશખુશાલ, તે રાતની મોજથી હદ વગરનો સંતોષ પામેલો, ઘણો મોડેથી વીસરજન થયો, જ્યારે એકલો પડવા પછી પણ જવાંન ડયુક ઓફ કાસલમેન તે અમેરીકન રૂપસુંદરીની મોહીનીની અસરમાંથી એક કગરસ પણ ફારેગ થઇ શકયો નહીં! તે સમજીજ નહીં શકયો કે એ હતુંજ શું? શું એ જાદુજ હતું? તે કે જેણે કોઇ ઓરતની આવી દરકાર વરસો તક નહીં કીધેલી તે આ અબળાની અજબ જેવી મોહીનીની અસર અને અગનીથી કેમ બચી નહીં શકતો હતો?

કોઇબી રાત્રે પોતાની માયને ગુડનાઇટ કરીને કીસ લીધા વગર સુવા જવાનો બરટ્રાંડનો ધારો નહી હતો. છેક બચગીથી તેને એ શીખવવામાં આવ્યું હતું, અને તે પછીથી વરસોનાં વરસો સુધી, હાલમાં તે છેક અધો ઘરડો થવા આવ્યો હતો ત્યાં તુલક, સખ્તાઇથી તેણે એ કાયદો હર રાત્રે અમલમાં મુકયો હતો. એ તેનો એક ધારોજ થઇ ગયો હતો, અને તેથી આજે રાત્રે પણ ઘર બધું કવાએત થઇ જવા પછી, સુવાને વાસ્તે તઇયાર થવા જવા આગમચ, તે પોતાની ડચેસ માતાને ગુડનાઇટ કરવા સરેસ્તા મુજબ તેણીના 'બુડવોર'માં ગયો.

ત્યાં તે માતા એકલીજ હતી. આજે વેલેનટાઇન તેણીની પાસે હતી નહી. હંમેશ તો કોઇબી પાર્ટીમાંથી ઘેર પાછાં આવ્યાં પછી, અથવા તેઓને પોતાને ત્યાં ડીનર કે પાર્ટી હોય તે ખતમ થવા પછી, તેને લગતી વાતચીતનાં તાહેલાં મારવા એ છોકરી હંમેશ કલાક અરધો કલાક ડચેસ આગળ તેના 'બુડવોર'માં તેને વાત કરાવતી બેસતી હતી, પણ આજે તેચે તેમ કયું નહી હતું. આજે તો તેણે માથું દુઃખવાનું કારણ આપીને મેળાવડો વીસરજન થવા પછી તરત પોતાના ઓરડામાં સુવા જવા ચાલુજ મુકયું હતું, અને શું ખરેખર તેનું માથુજ દુઃખ્યું હશે? માથું દુખ્યું હશે કે દીલ? ડયુક તેના મ્યુઝીકના પાણાં ફેરવવા વાસ્તે પણ તેની બાજુમાં ખોટી નહી થઇ શકયો હતો, અને બધુ ધ્યાંન તે હવે મીસ ગ્લીનટનપરજ આપતો થયો હતો. તે વાતનાં દુઃખથી—અદેખાઇથી—શું તેણીનું દીલ દુઃખાતું નહી થયું હતું?

ડયુક તેની માતાના ઓરડામાં, આવતાં સાથે, ઢબ દઇને એક મોટી ઇઝીચેરમાં બેસી ગયો, અને તે માતાએ કાળજીવંત અને ફકરમંદ તેનાં ભણી જોયું. એક માતાની કાળજી, ફકર અને હેતનો મુકાબલો એક માતામાં સિવાય બીજે કયાં મળી શકે અને જોવાઇ શકાય?

"ઘણો થાકી ગયોછ, માહરા દીકરા?" તે માતાએ હેતથી તેની આગળ દોડી આવી સવાલ કર્યો.

"હું તનથી નથી થાકી ગયો તેટલો મનથી થાકી ગયોછ, મમા," તેણે હીંમતથી એકરાર કર્યો; "મને કાંઇ સમજ નહીં પડતું! આએ મીસ ગ્લીનટન કાંઇ માહરીપર એવી જાતની અસર કરેછ, અને તે શું છે ને કાંય છે તે હું પોતે સમજી નથી શકતો કે કોઇને સમજાવી નથી શકતો!"

તે માતા ઉમેદવંતું હસી. તે શું એ છોકરીને વાસ્તેનાં તેનાં પ્યારનોજ એકરાર હતો? ઓ, અંતે પરવરદીગાર એટલો દયાળુ અને રેહેમદીલ થનાર હતો? આજવેર તે કોઇબી છોકરીના સંબંધમાં આએ ફીસમે ફર્યાદ કરતો તેણીની આગળ આવ્યો નહી હતો, અને ત્યારે શું આવી એક નમુનેદાર વહુ મેળવવાનું અંતેબી તેનાં નસીબમાં હતું ખરૂં?

"હું અત્યાર સુધી જાદુમાં કે મેસમેરીઝમમાં મુતલગ માનતો નહી હતો, મમા," તેણે જારી રાખ્યું; "એ બધાં સાયન્સને હું હંમેશ હસી કાહડતો હતો, પણ આએ છોકરીમાં વસીકરણ ક્રીવાનો પાવર હોય તેમ એણે તો મને તાબેજ કરી લીધેલો છે, અને તેની અસરથી હું મુકતી મેળવી શકતો નથી!"

તે માતા મોટે સાદે હસી.

"હસવા જેવીજ એ વાત છે, મમા, હું પોતેબી મને પોતાને હસી કાઢવાને લલચાઉંછ! પણ એ છોકરીની મોહીનીની અસર ખરેખર મને ઘણો મુજાવેછ," ડયુકે પાછું કહયું. "એ આગળ હોયછ ત્યારે મને કાંઇ એજ ધખારો રેહછ કે મેં એને આગળ કેથેબી જોયલી છે, અને હું એની સાથે આગળ વસેલો છેઉં! એની દરેકે દરેક હીલચાલ મને જાંણે જાણીતી છે! તમોબી કાંઇ એમ અવારનવાર બોલ્યા કરોછ તો ખરાં?"

"હા, હું તે કબુલ કરૂંછ," તે માતાએ કહયું; "એ છોકરીનો ચેહરો અને અવાજ કાંઇ આગળનું યાદ આવ્યા કરેછ ખરો, પણ શું ને કયાં તે જરાબી સમજ નહી પડતું! એમ છતાં મને લાગેછ કે એ આપણ બંનેના પાર્ટપર ફકત 'ફેન્સીજ' હશે, અથવા તો આગળ કેથે એ મળતા અવાજ ને મળતા ચહેરાની કોઇ બીજી છોકરીને આપણે મલ્યાં હોઇએ અને ભુલી ગયાં હોઇએ!—બાકી એને પોતાને તો મલ્યેજ કયાંથી? એ તો ઇંગ્લાંડમાં બીલકુલ નવીજ આવેલી છે."

"ઘણોજ અજબ જેવો 'ફેનસી'!" બરત્રાન્ડે અરધું મોટે—અરધું મનસે વીચારવંત રવેસ કહયું.

"મને લાગેછ, દીકરા, કે એ છોકરી કાંઇ તુંને અજબ જેવી ગમી

ગઇછ, અને તેથીજ તેની અસરથી, તું કહેચ તેમ, તું મુકતી મેળવી શકતો નથી! એમજ છેની?" તે માતાએ હવે આશાવંત પુછવાની હીંમત કીધી.

"તે હું કંઇ કહી નથી શકતો, મમા! તે જવાંન ઉમરાવ દુઃખ પામીને કહયું; અને વળી તે માતાએ અફ્સોસની હાય ઉઠાવી કે હજી તે કહી નહીંજ શકતો હતો? તે કયારે કહી શકવાનો હતો?

તેની માતાને મળીને સુવા જવા પોતાનાં ઓરડામાં પાછો ફરવા પછી પણ એના એ વીચારોથી તે જવાંન ઉમરાવનું માથું ચકભમ ફરી આવ્યું! તેણે જોયું કે તેની માતા ચાહતી હતી કે આ અમેરીકન અબળાની આટલી અસર હેઠળ તે આવી ચુકયો હતો ત્યારે તે હવે પરણવાની ઉમેદથી તેને ચાહતો થાય, પણ તેમ ચાહવા કે પરણવા તે છુટોજ કયાં હતો? તેની નાઓમીને લગતો ભેદ તે હજી ઉકલાવી શકતો નહીં હતો એ કમનસીબી શું કાંઇ નાની સુની હતી?

તે રાત્રે ઉંઘમાંબી કમનશીબ ડયુકે તે અમેરીકન ખુબસુરતીનાંજ સ્વપ્નાઓ જોયા! બાજે વખત તેણીની આંખમાં બરખા થતો તીરસ્કાર અને અવાજમાં સાંભળવામાં આવતા અણકા તેને ઉંઘમાંબી સંતાપતા રહયા, અને સહવારે તે ઉઠયો ત્યારે આખી રાતની એક નીરાંતની ઉંઘથી જીવને જે શાંતી હોવી જોઇએ તેવી કશીજ તાજગી તેનામાં જોઇ શકાઇ નહી.

તે તઇયાર થઇને નીચે બ્રેકફાસ્ટ રૂમમાં આવ્યો ત્યારે વેલેનટાઇન ત્યાં હતી. તે હંમેશ એમજ તેની આગમચ તઇયાર થઇને બ્રેકફાસ્ટ રૂમમાં આવતી અને તેની વાટ જોતી બેસ્તી હતી, અને તે અંદર દાખલ થાય એટલે હરણીની ચપળતાથી કુદકો મારીને તેને 'ગુડ મોરનીંગ' કરતી તેની પાસે હેતપુર્વક ધસી જતી, જેવું આજે તેણીએ કશુંજ કર્યું નહી. તેની આંખો દુઃખથી ઝુમી પડેલી હતી, અને તેની અદા રીસાયલી અને જખમી થયલી હતી.

તે (ડયુક) એ જોતાં ઘણું દુઃખ પામ્યો. તેને ઘણું લાગી આવ્યું, અને તેની આગળ જઇ એક હેતવંતા ભાઇનીજ મમતાથી તે ભરાવદાર બાલનું સોહામણું માથું પસવારતાં તેણે સવાલ કર્યો, "શું છે, વાહલી વેલેનટાઇન? આજે એમ કાંય કરેછ? તાહરા ગોરા ગાલોપરના ગોલાબો કાંહ ખોહી આવી?"

"લે ચાલો, ખસી જાવ, સેન્ટ સીબેસ્ચીઅન," તેણીએ પોતાનાં

માથાંપરથી તેનો હાથ ખીસાડી નાંખતાં છણુકો કરીને કહ્યું; "અમોને અમારે રસ્તે વાટે મરી રેહવા દેવા!"

"ઓ, એટલું બધું?" ડયુક હસ્યો; "પણ મને કેહશે, ડીઅરી, કે કાંય?"

"હા, અલબત કેહવસ! હું તો તડ ને ફડ કરવાવાલીજ છેઉ," તેણીએ થોડાક તીખાસથીજ કહ્યું; "હું તો માહરી જેબી લાગણી હોય તે કોઇનોબી સરોપરો રાખ્યા વગર કહી દેવાવાલીજ છેઉં! અલબત, તેથી તમે ગુસ્સે તો થશોજ–"

"કોણુપર"

"માહરીપર!" તેણીએ જારી રાખ્યું, કેમકે મેં તમારો ગુનાહ કીધેલો છે."

"માહરો ગુનાહ?" તે પાછું હસ્યો; "ઓ નોનસેન્સ! 'ગુનાહ' એ બોલનો અર્થ તું સમજેછ, વાહલી વેલેનટાઇન?"

"હાજી, અમે સમજ્યેછ, પણ એ તો જેવું હોય તેવું કેહવાય!"

"પણ ત્યારે મને પુછવાની રજા છે કે તાહરો માહરી સાંમેનો એવો મરગરજાંન 'ગુનાહ' તે શું છે?"

"મહારી અદેખાઇ! હું ખુલ્લે ખુલ્લું કરી દેઉંછ કે ગઇ રાત્રે તમે મીસ ગ્લીનટનપર ઘેલા થઇ ગયા હતા તે જોઇ જોઇને હું બધી અદેખાઇથી બળી મુઇછ! તમે જાણોછ—લોકો વાસ્તે શું છ્યોક બોલતાં હતાં તે?"

"શું બોલતાં હતાં?"

"લોકો બોલતાં હતાં કે તે અંતે એ નાકે જીભ લગાડી લગાડીને ઠેકાણે આવી ગયો ખરો! લોકો એમ ધારતાં અને ખુલ્લે મોહડે બોલતાં કે 'એ તો હવે અહીંજ ઠર પડવાનો!"

"અને લોકોએ એમ ધાર્યું ને લોકો એમ બોલ્યાં તેમાં માહરો દોષ શું છે, વેલેનટાઇન?" તેણે તકરાર લીધી; "હું તો તે લોકોને એમ બોલવા શીખવવા નહીં ગયો હતો કેની?"

"પણ તમે તે લોકોને એમ બોલવાનું કારણ આપ્યું તે તો ખરૂં કે તેબી નહીં?"

"તેબી નહીં," ડયુક બજીદ થયો.

"એટલે–તમે મીસ ગ્લીનટનને ચાહતા થયાજ નથી?"

"કોઇનેબી ચાહવા અથવા પરણવા હું છુટકોજ ક્યાં છું, વેલેનટાઇન? તું ભુલી ના જા," તેણે હવે શોકાતુર અવાજે કહ્યું,–અને તેને એમ

શોકાતુર થવાનું કારણ આપવા વાસ્તે હવે નાની વેલેનટાઇન પોતે પોતા સાથે ખીજવાઇ પડી! તે હવે હેતથી તેની આગળ દોડી આવી.

"તુ ભુલી ના જા," ડયુકે તેનું માથું પસવારતાં પાછું સમજાવ્યું; "હું જો કોઇનેબી પરણી શકતો હોઉં તો તુંનેજ કાંય નહી?"

"તેજ તો માહરી તકરાર છે!" વેલેનટાઇને અરધું રડી દઇને કહયું; "પણ, બરત્રાન્ડ ડીઅર, મેં જો ભુલ ખાધી હોય અને તમોને હું ગેરઇનસાફ કરતી હોઉ તો તમે મને મોટાં દીલથી માંફ કરજો. તેમ હોય તો મને ઘણું શરમાવું જોઇએ! મને એજ ઘણું લાગ્યું કે માહરે વાસ્તેનું તમારૂં આટલું હેત છતાં તમે બીજીને કાંય ચાહો? અલબત, તમારી નાઓમી પાછી આવે ને પાછી મલે તો માહરાં પોતાનાં સુખનો સુર્ય તો સદાનો અસ્ત થઇ જવાનો, પણ તે છતાં તેમ થયલું જોઇને માહરા જેટલું ખુશી અને સુખી બીજું કોઇજ નથી થવાનું તે સત કરી જાંણજો! મગર તે નહી આવે તો હુંજ સદા તમારા પ્યારમાં ગંઠાઇને રેહવા ને જીવવા તલબગાર છેઉં. તમારી પરણી મોહરદાર તરીકે નહી તો તમારી સગી બેહન તરીકે! ઓ બરત્રાન્ડ, તેથી, તમો મને ના દગો કરતા! બીજી કોઇનેબી ખાતર તમે મને જીવતી ના મારી નાખતા!"

"અને તે વાસ્તે લે આએ માહરો કોલ છે!" બરત્રાન્ડે તે બલવંત પ્યારનાં જવાબમાં ખરાં ગ્રહસ્થપણાંની દીલાવરીથી કોલ આપતાં કહયું; "તું નહી તો કોઇ દાહડે બીજી કોઇ નહી—સીવાય માહરી નાઓમી! આએ છોકરીની કાંઇ જાદુઇ મોહીની એને જોતાં સાથે મને એની બોર-દુએ જકકડ પકકડ બાંધી રાખેછ ખરી, પણ તેથી હું એને ચાહતો થયલો છું, અને પરણુવાની ઉમેદથી ચાહુંછ એવી કોઇ ફીકર તું તાહરા જીવથી રાખતી ના!" અને એ પરમ સુખના, ખરા મોટા સધ્યારાના સુખનો સાંભળતાં તે માહતાબચહેર સુંદરીને જે સુખ થયું તેનું બ્યાંન કેઇ કલમ કરી શકે? તેના બોહવાયલા ગુલાબો તરત તેના ગોરા ગાલો પર પાછા ધસી આવ્યા, અને જેમ એક શીહા વાદળી દુર થઇ જતાં રોશણ આફતાબ ખુશનુદીના પ્રકાશ સાથે બેવડો તેજસ્વિ બને છે તેમ તે મનોહિર મુખડો ખુશાલીના રતાસમાં પાછો ધમધમી રહયો! એજ વખતે, વળી, ડચેસ તે ઓરડામાં આવ્યાં, અને ત્યારે તે બે વચ્ચેની એ 'કોનસલ-કુનસલ' ત્યાંજ ઢપ પડી, જ્યારે તેઓ ખુશાલ તબ્યતથી બીજી ત્રીજી વાતચીત કરતાં થયાં.

---

# પ્રકરણ ૨૯ મું.

———:o:———

હવે પેલા નક્કી થઇ ચુકેલા મોટા જાહેર "ફેન્સી ફેર" ની ધધુખર શરૂ થઇ, અને એ ધમાલની ધમચકરીની ઉલટમાં આખાં લંડનની બધી ફેશનએબલ દુન્યા તળે ઉપર થઇ ગઇ. તે એક મોટું ધરમાદા કામજ હતું. નિરાશ્રીત બૈરાંઓ અને બચ્ચાંઓને વાસ્તે ધર્માદા આસ્પીટલમાં એક નવા વોર્ડની જરૂર થઇ રહી હતી, અને એ મોટાં ખાતાંની હાજતોને લગતા ખરચોને પુગી નહીં વળી શકાતું હોવાથી, ઓસ્પીટલ કમીટીએ એક અપીલ બહાર પાડી હતી, જે તમામ ફેશનએબલ દુન્યાએ ત્રણી દીલસોજી સાથે ઉપાડી લીધી હતી. અંતે એ માટે એક મોટું ફંડ ભેગું કરી શકવા એક મોટા ફેન્સી ફેર કરવાની યોજનાની દરખાસ્ત રજુ થઇ, અને તે લોકોને ઘણી ગમવાથી એક કમીટીની નેમણુંક થઇ, જેને હસ્તક એ યોજના પાર ઉતારવામાં આવી. ધરમનાં કામ વાસ્તે લોકો હંમેશ ઉત્સાહી રહે છે, પણ જ્યારે ધરમ સાથ મોજ મજાહનું તત્વ સામેલ કરવામાં આવે છે ત્યારે તો લોકોની ઉલટનું કાંઇ પુછવુંજ રહેતું નથી, અને હાલમાં તેજ થયું હતું.

હવે કમીટી તરફથી જે સારે સારે ઘેરની રૂપાળી છોકરીઓને અકેક 'સ્ટોલ' (દુકાણ)નું વડપણ લેવા ચુંટી મુંટીને ઇજનો લખી વાળવામાં આવ્યાં તેમાં, અલબત, લેડી વેલેનટાઇન આરડન અને મીસ ગ્લીનટન પણ હતી; અને બધાંઓએ તો ઇજન ઘણાં માન સાથ કબુલ રાખવાનાં જવાબો લખી મોકલ્યા, કેમજે—અમોએ કહયું તેમ—ખુદ માહરાણી વિકટોરીઆને ત્યાંની પુત્રીઓ અકેક 'સ્ટોલ'નું વડપણ લેનાર હતી, એટલે ચકુનમની મારેલી બીજી કોઇ ના કહી શકી નહી; પણ મીસ ગ્લીનટને તો નાજ લખ્યું. તેણીએ એ ફંડને પોતાની તરફથી મદદ થવા વાસ્તે પાંચ હજાર પાઉંડની મોટી બાદશાહી રકમનો એક ચેક તે જવાબ સાથેજ મોકલી આપ્યો કે કોઇને ફરયાદ કરવાનું કારણુજ નહી રેહે, અને પોતાને નાદુરૂસ્ત તબ્યતનું બાહણું આપીને 'સ્ટોલ'ની જેહમત વાસ્તે ના પાડવું પડતું તે સારૂ પોતાની ઘણી ઘણી દીલગીરી લખી વાલી.

મગર ડચેસને એ ઘણું ગમ્યું. તેના માનમાં ને માનમાં એમ થવાથી મીસ ગ્લીનટન ઘણી વધી. તે પોતે પોતાનો ટેક રાખવામાં ઘણું માનવાવાલી એક અબળા હતી, અને મીસ ગ્લીનટને તેવું એક ઉંચ પ્રકારનું ખમીર બતાવ્યું તે એ તુમાખી બાંનુને ઘણું ગમ્યું.

"આપણે મીસ ગ્લીનટનને બોહસ કરી કે એવણુનો વાંક કાઢી શકવાનાં નથી." તેણીએ કમીટીની મીટીંગમાં તે અમેરીકન બાંનુ તરફથી બાથ ભીડી; "એવણુ સ્ટોલ રાખીને જે રકમ ભેગી કરી આપતે તેથી ચારથી પાંચ ઘણું વધારે આગમચથી આપણા ફંડને મદદ થવાનું મોકલ્યું તે મદદ ને તે હેસાંન કાંઇ જેવાં તેવાં ગણાય નહી."

લેડી વેલેનટાઇન તો એક 'સ્ટોલ'નું વડપણુ લેવા, અલબત. એકકે બોલે કબુલ અને ખુશી થઇ. તેને એ મજાહ બીલકુલ નવીન હતી, અને તેને એ કારજ ઘણું ગમ્યું. નાઇસના એકાંતમાં એવી કોઇ ધધુખર કોઇ દાહડે થયલીજ નહી. વળી એક સાત વરસની નાની બુચીની નીરદોષતાને શોભા આપે એવી ભોળાઇથી મીસ ગ્લીનટન વાસ્તેની પોતાની અદેખાઇનો એકરાર પ્રમાણીકપણે ડયુક પાસે કરવા પછીથી તેણીએ જોયું હતું કે ડયુક તેને વાસ્તે વધતો કાળજીવંત બન્યો હતો, અને તેનો આત્મા તેથી હાલ તો પુરતો ખુશાલ હતો.

ડયુક તો, મગર, હજી તેને એક બાઇનાજ નીખાલેશ હેતથી ચાહતો હતો, જોકે તે જાંણતો હતો કે તે છોકરી તો તેનાપર જાંણુનીસાર થેલીજ થઇ હતી; અને જો તે નાઓમીને લગતાં બંધણુથી મુકતી પામી શકે તો આ એક નમુનેદાર મોહરદાર હતી કે જેનાં હેત અને તાબેદારીમાં તે બેશક હરેક પાંતીએ સુખીજ થઇ શકે

એમ છતાં હવે વેલેનટાઇન માટે અદેખાઇનું કારણ તો અવારનવાર આવતું ને આવતુંજ રહયું!

"મને માહરા 'સ્ટોલ'નાં સંબંધમાં દરેક મદદ કરશો કેની, ડયુક?" એક દહાડો વેલેનટાઇને તેનાં ગલાંમાં હાથ નાખીને તે જવાનને પુછયું.

"તે વાસ્તે તું શક ધરાવીબી શકેછ ખરી?" ડયુકે નરમ ઠપકાથી કહયું; "તુંને તાહરા હરેક ફેન્સીમાં મદદ કરવી એ શું માહરે વાસ્તે પેહલા પ્રકારની મોજ નથી? પણુ તેં શાંનો 'સ્ટોલ' લેવાનું નોધાવ્યું?"

"ફુલનો."

"કેપીટલ! ફસ્સ્ટરેટ!" ડયુક તરત એકમત થયો; "તું ફુલોની રાણી છે અને તાહરા કમળ જેવા કોમળ ચહેરાને જુદી જુદી હજારો રકમના ફુલ ઘણો શોભાવશે."

તે એ સાંભળતાં ઘણું સુખ પામી, અને તેનો ચહેરો ખુશાલીમાં ખીલી રહયો.

"પેલીએ તો ના લખ્યું જો—જાણોછ કે? તેણે જરાવારે કહયું; "મીસ ગ્લીનટને તો 'સ્ટોલ' લેવા ના લખ્યું."

"અને હું ઘણો ખુશી થયો," ડ્યુકે ભોળાઇથી કહયું."

"કાંય, ખુશી કાંય થયા ?"

"કારણ કે તે એક એવો આળા ચહેરો છે કે જે કોઇ 'સ્ટોલ' પર કદી શોભતેજ નહી. એ એક રાણીનો ચહેરો છે."

વેલેનટાઇનનો હોઠ લબડી પડયો !

"એ રાણી જેવી તે નહી શોભે ને હું શોભુ ખરી ?" તેણીએ ગુસ્સો કરીને પુછ્યું.

"તુ સમજતી નથી, ડારલીંગ," ડ્યુકે હસીને સમજાવ્યું; "તું ફુલોની રાણી છે. તાહરો ચહેરો ફુલો જેવો તેજસ્વિ છે."

"પણ પેલીનો ચહેરો તો તેના કરતાંબી તેજસ્વિ છે—એમજ કેની ?" અને તેની આંખમાં આંસુઓનો ભીણાસ દેખાયો ! તેણીને ખરાં દીલનાં દુઃખનો એક ચમટો તુટયો. તેણીએ જોયું કે આએ નડતી પડતી અમેરીકાથી અંહી નહી આવી હુઇ હતે તો બરત્રાન્ડ અખંડ હેત સાથ તેનોજ હતો; જ્યારે આએ આવ્યાથી ડ્યુક, ગમે એટલું ના કહે તે છતા, હવે વાંધાભરેલું થઇ પડયું હતું ખરૂં !

એ રીતે અદેખાઇનું પજરણ મજબુત પડી ચુકયું હતું, અને એ ચીંગારી મોટું ભડકું લઇ ઉઠે એમ નકકી સંભવતું. તેને ડચેસે પણ એક વખત એ બાબે ધમકાવવી પડી.

"પાંચ હજાર પૌંડ મોકલ્યા તેમાં તે શું મોટી લાહેરી મારી ? મીસ ગ્લીનટનની ઘણી તારીફ થતી સાંભળીને તેનું ઘણું ઉભાઇ ગયું ત્યારે તે એક વખત ફ્ફડીને બોલી; "એ તો એમ કરીને લોકોમાં વાહલાં થવાનું ને વાહવાહ કરાવવાનું !"

ડચેસ ગુસ્સાથી માથું ઉંચકી તેના તરફ જોયું.

"તું આવું અયોગ્ય કેમ બોલી શકી આજે, માહરી દીકરી ?" તેણીએ નરમાશથી તોબી ઠપકાનીજ મજબુતીથી કહ્યું, અને તે છોકરી લજવાઇ ગઇ.

મેં તમોને ગુસ્સે કર્યાં, વાહલાં મમા ?" તેણીએ રડી દઇને તે માવા તરને બગલગીર થતાં કહયું.

"અલબત, ઘણી ગુસ્સે !" ડચેસે સમજાવ્યું; "એક ભલાં આદમીના પરોપકાર વાસ્તે એવું બોલવું ને ધારવું ગુનાહ ભરેલું કહેવાય, ને આપણાં જેવાં ને તે છાજે નહી, ફરીથી એમ કદીમી ના બોલતી."

"હું કદી નહી બોલશ, મમા !" તેણીએ તાબેદારીથી ખાત્રી આપી, અને આ કડક મળવાથી તે વધતી મીસ ગ્લીનટનની મનમાં દુશમન થઇ. તે હવે તેને ધીકકારવાજ લાગી. નાઓમી આવે તો તે પોતે આગળ રહીને

એ વિખુટાં વર વૈયરને હજારો સુખ સાથે મેળવે ને એકઠાં કરે, પણ આ અમેરીકન પઇસાવાલીને તેને વાહલો પ્યાર એ મુજબ લુંટી લેવાનો હકજ શું હોય?

તે હવે તો 'સ્ટોલ' લઇનેજ મનમાં જાબજા પસ્તાવા લાગી! તેણીએ જોયું કે તેનો તો 'સ્ટોલ'પર ચીતકી બેસવું પડશે; તે તો ઘડીબી 'સ્ટોલ' મુકીને કેથે જઇ શકવાની નથી, જ્યારે મીસ ગ્રીનટન તો છુટી હોવાથી ડયુક, તેની મોહીનીમાં ફસેલો, તેને લઇને આખા ફેરમાં બધે દમકયા કરશે, જે જોઇને નાહક તેને બળી મરવાનું થવાનું! પણ હવે ઉપાય શો હતો?

* * *

ફેન્સી ફેરનો દહાડો અજબ જેવો ખુશનુમાં તડકાંવાલો ઉગ્યો. આખી ખલકત જાણે ખુદાના પાક આશીરવાદ સાથે એ પુનનાં કામમાં ખુશી મનાવની હતી! વરસાદનું નામ નહીં હતું, અને આકાશ બીલોર જેવું સ્વચ્છ ખલું હતું. સુર્ય નુરમંદ પ્રકાશતો હતો, પણ સાથે ઠંડી લહેરી પશ્ચીમ તરફથી આવતી રહેલી તે સુર્ય પ્રકાશ નરમાશભરેલો કરી નાખતી હતી. પક્ષીઓ ગાતાં હતાં, અને હવામાં હીળતી ડાળીઓ અને પવનમાં નાચ કરતાં ઝાડોનાં પાત્રાં તે ગાયણને પોતાનાં મ્યુઝીકથી વધતી મદદ કરતાં હતાં.

ડયુક ઓફ સાઇલ્ડમેરનો મેહલ, નામે "રીવર રીચ" ટેમ્સ નદીના એક કાંઠાપર આવેલો હતો. અને તે 'વીલા' ખરેખરો એક નામાંકીત મેહલ હતો. તેના બગીચા અને તેને લગતી ગ્રાઉન્ડસ એટલાં વિશાળ હતાં કે આએ મોટા ફેન્સી ફેરને માટે એથી વધારે અનુકુળ થતી ગ્રાઉન્ડસ બીજી કોઇ મળતે એ શક ભરેલું લાગતું. એ 'વીલા' ની બંને પાસના 'સ્લોપ્સ' નીચે નદીપર ઉતરી જતા હતા, તે જે બાજુએ નદીનું પાણી બોહલા વિસ્તારમાં ઘેરી લઇને એક નાનો અખાત કરેલો હતો, અને તેમાં સહેલ કરવા વાસ્તે ડયુકે બે મોટી "પ્લેઝર બોટસ," નામે ધી "રીવર કવીન" "અને વોટર લીલી," ખાસ રાખેલી હતી.

આખું ફેશનએબલ લંડન એક પરીઆંઓના માળામાં બબડી નીકળાયું હતું એમ કહીએ તો ચાલે. સુંદર ફરફર ઉડતા વાવટાઓથી તે ગ્રાંઉન્ડસને શણગાર આપવામાં આવ્યો હતો, અને 'સ્ટોલ્સ'ને લગતા તબુઓમાં બબ્રાંઓનું એક મોટું લશકર પડાવ નાંખી પડેલું લાગતું હતું. માહારાણીને ઘરના 'સ્ટોલ્સ' ઘણાં ધ્યાંન ખેંચનારા હતા, અને લેડીઝ મીટીએ ચુંટી ચુંટીને હરેક 'સ્ટોલ'નું વડપણ લેવા એવી નમુનેદાર

સુંદરતાઓ એકઠી કરી હતી કે તે આકાશની હુરી જેવી સુંદરીઓ સંગ્રહસ્થાન જોતા હજારો જવાંન્યાંઓનાં માથાં તેમનાં ખભાંપરથી ખસી જતાં હતાં!

હરેક જણે જુદી જુદી જાતના સામાનના 'સ્ટોલ્સ' બનાવ્યા હતા, અને હમાચીજનાં સેંકડો 'સ્ટોલ્સ' ત્યાં મોજુદ હતા. દાખલા તરીકે કોઇની બધી જાતના સુકકા મેવાની દુકાન હતી, તો કોઇની તાજી ફ્રુટની. ખાંણુ પાંનનાં 'સ્ટોલ્સ'બી ઠેકાણે ઠેકાણે ઉભા કરવામાં આવ્યા હતા, અને એકાદ વડાં વડોરાનાં હાથ હેઠળ ,આઇસીશ વિગેરે સર્વ કરનારી પંદર પંદર મોટે મોટે ઘેરની મધુરીઓ એપરન બાંધી નીકળી હતી! કોઇ કોઇ વાતે જરા પણ શરમાતું દેખાતું નહતું. બધાંજ જાંણતાં અને બધાંજ માનતાં હતાં કે તેઓ એક ખરા પુન્યશાળી પરોપકારમાં ભાગ આપવાને ભાગ્યશાળી થતાં હતાં!

વેલેનટાઇનનાં 'સ્ટોલ'ને લોકોએ "ફુલોની રાંણીનો સ્ટોલ" એ નામ પોતાની ખુશીનું આપ્યું હતું, અને તે 'સ્ટોલ'માં એ ફુલોની રાંણી શોભીજ રહી હતી! તે 'સ્ટોલ' ગોઠવી આપવામાં ડયુકે આગળ રહીને પસીનો ઉતારી મહેનત અને મદદ કરી હતી, અને તેણીના 'સ્ટોલ'પર જે મહેજરૂં જાહુક મળતું અને મોટો વકરો ચાલુ થતો રહયો હતો તે બધું પુરવાર કરતું હતું કે તેણીની પસંદગી ઘણી પ્રસંગોપાત હતી.

મી૰ અને મીસ ગ્લીનટન લગાર મોડેથી જયારે તે મેળાવડામાં આવયાં ત્યારે તેઓએ મોકલી આપેલા મોટા ચેકની વાત પેપરોમાં આવી ચુકેલી હોવાથી, લોકોમાં વખાંણનો એક ગણગણાટ સંભળાતો થયો, અને ખસી જઇને તે માનવંત કાકા ભત્રીજીને મોટાં માનથી આગળ વધવાની લોકો જ્યાં ત્યાં જગ્યા કરી આપતાં હતાં.

તેઓ પાધરાં પહેલાં લેડી વેલેનટાઇનવાલા 'સ્ટોલ'પરજ આવ્યાં. ડયુક પણ ત્યાં હતો, અને વાહલી વેલેનટાઇનનો સઉથી મોટો વખાણનાર લોર્ડ હોરી આર્મસ્ટ્રોંગ પણ ત્યાં પડાવ નાંખી પડેલો હતો. તે બીચારો બત્તીપર બળી મરતા પરવાના માફક નાહક પોતાને બાળીને ભસ્મ કરતો હતો! તે જાંણતો હતો કે એ છોકરીએ પોતાનો બધો જીવજાંન તો ડયુકમાંજ ભરી મેલ્યો હતો, અને ડયુક જયાંવેર કોઇ ક્રીસમે ખસતી લે નહી ત્યાંસુધી તેને પોતાને એકબી ચાન્સ નહી હતો; પણ તે છતાં તેનું કમબખ્ત મન માનતું નહી હતું અને તે વેલેનટાઇનનો ઓળો ચઇ લાગેલો તે તેની પુઠ મુકી શકતો નહી હતો!

મી૦ ગ્લીનટને તેજ 'સ્ટોલ'પર એક ઘણો નામીચો સુફેદ ગુલાબ હતા ત ખરીદી લેવા ચાહયું, પણ બધાંઓની હદ વગરની અજાયબી વચ્ચે તે છોકરીએ હીંમતથી તે વેચવા સાફ ના કહી !

"એ તો એકજ છે, મી. ગ્લીનટન," તેણીએ કહયું.

"પણ એ વેચવાનોજ છે કેની ?"

"એ તો વેચાઇ ચુકેલો છે," તે હસી.

"ત્યારે અહીં શું કરવા રેહવા દીધેલો છે ?"

"તેનો ખરીદદાર ઘેર જશે ત્યારે તેને આપવાનો છે, ને ફકત માહરે તેટલાં એની રખેવાલી કરવાની છે."

"અને તે નશીબદાર ખરીદદાર કોણ છે ?" મી. ગ્લીનટન અરધું પામી જઇને હસ્યો.

"હીઝ ગ્રેસ ડયુક ઓફ કાસલમેન," તેણીએ જરાબી ગોશકાયા વગર પ્રમાણીક હીંમતનાં જોશથી જવાબ કર્યો. તે પોતાને એમ કરીને લોકહાંસીમાં મુકતી હતી એ ખ્યાલ તો તેને થયોજ નહી, અને થયો હોય તો તેણે તેની ટચાકડીભાર પણ પરવાહ નહી કરી !

"પણ ડયુક જે દામ આપવા માંગતા હોય તે કરતાં હું ડબલ આપવા ખુશી છેઉ," લોર્ડ હેરી આર્મસ્ત્રોંગે તકરાર લીધી. તેનો ધુખ્ખરાયલો છાંણાં જેવો અવાજ તે એમ ફર્યાદ કરતો હતો ત્યારે તે અંદર ને અંદર બળીને કેમ બે પડ થતો હતો તેનો ખ્યાલ રજુ કરતો હતો !

"અને હું ડયુક જે આપવાના હોય તે કરતાં ચારગણા દામે એ ખરીદી લેવા ખુશી છેઉ," મી૦ ગ્લીનટને હસીને હઠ લીધી.

"તમે તો સો ગણુંબી દામ આપો, પણ હું એ કોઇને આપું ત્યારે કેની ?" તે પકકી છોકરીએ મજબુતીથી વધતી હઠ લીધી. "એ કોઇને વાસ્તે છેજ નહી ! એ તો મેં કહયું તેમ હું વેચીજ ચુકેલી છેઉ."

આ, અલબત, ડયુકને ઘણું ભારી પડી ગયું ! મીસ ગ્લીનટન તેના ચેહરા સામું જોઇને ધીમું ધીમું હસ્યા કરતી હતી, અને તેથી તેને ઘણું ખોટું લાગ્યું.

"નહી, લેડી વેલેનગ્રાઇન, ચેરીટીના કામમાં આપણે એમ નહી કરી શકયે," તેણે તણીને તે ઉપરથી કહયું; "તમોને જે મોટામાંમોટું દામ આવતું હોય તે દામે એ ગોલાબ જરૂર પાછો વેચી નાંખો !"

"પણ માહરે વેચવોજ નથી–પછી કાંઇ ?"—અને બધાંઓની હસાહસ, ડયુકના ગભરાટ અને લોર્ડ હેરીના ખભડાટ વચ્ચે તે ગુલાબ 'સ્ટોલ' પરથી ઉંચકી તે દીલેર છોકરીએ, કોઇની પણ કશી તુંબા રાખ્યા વગર, અંદર લઇ જઇને છુપાવી દીધો.

---

## પ્રકરણ ૩૦ મું.

——:૦:——

એ પછી તેણીના 'સ્ટોલ'પર હદ વગરની ધમાલ પડી. અને તેને એક ઘડીની ફુરસદ નહી હતી; પણ તેનું ચીન્ત ચોરાઇ ગયું હતું, અને આ 'સ્ટોલ'નું જુસરૂં પોતાનાં ગળાંમાં ઓળવવા વાસ્તે તે પોતાનાં મનથી જાબજા પસ્તાતી હતી. પેલા સફેદ ગુલાબની ઉપલી ખટપટ પછી મી. ગ્રીનટને ખુશ મીજાજે મોટાં મોટાં દામે તેના 'સ્ટોલ'પરથી બીજી ત્રીજી થોડીક ખરીદીઓ કરી હતી, અને પછી તે પોતાની ભત્રીજી જોડે બીજા 'સ્ટેલો'પર આગળ વધ્યો, ત્યારે ડયુક પણ તેઓ જોડે ચાલી ગયો હતો, જયારે વેલેનટાઇનની આંખો તો તેઓને વાતચીત કરતાં અને હસી હસીને આગળ વધતાં જોવાપરજ અદેખાઇમાં ખેંચાઇ રહી હતી!

મગર લોકો તેને એટલોબી કરાર આપતાં નહી હતાં, કેમજે બીજા બધા 'સ્ટોલ' કરતાં તેના 'સ્ટોલ'પરની ગીરદી અને ખરીદીની ધમાલ હદથી જયાદા વધારે હતી; પણ તેને પોતાને તેની લેસમાત્ર પણ પરવાહ નહી હતી. તે તો, અમોએ કહયું તેમ, આ સંકડામણમાં સપડાઈ રહેવા વાસ્તે જાબજા પસ્તાતી અને દુ;ખી થઇ રહી હતી, પણ હવે શું થઇ શકે? એટલું સારૂં હતું કે તેનો પુંજારી અને પરસ્તાર લોર્ડ હેરી આર્મસ્ટ્રોંગ એક ચોકીદારનાં ચીવટપણાંથી તેને મદદ કરતો તેની બાજુમાં ખંતીલો ખડો હતો, પણ તે બધું તેણીને મન તુચ્છ હતું. તેને તો ડયુકજ મદદ કરવા જોઇતો હતો—ડયુક કે જે પેલી જાદુગરણીની મોહીનીમાં તે અત્રે આવતાં સાથે ઝીલાઇ ગયો હતો, અને તેની જાદુભરી આંખોનાં 'મેસમેરીઝમ' હેઠળ બેતાકાત બનેલો, તેણીને આસાનીથી વીસારી આપીને, તે જાદુગરણી જોડે વાત કરતો ચાલતોજ થયો હતો!

આ મામલો લોર્ડ હેરી આર્મસ્ટ્રોંગ હવે ચતુર આંખે જોઇને સમજી ગયો અને ગમત પામ્યો. તેને હવે થોડીક આશા પણ આવી. વેલેનટાઇન ડયુક પર મરતી હતી એ વાત ખરી, પણ ડયુક તો તે અમેરીકન બ્યુટીના તેજથી સઘળી દીસ્તી રીતે અંજાઇ ગયલો હતો, અને તેથી આયંદા તે જો તે બાજુએજ ઢર પડી જાય તો તેની વેલેનટાઇન તેને માટે ફાજલ પડે, જ્યારે અંતેબી તે તેને જીતી શકે!

ડચેસે, એ એયામમાં, વળી થોડું વધારાનું ધામટ કર્યું! તે જે કારોબારી સરનશીન તરીકે બધા 'સ્ટોલ'પર દેખરેખ રાખતી હતી તે હવે મીસ ગ્રીનટન અને પોતાના પુત્ર કને આવી.

"મીસ ગ્લીનટનને ગમતું હોય તો એવણને જરા નદી પર ફેરવી લાવની, બરટ્રાન્ડ બેટા?" હરકોઇ પ્રકારે શ્રીમંત મીસ ગ્લીનટનની ખીદમત ગુજારી કરવા અને કરાવવા આતુર થઇ રહેલી તે માતાએ તેઓ ઘણાં ખરા "સ્ટોલ' ફરી રહયાં એટલે સુચના કરી. અલબત, તે તેની ગતમાંજ લોટતી હતી! તે તેની પોતાની રોટલી તળે એમ કરીને અંગાર ખેંચતી હતી! તેનો એક માનીતો અરમાન હવે એજ થઇ પડયો હતો કે જ્યાં ત્યાંથી ડયુક મીસ ગ્લીનટનને 'પ્રોપોઝ' કરે અને પરણીને ઠર પડે!

"મીસ ગ્લીનટનને ગમતું હોય તો મને કાંઇ અડચણ નથી, ગમા," ડયુકે કહયું.

"જેવી તમો બધાંઓની મરજી," મીસ ગ્લીનટન હવે એકબી આનાકાની વગર એકમત થઇ,—અને એ નદીની સેહલગાહ જેટલી ખુશકારક તેટલી સલામત હતી એ વાતની માહીતી અને ખાત્રી થતાં મી૦ ગ્લીનટને પણ પોતાની ભત્રીજીને બાખુશી ફરી આવવાની રજા આપી. માઇલ્ડમેના ડયુકે પોતાના 'વીલા'ની પાછળના અખાતમાં એ સેહલગાહની બધી સગવડ ખાસ રાખી હતી, અને બબ્બે સેહલગાહની બોટ, ગાદીની સુખકારક બેઠકો સાથની જોઇતાં હલેસાંઓ સાથે મોજુદ રહેતી હતી: અને વળી ડયુક પોતે એક અચ્છો "ઓઅર્સમેન" (હલેસાં મારનાર) હતો એમ જાણીને મીસ ગ્લીનટન પોતે પણ એ સેહલગાહ માટે લલચાઇ હતી એ તો ખરૂં.

અને તેઓ ગયાં. મીસ ગ્લીનટને તરત ડયુકને હાથ આપ્યો, અને તેઓ હસ્તાં બોલતાં અને વાતચીત કરતાં પેલો મોટો ઢળ ઉતરીને નદી પરની સેહલગાહ વાસ્તે ચાલી જતાં હતાં ત્યારે જે સેંહકડો આંખોની જોડીઓ જુદી જુદી લાગણીથી તેમને એમ જતાં જોઇ રહી હતી તેમાં એક જોડ તો અદેખાઇથી જળીજ જતી હતી, અને તે નાની વેલેનટાઇનની હતી!

હું ધારતીતીજ!' તે પીસેલા હોઠ ને બીડેલા દાંત વચ્ચેથી એકલી એકલી મનસે પટપટી; 'હું પોતે આએ 'સ્ટોલ' ની ફસાવત લઇને બેડીમાં પડી ત્યારે કેની? મેં કયાં ને કયાં એ જખ મારી!'—અને તે મીઠો મનોહર ચેહરો એટલો બધો ફીકકો માર્યો કે લોર્ડ હેરી આર્મસ્ટ્રોંગને તે જોતાં દયા અને દીલસોઝીનો એક ચમટો તુટયો.

પેલી તરફ નદીપર ગયલાં ડયુક અને મીસ ગ્લીનટન એકાદ પલ તે બાજુનો તે ખુશનુમા દેખાવ નિહાળતાં થોભ્યાં, જ્યારે તે નાજનીને ખરાં દીલનો હર્ષ પામીને કહયું, "ઓ, ખરેખર આએ તરફ કેટલું દીલપઝીર

છે! મને ખબર નહીં. તમારી ટેમ્સ નદી તો ખરેખર આખા ઇંગ્લાંડની ખુબસુરતીજ છે!"

"ને તમારી અમેરીકન મીસીસીપી નદી શું કમતી હોશે?" ડયુક હસ્યો; "તમો તે જોઇછ કેની?"

"ઓ, ઘણીબી વખત!" મીસ ગ્લીનટને કહ્યું; "મીસીસીપી અને એમેઝોન એ બેઉ અમારી તરફની નદીઓની સેહલગાહ મેં ઘણી વખત કીધેલી છે."

"પણ ત્યાં તેની સરખામણીમાં અમારી ટેમ્સ તો એક નાધલું નાળુંજ કહેવાય?"

"ખચ્ચીતજ!" મીસ ગ્લીનટન એકમત થઇ; એ અમારા તરફની નદી તો નદી કરતાં મોટા દરીઆવજ વધારે કહી શકાય; પણ માહરૂં કહેવાનું કે તમારી ટેમ્સ નદીની ખુબસુરતી કાંઇ ઓર છે. તેની ચોપાસ જુદા જુદા 'વીલા'ઓના બગીચાઓ ફરી વળેલા છે, ખુબસુરત લીલોતરી ભર્યા કીનારાઓપરનાં મોટાં ઝાડોની ડાળીઓ છેક પાણીમાં ઉતરેલી છે, વોટર લીલીઝથી જ્યાં જોઇએ છીએ ત્યાં આંખને ટાઢક મળે છે, અને ઝાડીઓની લીલોતરીઓને લીધે, સામટી રીતે, એ તમારી અત્રેની મોટી નદી ઘણી ખેંચાણકારક નજરે આવેછ."

બરત્રાન્ડ ઘણો ખુશી થયો. આ અમેરીકન ખુબસુરતી તેનાં વાહલાં ઇંગ્લાંડને વાસ્તે—તેની માતૃભુમીને વાસ્તે—આટલો પ્યાર ધરાવતી હતી એ તે જવાનને સ્વાભાવિક ગમ્યું. એ પછી તેણે 'રીવર ક્વીન' ને છુટી કીધી. અને તે નાની બોટ હડસેલીને જ્યાં મીસ ગ્લીનટન ઉભી હતી ત્યાં લાવ્યો, તે માંહેલી ગાદીઓ ગોઠવીને સરખી કીધી, અને હાથ આપીને તેણીને તે નાની બોટમાં સુખકારક કીસમે ગોઠવાઇને બેસવા મદદ કરી.

તે એક દીલકસ પીકચર હતું. ગાદીઓને અઢેલીને તે 'રીવન કવીન' બોટમાં બેઠેલી માહરૂએ સુરજનાં તડકાંથી બચવા પોતાની શોભીતી લાલ છત્રી અડધી વાંકી પોતાના નાજુક હાથોમાં પકડેલી હતી, જ્યારે બંને હાથોએ હલેસાં ચલાવીને તે જવાન હલેસાં માસ્તર-ડયુક ઓફ કાસલમેન—તે ટીણુકી હોડીને એક તેજી ઘોડીની માફક નદીની ઢાળી જેવી પીઠપર દોડી જતી, ખુશાલ ઉલટમંદ હાંકી જતો હતો તે બધું એક ચીતારાની પીછીને જેબ આપતો અને જવાબ કરતો ખોરાક પુરો પાડે એટલું બધું જોવા જોગ હતું.

"મહેરબાની કરીને નદીની વચમાં નહીં જતાં કીનારે કીનારેજ હાંકયા કરશો તો મને ઘણું વધારે ગમશે," તે નાજનીને માંગી લીધું; "આએ

આખા કીનારાનો દેખાવ ઘણો દીલખુશ છે. જુવોની, પેલો નદીના ભીન્તરમાં ઉતરી જવા માંગતો હોય તેવો સુંદર કરગેટ–મીo નોટસનાં ફુલોનો ક્યારો! જુઓની પેલાં મોટાં ઝાડની પાણીમાં ઉતરી ગયલી ડાળીઓ! હું જો એક પક્ષી હોતે તો માહરો માળો એજ ઝાડમાં કરવાને મને ઘણું ગમતે!"–અને તે મીઠાસથી હસી.

ડયુકને માટે તે પરમસુખનો એક પરીચય હતો. એ દહાડે તેને મીસ ગ્લીનટનનો અંગત સમાગમ થયો તેટલો આ આગમચ કોઇ દહાડો થયો નહીં હતો. તેણે જોઇ લીધું કે તે છોકરીનું મગજ હુનરમંદી અને આત્માકવિતા તરફ દેખીતાં ઢળેલાં હતાં. તે એક ખરી બાહોશ અને કેળવાયલા મગજની બાનુ હતી.

---

## પ્રકરણ ૩૧ મું.

———:o:———

તેઓને ઘણું ખુશ લાગ્યું. ઉપર કહેલી ફીસસે તહરેવાર વાતચીત કરતાં તેઓ તે અખાતમાં ઘણું ફર્યાં, અને ઘણું આગળ નિકળી ગયાં.

"હવે તો આપણે છેક આગળ નિકળી આવ્યાં, અને અહીં ઘણું એકાંત છે, માહરા લોર્ડ," તેણીએ કહ્યું; "હવે આપણે પાછાં ફર્યે?"

"તમે થાકી ગયાં?

"હું તો જરાબી થાકી ગઇ નથી, હું શાંની થાકી જાઉં?" તે હસી; "ચાલુ હલેસાં મારતા રહેતાં તમારા હાથ ખરેખર દુઃખી આવ્યા હોશે! મને તો સામું એટલું ખુશનુમાં લાગેછ કે હું તો તમારા ફ્રેન્સી ફેરની એક કગરસની દરકાર કરૂં નહી, અને કલાકો સુધી અહીં બોટમાં બેસી રહું: પણ તે સારૂ નહી લાગશે, અને હવે આપણને પાછું ફરવું જોઇએ."

"જેવી તમારી મરજી," ડયુકે તાબેદારીથી જવાબ કર્યો.

"પણ તમારે જરા થાક લેવી ઘણી ઘટારત થશે," મીસ ગ્લીનટને દેખીતી કદરદાંની અને દીલસોઝીથી કહ્યું; "પેલું વાકું વળેલું મોટું 'ઓક' પાણીપર છત્તર કરી રહેલું છે તે તરફ આપણે હંકારી જઇએ, અને જરા વીસામો કરયે? તમોને ગમશે?"

"તમોને જે ગમશે તે બધું મને ગમશે," ડયુકે વળી અર્થસુચક રવેસે કહ્યું;–અને પછી તે હલેસાં મારીને તે મોટા શીતળ ઓકનાં ઝાડના છાંયામાં તે બોટ હકારી લઇ ગયો. ત્યાં જઇ તેણે હલેસાં ઉંચા કરયાં, અને તે હલેસાંમાનાં પાણીનું દરેક ટીપું જયારે પાછું પાણીમાં ટપકાઇ રહયું ત્યારે

તે બાજુએ એટલી બધી શાંતી પસરી રહી કે તે બંનેનાં દમ લેવાના અવાજોવટીક પ્રગટ સાંભળી શકાતા હતા!

અને એ શાંતીની મુગી ચુપકી વચ્ચે એકમેકને જોયા કરતાં એકાદ પળ વીચારવંત તેઓ બંને ખામોશ બેઠાં હતાં, તે દરમ્યાનમાં તેણીનાં રૂપવંત મોઢાંનો બેમીસાલ કહલો જોતાં ડયુકને તે દહાડે પહેલીજ વાર અચબુચ એક અતી દીલગભરાવનારી યાદ થઇ!

હા, ઓ પરવરદીગાર તેજ ચ્હેરો, તેજ હોઠ, તેજ આંખ! આએ શું તેની નાઓમી પોતે નહી હતી? અત્યાર સુધી તેને અને તેની માતાને આ ચહેરો આગળ કેથે જોયલો હોવાનો તેમજ એ મીઠો મધુરો સ્વર સાંભળેલો હોવાનો ખટકો થયા કરતો હતો, મગર એક પણ દીવસ તેને એ નાઓમી હોવાનો ભય કે ભરાંન્તી તો કદી જરા પણ થયાંજ નહી હતાં; પણ હાલમાં આ બોટમાં શીતલ નદીનાં સ્થીર પાણીની પીઠપર, ઘોંઘાટબોરી દુન્યાથી અળગ, એકાંતમાં જ્યારે તેઓ બે એકલાં બેઠાં હતાં. ત્યારે તેને એ વાતનો ઘણી મોટી મજબુતી સાથે પહેલોજ આંચકો આવ્યો, અને તે હોસકૂરાંમોસ જેવો તાજુબીમાં ગરક ગયો!

પણ નાઓમી હોય કેમ? નાઓમી અમેરીકન કયારે હતી? દુરદરાજ અમેરીકાનો તેને તો કોઇ દાહડે સ્વપનો પણ થયો નહી હતો. વળી તે તો નાચીઝ, મુફલીસ, મોહતાજ એક ગવરનેસ હતી, જ્યારે આ અમેરીકન ખુબસુરતી તો તેને પોતાનેબી તેના કરોડોનાં સર્વસ્વ સાથે ઘડીની વચમાં ખરીદી લઇ શકે એવી અબજોપતી શ્રીમંત હતી! એ નાઓમી હોઇજ કેમ શકે?

તેણીએ તે સોહામણા મુખડામાં એકાદ પળ એકાગ્રચીતનાં ગંભીરપણાંથી જોયું, અને પછી જરા અજબ થઇને સવાલ કર્યો, "શું છે, માહરા લોર્ડ? તમે કાંઇ ઘણા ગુંચવાતા લાગોછ અને અતીઅંત ચુપ થઇ ગયાછ?"

"હા, મીસ ગ્લીનટન, મને લાગેછ કે મેં હમણાં અચબુચ એક ભેદ પકડયોછ."

"હમણાં અચબુચ એક ભેદ?" તેણીએ તાજુબીમાં પોકાર્યું, અને તે થોડીક ગભરાયલી દેખાઇ. તેણીના હોઠ દીસ્તી રીતે ધુજયા; "અને મને પુછવાની રજા છે કે તે શું છે?"

"તમારો ચેહરો મેં નાની ઉમ્મરમાં એક વાહલી નાની છોકરીને જોઇ અને ચાહી હતી તેને એટલો બધો અજબ જેવી હદ સુધી મળતો આવેછ કે આજવેર એ મુકાબલો હું કેમ યાદ નહી કરી શકયો તે મને અજબ

કરેછ !" તેણે કહયું, અને તેની સાંમેનો મીઠો મધુરો મુખડો એકદમ એ સાંભળતાં, તેણે જોયું કે ફીકકો પડગો !

આ શું તેને વધારે આશાવંતો અને વધારે ખાત્રીભેર કરનારૂં નહી હતું ? આ અબળા એમ ગભરાવી કાંય જોઇએ ? તે ફીકકી કાંય પડવી જોઇએ ? ઓ, શું ત્યારે એજ ખરી વાત હતી ? એજ ! એજ તે મેસ-મેરીઝમ હતું કે જેનાં છુપાં ખેંચાણથી તે આએ નાજનીનની હાજરીમાં સરખસર પોતાનો હોસ ગુમાવી બેસનો હનો ?

પેલીએ જવાબ કરવા આગમચ, જાણે જીવ અને જબાંન ઠેરવતી હોય તેમ, ઘણો વખત લીધો.

"દુન્યામાં એક મળતા ચેહરાની મુશાકેલીઓ કાંઇ નવી વાત નથી,' તેણીએ અંને શાંતીથી કહયું.

"તે હું માનતો નથી," ડયુક થોડોક બજીદ થયો; "ખુદાની હુન્નર મંદી એવી બેમીસાલ છે કે એકમેકને બીલકુલ મળતાં તો માહરા મતથી ઘાસનાં બે તણુખલાંઓ થઇ શકતાં નથી, જયારે જે છોકરીને વાસ્તે હું તમોને કેહુંછ તે છોકરીના ચેહરાને મળતો તમારો ચેહરો તો—'

"તે હાલમાં અહી આએ તરફજ છે કે ? હોય તો માહરે તેને જોવી જોઇએ !" તે હસી. "હું તો જરા જોઉં કે એટલી બધી તે માહરા ચેહરાને મળતી આવતી છોકરી કોણ છે ને કેવીક છે?"

"તે હાલમાં અહીં નથી," ડયુકે અફસોસના અટવટ સાથે કહયું; "હું જે વાત કરૂંછ તે તો વરસોની વાત છે. છેક બારથી પંદર વરસની પુરાંણી વાત છે, કે જે પછીથી તે વાહલી છોકરીને મેં કોઇ દાહડે પાછી જોઇજ નથી !"

"ઓ, ત્યારે તમે કેમ કહી શકો ?" તેણીએ બેદરકારીના તોરથી કહયું; "બારથી પંદર વરસની વાતપર જોએલો એક ચેહરો બધો ધ્યાનમાં રહીજ કેમ શકે ? તે તો તમે ભુલીબી ગયલા હોવા જોઇએ !"

"ઓ જરાબી નહીં ! તે મીઠા, માનીતા, પ્યારા, પસંદીતા ચેહરાની લાઇનેલાઇન માહરાં જખમી અને કાહેલી જીગરમાં છપાઇ રહેલી છે !" ડયુકે દુઃખના અજબ જેવા ઉત્સાહથી કહયું, "અને ત્યારેજ તો હું કહી શકુંછ કે તમારા ચેહરાનો કહલો, હવે યાદ થતાં, મને તેજ માહરા એકવારના અતી વાહલા મુખડાની પાછી યાદ કરાવેછ !"

"અને તે આગળ વાહલી યાદ દુઃખની છે કે સુખની ?"

"તે હું કહી શકતો નથી ! તેમાં દુઃખ અને સુખ બેઉ ભેગાયલું

રહે છે," તે જવાને જવાબ કર્યો; "ઓ, ખરેખર તો તે ખ્યાલોની પાછી યાદ કરતાંબી હું બીહુંછ અને ધ્રુજુંછ!"

"તમે બીહોછ અને ધ્રુજોછ?" તેણીએ ઘણી મોટી અજાયબીનો દેખાવ ધારણ કરીને સવાલ કર્યો; "તમારો આએ મરદાંનગીભરેલો ચેહરો જોઇને કોઇ એમ તો ધારી કે કહી શકેજ નહી કે તમે હીચકારા છો?"—અને તેના અવાજમાં કોઇ ટકોરબાજી કે તુચ્છકાર હોય એમ પણ લાગ્યું!

"હું હીચકારો નથી, પણ હીચકારાપણું ઘણાં જુદા જુદા પ્રકારનું થઇ શકેછ, મીસ ગ્લીનટન," ડયુકે ચેહરામાં લાલ થતાં કહયું. "જરૂર પડે તો ગમે એવા ભય કે જોખમમાં ઝીપલાવતાં હું જરા પણ ડરૂં નહી, પણ માહરી જીંદગીમાં એક વખત એવું હીચકારાપણું માહરી પર ગાલેબ આવ્યું હતું, કે જેણે મને માહરી જીંદગીથીજ જડમેખ સાથે ઉખેડી નાખ્યો અને તમામ જીંદગીથીજ રદ બાતલ કરી, બસાડયો!—મગર એ માહરાં અંગત દુઃખની વાત છે, કે જેની સાથે તમોને કશીજ નીશપટ હોઇ શકે નહી, અને જેમાં તમોને કશો ઇનટરેસ્ટ પડી શકે નહી! એમ છતાં હુંબી કેવો એક ગધેડો થાઉંછ કે અહીં લાવીને તમોને સોસાયટીના કાયદા મુજબ ગમત આપવા જોગી બીજી ત્રીજી વાતચીત કરવાને બદલે આવાં એક દુઃખની વાતનો રૂડનપાટલો સમજાવવા બેઠો!"—અને તે કડવાસનું હસ્યો.

"એજ મને વધારે ગમશે. એ વાત મને સાંભળવા ગમેછ—ચાલવા દેવ," તેણીએ ધીમે સાદે કહયું. "બીજી ત્રીજી વાતો તો બોલ રૂમ્સમાં અને મળાવડાઓમાં આપણે ઉપરાસાપરી મલ્યેછ ત્યારે ઘણીબી કર્યેછ; આવી એક અંગત વાત કરવાને વાસ્તે આથી બેહતર અવસર આપણને બીજો કાંયે મળનાર છે? ચાલવા દેવ; મને તમારા પોતાને લગતા તમારા એ અંગત ખુલાસાઓથી જરાબી કંટાલો આવતો નથી. તમારા એ માહરા જોગા અચણુંચ વીસ્વાસથી હું પોતાને ઘણું માન મળેલું સમજુંછ. અને મને તમારાં એ મોટાં દુઃખની વાત ખરેખર સાંભળવા ગમેછ. પછી તમે કેહતા હતા કે તમે એક વખત અજબ જેવી હદ સુધી હીચકારા થયા એમજ કેની?"

"હા," ડયુકે શરમથી માથું નમાવીને કહયું.

"એમ ઘણી વખત થાયછ," મીસ ગ્લીનટને હીંમત આપી; "માણસ માત્ર ભુલને પાત્ર છે, અને તમે બીચારાએ એકવાર ભુલ કીધી હોય તેથી શું થયું?"

"તેથી એ થયું કે હું માહરી જીંદગીથી તમામ રદ થઇ ગયો, મીસ ગ્લીનટન!" ડયુકે એક મોટા નિસાસા-બલ્કે દચકાં સાથે કહયું; "મેં

એમ નહી ધાર્યું હતું; મેં એમ નહી માન્યું હતું; માહરી નખ્યત તમામ નેક અને મકસદ બીલકુલ પાક હતી. હું તો ધારતો હતો કે પછી એક લેહજામાં પાછું હું બધું સમું કરી લઇ શકશ.—પણ તાજુબ કે એ બધું જે કોઇને કદી નહી કહેલું તે તમોને ટપોટપ એમ કહી દેવાને હું લલચાઉંચ ને ધસડાઉંચ, અને એટલાજ વાસ્તે થાયછ કે મેં તમોને કહયું તેમ તમારો ચહેરો તે વાહલી છોકરીને અજબ જેવો મળતો આવેછ!"

"પણ તમે તે આખી વાત તો મને કહેતાજ નથી?" તેણીએ હજી તેને આગળ ધસડવા માંગ્યો.

તે થોડોક ધચુપચુ થયો. ઓ તે દુઃખનો દેખાવ! જયારે તે એક ડયુક નહી પણ સાદો લોર્ડ સેન્ટ "આલબન હતો ત્યારે—તેની છોકરવન ઉમ્મરે, બની ગયલો તે માહ કરૂણામય દેખાવ સીનેમા પીકચરમાં હોય તેમ એક ઘડીની વચમાં તેની આંખ તલે સામટો પાછો રજુ થયો! તેની વાહલી નાઓમી—નામોશી, નિરાશા, હીણુપસ્તી, દુઃખનું એક પીકચર—ખરી વાત કહી દેવા વાસ્તે તેની તોરત્રંતી ને તુમાખી ડચેસ માતાની રૂબરૂ અપીલ કરતી આંખોએ તેની સામે ઉભી હતી, અને તે હીચકારો થયો હતો તે બધું તેને જોરાવરીથી યાદ આવી ગયું, અને તે ગરીબ જવાન દુઃખથી ઘણો ગુંગલાયો.

"મને માફ કરો," તેણે માંગી લીધું; "તે માહરી નામોશીની વાત તમોને કહેવા જેટલી હું હીંમત એકઠી કરી શકતો નથી."

"તમારે વગર કહેવે મેં આએ આગમચ તમોને કહયુંછ તમે એટલું તો હું જાંણીજ લઇ શકી હતી કે તમારી જીંદગીમાં કોઇ ભેદ છે, અને યાતો તમોને કોઇ છોકરીએ દુઃખી કીધેલા છે, અથવા તમે કોઇ છોકરીને દુઃખી કરી લીધેલી હોવાના પસ્ચાતાપથી તમો બળી મરતા રહેલા છો!"

"અને ખરેખર તો તેમજ છે, બાંનુ." ડયુકે પાછું માથું નમાવીને કબુલ કર્યું; "મગર હું વીનંતીથી માંગી લઉંછ કે તમો જેટલું જાંણુવા પામ્યાંછ તેટલુંબી તમારા હોઠ બાહેર કદી ફટકવા દેતાં નાં! આએ નદીની પીદ્દાર અહીંની આએ હરીહાક શાંતી વચ્ચે તમે એ માહરાં મોટાં દુઃખને લગતું સાંભલ્યુંછ અથવા શોધી [illegible] ને નાહરાપર હેસાંન [illegible] ન સદાતું ભુલી જજો!"

"જેવી તમારી મરજી," તેણીએ થોડીક વધની નરમાસથી કહયું; અને હવે વધારે વાર આએ તરફ ખોટી થવામાં તેણીને સાર જેવું નહી

લાગતું હોય તે મીસાએ તરત વધાર્યું અને પુછયું "હવે ત્યારે આપણે પાછાં ફરશું ?"

"હા," તેણે કહ્યું; અને તરતજ હલેસાં હાથમાં લીધાં, પણ હવે હલેસાંની જરૂરજ નહી હતી. તેઓ પોતાની દીલઉશ્કેરનારી એ ગુફતેગોમાં એવાં ગીરફતાર ગરક ગયાં હતાં કે બોટ પાણીનાં તે તરફના ધસારાને લીધે ધીમી ધીમી આપસી મેળે હંકરાતી પેલાં મોટાં ઓકનાં ઝાડનાં શીતળ છાયામાંથી બાહેર પડેલી તેઓને ઉતરવાનું હતું તે 'સ્લોપ'ના કીનારા નજદીકજ લગભગ જઇ લાગી હતી તે તો તેઓએ જાણ્યું વટીક નહી હતું !

તેઓ ઉતર્યાં. "રીવર કવીન" ને ડયુકે પાછી તેની જગ્યાપર લંગર કરી રાખી, અને તેઓ હાથમાં હથ મેળવી પલા મોટા "ફેનસી ફેર" ની ધધુખર તરફ પાછાં ફર્યાં ત્યારે વળી તમામ શાંતીમાંથી એક ધામધુમની અને ધાંધળખોરી દુન્યા તરફ નવેસરથી ધસડાતાં હોય એમજ તે બંનેને લાગતું હતું !

"હું તાજુબ કરૂંછ, મીસ ગ્લીનટન, કે આપણા વચ્ચે પરાયાપણું કાંઇજ લાગતું નથી, અને આટલી ટુંક પીછાંણમાં આપણે એકમેક તરફ ખેચાઇને એટલાં જલદી કેમ પલોટાઇ જઇ શકયાં હોઈશું ?"

"હું પણ તે તાજુબ કરૂંછ. માહરા લોર્ડ," મીસ ગ્લીનટને ધીમે સાદે કહયું; "અને એટલું તો ખરૂં કે નદીપરનાં પેલાં મોટાં ઓકનો શીતળ છાંયડો અને તે છાંયડા તળે તમારાં અકસર હીચકારાપણાંનો તમે કરેલો પ્રમાણીક એકરાર હું આજ પછી માહરી જીંદગીની આખર તક કોઈ દાહડો ભુલી જઇ શકવાની નથી !"

એ પછી તેઓ તે મોટા 'ફેર' ની ધધુખરમાં પાછાં ફરયાં, કે જ્યાં ઠેકાંણે ઠેકાંણે ઉભાં કરેલાં કામચલાઉ બેન્ડસ્ટેન્ડોપરનાં બેન્ડોના સરોદો તે બાજુની ખલકતને ખુશીભરી બનાવતા હતા, જ્યારે સીલ્ક અને સેતીનમાં સજ્જ થયલી રૂપસુંદરીઓનાં ટોળે ટોળાં પોતાનાં વડીલો–માત પીતા, ભાઈઓ વીગેરે સાથે-જુદા જુદા સ્ટોલપર ફમકયા કરતાં જોવાનું ખરેખર ઘણું ખુશકારક હતું.

તેઓ પાધરાં પહેલાં લેડી વેલેનટાઈનવાળા સ્ટોલપરજ આવ્યાં. મીસ ગ્લીનટન પોતે થોડાંક ફુલો ખરીદવા ચાંહતી હતી, અને તેણીના સ્ટોલપરની તેની આટલી લાંબી ગેરહાજરીના કારણથી તે નઓજવાંન નાજનીના છેડા ફેરફાર થઇ ગયા હશે એ ફીકરથી ડયુક પોતે પણ ફેરમાં પાછો ફરવા સાથે પાધરો ત્યાંજ જવા ઓછો ઉલટમંદ થયલો હતો નહી.

અને ત્યાં, આલબત્ત, ગરમાં ગરમીજ હતી ! ડયુકે તે સ્ટોલપર પોંહોંચતાં સાથેજ લેડી વેલેનટાઈનના ચેહરાપરથી જોઇ લીધું કે તે મડમ સાહેબનો મીજાજ બીલકુલ બરખેલાફ હતો !

. તે ફાટેલે ડોળે ને મોહોત જેવા ફીક્કા ચહેરાએ તે બે નદીપર ગયલાંઓની પાછાં ફરવાની વાટ જોઈ રહી હતી. તેનાં કામપર તેનું મુતલગ ધ્યાંન નહી

હતું, અને, ખરેખર, તેને પુજ્ય રીકાગીરીથી ચાહનાર લોર્ડ હેરી આર્મસ્ટ્રોંગની ખંતીલી મદદ જે તે બધો વખત તેણીને મળતી રહી હતી તે જો નહીં મળતે તો એ સ્ટોલની જેહેમતને પોતાનાં મનનાં એવાં ભયભીત અસ્વસ્થપણાં સાથે તે પોંહોંચી શકતે એ માનવુંજ બેજા છે! એમ છતાં, મીસ ગ્લીનટન જોઈને તાજુબ થઇ કે હજારો જાતના ફુલોથી ખીચોખીચ ભરેલો તે ચકાર સ્ટોલ હાલમાં લગભગ ખાલી થઇ ગયો હતો, અને તે પોતાની અજાયબી તે મોટે સાદે પોકારીને જાહેર કરયા વના રહી શકી નહીં.

"હા, મીસ ગ્લીનટન," હેરીએ થોડીક મગરૂરીથી કહયું, "લેડી વેલેનટાઈનના સ્ટોલપર જેવો દરોડો પડયોછ તેવો હું નથી ધારતો કે આખ્ખા 'ફેર'માં બીજાં કોઈના પણ સ્ટોલપર પડયો હોય! વળી એવણુની પાસનાં ફુલના એવા મોટા ભાવ અપાયા છે કે માહરી ખાત્રી છે કે અમારે ત્યાંનો વકરો સઉથી મોટો ગણાશે!"

"મગર તુ કેટલી બધી થાકી ગયલી લાગેછ, વાહલી વેલેનટાઈન!" ડયુકે તે સોહામણો મુખડો એટલો બધો રીકકો પડેલો જોઇને ચીંતાતુર કાળજીથી કહયું; "હું મમાને બોલાઉં, ને આપણે ઘર જતાં રહીએ?"

"હું કાંઈ થાકી ગઈજ નથી, અને માહરે માહરી 'ડયુટી' ખતમ થવા આગમચ ઘેર જવા કોઇ જરૂરજ નથી!" વેલેનટાઈને તોરથી માથું ફફડાવીને કહયું; અને ડયુક અજબ થયો કે તે એમ બોલતી હતી ત્યારે તેના તરફ આંખ ઉઠાવીને જોવાની પણ તેણીએ જરા થઈને દરકાર બતાવી નહીં! તે મોહું ફેરવેલું રાખીનેજ ગુસ્સાથી ને ડસ્સાંથી આ બધું બોલી ગઈ હતી!

"હું ધારૂંછ, યોર ગ્રેસ, કે લેડી વેલેનટાઈનને તમે જો જરા નદીપર ફેરવી લઇ આવો તો એવણુની થાકમાં એવણુને ઘણી રાહત મળે," લોર્ડ હેરીએ ચીંગોમીંગો થઇને ચીંગારી મુકી. તે તો 'લગાડું કે દેખાડું?' કરતો હતો! તેની ખાત્રી હતી કે વેલેનટાઇન હવે ડયુક જોડે મુતલગ જનાર નહીં હતી, પણ એ બેને એમ લડાવી આપવા ને અંતર પડાવવામાંજ તેનો લાભ હતો કેની?

"માહરે કંઈ નદી બદીપર જવુંજ નથી," વેલેનટાઈને તીખાસથી કહયું; અને મીસ ગ્લીનટન એ દરમ્યાંન બાજુમાં એક ગ્રહસ્થ જોડે જરા વાત કરવા પડી હતી તે તકનો લાભ લઇને ડયુક પોતે તે સ્ટોલની અંદર ગયો, અને તેણે વેલેનટાઇનને હાથ પકડીને એકાદ પળ જરા એકાંતમાં ખેંચી.

તે સમજીજ ગયો હતો કે આ છોકરી પેલી અમેરીકન ખુબસુરતી માટે પાછી બદેખી પડેલી હતી, અને તોફાનનો વાવટો ચઢેલો હતો! એ વાવટો ચઢેલો હોવાની ફીકર અને વકકીથીજ તે આય તરફ આવ્યો હતો!

"કેહે મને ખરૂં, વેલેનટાઇન એ શું છે?" તેણે બોઝરમ્યાહીથી માંગી લેવાની ઢબે પુછયું, "તું સદા સાચ્ચું બોલનારી છે તો મને ખરૂં કેહે."

"હા, વળી ખરૂં કાંય નહીં કેહું?" તે છોકરીએ તીખાસથી જવાબ કરયો; "મેં કેવી કેવી ઉમેદો ને ઉલટથી આજના દહાડાની વાટ જોઈ, અને અંતે હું શું ફેજ પામી?"

"તુ સારામાંસારો ફેજ પામીછ!" ડયુકે ખાત્રી આપી. "બધીઓ કરતાં તે સઉથી મોટો વકરો કીધોછ તેજ શું તાહરે વરે થોડું માનભરેલું છે?"

"એ માન ચાંહને જેહાનમમાં નાખો!" તેણે ગુસ્સાથી પોતાનો નાહનો, નાજુક, સુંદર પગ ઠોકતાં કહયું; "તમે તો માહરી આગળ નહીંજ રહયા કેની? તમે તો પેલીને લઇને ઠંડે કલેજે વંઠી ગયાં, અને નદીપર મજાહજ કરીને આવ્યા કેની?"

મજાહ? કમબખ્ત ડયુકને તે મજાહના ખ્યાલથી ઉબક આવી નદીની સેહલગાહે ગયલો તે દુખી ગઇગુજરીની યાદોથી એવો જખમી થયલો પાછો ફરયો હતો કે ફરીથી એ નદીની સેહલગાહેની તે ઉમેદ વટીક કરે એ શકભરેલું થઇ પડયું હતું!

"તે તો તે!" વેલેનટાઇને ઓય રડી દીએ તેવે હાલે અને ટપકાની આંખોએ તે સોહામણા મર્દોના મુખડામાં જોતાં જારી રાખ્યું, "પણ તમે પાછા ફરવા પછી લોર્ડ હેરીએ તમારે મોઢે મારીને મને નદીપર ફેરવી લઇ આવવા કહયું તો તે વટીક તમે તો સાંભળીને અખાડા કરી ગયા?—પણ શું છે?" પોતાની એ ફર્યાદોમાં તેનો દર્દમંદ ચેહરો હવે પેહલીજ વાર ધ્યાંનથી જોઇને એકદમ રોકાઇ જતાં તેણીએ દીલસોઝીથી સવાલ કરયો, "તમે કંઇ ખુશી દેખાતા નથી? તમે નદીપર એ તમારી નવી ફ્રેન્ડની કંપનીમાં કાંઇ ઘણી મજાહ કરીને પાછા ફરયા હોવો એમ લાગતું નથી? એના કરતાં માહરી આગળ માહરી સાથે માહરા સ્ટોલ પરજ મને માહરાં કામમાં મદદ થતા રહયા હતે તો માહરી ગરીબડી કંપનીમાં હું તમોને શું ખુશ નહી રાખતે?"

"તું હંમેશ મને ખુશ રાખેછ, વાહલી વેલેનટાઇન," તે જવાંન ઉમરાવે ઉદારતાથી કહયું; પણ તેણે એજ વખતે જોયું કે મીસ ગ્લીનટન તે બેને એ મુજબ તે સ્ટોલના મધ્ય ભાગમાં એકમેકના કાનપર પડીને વાત કરતાં ઘણાં ધ્યાંનથી જોતી અને ટીકતી હતી! વળી એજ વખતે વેલેનટાઇનનું પોતાનું પણ તે વાતપર ધ્યાંન ખેંચાયું, અને તેણીને પણ લાગ્યું કે હાલમાં અત્રેજ ડયુક સાથ ખટપટ કે ઝગડો કરવાથી તો ઉલટું તે અમેરીકન બીલાડીનું ચઢી વાગવાનું થશે.

તેવામાં મીસ ગ્લીનટને તે સ્ટોલ આગળ આવીને કહયું, "લેડી વેલેનટાઇન, માહરે થોડાં ફુલો ખરીદવાં છે, અને જોકે હું જોઉંછ કે તમે તો તમારો સ્ટોક બધો વેચીને પરવારી ગયલાં છો, તોભી જે બાકી બચેલાં હોય તેમાંથી સારામાંસારા નમુના થોડાક મને બતાવશો?"

મગર વેલેનટાઇન તો જવાં [illegible], તેણીએ તો તેને

મુતલગ નહીં સાંભળેલી હોવાનાજ ઢોંગ કરયા, અને વળી તેનું વધતું પાકવીને પલેઠર કરી નાંખવા તેજ ઘડીએ, યાદ થવાથી, પેલો કીમતી મોટો ગુલાબ કે જેને માટે 'ફેર' ખુળતાં સાથે મી· ગ્લીનટન અને હેરીએ આટલી મોટી જીદ અને રસાકસી કરી હતી, અને જે તેણીએ કાળજીથી કોઇનો કશો પણ સરોપરો રાખ્યા વગર ઉંચકીને તેઓની બોંહોંસપર ખુપાવી દીધો હતો તે, તેણે કોઇની પણ દરકાર કરયા વના હવે લાવીને ડયુકની અકડવકડ વચ્ચે એક બટનહોલ માફક તેના કોટના ઉપલા ભાગમાં પીન કરયો. તે મીસ ગ્લીનટનને બતાવવા માંગતી હતી કે તે તેણીની તચાકડીભાર પણ દરકાર રાખતી નહીં હતી, અને ડયુક ખરેખર તો તેનો ને તેનોજ હતો!

પણ મીસ ગ્લીનટને, આ કાંઇ તે સમજીજ નહીં શકી હોય તે ફાસમે, જરા વધારે મજબુત અવાજે પોતાની માંગણી પાછી રજુ કરી.

"નહીં, મીસ ગ્લીનટન, માહરી પાસે તમોને આપવા જેવાં ફુલ વેચવાનાં કાંઇ બાકી રહયાંજ નથી," પેલીએ થોડાક ટણુકાથી કહયું.

"તમો તમારા આ બાકી બચેલા સ્ટોકમાંથી જેબી સારાંમાંસારાં વાણીને મને આપશો તે મને ચાલશે," મીસ ગ્લીનટને નરમાશભરી બજીહાઇથી કહયું; "તમે જે આપશો તે મને ગમશે, અને તેના તમે જે માંગશો તે હું પઇસા આપશ. માહરે તો ફકત આજના દીવસની યાદ તરીકે અહીંથી તે લઇ જવાં છે."

"આજના દીવસની યાદ તરીકેજ અહીંથી તમારે કંઇ લઇ જવું હોય તો બીજા સ્ટોલોપરથી બીજું ઘણુંબી મળશે," તે નાહની છોકરીએ દેખીતા ફફડાટ અને અણગમાથી કહયું; અને બધાં આસપાસ ઉભેલાં તે બે હરીફ ખુબસુરતીઓ વચ્ચેની એ હોજાતોજીથી ગમત પામતાં દેખાતાં હતાં, એટલે તે એની વચ્ચે દુપાઇ જતા એક મરધાની સ્થિતીના ગરીબડા ડયુકને બરડે પાણી ઉતરયું! તેણે જોયું કે વેલેનટાઇન, કારની મારેલી, હદથી જયાદા દોહોરં કરતી હતી, અને ત્યારે હવે તેને વચ્ચે પડયા વગર ચાલ્યુંજ નહીં.

"અહીં આય થોડાંક ગ્લેલીટઝાનાં ફુલો છે, વેલેનટાઇન, તે હું ધારૂંછ કે મીસ ગ્લીનટનને ઘણાં ગમશે," તેણે કહયું.

"ઓ, એ તો માહરાં ઘણાં માનીતાં ફુલો છે!" પોતાની તે અદેખી હરીફનું પાકવવા અને તેને માહત કરવા મીસ ગ્લીનટન તરત વચ્ચે કુદી પડી; અને ડયુક, તે ઉપરથી, તેનો એક ઢગ ઉંચકી લેવા જતો હતો તેને વલેનટાઇને થઠરાવીને રોકયો.

"ખબરદાર, ડયુક, એ લેતા ના!" તેણીએ મોટા ટણુકાથી કહયું; "એ બધો સ્ટોક તો હું વેચી ચુકેલી છું, અને તેના પઇસા બધા મને આવી ગયલા છે."—અને તે એમ કેહતી હતી ત્યારે તે ખુશીથી લાલ થયલા રાતા રેખસારોવાલા મીઠા ચેહરામાં મુસ્તકીમ ઠરાવ વાંચી લઇ શકાતો હતો! તે કાંય તેને કાંઇબી આપે? તે તેણીની માંગણીને નમે? તે તણીની લાગણીની દરકાર કરયા વગર તેના વાહલા ડયુકને તેની પડખેથી લઇને કલાકો સુધી ચાલતી થઇ હતી, તો તે કાંય તેણીની આય લાગણી અને માગણીને હવે માન આપે? એક ફુલ તો શું, પણ એક પાતરૂં કે એક કાંટો વટીક પોતાના સ્ટોલમાંથી ઉચકીને તે વંત્રીને નહીંજ આપવાને તે છોકરીએ પોતાનાં મનથી દીલેર કસદ કરી મેલ્યો! તેના પઇસા ન તેની ખુબસુરતીની તને શું તુંબા હોય?

પણ આ માજણું ડયુક કેમ જોઇ અને તાંમોશ કરી શકે? તેને ઘણું ભારી પડતું થયું હતું. તે પોતે લોકહાંસીમાં આવી પડયો હતો! તેણે જોયું કે મીસ ગ્લીનટનને ખસ્યાણું લાગતું હોવાથી હઠે પડેલી આય સ્ટોલમાંથી કાંઇ પણ ખરીદી લઇ જયા વગર પાછી હઠવાની નહીં હતી, જયારે બીજા હાથપર, ખારની મારેલી, અદેખાઇના આવેશમાં વેલેનટાઇન તને કગરસબી આપવાની નહીંજ હતી! અને ત્યારે એવા કફોડા સંજોગમાં ઝગડો નિવારવા અને વધતી લોકહાંસીથી બચવા તેણે કરવું શું? તેને તરત વેલેનટાઇને તેના કોટપર પીન કરેલા પેલા મોટા કીમતી ગુલાબની યાદ થઇ, અને તેણે તે કાઢી આપતાં નરમાશથી કહયું" "આવ તમે કબુલ રાખશો, મીસ ગ્લીનટન?"

"ઓ લવલી!" મીસ ગ્લીનટને ખુશાલીથી લગભગ ચીસ પાડી, અને હેસાંનમાં નીકળી પડતી આંખો સાથે તેણીએ તરત મોટી ઉલટ વચ્ચે હાથ લાંબો કરીને જયારે તે ગુલાબ સ્વાધીન લીધો ત્યારે, પેલા હાથપર, કમબખ્ત વેલેનટાઇનની શી દશા હતી? તેના આંખમાં સરબસર ગુસ્સાના અંગાર પ્રજળતા થયલા પ્રગટ જોઇ શકાતા હતા, અને તે આગના સોહળેસોહળા જોવાનું કેવળ ભયાનક હતું!

"લોર્ડ હેરી આર્મસ્ટ્રોંગ," તેણીએ એકદમ એ પછી તે જવાન ઉમરાવ તરફ ફરીને અને ડયુક તેમજ મીસ ગ્લીનટનને પીઠ મરડીને એક શાણીનાજ રોબ અને દમામથી કહયું, "મહેરબાનીની રાહે તમો મને લેડી ચારટરીસવાલા સ્ટોલપર લઇ જશો! માહરી જબાં સુકાઇ જાયછ, અને માહરે ચાનું એક કપ લેવું જોઇશે."—અને લાર્ડ હેરી, જે એ બીલાડીઓ-વાલા વાંદરાની માફક આવા કોઇ મોટા સદભાગ્યની વાટ જોતોજ ત્યાં ખોટી થઇ રહયો હતો. તેને એ મધુરીની તે ઓફરથી ઘણું માન મળેલું લાગ્યું. તેણે હજારો ખુશી સાથે તે હદ વગરની ગુસ્સે થયલી અને તવ-ઙ્ઘુદ થતા આફતાબ મીસાલે ગુસ્સામાં લાલ થયલી માહબુબોની મહબુબને પોતાનો હાથ આપ્યો, અને તેના હાથપર હાથ ટેકાવી તે આફાશી ફુલી, ત્યાં ઉભેલાંઓમાંથી કોઇની ઉપર આડીનાડી નજર ફેંકયા વગર, જે ઘસ્સામાં ચાલી ગઇ તે ઘસ્સો કેવળ જોવાજોગ હતો!!

---

# પ્રકરણ ૩૨ મું.

"એવણે એ ગોલાબ એને આપ્યોજ શું કામ હોશે?" આ પીવા જતાં જતાં, પોતાનો ગુસ્સો અને ઝનુન નહી જીતી શકવાથી, લાૅર્ડ હૅરી આર્મસ્ટ્રાૅંગ આગળ તે નઓજવાંન નાજનીને પોતાનો કેહેર ખાલી કરયો.

"એમાં હું એ૨ણુનો કાંઇ કસુર જોઇ નથી શકતો, લેડી વેલેન-ટાઇન," તે જવાંન લાૅર્ડે તેણીના ગુસ્સાથી બીહીતાં બીહીતાં તોપણુ પ્રમાણીક જવાબ કરયો; "મને કેહવા વાસ્તે માફ કરજો, પણુ હીઝ ગ્રેસની જગ્યાએ હું હોતે તો હું બી એમજ વરનતે!"

"તમે બી?" વેલેનટાઇને ગુસ્સાના તેણુ જમાવી અજાયબી વચ્ચે સવાલ કરયો.

"હા, બીજો ઉપાયજ શું થઇ શકે?" લાૅર્ડ હૅરીએ સમજાવ્યું; "મને બીકીક છે કે તમે આજે ઘણું અતેરૂં કરયું. મીસ ગ્લીનટનને ગમે એ દામે ગમે એ ફુલ તમારા સ્ટૅાલ પરથી ખરીદવા ચાહ્યું. તો તે તમે આપવાને બંધાયલાં હતાં. તમે એ બાનુને ઘણું ઉઘાડું અપમાન કરયું ત્યારે ડયુક બીચારા બીજું કરીજ શું શકે? વાત એટલી બધી ગંભીર થઇ પડેલી કે એ કજયો નીવારવા અને તમો બંનેને શાંત કરીને લોકહસીથી બચાવવા તેવણુને એ માર્ગ ફરજયાત લેવોજ પડયો! તમે કાંય એટલાં જીદ્દી થયાં? મીસ ગ્લીનીટનને કાંય એટલું અપમાન કરયું? કાંય તમે તે બાનુને એક પણુ ફુલ તમારા સ્ટૅાલમાંથી આપવાને માથું ફેરવીને નાજ કહી બેઠાં?"

"મને એ છોકરી મુતલગ ગમતી નથી," નાહની વેલેનટાઇને મોટા કેહેર, કપટ, ગુસ્સા અને ઝનુનથી કહયું; કે જયારે તે સદાનો મીઠો, નાહનો, મનોહર મુખડો એ બધી લાગણીઓનાં જોશમાં જોવાજોગ હદ સુધી ફીકકો પડેલો હતો!

એ પછી તે થોડુંક નામનું રીફ્રેશમેન્ટ લઇને જ્યારે 'શો'માં પાછી ફરી ત્યારે દીવસ ખતમ થવાની તૈયારીમાં હતો, અને લોકો એક પછી એક પોતપોતાની ગાડીઓ બોલાવી પોતપોતાને ઘરેબારે ગબડી જતાં જોવાતાં હતાં. બધા સ્ટોલો હવે બંધ થતા હતા, અને ડચેસ પણુ ઘણું ઠાકેલાં હોવાથી ઘેર પાછાં ફરવા વાસ્તે અધીરાં થઇ રહયાં હતાં. એટલામાટે વેલેનટાઇને પણુ હવે ઉતાવરે પોતાનો સ્ટાૅલ બંધ કરવાનું

આરોપી લીધું, અને પછી ઘર તરફ પાછાં ફરતાં ગાડીમાં મોટે ભાગે તે ચુપજ રહી. તેણીએ ઘણી ઠાકેલી હોવાનું ડચેસને માનવાજોગ બાંહાણું બતાવ્યું, અને વધારે કરીને તો તે માય દીકરાએજ તે દીવસના 'શો'ની અપુર્વ ફત્તેહ માટે પોતપોતાના વચ્ચે વાત કર્યા કીધી. ડયુક, અલબત, સમજી ગયો હતો કે તેણે મીસ ગ્રીનટનને પેલો એ છોકરીએ મોટી મેહનતે રાખેલો અને તેને ભેટ કરેલો ગોલાબ આપી દીધો હતો. તેનું ઝેર તેને ઘણું જબુન લાગ્યું હતું અને તે રીસાઇ ગઇ હતી,

હવે તે રાત્રે ઘર પાછાં ફરવા પછી વેલેનટાઇન પોતાના ઓરડામ. ડ્રેસ કરવા ગયલી પાછી બાહેર આવીજ નહીં. તેણીએ પુરકળ ઠાકી ગયલી હોવાનું અને માથું દુ:ખતું હોવાનું બાહણું કહી મોકલ્યું, અને ડચેસે પોતે તેના ઓરડામાં જઇ તેને કાળજીથી તે રાત્રે વેહલી સુઇ જવાની સલ્લાહ આપી.

પણ બીજી સહવારે વૅલેનટાઇનનો ગુસ્સો ઉતરી ગયો અને તે બીલકુલ શાંત થયલી હતી. ખરૂં કહીએ તો એક વિચારવંત રાત્રીએ લંબાયલા તેના વિચારો અને દરીઆફતોએ તેને ખખડાવીને ઓખડી કરી હતી, અને તે વધતી ઓછી સુધરીને સુદ્ધ થયલી હતી. તે, એટલામાટે, બીજી સહવારે પોતાની આગળી સાંજની અદેખી વર્તણુક માટે પોતાના જીવથી ઘણી પસ્તાતી અને પશેમાન થતી ઉઠી. તેણીની ખાત્રી થઇ ચુકી હતી કે તે મીસ ગ્રીનટન જોડે નહી માફ કરી શકાય એટલી હદસુધીની પોતાની અદેખાઇના આવેશમાં બેઅદબ થઇ હતી, અને તેમ કરીને લોકો વચ્ચે પોતાની હસી કરાવા ઉપરાંત તેણે ડયુકનું દીલ દીસ્તી રીતે ઘણું દુ:ખવ્યું હતું.

અને તે તૈયાર થઇને નીચે બ્રેકફાસ્ત પાર્લરમાં આવી ત્યારે તેણીએ જોયું કે ડયુક તેણીની આગમચનો ત્યાં આવી ચુકેલો હતો, અને પેપર લઇને એક સોફાપર વાંચતો બેઠેલો હતો, જે પેપર હાલ તો તેના હાથ માંથી તેના ખોળા ઉપર સરી પડેલું હતું, અને પોતાના ગમગીન ખ્યાલોમાં ગંભીર હદ સુધી એટલો તે ગીરફતાર ગરક ગયો હતો કે વેલૅનટાઇન તે ઓરડામાં દાખલ થઇ તે પગલાંનો સંસારો વટીક તે સાંભળી શકયો નહી. તે છોકરી, તે ઉપરથી, દોસ્તી શોધતી અને દોસ્તી કરતી પોતેજ તેની આગળ આવી.

તે હવે 'ટીપ-ટો' પર આવીને ડયુક કને ગઇ, અને ઉપર કેહવા મુજબ દોસ્તી શોધવા તેમજ દોસ્તી કરવાના ઇરાદાથી પાછળથી જઇને

તેણીએ 'પારખે-કોણ ?' એમ કેહતાં તેની આંખપર પોતાના હાથ ઢાંક્યાં.

ડયુકે નરમાસથી—મોહબતથી તે હાથ છોડાવીને તેને પોતાની પાસે ખેંચી, અને મીઠાસથી તે હંમેશની હસ્તી આંખોમાં જોયું.

"તમો મને જીવતી ડાકણ ના કેહતા, સેન્ટ સીએસ્ચયન, પણ હું તમારાં મનમાં હમણાં શું શું ખ્યાલ દોડેછ, અને તમો કોણનો વિચાર કરોછ તે તમારે વગર કેહવે પારખી આપું ?" તેણીએ હસ્તા હસ્તાં કહ્યું: "તમે તમારા વિચારોમાં એટલા એટલા બધા ગરકાવ હતા કે હું આવી તે તમે જાણ્યું વટીક નહી ! તમે શું વિચારમાં હતા ?"

"તે તુંજ પારખી આપવાનું કેહતી હતી તે પારખની ?" ડયુક હસ્યો.

"હું જરૂર પારખી આપું," તેણીએ કહ્યું, "તમે મીસ ગ્લીનટનને ગઇ કાલે સાંજે ફ્લાવર શોમાં માહરો તમોને ભેટ કરેલો જે ગોલાબ આપ્યો તે ગોલાબનોજ તમો હાલ વિચાર કરોછ કે મીસ ગ્લીનટને તે એક ખજાનારૂપ, આપણે વારતાઓમાં વાંચ્યે છીએ તેવી સંભાળથી, ઘેર લઇ જઇને કોઇ કીંમતી વાઝમાં મુકયો હશે, કે ઘેર જતાં જતાં રસ્તા પર ધુળમાં રગડોળાતો ચુંટી ચબડીને ફેંકી દીધો હશે, અથવા ઘર લઇ જઇને પોતાની ટૅાઇલેત ટેબલપર બેદાદ કીસમે નાંખ્યો હશે !"

ડયુક જવાબમાં હા કે ના કહયા વગર તેણીની વિચારો વાંચવાની એ શકતી વાસ્તે ગમત પામીને બેઅખતયાર હસ્યો. વેલેનટાઇન તે ઓરડામાં દાખલ થઇ ત્યારે તે પોતાના ગમખાર વિચારો સાથે એકલો પડેલો ઘણો ગમગીન હતો, અને તે માહયોખતાર જેવા મુખડાની રીસાયલી રૂપસુંદરીએ તેને અંદર આવતાં સાથે પોતાની દીલજીત અદાઓથી એક લેહજામાં પાછો હસ્તો કરી આપ્યો !

"કાંય જવાબ દેતા નથી, ડયુક ?" વેલેનટાઇને હસીને પુછ્યું; "માહરી પર ગુસ્સે છો—કેહો મને ખરૂં ? હું માહરો વાંક કબુલ કરવા, અને તમારી માફી માંગવાજ આવીછ. હું કબુલ કરૂંછ, બરત્રાન્ડ, કે ગઇ કાલે હું મીસ ગ્લીનટન સાથે ઘણી 'રૂડ' થઇ, અને તમોને મેં ઘણી કઢંગી સ્થીતીમાં મુકયા. પણ માહરી પર માહરો અખતઆર કોઇ રહીજ નહી શકયો. ખરેખર તો માહરો સ્વભાવ એટલો બધો પાજી ને ખરાબ છે એ મને પોતાને બી ખબર નહી હતી. એ મેં ગઇ કાલે તે વખતે પહેલુંજ જાણ્યું, અને હું ઘણી લજવાઇ ગઇ. એમ છતાં એટલું તો

ખરૂં કે એ મને થયલો અન્યાય હું ખમીજ નહી શકી. હું તમારા સુખમાં સુખી હતી. આપણા વચ્ચે ગોયા એ મુગી સમજુત થઇ ચુકેલી હતી કે તમારી નાખુશીથી તમોને નહી મલે તો તમારી મોહબતપર માહરો હક પુગે, અને તે છતાં આએ પરાઇ, અમેરીકાથી ફુટી નીકલેલી, આપણી વચ્ચે માથું મારતી થઇછ તે મને જરા થઇને ગમતું નથી. હું કબુલ કરૂંછ કે એ ઘણી ખુબસુરત છે, પણ તેથી બી એને માહરી પાસથી તમોને છીનવી લેવાનો હકજ શું હોય? તમો એને લઇને નદીપર ગયા અને કલાકો ત્યાંની શાંતીમાં એની સાથે એની દીલખુશ કંપની અને વાતચીત વચ્ચે એકલા ગુજારી આવ્યા તે હું ખમી શકું તે કરતાં ઘણું જયાદા થઇ પડયું, અને હું માહરૂં માથું ખોહી બેઠી!"

"તાહરી ઘણી ગંભીર ભુલ છે, વાહલી વેલેનટાઇન," ડયુકે આ તેણીનાં લંબાણ સંભાસણથી ગમત પામીને નરમાપણથી સમજાવ્યું: "તુ ધારેછ તેમ તેણીની દીલખુશ કંપનીમાં માહરી એ નદીની સેહલગાહ પરથી હું મજાહ કરીને પાછો ફર્યોજ નથી. હું તો સાંમો ઘણો રંજ પામેલો અને નાઉમેદ થયલોજ પાછો ફર્યો હતો?"

"રંજ પામેલા ને નાઉમેદ થયલા" વેલેનટાઇને અરધી ખુશાલી વચ્ચે લગભગ ચીસ પાડી; "તે શી રીતે?"

"મેં પેહલીજ વખતે તે ચેહરામાં એક વાહલા ચેહરાનું એવું હુબહુ મલતાપણું જોયું કે તેથી માહરો જીવ ઘણોજ રંજ પામી ગયો?"

વેલેનટાઇન એકદમ નાઉમેદ થઇ.

"ઓ, તેમાં તે શું મોટી વાત?" તેણીએ નીરાશ થવાં કહયું; "હું તો સમજી કે તે કાંઇ એવું બોલી અથવા એવી વરતી કે જેથી તમોને રંજીદગી પોંહચી; પણ હવે આપણે ત્યારે આપણી અસલ હાથ ધરેલી વાત પર પાછાં આવ્યે. હવે તમેજ ખયાલ કરો, બરત્રાન્ડ ડીયર, કે પછીથી તેને લઇને તમો પાધરા માહરા સ્ટોલપરજ ચાલી આવ્યા—"

"તે બી તાહરી ભુલ છે," તે જવાંન ડયુકે સમજાવયું "હું તેને લાવ્યોજ નથી: તે પોતાની ખુશીનુંજ આવી, અને ત્યારે હું તેને કેમ ના કહી શકું? તેણીએ કહયું કે મને લેડી વેલેનટાઇન આરડનના સ્ટોલ પરથી થોડાંક ફુલો ખરીદવાનાં છે, અને એમ કહીને તે પોતેજ આવી."

"હા, પણ આવી તો બરજાહનમ," વેલેનટાઇન હજી બજીદ થઇ, "પણ તમે જોયું કે તે વખતે માહરી બાવરી ચસકેલી હતી, અને મેં

તેને માહરા સ્ટૉલપરથી ફુલ આપવા સાફ ના કહી, ત્યારે તમોને માહરે આપેલો ગોલાબ તેને આપી દેવા વાસ્તે તમો વાજબી કેમ કહેવાઓ ? તે કંઇ કંઇ જેહમતે બીજા બધાઓને ગમે એ ભાવે વેચવાનું ના કહીને મેં તમારે વાસ્તે કેવા હોંસ હરખથી સાચવી રાખેલો, અને તે તમે તેને આપી દેઓ તે હું ખમીજ કેમ શકું ? "

" તે બધું જાણુંછ અને કબુલ કરૂંછ," ડયુકે પટામણી અદાઓથી તેને સમજાવી સમજાવીને કહયું, "પણ માહરો કાંઇ બીજો ઉપાયજ નહી હતો. તું એટલી બધી હદ સુધી ચેડી થઇ, અને તું આટલાં બધાનાં દેખતાં તેની સાથે એવી રીતે વરતી કે માહરૂં, તાહરૂં, અને તેનું ત્રણેનું 'પોઝીશન' અતી ઘણું કઢંગુ થઇ જતું જોઇને માહરે માહરી પાસેનો ગોલાબ, માહરી ગમે એવી નામરજી છતાં, તેણીને આપી દેવોજ પડયો. તું કાંય એટલી ચેડી થઇ ? ઓ વેલેનટાઇન ડીયર, તું કાંય એ છોકરીને એ મુજબ ધીક્કારતી થઇછ ?"

" હું કબુલ કરૂંછ, સેન્ટ સીબેસચ્યન, કે તમોને તેની સાથે એટલા એખલાસથી વરતતાં જોઇ હું અદેખી પડુંછ. હું જુઠું કહી બોલતી નથી અને ઢોંગ કરી શકતી નથી. એ આવી ત્યાં સુધી કોઇબી છોકરી પર તમો જરાએ ધ્યાન આપતા નહી હતા, જ્યારે એ આવ્યા પછી એ હોય ત્યારે હું તો ભુલાઇજ જાઉં તે માહરાથી કેમ ખમી શકાય ?"

" ચાલ, તું તાહરા જીવને નાહક રંજ થવા ના દે," ડયુકે ઘણી નાખતીથી અને ઘણી મોહબતથી કહયું; "લે, હું તુંને પ્રોમીસ કરૂંછ કે હવેથી હું મીસ ગ્રીટનને મળશ ત્યારે માહરી ઘણી સંભાળમાં રેહવશ અને તાહરૂં જરા બી દીલ દુખાય તેમ વરતશ નહી. હવે તો રાજી થઇ?"

તે વાદળાંઓમાં વિંટલાયલો માહતાબ જેવો મુખડો ખુશીમાં ખીલી રહયો, અને તે હદ વગરના સંતોષભર્યાં મીઠાસનું હસી.

" પણ ત્યારે તમોને મીસ ગ્રીટન નથી ગમતાં—એમ ? એ અમેરીકન ખુબસુરતીના કરતાંબી હુંજ તમોને વધારે ગમુછ—એમ "

ડયુક ઓફ કાસલમેને જવાબ કરવા આગમચ વિચાર સારૂ એક આખી મીનીટ લીધી.

" હું કાંઇ કહીજ નથી શકતો, " તેણે વિચારવંત અદાઓએ જવાબ કર્યો. " એ જવાંન બાનું માહરી આગલ હોયછ ત્યારે તેને લગતી કાંઇક એવી જાદુઇ અસરમાં હું ઘસડાઇ જાઉંછ કે માહરીપર

અખત્યારજ નહી રહી શકતો, અને હું પોતે પોતાને ભુલી જાઉંછ; પણ તે સઘળું છતાં હું પોતે તેને પરણવાને છુટો નથી, અને પરણવાને છુટો હોઉં અથવા થાઉં તો તાહરા સિવાય હું બીજી કોઇને પરણવાનો નથી તે માહરો ઠરાવ યાદ રાખજે અને ધીરજ પકડજે!"

"હજારો ખુશીથી," વેલેનટાઇને હવે તેણીનાં મનનું તમામ સમાનધાન થતાં એકદમ કબુલ કર્યું, અને વધાર્યું "અને લેઓ, હું પોતે પણ તમોને પ્રોમીસ કરૂંછ ને કબુલ થાઉંછ કે હવે હું ગમે તેબી જોવશ તોપણ મીસ ગ્લીટન વાસ્તે જરાબી અદેખી નહી પડશ! હુ ઘણી ચોંપ રાખશ અને માહરી સંભાળમાં રેહવશ"—અને આપણે ફકરમંદ પુછશું કે તે એમ કરી શકશે? ખરા પ્યાર અદેખા થાય છે એ ખુદાતાલાનાં ઘેરનો ખાસ કાયદો છે, અને ત્યારે જવાંન ડયુકને ઘણા અદેખા પ્યારથી ચાહી જાણનાર આએ મધુરી શું કાંઇ નવાં ધામટ નહી કરશે? આપણે જોઇશું.

---

## પ્રકરણ ૩૩ મું.

પેલી તરફ, 'ફ્લાવર શો' માંથી ડયુકે આપેલા પેલા બેકીંમતી ગોલાબ સાથે પોતાના મેહલમાં પાછી ફરવા પછી મીસ ગ્લીનટને તે ગોલાબનું શું કર્યું? એક ખજાનો હોય તેમ સાચવી સાચવીને પોતાની સાથે પોતાનાં મેહલમાં પોતાના ઓરડાનાં એકાંતમાં કેટલી બધી તજુ-મલથી તે લઇ આવી તે જો વેલેનટાઇનં આરડને જોયું હતે, તો અદેખા નહીં પડવાના પોતાના હજારો રૂડા ઠરાવ છતાં તે હદ વગરની અદેખી થયા વગર રેહતે નહી! તે એ ગોલાબ પાધરી પોતાના ઓરડામાં લાવી અને કપરાં બદલવા વડીક દરકાર કરવા આગમચ એક કીંમતી વીનીસ્યન ગ્લાસ પોતાને હાથે ધોઇ ધોઈ સાફ કરી, તેમાં તાજું પાણી ભરી, તેણે ए ગોલાબ તેપર ગોઠવ્યો.

'આખા દીવસનો તડકો અને ધુળ ખાધા પછી તું ઘણો તરસો થયો હોશે, વાહલા,' તે કોઇ જીવતાં આદમી સાથે વાત કરતી હોયા તેટલાં બધાં ઘેલાંપણાં સાથે તે એ ગોલાબને કેહવા લાગી; 'પાંણી પીને ઠંડો થા! ખરેખર તો તું એવાના હાથમાંથી આવ્યોછ, કે જેના તરફની માહરી ખફગીને લીધે, હું તુંને ચુંઠી પીખી નાખવાજ લલચાઉં તો ઘણું સજાવાર થાય, પણ માહરૂં દીલ તુંને તેજ પ્યારા હાથોના કારણથી ઘણો કીંમતી માનેછ, તો પાણી પી અને તાજગી મેળવ!"

એ પછી ખ્યાલ થતાં તેણીએ ઘંટ વગાડયો અને જવાબમાં તેની દાસી લુસી દોડી આવી તેને તેણીએ કહ્યું, "માહરી તેબલેટ લાવ. આજે તો હવે હું કંઈ જવા માંગતી નથી, કાલનાં માહરાં એન્ગેજમેન્ટસ શું છે તે માહરે જોવા જોઇએ."

લુસી તે ઉપરથી દોડી જઇને એક ઉંચા હાથદાંતની સુંદર તેબલેટ (યાદીઓ લખવાની સ્લેટ) લઇ આપી, અને તેણીએ તેમાં વળતા દીવસનાં પોતાનાં એન્ગેજમેન્ટસ વાંચ્યાં.

"આએ બધાં હું કાકાજીને કહીને કેનસલ કરાવશ," તે અરધુ મોટે અરધું મનસે પટપટી. "પણ આએ લેડી મેયરને ત્યાના કાલ રાતના બોલમાં તો જરૂર જઇશું."

એ લેડી મેયર—વાંચનારાં સાહેબો યાદ કરશે કે—તુમાખી ડચેસ ઓફ કાસલમેનની નાની ભાણેજ લેડી નૅલ હતી,—કે જેની ગવરનેસ તરીકે રૂડ કાસલના મેહલમાં પેલી પરીસુરત નાઓમી વીન્ટર રહેલી હતી,— અને જે મોટી થયા બાદ હાલમાં સર એડવર્ડ મેયર જોડે પરણેલી હતી. તેને ત્યાં વળતી રાત્રે એક બૅાલ હતો તેનાં તેડાં બાહેર પડયાં હતાં, અને તે એ અબજોપતી કાકા ભત્રીજીએ કબુલ રાખ્યાં હતાં. એ બૅાલમાં, તેથી, હવેતો જરૂરજ જવા મીસ ગ્લીનટને મનથી કસદ કર્યો. લેડી વેલેનટાઇને 'ફ્લાવર શો'માં આજે તેણીને કરેલાં ઉઘાડાં અપમાન પછી તે હવે તો બનતાં સુધી દરેક તકે તેનું કોહવાડવા ઠરાવ કરી ચુકી હતી, અને તેથી આ બોલમાં ખસુસ એટલા વાસ્તે જવા ચાહતી હતી કે ત્યાં તો કાસલમેનવાલાંઓ તેમજ એ લેડી વેલેનટાઇન જરૂરજ આવવાં જોઇએ.

"વળી બીજું બી સાંભળ," તરત તે ચાતુરીને બીજો એક ખ્યાલ થતાં તેણીએ ઉતાવલી પડીને કહ્યું, "મીલીનર મીસીસ લોમબાર્ડને ત્યાં તું હમણાંજ જા, અને કેહ કે કાલે સાંજ સુધીમાં મને કાલ રાતના બોલ વાસ્તે એક નવો 'કોસ્ટયુમ' જરૂર જોઇશે. તે પોશાક પર આએ ગોલાબની તરાહ હોવી જોઇએ. એ ઉપરાંત વળી અહીનાં આગેવાન ફ્લોરીસ્ટને મળીને આએજ ગોલાબને મળતા જેટલા ગોલાબ મળી શકે તેટલાં તાજાં નંગ કાલે સાંજે આપણુને પુગાડવાને વાસ્તે તું તેની સાથે કોનટ્રેકટ કરતીજ આવજે. પઇસાની કાંઇજ પરવાહ નથી. તું ધારેછ કે એ બધું બની શકશે?"

"ઓ મેડમ, પઇસા ખરચ્યે તો શું નહી બની ને શું નહી મલી શકે?" લુસી હસી. "પૈસા તો તલેસમ છે! પણ એ તમોને

આજે અજબ વિચાર કેવો થયો ? હું ખ્યાલ કરી શકુંછું—એ નવાઈ જેવા ફેનસી ડ્રેસમાં કાલે તમે એક ફૅરી કવીન જેવાં લાગશો—" અને તે પોતાની શાહજાદી જેવી શેઠાંણીના એ અજબ જેવા ફેનસી અને ઉંચા ટેસ્ટ વાસ્તે મનથી ઘણી અજબ થતી તેણીના હુકમો મુજબ કામ કામ કરી આવવા ચાલતી થઇ, રાત થાય અને દુકાનો બંધ થાય તે આગમચ તેણીએ પોતાની માલીકનાં હુકમ મુજબ એ બધું આટોપી લેવાનું હતું, અને એકની જગ્યાએ દસ ખરચી નાખવાની તે શેઠાણીએ તેણીને મુખત્યારી આપી હતી એટલે તેના રસ્તામા મુશકેલી કશીજ નહી હતી.

અને બીજે દીવસે શું થયું ? બીજે દીવસે કાંટાનું કટેસર તો એ થયું કે લેડી વેલેનટાઇનને પણ તે બૉલની સાંજે એવોજ એક અજબ જેવો ખ્યાલ થયો. જે ફ્લોરીસ્તને ત્યાંથી પોતાના ફેનસી ડ્રેસપર ટાંકવા પેલા ગોલાબને મળતા થોડાક તાજા ગોલાબ મીસ ગ્લીનટને મંગાવી લીધા હતા, તેજ ફ્લોરીસ્ટને ત્યાંથી તેમાંનોજ એક ગુલાબ ડયુકનાં બટનહોલમાં ટાંકવા તેણીએ પણ મંગાવી લીધો !

ડયુક ઘણી ગમત પામ્યો. આ રીતે કાંટાનું કટેસર થયલું હોવાનો તેને તો કોઈ ખ્યાલ કે સ્વપનો નહી હતો, એટલે વેલેનટાઇનને એ ખ્યાલ સુઝ્યો તેથી તેને તો ગમત મળી. તેને એમ લાગ્યું કે આગળે દીવસે એ ગોલાબ સંબંધી તે બે નાજનીનો વચ્ચે જે કજ્યો બરપા થયો હતો તેને લગતી તકસીરની તોજેસના સ્વિકારમાં હોય તેમ આ છોકરી આએ જે કરતી હતી તે ઘણું વાજબી અને પ્રસંગોપાત હતું, અને એટલા માટે લેડી નૅલને ત્યાંનાં બોલમાં જવા જ્યારે તે તૈયાર થઇને નીચે આવ્યો. અને વેલેનટાઇને હમેશના રાબેતા મુજબ પોતાના નાહના પ્યારા હાથોએ તે કીંમતી ગોલાબ તેના ડગલાનાં બટનહોલમાં પીન કર્યો ત્યારે તેણે તે નાજુક અણીઆલાં રૂપાલાં આંગલાંઓ પકડી લઇને હેત હેસાંનથી પોતાના હોઠ સાથ દાબ્યાં.

તેઓ બોલમાં પોહોંચ્યાં ત્યારે મીસ ગ્લીનટન ત્યાં આવેલી નહી હતી, અને તે પરીસુરત છોકરીને ઉલતમંદ જવાનોએ ઘેરો ઘાલીને ઘેરી લીધી ! જાંણે તેની જોડે એકાદ ડાન્સ મલવાથી તેઓ સીધ્ધા પાધરા બેહરતમાંજ જવાનાં હોય તેમ તેના અક્કેક ડાન્સ માટે તેઓ કાકલુદી કરતા—બલ્કે ભીખ માંગતા થયા, કે જે તે નાહની, ખુશાલ, આનંદી છોકરીને ઘણી ગમત આપનારૂં થઇ પડ્યું હતું.

એમજ થતું હતું. જ્યારે મીસ ગ્રીનટન નહી હોય ત્યારે આએ પરીસુરત છોકરી એક આકાશી હુરોની અદાથી જવાન્યાઓને આંજી નાંખી શક્તી, અને બીજી એકથી એક સરસ દીલ જખમાવી નાંખનારી દીલજીત મધુરીઓ સેંહેંકડોની સંખ્યામાં ત્યાં હાજર હોય તોપણ તેણીનાં પગ તળે ચંપાતી આવતી ખાકને પણ ચુમવા રાજી થાય એવા અધઘેલા છોકરાઓ, સારે સારે અને મોટે મોટે ઘેરના, દીવાપર ભમી ભમીને મોહીત થયલાં પતંગ્યાંઓ જેમ પોતાની પાંખ એફાયદા ચચડાવી મેલે છે તેમ. તેણીના ઓળા બની, તેણીની પુઠેપુઠ ભમતા હતા !

વેલેનટાઇન તો એક પતંગ્યા જેવી ખુશાલ તે મોટા બોલરૂમમાં પોતાની બેમીસાલ ખુબસુરતી સાથે બધાંને ઝુકતી અને ઝુકાવતી રહી હતી, તેવામાં પોતાની સાઇડેથી જતી બે બાંનુઓને પોત પોતા વચ્ચે વાતચીત કરતી સાંભળીને તે થોડીક અજબ થઇ અને ચોંકી.

"હું તો ધારતીજ હતી," એક કેહતી હતી; "માહરી તો ખાત્રીજ હતી કે જે દહાડે હોશે તે દહાડે હીઝ ગ્રેસ હવે એ પોરી સાથેજ થર પડી જવાનો, પણ લોકોમાં પોતે અદરાયલો હોવાનું જાહેર કરવાની એ તે કેવી નવાઇ જેવી રીત !"

"પણ એ લોક અદરાયાં ખરાં કે ?" બીજીએ સવાલ કર્યો, જ્યારે તેનો જવાબ વૅલેનટાઇન સાંભળી શકે તે આગમચ તેઓ વાત કરતી ત્યાંથી આગળ ચાલી ગઇ, એટલે તે જવાબ તેણીનાં સાંભળમાં આવ્યો નહી.

તે, એમ છતાં, ઘણી અજબ થઇ. એ બે કોઇ ડયુકનાં અદરાવાની વાત કરતી થઇ હતી, પણ તે ડયુક કોણ ? વળી તે અદરાયલો હોવાનું જાહેર કરવાની નવાઇ જેવી રીત તે પણ શું હશે !

એવામાં જે ગ્રહસ્થ સાથે તે એ હોલમાં એક ઠેકાણે વાત કરતી ઉભી હતી તેણેજ તેનું ધ્યાન ખેંચ્યું.

"માઈ ગોડ !" તેણે અજાયબીનો પોકાર કર્યો; "એ આએ અબલા કોણ ? એ કોઇ અબલા છે કે આકાશની હુરી ? કેટલો ઍકસ-ક્વીઝીટ ડ્રેસ કરીને આવેલી છે !"

તે પોતે પોતાને ભુલી ગયો. લેડી વેલેનટાઈન જેવી એક બીનહરીફ ખુબસુરતી સાથે વાત કરવાનું માન તે ભોગવતો હતો એ વટીક તે ભુલી

ગયો, અને પેલી બીજીની વધતી ખુબસુરતી જોઈ છક અને મોહીત થયલો હોવાનો એકરાર કરતાં તે જરાએ ખંચાયો નહી!

વેલેનટાઇને, તે ઉપરથી, ઘણી અજબ થતાં તેણે બતાવ્યું તે દીશામાં જોયું, અને તેણીએ જે જોયું તેથી ગુસ્સામાં તેનાં નેણ નીકળીજ પડયાં! તેણીએ શું જોયું? તેણીએ જોયું કે પેલી મીસ ગ્લીનટન ખાખસુસ લોકોને છક્ક કરતી મોડેથી તે મોટા મેલાવડામાં આવી હતી, અને વળી પેલો તેણીનો જે કીંમતી ગોલાબ ડયુક ઉતાવલા અવિચારથી 'ફ્લાવર શો' માં તેણીને આપી દીધો હતો તેજ ગોલાબને મલતો એક ગોલાબ્યા ડરેસ તેવાજ ખરા તાજા ગોલાબો તે ઉપર મઢાવી લઇને, તે પેહડી નીકળી હતી, અને અરધી ઉઘાડી છાતીપર અને તમામ ઉંઘાડા હાથો પર ઝળઝળ થતાં એકીંમતી બીહયાંનો સાથે તે અજબ જેવા ફેનસી ડ્રેસમાં તે કાંઇ એટલી બધી તો દીલકસ દેખાતી હતી હતી કે તે કમબખ્ત છોકરી તે જોતાં બંની અદેખાઇથી જગીજ ગઇ!!

'મેંજ જખ મારી! મેંજ આગળ રહીને મારી કમબખતી કરી!' એજ ગોલાબ આજ રાતના બૉલ વાસ્તે ખાસ એક ફ્લોરીસ્ટને ત્યાંથી મંગાવીને તેણીએ ડયુકના કોટપર બટન-હોલ તરીકે પીન કરવાની ગફલત ખાધી હતી તે યાદ કરતાં દાંત પીશીને મોટા ખીજવાત સાથે પોતાના મનમાં તે એકલી એકલી પટપડી; 'હું શું જાણું? હું શું જાણું કે એ એમ કરી મરવાની છે?'—અને બીજીજ પલે ડયુકને ચકીત થયલી આંખો સાથે તેને નમતો અને તેની આગલ કુરનસ બજાવીને પોતાને ગધેડો બનાવતો જોઇ અસહય ગુસ્સાથી તે ફરી ગઇ.

તે રાત્રે તે બોલ-રૂમ તેણીને માટે એક લેહજામાં ઝેર જેવો અકારો થઇ પડયો! ફકત અર્ધો કલાક આગમચ જે બૉલ-રૂમ તેને વાસ્તે મોટી ખુશાલી, રમતગમત અને આનંદનું ધામ હતું તે હવે તેને એક જીવતું દોજખ લાગ્યું, અને ત્યાંથી જતી રહેવા વાસ્તે તે કયાર કયારમાં પડી! તેણે કોઇબી ડાન્સમાં કોઇબી પાર્ટનર સાથે ભાગ લેવા એ વાસ્તે એ પછી સાફ નાજ પાડી, અને ઘણાંએક જવાનો ઘણા અજબ થયા. તે અમેરીકન ખુબસુરતીની આવા એક 'ટૉઇલેટ' માં ડરેસ થઇ આવવાની સરકશી અને પતરાજી તે તેને કેમે કરતાં માફ કરી શકી નહી. તે અબજોનાં હીરામોતીમાં ગંજરાઇ ડ્રેસ થઇ આવી હતે તો તે વાતની તે તચાકડીભાર પણ દરકાર કરતે નહી, પણ જે ગોલાબ તેણીએ પોતે પોતાને હાથે તે એક વાહલાના ડગલા પર પીન કર્યો હતો તેજ ગોલાબો-

નો એક ફેનસી ડરેસ પેહડી આવવાની તેને બેબાઇ તેને સૂઝી તે એ ખમી શકી નહી.

'માહરે એવનુ પાસે એ ગોલાબ પાછો માંગીજ લેવો જોઇએ,' તે એકલી એકલી ઝનુંનથી પાછી પટપટી, 'એ માહરો એવણુને આપેલો છે, અને એવા હીનપરસ્તીભરેલા સંજોગોમાં તે હું ચાહું તો પાછો માંગી લેવાનો મને હક છે!'—અને ડયુક કેઠે એકલો પડે અને એકલો મલી જાય તે તકની વાટ જોતી જીવપર શકતી કરી તે થોભી ગઇ.

પેલા હાથપર ડયુક, અમોએ ઉપર કહયું તેમ, તે અમેરીકન નાજનીનને એવી 'સુપર્બ' ફીસમે સજ થઇ આવેલી જોઇ હબતી ગયો. તેને સમજ નહી પડયું કે આવી બુદ્ધીશાળી ફીસમે તેની આગલે દહાડે આપેલી ભેટની તે છોકરી એ રીતે કદર જાહેર કરતી આવી તે વાસ્તે તેણે મગરૂર થવું, ખુશી થવું કે નાહની વૅલેનટાઇનની ખફગીનો દયાથી ખ્યાલ કરીને નારાજ થવું! એમ છતાં એ નવાઇ જેવા પોશાકમાં તે દીલ આકર્ષી લેનારો મધુરો મુખડો લાગતોજ હતો એટલો બધો દીલજીત કે પોતાની મરજી ઉપરાંત એક લેહજામાં પોતાની ઉપરનો અખત્યાર વળી પાછો ખોહી બેઠો, અને હસી હસીને તાબડતોબ તેણીને જોડે વાત કરતો થયો.

"આ કેવો નોવેલ ડ્રેસ!" તેણે હસતી આંખો અને હસતા હોઠો સાથે ખરાં દીલની વખાણુનાં જોશ વચ્ચે કહયું; "એ ડ્રેસમાં તમો લાગોછો બી કેટલાં બધાં મનોહર!"

તે સામેની આંખો થોડીક સ્વભાવીક ઓશકમાં નીચી નમી.

"તમોને એ ડ્રેસ ગમેછ તેથી હું ખુશી છેઉં," તેણીએ નરમાસથી કહયું; અને પછી પોતે પેહડેલા તેજ જાતનો ગોલાબ ડયુકે પણ પેહડેલો જોતાં તે મીઠી ચશ્મો વધતી ઓશક વચ્ચે વધારે નીચી નમી ગઇ.

"વખાણુ કોઇને બી મોંઢેની કોઇને બી મીઠી લાગે, અને તેમ તમારા જેવા એક સમજદારની વખાણુ તો મને વાહલી લાગવીજ જોઇએ!'

ડયુકે અજબ થઇને તેના મુખડામાં જોયું. આ તે તેના ચેરટા કરતાં અનક્રાથી બોલતી હતી કે ખરાં દીલનું કેહતી હતી એ તે સમજી શકયો નહી.

"તમો લોકોની વખાણુમાં માનતા હોવો તે હું માની શકતો નથી, મીસ ગ્રીનટન," તેણે ચોખ્ખો ચાંપી જોયો: "કેમજે તેમ હોતે તો આએ

જે સેંકડો જવાનો તમારા પગ પાસે તરફડીને મરી જવા અને તમારી પર જાંન કુરબાન કરવા ખુશી છે—"

"હું એ જાતનાં હંબગમાં જરા બી માનતી નથી, અને એ તો મને કેહતાજ ના, યૅાર પ્રેસ!" તેણીએ તુરત વચ્ચે પડીને અરધું હસીને—અરધા તીખાસથી તેને ચુપ કરી નાખ્યો. "એ બધા જાનની કુરબાંની કરવાવાલાઓના કરારો અને કસમોમાં સાબુનાં ફીણના પરપોટા જેવીજ બેસતવારી અમો કમબખ્ત ઓરતોએ માની લેવાની છે!"

"તમો ઘણા કડવાસથી બોલોછ, મીસ ગ્લીનટન!" ડયુક ઘણો અજાયબ થયો; "તમો મર્દો સાંમે દીલ ઘણું સખ્ત કરી શકોછ!"

"હું ચાહુંછ કે જુઠા અને બેવચની મર્દોના તકલીદી કરારો અને કસમો સાંભળતાં બધીજ છોકરીઓ પોતાનાં દીલ પોલાદ જેવાં પેહલાંથીજ સખ્ત કરી શકે, કે જેથી મેં જેમ ખમ્યુંછ તેમ ખમવાનું બીચારીઓને કોઈને નસીબ થાય નહી!—" અને પછી તે અણગમતી વાત તે આગલ લંબાવવા નહી ચાહતી હોય તેમ તેણીએ તે તરત ફેરવી નાંખી, જ્યારે તે બોલ-રૂમને લગતીજ વાત કરતી તે થઇ; મગર ડયુક મનથી ઘણો અજબ થયો કે એવું તે આએ અજબજેવી ખુબસુરતીએ પોતાની પાછલી જીંદગીમાં શું ખમ્યું હશે?

એ પછી પેહલોજ ડાન્સ મીસ ગ્લીનટનનાં આવ્યાં કેડેનો જે ચાલુ થયો તેમાં તેઓ બંને પાર્ટનર્સ થઇને ઉતર્યાં, જ્યારે ઘણો વખત વહી જવા પછીથી આ પેહલીજ વાર ડયુકને ગરીબ વેલેનટાઇનની યાદ થઇ. તેણે, તે ઉપરથી, તેને નાચતી જોવા તે મોટા ડાનસીંગ હૉલમાં નાચતી સેંહકડો જોડીઓપર નજર દોડાવી; પણ તે તો કેહે દેખાઇજ નહી, અને તે થોડોક દલગીર થયો! તે ભાંનભુલો વટીક થયો. તેણે મીસ ગ્લીનટનપર ખાસ તોરનું કશુંજ ધ્યાંન નહી આપવા તે છોકરીને વચન આપ્યું હતું, જ્યારે એ અમેરીકન જાદુગરણી આવતાં સાથે તે હંમેશ મુજબ પોતાનું માથું ગુમાવી બેઠો તે ખ્યાલથી તે એટલો બધો હૈયાંસુનો થયો કે મીસ ગ્લીનટનને એક નરમ ઠપકાથી તેને ધ્યાંન રાખવા કેહવુંજ પડયું.

"ઓ ડયુક, એ શું વિચારમાં ઉતરી ગયાછ?" તેણીએ અજબ થઇને સવાલ કર્યો: "તમો તો ડાનસીંગપર જરા બી ધ્યાંન આપતા નથી, અને મ્યુઝીક બંધ થાયછ તે બી તમે તો જોઇ શકતા નથી!"—અને તેણે ખસીયાણો પડીને એ પોતાનાં બેધ્યાંનપણાં વાસ્તે તેની ઘણી માંફી ચાહી.

અંતે જ્યારે ડાન્સ ખતમ થયો ત્યારે બીજા ડાન્સને વાસ્તે તે અમેરીકન સુંદરતાએ જરા બી ઉલટ બતાવી નહી. તેણીએ અરજ કરતા આવેલા બીજા બધા જવાંન્યાઓને નાજ પાડી હતી, અને તેણીએ હવે પાધરી કનઝરવેટરીની ઠંડકમાં જવા ચાહયું. ડયુક, તે ઉપરથી, તેણીને તે તરફ લઇ ગયો, કે જ્યાં દીલખુશ રોશની વચ્ચે એક ફુંવારો ઉંચાણમાં ઉડતો હતો, અને મોટાં પામનાં પાતરાંઓથી બંને અતરાફમાં નાહના મોટા ઓરડાઓ ભરી લઇને એવા મજેહના ખુશબોદાર "બાવર્સ" બનાવવામાં આવ્યા હતા કે અંદરથી દબાઇને જે બેસે તેને બાહેરનું તો કોઇ જોઇ શકેજ નહી! એટલાવાસ્તે ડયુકે એ બેઠકનો એક નાહનો સુખકારક બાવર શોધી કાઢયો, અને જ્યારે મીસ ગ્લીનટન તેમાં અંદરથી ગોઠવાઇને બેઠી ત્યારે ડયુક પોતે આગલથી એવી રીતે ખુરસી ખેંચીને બેઠો કે બાહેરથી કોઇ આવનારને તો તે ત્યાં એકલોજ બેઠેલો હોવાનો ભાસ થાય, અને બાવરની છેક લગોલગ આવીને અંદર ડોકાવીને જોય નહી ત્યાંસુધી બીજું કોઇ અંદરથી દબાઇને બેઠેલું હોવાનો ખ્યાલ વટીક થઇ નહી શકે?

અને એ મુજબ તેઓ ત્યાં એખલાસથી એલારપેલારની તરેહવાર વાતચીત કરતાં બેઠાં હતાં. મીસ ગ્લીનટન તે રાતની બોલ આપનારી યજમાન લેડી મેયરની વાત કરતી હતી, કે જ્યારે ડયુક તે જવાંન બાંનુનું બચપણ અને બચપણ જોડે વિંટલાયલી તેની વાહલી નાઓમીને લગતી પેલી કરૂણામય કેફયત યાદ કરતો હતો.

એવામાં અચબુચ સામેથી વેલેનટાઇન ચાલી આવી. તેણીએ દુરથીજ ડયુકને એ તરફની ઠંડક અને ખુશબોની મજાહ ભોગવતો એકલો બેઠેલો જોયો, અને તે એકલોજ છે એમ સમજીને પેલો ગોલાબ પાછો માંગી લેવા વાસ્તે આવીજ એક તકની તે અધીરાઇથી વાટ જોતી હોવાને લીધે તે એ તરફ જુસ્સાભેર ધસી આવી. બાવરની અંદરથી મીસ ગ્લીનટન ભરાઇને બેઠેલી હોવાનો તો તેને એક દુરનો સ્વપનો એ થયો નહી હતો!

## પ્રકરણ ૩૪.

"ઓ, તમે અહીં છેઓ કે, સેન્ટ સીબેસચ્યન ?" તેણીએ ધસારા બંધ તે તરફ આવતાં સાથે ઝાંસાભેર કહ્યું; "હું તમોને ત્યારની શોધ્યા કરૂંછ."

"કેમ વારૂં ?" ડયુક જરા ખસ્યાણો થઇને હસ્યો.

"મેહરબાંની કરીને આએ માહરો આપેલો ગોલાબ મને અબઘડી પાછો આપી દેઓ !"

"ઓ કાંય ?"

"માહરી મરજી." વેલેનટાઇને મોટા તીખાસ અને વધતા કડવાસથી કહ્યું; "માહરૂં કારણ તમોને આપવાને હું કોઇ બી રીતે બંધાયલી નથી.

"પણ એ હું પાછો આપવા ચાહતો નથી," ડયુકે તકરાર લીધી; "એ તો તાહરી મને આપી દીધેલી મતા છે."

"હા, ને એ માહરી આપેલી મતા છે તેથીજ તે મને ગમે ત્યારે પાછી માંગી લેવા ને મેલવવાનો હક છે !"

ડયુક ગભરાઇ ગયો. તે વધતું ફજેત જેવું હસ્યા કીધો. મીસ ગ્લીનટન અંદર ભરાઇને બેઠી બેઠી આ તેણીની છતરાજીનો ફાર્સ જોતી હતી તેથી તેને હજારોઘણું વધતું ખસ્યાણું લાગતું હતું !

"આદમીની ધીરજની કાંઇ હદ તો હોવી જોઇએ !" વેલેનટાઇને ગુસ્સાથી લાલ થયલી આંખે અને હદ વગરના રડમસ ચેહરાએ બખાલવાનું જારી રાખ્યું; "મેં આજે રાત્રે એ ગોલાબ ફલોરીસ્ટને ત્યાંથી ખાસ મંગાવીને તમોને એનાયત કર્યો ત્યારે મને સ્વપને બી ખ્યાલ નહી હતો કે પેલી અમેરીકન એવાજ એક ઘેલા ગાંડા પોશાક સાથે તમોને આંજી નાખવા આજે અત્રે આવવાની છે !"

આ હવે અતેરૂં થતું હતું, અને ડયુક મોટા ગભરાત વચ્ચે પોતાની બેઠકમાંથી ચમકી ઉઠયો, કે જયારે એજ વખતે, પેલી કાંઇ વધારે ડોહરૂં અને અતેરૂં કરે તે આગમચ, મીસ ગ્લીનટન પોતે ઉઠીને બાવરમાંથી હસ્તી હસ્તી હલવે બાહેર આવી.

વેલેનટાઇન એ જોતાં મોહત જેવી ફીકકી પડી ! તે અંદર ભરાયલી હતી અને તેનો ખીજવાત અને ગુસ્સો જોઇ અને સાંભળી શકી હતી

એ વાતની માહીતી અને ખાત્રી થતાં તે પુષ્કળ ફજેત પડેલી એવડી ઉશ્કેરાઇ અને એવડી ગરમ થઇ !

"હું જો જાણુતે, લેડી વેલેનટાઇન, કે તમો માહરે લગતીજ અફગીમાં ડયુક પાસે આંએ ગોલાબ પાછો માંગી લેવા આવેલાં છો તો હું તરતજ જાહેર થતે, અને તમોને જાણવા દેતે કે હું અહીં બેઠેલી છેઉં," તે અમેરીકન ખુબસુરતીએ પુષ્કળ શાંતપણે કહ્યું.

"તમે આગલ રહીને માહરી ફજેતી કરાવી ?" વેલેનટાઇને તે અબજોપતી અમેરીકન છોકરીને જરા પણ નોટીસ કરવાની દરકાર દેખાડયા વગર મોટા ગુસ્સાથી પોતાનો નાહનો નાજુક પગ જમીનપર ઠોકીને હવે ડયુકનેજ પાછું કહ્યું; "તમારે મને કેહવું તો હતું ? તમારે માહરી ભુલ ભાંજવી તો હતી ?"

"પણ તેમ કરવાનો તેં મને વખતજ કયારે આપ્યો, વાહલી વેલેનટાઇન ? તું તો ગુસ્સો કરતીજ આવી, અને ખુલાસો કરવાનો એકબી ચાન્સ તેં મને મલવા દીધો નહી !"

"તે જે હોય તે," વેલેનટાઇને મોટા ગુસ્સાથી માથું ફફડાવીને પાછું કહયું; "મને અબ ઘડી મારો ગોલાબ આપી દેઓ, કે તે હું ચુંડી પીખીને માહરા પગ તળે ભચડી નાખું ! એ ગોલાબે મને હદ વગરની રંજીદગી આપેલી છે, અને હું તે ખમી શકવાની નથી."

"પણ તું જોતી કે સમજતી નથી કે——"

"હું કાંઇ બી જોવા કે સમજવા માંગતીજ નથી," તે નાહની છોકરી વધતી નાસબર થઇ: "હું કેહુંછ કે તમોને કે કોઇને બી માહરી લાગણીઓ સાથે એમ રમત કરવાનો કશોજ હક નથી, અને તેથી એ માહરો આપેલો ગોલાબ મને એકદમ પાછો આપી દેઓ !"

"જરા સબર કરો," મીસ ગ્રીનટન અજબ જેવા શાંત સ્વભાવથી અહીંઆં વળી પાછી વચ્ચે પુરાઇ; "મને તમોને પુછવાની રજા છે, લેડી વેલેનટાઇન,—તમો શું ખરાં દીલથી એમ માનોછ કે હીઝ ગ્રેસને આંજી નાંખવાનેજ વાસ્તે મેં આજે આએ આવો ફેનશી ડરેસ કીધોછ ?"

"હા, હા, હા ! હું કહી ચુકીછ કે હા, અને હજી પાછું બી કેહુંછ કે હા !" વેલેનટાઇને, તે અમેરીકન બ્યુટીને ફાડીજ ખાવા માંગતી હોય તેટલી બધી અધીરાઇનાં નેણ ફડકાવી, મોટા ગુસ્સા વચ્ચે કહયું.

"અને હું કબુલ કરૂંછ કે તમારૂં એ અનુમાન બીલકુલ ખરૂં છે, લેડી વેલેનટાઇન," મીસ ગ્લીનટને તેટલીજ શાંતતાથી હજી પણ જારી રાખ્યું; "પણ તેથી તમો કહેવા શું માંગોછ? તેથી તમોને માહરી સામે ટીકા કરવા કે ગુસ્સો કરવાનો હકજ શું છે? હું કબુલ કરૂંછ કે હીઝ ગ્રેસને આંજી નાંખવાની મતલબથીજ મેં ભેજાંનું ઘણું દહી કીધું, અને માહરા વખત તેમજ પૈસાની આ નવાઇ જેવા પોશાક પાછલ ઘણી બરબાદી થવા દીધીછ, પણ તેથી તમે કહેવા શું માંગોછ?"

તેણીએ તેને કહયું નહી કે તે તો તેને ચાનક આપવા અને સબક શીખાડવાની રૂડી મતલબથીજ એ જેહમતમાં ઉતરી હતી. તે જો એમ કેહતે તો તે છોકરી તેને જીવતી ફાડીજ ખાતે!

"હું પાછું બી પુછુંછ કે તેથી તમો કેહવા શું માંગોછ?" તેણીએ થોડાક વધતા ઠસ્સાથી હવે સરબસર એક શેહનશાહબાંનુના તોર વચ્ચે સર ઉપર ખેંચીને સવાલ કર્યો. "ફલાવર-શોમાં તમો માહરી તરફ આપણી બેઉની હસી થાય અને નહી માફ કરી શકાય તે હદની તુંદીથી વરત્યાં, કે જ્યારે એવણે આપણા વચ્ચેનો ઝઘડો નીવારવા પોતાની કનેનો ગોલાબ મને આપી દેવા જેવી સભ્યતા દેખાડી, અને તેનાં હેસાંનમાં હુ માહરૂં થોડુંક ભેજું કસીને એવણને રાજી કરવા કે તમો કહોછ તેમ "આંજી નાખવા" જો આએ ફીસમે ડરેસ કરીને આજે રાત્રે આએ બોલમાં આવી તો તેમાં તમોને વાંધો કે ફર્યાદ કરવાને હકજ શું હોય?"

વેલેનટાઇને જવાબ કર્યો નહી. તે જવાબ કરી શકીજ નહી. તે તો પાછી પોતાના ગુસ્સા વચ્ચે ડયુક તરફજ ફરી.

"તમો શું કેહોછ, યોર ગ્રેસ?" તેણીએ હાથ લાંબો કરીને પાછો તકાજો કર્યો; "હું માગુંછ તેમ તમારે માહરો ગોલાબ મને પાછો આપી દેવોછ કે નહી?'

વળી મીસ ગ્લીનટન વચ્ચે પડી.

"આપી દેઓ, એવણ માંગેછ ત્યારે આપી દેઓ!" તેણીએ શાંતીથી કહયું; "એ એવણનો તમોને આપેલો છે ત્યારે તો એવણનો તે પાછો માંગી લેવાં હક પોંહચે, અને તમો માહરાં મતથી તે પાછો આપવા બંધાયલા છેઓ!"

"આએ કેવું કફોડું સંકડામણ! મેં આએ પોતાને આવી કઢંગી સ્થિતીમાં મેલાયલો કોઇ દહાડો જાંણ્યોતો નહી!" ડયુકે અફસોસ કીધો

"આપી દેઓ હું કેહુંછ તેમ," વૅલેનટાઇને પાછો તકાજો કીધો.

"આપી દેઓ હું કેહુંછ તેમ," મીસ ગ્રીનટને પડઘા કર્યો.

હવે કાંઇ ઉપાય રહયો નહી! ડયુકે મોટી ગમખ્વારી વચ્ચે તે પીન કરેલો ગોલાબ પોતાના ડગલાપરથી છુટો કર્યો અને લેડી વૅલેનટાઇનને આપ્યો, જે બધો વખત મીસ ગ્રીનટન એક તમાસો જોતાં મોટા તુચ્છ-કારનું ધીમું ધીમું હસ્યા કરતી ઉભી હતી, જ્યારે વૅલેનટાઇને એ દરમ્યા-નમાં તે ગોલાબ લઇને તે ચુંટી પીખી નાખ્યો અને તેના કટકા બુકલા કરીને તે બારેવાટ ફેંકી દીધા ત્યારેજ તે જરા ઠંડી પડેલી લાગી.

"હવે સેવટ આવી ગયું!" તેણીએ તે પછી ધીમા અવાજે કહ્યું.

"હા, ગોલાબનું સેવટ આવી ગયું ખરૂં, પણ આપણા વચ્ચેની ધુરકાધુરકી અને મતફેરીનું નહીજ!" વળી મીસ ગ્રીનટન વચ્ચે પુરાઇ. "તમે માહરી સાંમે ઉંઘાડો અણગમો અને ખુલ્લી દુસ્મની લઇ બેઠાંછ એ વાત તો ખરીજ કેની, લેડી વૅલેનટાઇન?"

"હા," તેણીએ જરા પણ અચકાયા વગર હીંમતથી જવાબ આપ્યો.

"અને તેનું કાંઈ કારણ?" મીસ ગ્રીનટને હજી નરમાસથીજ સવાલ કર્યો; "હું અત્રે નવી આવી ત્યારે તો તમો માહરાં ઘણાં ફ્રેન્ડ હોવાનો દેખાવ કરતાં હતાં! હું છેહલી હીઝ ગ્રેસને ત્યાં ડીનરપર આવી હતી ત્યાં સુધી તો તમો માહરીપર ઘણાં મેહરબાન હતાં, અને પછી એ એકાએક એટલું બધું શું થયું? મેં એટલું બધું તમારૂં શું બગાડયું?"

વૅલેનટાઇને વળી પાછો જવાબ કર્યો નહી. તે જવાબ કરી શકીજ નહી, અને તેના પોતાના ગાલોપર બોખારના રતાસનો ગરમ ધમધમાત હોય તેવા લાલ લાલ રોખસારો સાથે તે પાછી ડયુક તરફ ફરી.

"મને માફ કરજો, યૉર ગ્રેસ," તેણીએ હવે થોડીક નરમ પડી જઇને ધીમા નરમાસભર્યાં સ્વરે કહ્યું; "હું જાંણુતીતી નહી કે તમે એકલા નથી. મેં. તમારાં આએ એકાંતમાં ઘણી ખલલ કરી, અને હું દલગીર છેઉ."—અને તે પીઠ ફેરવીને ધસારાબંધ ત્યાંથી પાછી ચાલતીજ થઇ.

તે ચાલી ગઇ, કે જ્યારે તેણે ચુંટી પીખીને બારેવાટ નાખેલા પેલા ગોલાબનાં પાતરાં હજી ત્યાંજ પડેલાં હતાં. એ દરમ્યાન મીસ ગ્રીનટન જઇને એક મહારાણીના ઠસ્સાથી પોતાની બેઠકમાં પાછી ગોઠવાઇ, જ્યારે ડયુક શું બોલવું અને શું કરવું તે નહી સુઝવાથી ઘણો ખસ્યાણો અને મહા દુઃખ પામેલો પોતાની બેઠકમાં ફસડાઇ પડયો.

"ઘણુંજ બુરૂં થયું," મીસ ગ્લીંટનને ધીમા અવાજે કહ્યું; "ઘણું બુરૂં થયું કે એ છોકરીએ અત્રે આવતાં સાથે મને અંદર બચાઇને બેઠેલી જોઈ નહી! જો જોતે તો બનવાજોગ છે કે તમારી સાથે કદાપી એટલી તીખ્ખી નહીજ થતે."

"હું પોતે કહી દેતે-જો એણે મને કેહવાજોગો ટાઇમ આપ્યો હોતે તો." ડ્યુકે અફસોસથી કહ્યું; "પણ એ ઉતાવળી એટલી થઇ કે મને એણે બોલવાનો વખતજ મળવા નહી દીધો!"

"મને તમોને કાંઈ કેહવા ગમેછ, યૉર ગ્રેસ," તે અબળાએ એ ઉપરથી હવે નરમાસથી કહ્યું; "તમો ગુસ્સો તો નહી કરશો?"

"તમે ગમે તે કેહશો તેથી મને ગુસ્સો કદી બી લાગવાનો નથી. બેલાશક બોલો."

તે બાવરમાંથી તે પાછી બાહેર આવી, અને દેખીતી મમતા સાથે અસરકારક ફીસમે તેણીએ તેના હાથપર પોતાનો નાહનો, નરમ, નાજુક હાથ ઘણો અલગો મુકયો.

"હુ જોઇ શકુંછ કે એ છોકરી તમોને ઘણાંજ ખરાં દીલથી ચાહતાં શીખીછ, અને તેથી માહરે વાસ્તે ભુલભરેલાં અનુમાનોથી દોરાઇ ગયલી હદ વગરની અદેખી પડેલી છે; અને ઓ ડ્યુક ઑફ કાસલમેન, તમો પોતે બી જો એને ચાહતા હોવો અને એને કશું ઉત્તેજન તમે આપ્યું હોય તો હું અરજ કરીને માંગી લેઉંછ કે એની લાગણી સાથે રમત કરતા ના! એ ઘણું ઘાટકી—બલ્કે માહરાં મનથી દોજખીજ છે!"

ડ્યુક ગભરાઇ ગયો.

"હું તમોને માહરાં ઑનરથી ખાત્રી આપુંછ, મીસ ગ્લીનટન, કે એ જવાંન બાંનુ કે કોઇ બી છોકરીની લાગણી સાથે મેં મહારી આખી જીંદગીમા કદી બી રમત કીધીજ નથી!" તે ભલા જવાંને પ્રમાણીક જોસથી કહ્યું; "એમ કરવાનું હું ઘણું નેહેસ્ત ને માહરા દરજ્જાથી ઉતરતું સમજુંછ! હું તો એટલુંજ કેહુંછ કે એ દીલની સાફ અને હદ વગરની ભોલી છે, પણ સ્વભાવની તેટલીજ ગરમ, ઉત્સાહી, ઉતાવલી અને એકદમ ઉસ્કેરાઇ જાય તેવી છે. હજી તો બચ્ચું છે!"

"હા, અને બચ્ચું છે તેથીજ એની મને એટલી બધી દયા લાગેછ," મીસ ગ્લીનટને ગરમ દીલસોજીથી જવાબ દીધો, "કેમજે

પ્રમાણીક હેતુઓની ખજતલદાર છોકરીઓની એવી એક બાળાક ઉમરે એ જાતની નાઉમેદીના ધા હદથી જણુન અને કારી વાગી શકે છે !"

"પણ મ્હારો કાંઇ અપરાધ નથી," ડયુક પાછો કગર્યો. "મેં એ ગરીબ છોકરીને જાંણીબુજીને એક બી ઉત્તેજન આપ્યુંજ નથી."

"ત્યારે જો હું તમોને ગેરઇનસાફ કરતી હોઉં તો મને માફ કરજો," તેણીએ કહયું,—અને તરત વધાર્યું, "હવે ત્યારે આપણે પાછાં ફરશુ બોલ-રૂમમાં ? માહરો પોતાનો જીવ પુષ્કળ રંજ પામી ગયલો છે."

ડયુકે ઘણી ગમખ્વારી વચ્ચે, એ ઉપરથી, તેણીને પોતાનો હાથ આપ્યો, અને તે તેણીને લઇને બોલ-રૂમમાં પાછો ફર્યો, જ્યારે એક આવી આલા દરજ્જાની ખુબસુરતીને આવા એક મોટા બોલમાં એમ સબરદબર એક હાથ કરી બેસવાની ડયુકની દેખીની એકલપેટાઇ વાસ્તે તેને કાચ્ચો ને કાચ્ચો ખાઇ જવા માંગતા હોય તેમ ઘણાએક માલેતુજ્જાર જવાંનો તેનાપર ગુસ્સાના લાલ લાલ ડોળા કાઢતા થયા હતા ! ગરીબ તે—તેના દીલમાં શી ઉઠલપાઠલ ચાલી રહી હતી અને ભીત્તરે તે કેમ પોતાના જીવ સાથે બળી જળીને કોયલો થતો હતો તેની તે હેમકોને શી માહીતી હોય ? તેની હાલત બીલકુલ સુડી વચ્ચે સોપારીને મલતી આવતી હતી, અને તે બિચારો વગર અગતે અને તકસીરે બે તરફની બેવડી અને ચોવડી આગમાં બળી જળીને બેતકરાર ભરમ થતો હતો !

તેણે ડાનસીંગ હૉલમાં આવતાં સાથે કાલજીવંત ફીકરથી ચોગરદમ આંખો દોડાવી વૅલેનટાઇનને જોઇ, અને તેજોઇને થોડીક ધીરજ પામ્યો કે તે નાજનીનને ઉલટમંદ જવાંન્યાઓનાં એક ટોળાંએ ઘેરી લીધી હતી, અને તે બધાઓ સાથે, કાંઇ બન્યુંજ નકી હોય તેમ, તે હસી હસીને વાત કરતી હતી, પણ તેણીના એ બાહેરના ઢોંગના શાંત દેખાવ છતાં તેણીની છાતીમાં જવાળા જળતા રહ્યા હતા, અને પેલી બોખારનો ગરમ રતાસ તેના ગાલોપર હજી પણ મોજુદ હતો એ તે તે એકલોજ જોઇ શકયો અને ઘણું દુખ પામ્યો.

તેણે તે ગ્રુપને તેણીની આગળથી થોડોક વેરવીખેર થવા દીધો, અને જેવી તે એકલી પડેલી બીજી કંપની શોધવા જતી હતી તેવીજ તેણીને તેણે સામે જઇને રોકી.

"વૅલેનટાઇન, તું શું ખરેખર માહરી સાથે રીસાયલી છે !" તેણે ઘણું દર્દમંદ પુછયું.

"તે તમારા જીવનેજ પુછો, ડયુક!" તે છોકરીએ માથું ફફડાવીને કહ્યું.

"હું તો માનીજ નથી શકતો," તે ઉમરાવે જવાબ આપ્યો. "તુ આવી અસીલ, નમ્ર અને ભલી એટલી હદ સુધી એક નજીવી વાતમાં માહરી સાથે સખ્ત થાય એ હું તો માનીજ નથી શકતો!"

"તમે એને નજીવી વાત કહોછો, સેન્ટ સીઅસસ્યન?" તેણીએ તીખાસથી સવાલ કરયો; "જે એકજ ઓરતને હું આખી દુન્યામાં સૌથી વધતી ધીક્કારૂં તેનીજ આગળ આજે રાત્રે તમે મને કંઇ થોડી ફજેત થવા દીધી? હું એ કદી ભુલી જઇ કે માફ કરી શકવાની નથી! હું મહારી એ હીનપસ્તી ને નામોશી ભુલી શકવાની નથી!"—અને જાાં ઝઘડો આગળ વધારવા ચાહતીજ નહીં હોય તેમ બાજુમાંથી જતા એક જવાંનને રોકીને તેણે કહયું, "ઓ કેપટન વીલર્સ, આય ડાન્સ તો મેં તમોનેજ લખી આપ્યોછે કેની? હું તૈયાર છું."—અને તે કાંઇ પણ અસાધારણ બન્યુંજ નહીં હોય તેમ હસતી હસતી તે જવાંન્યા જોડે ચાલી ગઇ, જ્યારે ડયુક સારી રીતે જોઇ અને સમજી શકતો હતો કે તેણીના લલેચાવનારા હોઠપરાં એ મીઠાં હસવાનાં છતાં ભીત્તરે તે અંગારાજ ધકધકતા હતા!

અંતે તે રાતનો કંકાસ કરાવનારો અને નારાજી ઉપજાવનારો કંટાલાભરેલો તે કંગાલ બૉલ ખતમ થયો, અને લોકોએ ગરોગર ઘેર જવા માંડયું, એટલે ડચેસે પણ ઉતાવળ કરી. મોડી રાત સુધી બૉલમાં બેસી રહેવાનો તેને સહુથી મોટો કંટાલો હતો, અને વહેલાં ઘર પાછાં ફરનારાંઓમાંની તે પણ એક આગેવાન હતી. તેણીએ, તેથી, ડયુકને બોલાવી લઇને ઘર જવા માગ્યું, એટલે તે વૅલેનટાઇનને શોધી લાવ્યો, અને તેઓ ગયાં; પણ તેમના છેલ્લા મોટા કજયા બાબે ગાડીમાં તો કાંઇ વાત થઇ શકીજ નહીં. ડચેસ ઉપરાંત ગાડીમાં સર એનહુ કેસલ્સ હતો, કે જેને ડચેસે પોતાની ગાડીમાં 'લીફ્ટ' આપી હતી. તેનો બંગલો તેઓ રહેતાં હતાં તેની બાજુંમાંજ હોવાથી, અને તે આય બૉલમાં એકલોજ આવેલો હોવાથી એ કાસલમેનવાલાંઓની ગાડીમાં તે ભાગ પડયો હતો. ઘર જતાં, એટલાવાસ્તે, ગાડીમાં તો બધી એ બૉલને લગતો એલારપેલારનીજ વાત થઇ, કે જયારે તે નાહની જળેલાં જીગરની છોકરી, કંઇ બન્યુંજ નહીં હોય તેમ, બાહેરથી ખુશ દેખાવનો ફ-તેહમંદ ઢોંગ કરીને ખુશાલ દેખાવથી વાતચીત કરી શકતી હતી તે જોઇને જવાંન બરત્રાન્ડ મનથી થોડોક અજબ થયા વના રહી શકયો નહીં.

તેઓ ઘર પોંહોંચ્યા.

ઘર પોંહોંચતાં સાથે, ડયુકને ટાળવાજ માંગતી હોય અને વાત કરવાને એક પણ ચાન્સ આપવાજ નહીં માગતી હોય તેમ, ડચેસ જોડે વાત કરતી કરતી નાહની વેલેનટાઇન તેણીના (ડચેસના) ઓરડામાં ધુસી ગઇ, જ્યાં ડચેસે કૉફી મંગાવી, અને કૉફી સીપ કરતાં તે બોલને લગતી તે બે બાનુઓએ પોતપોતા વચ્ચે નિરાંતથી બેસીને એટલી બધી વાત કરયા કીધી કે તેણીની વાટ જોતાં બાજુમાંના ડ્રોઇંગરૂમમાં ખોટી થઇ રહેલા ડયુકનું બધું પાકીને પલેથર થઇ ગયું ! તેણે જોયું કે એ રીતે બને એટલું મોડું થવા દઇને વાલ (વેલેનટાઇન) પોતાના ઓરડામાં સટી જવા ચાહતી હતી, અને તે રાત્રે તેણીને મલીને તેણીનાં અને પોતાનાં મનનું સમાધાન કરયા વગર તે સુઇજ નથી શકવાનો એ વાતની ખાત્રી હોવાથી તે જીવપર શકતી ખેંચીને ખોટી થઇ રહ્યો.

અંતે જ્યારે તેની તમામ ધીરજ ખપી ગઇ ત્યારે તે એક કાગળની કાપલીપર બે ત્રણ લીટીઓ લખીને પોતાનીજ સાથે તે માતાના બુડવૉરમાં લઇ ગયો, અને તે માયને કંઇ ને કંઇ બાંહણે વાત કરાવતો રહીને તે નહીં જુએ તેમ તેણે તે કાપલી વૅલેનટાઇનના ખોલામાં નાખી.

તેણીએ, મગર, તે વાંચી નહીં. તેણીએ તે તરફ જોયું વટીક નહીં. અજબ જેવી ઠંડાઇ સાથે તેણીએ તે કાપલી ઉંચકી, અને જેમ પેલો ગોલાબ તેણીએ ચુંથી પીખીને કટકા બુકલા કરી નાખ્યો હતો તેજ કીસમે, રમત રમતી રવેસે, તેણીએ તે કાપલીનાં ચીરયાં ઉતારયાં, અને પછી પોતાની ખુરસી તળે ફેંકી દીધાં.

ડયુકનું વધતું કોહી ગયું !

"મમા, હવે વૅલેનટાઇનને જરા ફાજલ કરોની ? તમેજ એની સાથે તાહેલાં કરયા કરશો કે ?" તેણે રમુજી તોરથી કહેવાના ઢોંગ કરયા, જ્યારે તેના અવાજમાં અધીરાઇ અને ગુસ્સો પ્રગટ સાંભળી શકાતાં હતાં ; "હયાં હવા ઘણી ગરમ છે, અને બાહેર બાલકની પર તારાઓની ચકચકીત રોશની વચ્ચે હદ વગરનું ખુશનુંમાં લાગે છે."

ડોસાં હસયાં.

"જાની, જાની, વૅલેનટાઇન એ અધીરા ને અદેખા છોકરાને એ વાત કરીને રીઝવની ?" તે માતાએ હસીને કહયું ; અને ત્યારે વૅલેનટાઇનને તેની મરજી ઉપરાંત ઉઠવુંજ પડયું. તે ડયુકને પોતાને તો

સફા નાજ કહેતે, પણ તુમાખી ડચેસથી તે ઘણી થથરેલી રેહતી હતી, ને કોઈબી વાતમાં તેની સાંમે તે નાતાબેદારીનું સર ઉઠાવી શકતી હતી નહી.

તેણીએ બાજુમાંની એક ખુરસી પરથી એક રેશમી શૉલ ઉંચકી લીધી, અને બોલને લગતા ઉંઘાડી છાતીના ડ્રેસપર તે ઓઢી લઇ ડયુક જોડે પોતાની મરજી ઉપરાંત તે બાહેર બાલકનીપર ગઇ.

"વૅલિનટાઇન, કાંય એટલું અતેરૂં કરેછ!" બાલકનીમાં એકલાં પડવા સાથે તરત ડયુકે ગમગીન સરોદે સવાલ કરયો; "તું કાંય એ મુજબ——"

"તમે તો મને અહીંની ખુશનુંમાં હવા વાસ્તેજ તેડી લઇ આવ્યાછ કેની, ડયુક?" તેણીએ ગુસ્સાની આંખ્યો ઉઠાવી પુછ્યું.

"હવાને મરવા દે," ડયુકે વધતી અધીરાઇથી કહયું; "ને ત્યાં ઝાડો તરફ ના જોયા કર. માહરી તરફ જો. માહરો પોતાનો એ વાંક શું થયો તે તો મને બતાવ?"

"તમે તેને એક બી ઉત્તેજન નહી આપવા વાસ્તે મને પ્રોમીસ કરયું હતું" તેણીએ તીખાસથી કહયું; "અને તે છતાં તમો તેને જોવોછ એટલે તરત માથું ગુમાવી દેઓછ એજ શું બતાવેછ? એમ તમે ક્યારે કરતા હતા? આપણે બંને એકમેકના પ્યારમાં એ આસમાની બલા વચ્ચે ફુટી નીકળી ત્યાં સુધી અને તે આગમચ કેટલાં બધાં સુખી હતાં અને ત્યારે એને આવીને એ કીસમે માહરૂં સુખ ચુંટી નાખવાનો હકજ શું હોય? તમે એને ચાહોછ ખરા કે નહી?"

"હું તને કહી ચુકયોછ કે નહી!" ડયુકે આગ્રહપુર્વક જવાબ કરયો; "પણવાની ઉમેદથી હું એને ચાહતોજ નથી."

"ત્યારે તમે કાંય એની ઉપર એટલું બધું ધ્યાન આપોછ?"

"તેનો હું ખેલાસો કરી શકતો નથી," ડયુકે નાચારીનું કહયું; "એની કોઇ એવી જાદુઇ અસર અને મોહીની છે કે જેમાંથી ખુદા જાણે કેમ હું મુકત થઇ શકતોજ નથી!"

"અને તેજ વાતનો મને સૌથી મોટો વાંધો છે!" લૉર્ડ આરડનની દીકરીએ તકરાર લીધી, "તે હું ખમી શકું તે કરતાં ઘણું વધારે છે. હું પ્રમાણીકપણે તમોને કહી ચુકીછ કે હું તમોને અદેખી હદ સુધીના જાનોનીસાર હેત સાથે ચાહતી થયલી છું, અને તમારી પરણી મોહોરદાર નહીં તો આખો ભવ કુંમારી રહીને સાચી દોસ્ત થવા

બી હું હજારો દીલથી ખુશી છેઉં ! પણ તમે એ અબલાને પરણ્યા તો હું કદી—કદી ખમી શકવાની કે માફ કરી શકવાની નથી. એ મને ગમતીજ નથી. મેં તમોને કહયુંછ તેમ તમારી નાઓમી પાછી આવે ને મલે તો હું મારી હજારો નાઉમેદી છતાં એક બી સહરાગત વગરનાં હેતથી તરત ખસી જઇને તેને વાસ્તે જગ્યા કરશ, અને તે તમારાં તે મોટાં સુખમાં હું પોતે માહરી આંખોથી ખરેખરૂં સુખ માનશ તેનો સાચ્ચો દાદાર સાક્ષી છે, પણ બીજી કોઇબી ઓરતની દાખલ હું ખમી શકવાની નથી, અને આય અબલાની તો મુતલગજ નહીં !"

"પણ તું એના તરફ ખરેખર ઘણી ગેરવાજબી થાએછ."

"જરાબી નહી !" વૅલેનટાઇને હઠ લીધી; "એને આજ રાતના બૉલમાં એવી રીતે ડ્રેસ કરીને આવવાનું કારણુજ શું હતું ?"

"એ તો એક એના મનના ફાંટાનું પરીણામ થયું."

"બીલકુલ નહીં !" વેલેનટાઇન બજીદ થઇ; "એ જાણીબુજીને તમોને રાજી કરવા, આંજી નાખવા અને જીતવાજ એવા એક સ્ટુપીડ તોરનો ડ્રેસ કરી આવી. વળી તેની આગળ માહરી અદેખાઇમાં હું પકડાઇ આવવાથી માહરૂં દીલ વધતું જખમાયલું છે, ને હવે તે હું ચાલવા દેવાની નથી. હવે હદ વળી જઇ ચુકી છે. મને તેથી સાંભળી લેઓ, ડયુક: અમો બે વચ્ચે તમો એમ રમત કરતા રહી શકવાના નથી. તમે મને તમારા વિસ્વાસ અને દોસ્તીનુ માન આપ્યુંછ, અને તે જો તમો સાચવવાની જરા પણ દરકાર ધરાવતા હોવો તો તમારે એ પોરીનો પહલો સબરદબર મુકી દેવો જોઈશે ! યા તો એ કે યા તો હું: એક મ્યાનમાં બે તલવાર સમાઈ શકવાનીજ નથી !"

"તું તો જાંણે લોજીકના કાયદાથી તકરાર કરેછ !" ડયુક ફીકકું હસ્યો.

"લૉજીક ફૉજીકને જેહાનમમાં નાખો !" તેણીએ વધતા. તીખાસથી કહયું, "ને આય માહરો સેવટનો ઠરાવ સાંભળી લેઓ। હવે હું કોઈબીં દહાડે એને કેડબો મલવાની કે એની સાથે બોલવાની નથી, અને તમે જો એનીથી અલગા નહીંજ થઇ શકશો તો હું પોતે માહરાં ગલાં પર છરી ફેરવીને બો તમારાથી અલગ થઇ જવશ, અને માહરા પપાને ઘેર નાઇસ પાછી જતી રેહવશ."—અને ડ્યુક તેને કાંઇબી વધારે કહે અથવા જાસ્તી રોકે તે આગમજ તે ધસારાબંધ ત્યાંથી ચાલી ગઇ, જ્યારે અંદર જઇ ડચેસને તેના ઓરડાનાં બારણાં બાહેરથીજ પોકારીને 'ગુડનાઇટ' કરતી તે પોતાના ઓરડામાં સુવા જતી રહી.

——— ———

## પ્રકરણ ૩૫.

પેલા હાથપર વૅલેનટાઈનને લઈને ડયુકનાં તે ઓરડામાંથી બાહેર જવા પછી તે ડચેસ માતા એકલી પડી ત્યારે દુખ અને નાઉમેદીની એક સરદ હાય પોતાની છાતીમાંથી બાહેર પડતી તે રોકી શકી નહીં! આય તેને દીકરો આવો અસીલ, આવો હેતવંતો, આવો ભલો, આટલો નેક-ચલણ, જે વરસો સુધી બઇરાંઓની કંપનીમાં સુખ માનતો નહીં હતો અને બઇરાંઓથી નાહસ્તો ફરતો હતો તે વાહલી વેલેનટાઇનના આવ્યા પછીથી એક હાથપર તેની કંપનીમાં અને બીજા હાથપર પેલી અમેરીકન ખુબસુરતીની કંપનીમાં દેખીતો ઘણું સુખ માનતો થયો હતો, અને તોપણ અરે, તે કાંય હોઠ ઉપાડીને તે બેમાંથી એકને બી પરણવાનું હજી પ્રોપોઝ કરતો નહીં હતો? તે કયાં સુધી ફાંફાં મારતો અને અવત્યાં મેલતો હજી એમ ચુપ રહેનાર હતો?

તેનો જીવ બહુજ અકળાયો. ઓ, તેણીએ ચાહયું કે દુષ્ટ ઍવરલી-વાલાંઓ કાસલમેનના માન પામેલા ખેતાબમાં ભાગ પડે અને એ કરોડોની કીંમતી ઍસ્ટેટનાં ધણી થઇ બેસે તે કરતાં તો તેનાં બેટાનાં મજકુર નાઓમી વીન્ટર જેવી એક જોડેનાં લગનને લાખ ભલાઇ કેહેવાતે! વળી હવે તે માતા ફકરમંદ થઇ. વૅલેનટાઇન ઘણા વારની સુવા ગયલી છતાં બરત્રાન્ડ હજી બાલકનીમાં બાહેરની ઠંડક વચ્ચે બેસી રહો હતો, અને પોતે સુવા જવા આગમચ સરેસ્તા મુજબ ગુડ નાઇટ કરવા હજી તેની કને પાછો ફરયો નહીં હતો, તેથી તે ફકરમંદ થઇ, અને શૅાલ ઓઢી લઈને તે પોતે તેને જોવા બાહેર બાલકની પર ગઇ.

તે (બરત્રાન્ડ) ત્યાંની એક મોટી ખુરસીમાં લાંબો છર થઇ પડેલો હતો, અને તેનો એક હાથ તેની આંખ પર ચિંટાળેલો હતો. તે શું ઉંઘાઇ ગયો હતો?

તે માતાએ નરમાશથી તેના માથાં પર હાથ ફેરવ્યો, અને તે એકદમ ચમકી ઉઠયો. તે થોડોક ગભરાઇ ગયલો લાગ્યો.

"કાંય, દીકરા, હજી સુવા જતો નથી? અહીંજ પોઢી જશેની?" તે માતાએ હેતથી સવાલ કરયા.

"તમે મારી વાટ જોયા કીધી, મમા?" તેણે કાળજીવંત પુછયું; "ચાલો, ચાલો, તમે બી સુઇ જાઓ હું તમોને મલી લઇને માહરા ઓરડામાં સુવા જવાનો વિચાર કરતો હતો તેવામાંજ તમે આવ્યાં."

તેઓ બાલકનીમાંથી આગલા હૉલમાં આવ્યાં, અને તે માતા ત્યાંની બતીના ઉજાસમાં તેનો દર્દમંદ ચહેરો જોઇને દેહેશત ખાઈ ગઈ.

"એ વળી શું છે, દીકરા? તું શું સારી પેઠ નથી?" તે માતાએ અરધું રડી દઇને પુછ્યું.

"એ તમારો ધખારો છે, મમા," તે હસ્યો. "માહરી પરનાં તમારાં હદ વગરનાં કાળજીવંત હેતનું એ પરીણામ માત્ર છે. હું તો તદન સારી પેઠ છેઉ. મને શું હોય? જાઓ, નિરાંત કરીને જઈને પોઢી જાઓ. ગુડ નાઇટ.–"અને તે પોતાની હેતવંતી માયનાં ઠંડા કપાલપર સરી આવેલાં અધકચરાં પાકેલાં ઝુલફાંઓ ઉચાં કરી, તે કપાલ ઉપર એક ઉતાવળી કીસ લઇને, ચાલતોજ થયો.

તે માતા ઘણી નાઉમેદ થઇ. કેવું તે તેની ખાંચ પર માંથુ નાખીને ઍવરલીવાલાંઓને લગતું તે જે દુખદાઇ તે રાતના બૉલમાં સાંભળી આવી હતી તે દુઃખ રડવા ચાહતી હતી? કેવું તે રડીને પુછ્વા ચાહતી હતી કે તેને શું દુખ હતું, અને તે કાંય તેની જણેતાને વિશ્વાસથી જે હોય તે ખરેખરૂં કહેતો નહીં હતો! પણ તેણે તેણીને તક આપીજ નહીં, અને તક આપતે તોબી તે માતા તેમ કરતે એ શક ભરેલું છે. તે જાંણુતીજ હતી કે એમ કરવું બીલકુલ બેકાર અને ફુઝુલ હતું. તે બધી રીતે કહયા-સાર, નમાનો, તાબેદાર અને એક ખરો હેતવંતો સપુત હતો, પણ તે માતાને મજબુતીથી એમ લાગતું હતું કે તે તેને જોઇએ એવી રીતે પોતાનો વિશ્વાસ આપતો નહીં હતો, અને અને તેનો તે ઘણો ગમ કરતી હતી. તે તોરવંતી અને તુમાખી હતી, તેણે પોતાના એ રાજા જેવા દીકરાને પોતાની ધાક ધમકીમાં તાબેદારી ભરયોજ ઉધારયો હતો, પણ તેને વાસ્તેનાં તેનાં માવીતર હેતની કોઇ હદજ નહીં હતી, અને તેનાં એક નખને દુખ થાય તો તેનુ આખું દીલ ફીકરથી ધ્રુજી પડતું અને જળી જતું હતું!

હેવે નાસ્તાની ટેબલપર તે સહવારે ડચેસે વાત કાઢી,

"આજે સહવારથી મને વિચાર થાયછ, છોકરાંઓ, જે આપણે આટલા બધા બૉલમાં જઇ આવ્યાં ત્યારે આપજને બી એક બૉલ હવે આપવોજ જોઇએ અને તેનાં તેડાં કાઢવાં જોઇએ," તેણીએ કહયું; "પૅરીસથી ત્રેવર્સવાલાં આવેલાં છે, અને તેઓ અહીં છે તેટલાંમાંજ એ બૉલ થવો જોઇએ. એ કેટલાં આપણાં મેહરબાંન છે અને એ લોકનું કેવું આપણી પર હેસાંન છે તે તું તો જાણેછ, બરત્રાન્ડ."

"જેવી તમારી મરજી, મમા ડીઅર," બરત્રાન્ડે હંમેશની તાબે-દારીથી કહયું.

"અને વળી હું ધારૂંછ કે એ બૉલ આપીને આપણે અહીંની સીઝન ખતમ કરયે અને રૂડકાસલ જતાં રહીએ," તે માતાએ જારી રાખ્યું. "અહીં લંડનમાં તો આએ વખતે આપણે ઘણુંજ પુરતું થોભ્યાં. હજી આપણી વૅલેનટાઇને તો રૂડકાસલનો મેહલ જોયોબી નથી!"

"તમોને અત્રે હજી ગમતું હોય, મમા ડીઅર, તો માહરે ખાતર ઉતાવલ કરીને રૂડકાસલ ખાતે પાછાં ફરવાની કાંઇજ જરૂર નથી," વૅલેનટાઇને નમ્રતાથી કહયું.

"નહી, દીકરી, ખરી વાત તો એ છે કે અમો આટલું લાંબુ કોઇ બી સીઝન લંડનમાં થોભ્યાં નથી," ડચેસે કહયું. "એ તો આએ વખતે આએ ગ્લીનટનવાલાંઓ આવી ગયાં અને બધી કુંપની હદથી જયાદા 'એગ્રીએબલ' થઇ પડી તેથીજ હું એટલું બધું જયાદા થોભી ગઇ"—અને પછી વિચારવંત અદાએ વધાર્યું, "ખરેખર, આએ મીસ ગ્લીટનને તો હદજ કીધીછ! એ છોકરીએ અહીં આવીને એટલા ટુંક વખતમાં જેવી રીતે તમામ સોસાયટીનું દીલ જીતી લીધું તેમ કોઇ બી કરી શકે તે વાસ્તે મને શક છે. મને પોતાને બી એ કાંઇ અજબ જેવી વહાલી થઇ લાગેલી છે!"

કોઇએ જવાબ કર્યો નહી. વૅલેનટાઇને પોતાનું મનોહર માથુ કૉફીનાં કપમાંજ ખોસી રાખ્યું, અને ડયુક નીચી મુંડીએ ખાયા કીધુ

"કાંય, કોઇ કાંઇ બોલતાં નથી?" ડચેસે જરા થોભીને અજબ થતાં આગળ ચલાવ્યું; "હાલ એ ગ્લીનટનવાલાંઓ બી અહીં છે અને લોકોનાં એટલાં વાહલાં થઇ પડેલાં છે ત્યારે આપણે ત્યાંના એ બૉલનો વધારે મોકો છે. અમોને, તેથી, તેડાંને લાયકનાં નામો ચુંટવામાં તાહરે મદદ કરવી જોઇશે, બરત્રાન્ડ બેટા."

પણ બરત્રાન્ડ ભાગ્યેજ સાંભળતો હતો! તે તો આવી બધી બલાગતોથી બચવા દુરદરાઝ નાહસી જવાનીજ પોતાના મન સાથે જીક અને ફીક કરતો બેઠો હતો! તે એક કરોડપતી અને પેહલી પંક્તીનો ડયુક હતો, પણ, અરે તે ખ્યાલ કરતો હતો કે એક હેતવંતી મોહરદારની સુખકારક ગોદમાં તેના કરતાં તો એક મુફલીસ બુરજીગર, ચટણી રોટલી ખાઇને, હજારો ઘણો વધારે સુખી હોવો જોઇએ! આએ તો તેને એ બધુ તેનું મુકી ચુકીને પરદેશ ખેડવાનું હતું, અને એ પરદેશગમનના પોતાની મરજીના દેશવટા દરમ્યાન દુષ્ટ ઑનર્લીવાલાઓને પોતાના ખેતાબ અને પૈસા વાસ્તે આગલ રહીને તેનો મોકલાસ કરી આપવાનો હતો!

"શું થયું, બરત્રાન્ડ બેટા, સાંભળેછ કે ઉંઘાયછ? જવાબ દેની?" તે માતાએ તરારો મુકયો,—અને ત્યારે બરત્રાન્ડ ઉંઘમાંથી હોય તેમ પાછો ઝબકી ઉઠીને મુશકીલથી સચેત અને સાવધ થયો. "તુંને માહરો એ એક બૅાલ આપવાનો વિચાર ગમેછ કે નહી?"

"પણ મને કાંય નહિં ગમે, મમા! એમ કાંય કરોછ?" તે બેટો કગલ્યો, "વળી આપણે આટલે બધે ઘરે જઇ આવ્યાં તે લોકોને આપણે અહીંથી જઇએ તે આગમચ આપણે ઘેર નોતરવાનું ઘણું ચાહવા જોગ થશે. એ ઉપરાંત ત્રેવર્સવાલાંઓનું આપણીપર આટલું બધું હેસાંન છે ત્યારે તેઓ બી અહીં છે તેવામાં એવો એક બોલન તેડાં બાહેર પાડવાનું ખચ્ચીતજ ઘણું સલ્લાહકારક થશે."

"ત્યારે હું પોતે પેહલે તેડાંનું એક લીસ્ટ તૈયાર કરૂંછ, અને દીકરી વૅલેનટાઇન સાથે અમો બે વચ્ચે તે 'દીસકસ' કીધા બાદ નવાં નામો ઉમેરવા કે બાદ કરવા તુંને હું માહરી પાસે બોલાવી લેવશ."—

—અને એમ કહી ડચેસ દમામથી ઉઠીને પોતાના ઓરડામાં ગઇ, જ્યારે તે બે છોકરાંઓ બ્રેકફાસ્ત પાર્લરમાં એકલાં પડયાં.

ડયુકે બહુજ દુખી દેમાગ સાથે એ દરમ્યાન 'તાઇમ્સ' ખોલ્યુ, અને તેમાં માથું ખોસ્યું, જ્યારે વૅલેનટાઇન બાડી આંખે તે અતી ઘણો સોહામણો પણ બહુજ શોકાતુર અને રંજ પામેલો મુખડો તપાસતી એક ફુલ જોડે રમત કર્યા કરતી બેઠી હતી.

"હું જોઉંછ પાછા આગળ જેવા શોકાતુર થઇ ગયલ છો, ડયુક," તેણીએ કહ્યું; "અને તે બધું માહરે લીધે થયુંછ કેની? હુંજ તમોને સુખનું નહી ને દુખનું સાંધન થઇ લાગીછ કેની?"

"તું મને દુખનું સાંધન કોઇ દહાડે બી થઇ શકેજ નહી, વહાલી વાલ," ડયુકે શોકાતુર અદાઓએ જવાબ કર્યો. "તું રીસાસલી હોય ને માહરી સાથે બોલે નહી તાહરે બી કાંઇ નહી તો તું માહરી આગળ હોય અને હું તાહરા મીઠા ચેહરામાં જોતો રેહું તે સખ્યારો વટીક મહારે માટે મોટું સુખ છે! માહરો જે એક ભેદ માહરાં દીલમાં કબર કરી પડેલો તે તું જાંણેછ અને માહરાં દુખમાં શરીક થાયછ તેજ સખ્યારો મને શું થોડો છે?"

"વળી એ વાત કાંય પાછી આજે યાદ કીધી? તમોને શોકાતુર કે ગમગીન જોવાનું હું ખમી શકતીજ નથી, બરત્રાન્ડ," તે હેતવંતી છોકરીએ તેનાં ગલાં આસપાસ હેતાળુ અદાઓથી પોતાના સુવાળા

મખમલ જેવા હાથ વિંટાળતાં દયાથી અરધું રડી દઇને કહ્યું. તે ભુલીજ ગઈ. તે આસામી સાંમેનો આગલી રાતનો પોતાનો કહેર, ગુસ્સો, ક્રોધ એક સેકન્ડમાં તે ભુલી ગઇ!

"તે વાત હું ભુલીજ કયારે જઇ શકુંછ?" ડયુકે અફસોસ કીધો. "માહરાં કમનસીબે માઇકલ દ્રોસ્કી જેવો એક બાહોસ ડીટેકટીવ વકીલ નાઓમીનો કશોજ પત્તો મેળવી શકતો નથી, ને હવે ત્યારે હું પોતે તેની શોધમાં નીકળવાનો વિચાર રાખુંછ. મમાએ નક્કી કીધેલો આટલો બોલ થઇ જાય તો પછી હું પોતે ઘેર છોડીને અત્રેથી દુરદરાઝ કેથે જતોજ રહેવાનો છેઉં!"—અને તે એમ કહેતો હતો ત્યારે વેલેનટાઇન જોઇને હદ વગરનું દુખ પામી કે તેની આંખોમાં ભીનાસ હતો.

"ઓ, એમ ના બોલો, બરત્રાન્ડ; એવો કોઇ વિચાર કદી રાખતાજ ના!" તેણીએ રડી દઈને કાકલુદીથી કહયું? "હું જાણુંછ કે રાતના મેં બતાવેલા કફોડા ને તોડછોડભરયા માહરા સ્વભાવને લીધે તમો એ ઠરાવપર આવ્યાછ, પણ મને માફ કરો! હું ફરીથી એમ નહીંજ કરશ. ફરીથી વધની સંભાળ લેવશ ને મીસ ગ્રીનટનને માઠું નહીં લાગે તેમજ વર્તશ."

"હું તેજ કારણથી જાઉંછ એમ કાંઇ નથી. વૅલેનટાઇન," તે તે જવાંને ઉંડી ગમગીનીથી કહયું; "હું અત્રે રહીને શું કરૂં? માહરી જીંદગી એક કદુઆ, શ્રાપ કે ભાર જેવી છે! જો નાઓમીનો પત્તો નહીં મલે અને તે જીવતી છે કે ગુજર પામેલી છે તે વકીક હું જાણવાજ નહીં પામું તો માહરી નાસબાર હાલ વચ્ચે આય જુઠાં ને ઠગારાં જીવતરે અહીં રહીને હું કરીજ શું શકવાનો છેઉં?"

"પણ તમારાં મમાનો બીચારાનો અને તેવણની જૈરીનો તો જરા દયાથી ખ્યાલ કરો?" તે વાહલી છોકરીએ હવે નવધાર આંસુઓ વચ્ચે તકરાર લીધી; "વળી તમે જઇને ફાયદો શું ઉઠાવાના છો? દ્રોસ્કી જેવો એક, જેનો તો એ રાત દહાડાનો ધંધોજ છે તે જો નથી એ પત્તો મેલવી શકતો તો આ બોહોલી અને ચોખંડ પૃથ્વીમાંથી તમે તેને કેમ શોધી કાહાડવાના હતા? ઓ બરત્રાંન્ડ, ના એવો ઘેલો ગાંડો વિચાર રાખો! મમા બીચારાં તમારો એ ઠરાવ સાંભળતાં હબતીને મરી જશે તેનો તો ખ્યાલ રાખો?"—અને તે ગભરાઇને બેઅખત્યાર રડવા પડી!

ડયુકે તેને એક ભાઇનાજ હેતથી પાસાંમાં લીધી, અને તેનું માથું પસવારીં તેનાં ઝળકતાં કપાલ ઉપર એક મીઠો બોસો લીધો.



## પ્રકરણ ૩૬.

ડચેસને ત્યાંનો બૉલ, જેમ ધારી શકાય તેમ, એક ઘણી નમુનેદાર ફ્તેહ પુરવાર થઈ. ડૅકોરેશન્સ, રોશની, ફુલોની ગોઠવણી, એ બધું આંખે ઉડીને વળગે એવું મોહક હતું, પણ સૌથી વધારે મોહક અને દીલકસ તો આંખ નહીં ઠરી શકે એવી એકથી એક સરસ દીલજીત સુંદરીઓની સુંદરતાનો જે એક જોવાજોગ મોટો ઝમેલો ત્યાં જમા અને ભેગો થયો હતો તે હતું! એવી અને એટલી બધી મનમોહન ખુબસુરતીઓ બીજા કોઇ બી બૉલમાં જોઇ શકાઇ હોય એ શક ભરેલું છે, અને, અલબત, એ બધી ખુબસુરતીઓમાં ખુબસુરતીની દેવી ને ખુબસુરતીઓના એ એક મોટા મહાસાગરની સુંદરી મીસ ગ્લીનટન એકલીજ હતી. વેલેનટાઇન આરડનનું તેજ, કે જે ગોયા ચંદ્રમાનાં નુરનું એક પાત્રજ હતું તે વટીક, આ ખુબસુરતીનાં તેજસ્વિ સ્વરૂપ સાંમે વધતું ઓછું નમીજ ગયલું જોઇ શકાતું હતું!

મગર, ડયુકનું શોકાતુરપણું તેને મુતલગ છોડી નહીં ગયું હતું, કે જે શોકાતુરપણુંનો ભેદ ફક્ત એક લેડી વૅલેનટાઈનનેજ ખબર હતો. બીજા બધાં—મીસ ગ્લીનટન સુદ્ધાં-એ જોઇને ગુંચવાતાં ને મનથી અજબ થતાં હતાં. તે બધાં સાથે ખુશ દેખાવાનાં ઢોંગથી હસતો, પણ તે એક બીમારનું હસ્વું હતું એમ લોકો જોઇ શકતાં હતાં, અને વૅલેનટાઇનનો જાન એ જોતાં બળીને ખાખ રાખ થઇ જતો હતો. તે જોઇ શકતી હતી કે નાઓમીના ગમમાં આટલે બધે વરસે શહેર ઘેર છોડી જઇને પોતાની પસંદગીનો એક દેશવટો લેવાના પોતાના નિશ્ચયને તે વધતો ઓછો વળગીજ રહેલો હતો, અને તેજ એ તેના શોકાતુરપણુંનું આગેવાન કારણ હતું. તે દેખીતો ઘણું દુખ પામતો હતો. બીજા જવાનોને એક બી જંજાલ વગરની ખુશાથી લોકો સાથે ભેળાતાં જોઇને તે પોતાની આપીત જીંદગીને હજારો ફ્દુઆ ચહતો હતો, કે જે ફ્દુઆ પામેલી જીંદગીએ તેનાં જીવનને વધતું ઓછું એક ઠગારૂં જીવવાનું બનાવ્યું હતું. તે પોતાનેજ ઘેરનો બૉલ હોવાથી યજમાન તરીકેની ફરજ અદા કરવા બધાં મહેમાનોમાં છુટથી ભેલાતો હતો, પણ અરે, સામટી રીતે તે કેટલું બધું ઠગારૂં હતું. તેનું ભીત્તર કોયલો થઇ ગયલું હતું! તે છતાં તેને બાહેરથી હસતો દેખાવાના ઢોંગ કરવા પડતા હતા. તેણે પેલા પૅરીસનાં મહેમાનોની આગેવાની ભરી આગતાસ્વાગતામાં પહેલો ડાન્સ તે મેહેમાંનની વડી બેટી જોડેજ કરયો હતો, અને પછી વારા ફરતી મીસ ગ્લીનટન,

લેડી વેલેનટાઇન અને બીજીએ જોડેના ક્યુરીડાન્સ તેણે કર્યા હતા ખરા, પણ તે બધાંમાં મોજનું કે મઝાહનું તત્વ જરા એ સામીલ નહીં હતું.

મધરાત થતાં સપરનો ઘંટ થયો, કે જ્યારે એક મોટી લાંબી કુશાદે ટેબલ સુના રૂપાની પ્લેટના બોજ હેઠળ જાણે લચી જતી હતી. દરેક જાતનો મોંઘામાંમોંઘો વાઇન, કીંમતીમાં કીંમતી ફ્રુટ અને ફુલ, નમુનેદાર ડીશીસ, અને ઉંચામાંઉંચો મખવાસ, એ બધું હાજર હતું, કે જે ટેબલના વડા તરીકે પુરૂષોમાં રાજા હોય એવો દમામદાર સોહામણો ડ્યુક ઓફ કાસલમેન બેઠો હતો; પણ અફસોસ કે છેલ્લા કેટલાક દીવસોથી તેના ચેહેરામાં ઘર ઘાલી બેસી ગયેલો પેલો ઉંડો શોકાગ્નિ તે પોતાનાં દીલથી હજી પણ દુર કરી શકતો નહીં હતો. તે એક શોકાગ્નિ હતો કે જે તે ખુશીભરેલા મોટા આનંદી મેળાવડાની મોજને તેને સારૂ બેહીસાબ બનાવી મેળતો હતો, રોશનીનું તેજ કમ કરી નાખતો હતો, ફુલોનો ભભરાટ લુટી લેતો હતો, અને સુંદર નાઝનીનોની આંખ ચકીત થાય એવી ચંદ્રસમ ખુબસુરતી વટીક ઝાંખી કરી નાખતો હતો!

તેઓ બધાં જમવા બેઠાં, પણ હજી તો ડ્યુક પોતાની બેઠકમાં જમ્યા લે તેવામાં તેનો ખાસ ખીદમતગાર જેમ્સ અદબથી સલામ કરતો તેની ખુરસીની પછવાડે અવી ઉભો.

"કોઇ ગ્રહસ્થ તમો નામવરને તાકીદનું મળવા માંગેછ, માહારા લોર્ડ," તેણે તેના કાન પર પડીને ધીમેથી કહયું.

"અત્યારે?" ડ્યુકે ગુસ્સાનાં નેણુ જમાવીને પુછ્યું. "શું કહેવા માંગેછ ને તેનું નાંમ શું છે?"

"નામ તેણે કહયું નથી, માહરા લોર્ડ, પણ તે મારતે ઘોડે ઘણી ઉતાવળે આવ્યોછ, અને કહેછ કે માહરૂં કામ ઢીલ નહીં ખમી શકે એટલી જરૂરનું છે."

"તેને કહે કે સવારે આવે," ડ્યુકે હુકમ કરયો; "અત્યારે મળવાનું હોય નહી. હાલ મને ફુરસદ નથી."

"કાંય જતો નથી, જેમ્સ?" ડ્યુકે ગુસ્સો કરયો.

"તે તમો નામદારને મળ્યા વગર પાછો નહીં જઇ શકશે, માહરા લોર્ડ તે મને ખાત્રી આપતો હતો કે તેનું કામ તેવાજ તાકીદના પ્રકારનું છે," તે ખીદમતગારે જવાબ કરયો.

"તો જા, તેને તેનું નામ પુછી આવ," તેણે હુકમ કર્યો,—અને જેમ્સ નમીને ચાલતો થયો.

અને જ્યારે કે શેમપેનના બુચો ધરોધર ઉડતા હતાં, સુના રૂપાની રકેબીઓ ને કાંટા ચમચાના ખણુખણાત ચાલુ થઇ ચુકયા હતા, બાનુઓનાં મીઠાં હસવાના મધુરા નાદો અને ગ્રહસ્થોની વાતચીત કરવાના અવાજો કાને આવી અઠડતા હતા, ત્યારે ડયુક એ એવી મોડી રાત્રે એવું તાકીદનું લગભગ એક તકાજા સાથે મળવા આવનાર કોણ હોઇ શકે તે વાસ્તે ફોકટજ ખ્યાલ કરતો અને અજબ થતો રહયો. તેની સામે મીસ ગ્લીનટન બેઠેલી હતી, કે જેણીએ પેહેરેલા દીલકસ મોતી માણેકનો ઝળકાત તે તરફની ચકચકીત રોશનીમાં કીરણો પાછાં ફેંકીને તેની આંખને ચકીત કરી મેળતાં હતાં. તેની બાજુમાં લેડી વેનેનટાઇન હતી, અને એ બેવડી આગ વચ્ચે તે બળી મરતો બેઠેલો હતો તેવામાં ખીદમતગાર જેમ્સ પાછો આવ્યો. તેણે નમીને ઘણા અદબથી તેના હાથમાં એક પરબીડું મુકયું, જે પોતાની આસપાસનાંઓની દરગુજર ચાહીને તેણે ખોલ્યું, અને ત્યારે તેમાંથી એક કાર્ડ નીકલ્યો. એ કાર્ડપર ફકત એકજ નામ હતું, અને તે નામની હેઠળ પેનસીલથી થોડાક હરફો ઉતાવળે વધારામાં લખી મોકલેલા જોવામાં આવતા હત. તે આ મુજબ હતું:—

મી० માઇકલ ડ્રોસ્કી.

(ઘણી અગતની ખબર સાથે.)

અને એ નામ અને વધારાના એ હરફો વાંચતાંજ ડયુકને જે વીજળીનો ઝટકો વાગ્યો તેનું બયાન કરવા શું અત્રે થોભવું જોઇશે? તેનાં મોઢાં પરથી લોહીનો છાંટેછાંટો ઉડી ગયો—એટલી હદ સુધી પોતાના શીરૂઆતના ગભરાતના વચ્ચે તે ફીકકો પડયો, અને તે કાર્ડ વાંચતો થવાને એક કલાક વીતી ગયો હોય એમ લાગવા છતાં હજી તે ઉપરથી તે પોતાની ચશ્મો ખસેડી શકતો નહીં હતો!

માઇકલ ડ્રોસ્કી? ઓ ખોદા, જયારે કે તેના તરફથી કાંઇ બી ખબર મેળવવા વાસ્તે તેની ઉમેદો તમામ મરણ પાંમી ચુકી હતી, ને એ ધાટકી નાઉમેદીનાં દુખનો મારયો તે પોતે પોતાની પસંદગીનોજ એક દેશવટો લઇ તે અત્રેથી દુરદરાઝ જતો રહેવાના નકકી ઇરાદામાં હતો, ત્યારે એ શું દયાલુ ખુદાની એક નવાજીશ નહીં હતી કે તેજ આદમી તેની નામોશી અને તેના બેટાની ખબર લેતો આવેલો હોવાનું ખાસ પોતાના કાર્ડપર લખી મોકલતો હતો?

એ ખબર શું હોવી જોઇએ ! શું નાઓમી હૈયાત હશે ? શું તેનો વાહલો વારસ બેટો તેને મળવાનો હશે ? તે એક અતી આતુરતા ભરી શંકાથી દરેક નસેનસમાં ધ્રુજયો !

પેલો ખીદમતગાર જેમ્સ તો તેના માલીકના જવાબનો આરજુવાર ખુંટો દાતીને તેની ખુરસીની પીઠ આગળ હજી ઉભોજ રહેલો હતો, અને તે અજબ થતો હતો કે હીઝ ગ્રેસ તેને જવાબ આપવાનું ભૂલી ગયો હતો કે કેમ ? તે ખાનાંની ટેબલપર ઉંઘાઇ ગયો હતો કે શું ?

"માહરા લોર્ડ, તે આસામીને શું જવાબ આપવાનો છે ?" તેણે તે ઉપરથી જરા વાંકો વળીને નમ્રતાપુર્વક યાદ કરાવ્યું, જ્યારે ડયુક દીસતી રીતે ચોંકયો.

"તેને લાયબ્રેરીરૂમમાં બેસાડ," ડયુકે જવાબ કરયો, કે જ્યારે તેનો અવાજ ધાડો અને ખોખરો વાગતો હતો. "કહે કે સપર ખતમ થતાં સુધી હું આવી શકવાનો નથી, પણ અહીંની માહરી ફરજ પુરી થઇ રેહતાં હું તરતજ આવશ."—અને ખીદમતગાર જેમ્સ નમીને બાહેર ગયો. ખાંનું તો, અલબત, તે દરમ્યાનમાં ચાલુંજ રહયું, પણ અધીરા પડેલા ડયુકને, તેના અતીઅંત મોટા કંટાલા વચ્ચે, એમ લાગવા માંડયું કે ગોયા તે પુરૂં થવાનુંજ નથી ! અને તેવામાં તેની નજર પડી કે બાજુમાં બેઠેલી વૅલેનટાઇન તેની સઘળી એ રંજીદગી અને અધીરાઇ તિક્ષણ આંખોએ જોતી હતી. એ ઉપરથી તરત, ખ્યાલ થતાં, તેણે પેલો કાર્ડ તેણીને પાસ કરયો અને તે વાંચતાં તેણીની આંખોમાં પણ જે હદ વગરની અજાયબી પ્રગટી નીકળી તે એ બંનેએ જોયું કે સાંમે બેઠેલી મીસ ગ્લીટન, કશામાં હોય નહી તેમ તોપણ પુરતાં ધ્યાંનથી, તપાસતી બેઠી હતી.

પણ દુન્યામાં દરેક ચીજનો છેડો હોય છે તેમ ડયુકની એ હદ પાર અકરવકર અને અધીરાઇનો પણ અંતે છેડો આવ્યો. તે સપર કે જે પુરૂંજ નહી થાય એટલી હદ સુધી લંબાયા કરતું લાગતું હતું તેનું આયંદા સેવટ આવ્યું, અને તે દમામદાર મેલાવડો ઉઠીને જ્યારે સપર હૉલમાંથી બૉલરૂમમાં પાછો ફરયો, ત્યારે ડયુક પોતે પાધરો સટકી જઇને પેલા મીલાકાતીને મળવા લાયબ્રેરીમાં ગયો.

તે ગોયા ઉંઘમાં ચાલતો હતો, તેની આંખે અંધારાં આવતાં હતાં. તેનું તન મન જાંણે ધમધગતા અંગારો ઉપર ચઢાવ્યું હોય તેમ જલી જતું હતું !

# પ્રકરણ ૩૭

ત્યાં—તે મોટા આરાસ્તા લાયબ્રેરી રૂમમાં મજકુર સુપ્રસિદ્ધ ડીટેકટીવ તેની વાટ જોતો બેઠો હતો. તે મોટી જેહેમતની મુસાફરી કરી આવ્યો હોય અને ઠાક અથવા ભુખથી કેટલીક હદ સુધી હલાક થયો હોય, તથા જોઇએ એટલો આરામ કરવાનો પણ તેને વખત નહીં મળ્યો હોય એટલો બધો આજેર્દી તેનો ચેહરો જોઇ શકાતો હતો; મગર તેની આંખોમાં એક બાહોસ ડીટેકટીવની તેજી હજી પુરતાં પ્રમાણમાં ઝલકી રહેલી નજરે આવતી હતી, અને ડયુક આવ્યો એટલે તે અદબથી પોતાની બેઠકમાંથી ઉભો થયો.

"મેં અત્યારે આવીને તમોને ઘણી અગવડ કરી, મહારા લોર્ડ ?" તેણે દરગુજર ચાહતી રવેસે સવાલ કરયો. "હું જોઉંછ કે આજે તમારે ત્યાં એક મોટો બૉલ છે. અને તેવે વખતે અગવડ કરતો આવી રાત્રે આવવા સારૂં હું ઘણો દીલગીર છું."

"તમે બીલકુલ ભલેં આવ્યા છો," ડયુકે નરમાશથી તેને બેસવાની ખુરસી બતાવતાં અને પોતે બાજુમાંની એક ખુરસીપર બેઠક લેતાં ખાત્રી આપી. "તમોને મલવા અને પાછા જોવાની માહરી અધીરાઇ તમો જાણી શકતા હતે તો એમ કેહેતે નહી. હાલની ગમે એટલી અગવડો છતાં તમો મેં કહયુંછ તેમ ભલે આવ્યા છો. બેસો. તમો લંડન કયારે આવી પોંહોંચ્યા ?"

"હું તો બપોરનો આવેલો છેઉં, પણ અહીં આવીને બી માહરે ચોક્કસ ખાત્રીઓ કરવાની અને બાતમીઓ મેળવવાની હતી, એટલે તે સઘળું આટોપી લેતાં મને આટલું મોડું થયું."

"અને તમો લખોછ કે તમો માહરે સારૂં સારી કે માઠી કાંઈ ખબર લેતા આવ્યાછ ખરા?" ડયુકે સવાલ કરતી ઢપે કહ્યું, અને જો કે એમ કહેતાં અને પુછતાં તે પુરતો શાંત દેખાવાની જેહમત કરતો હતો, પણ તે બારે ગાંઠ પુરો અને પકો ડીટેકટીવ ખુલ્લું જોઇ શકતો હતો કે તે શું ખબર લાવ્યો હતો તે જાંણવાની અધીરતામાં તે જવાંન ઉમરાવ સરબસર તણાઇજ જતો હતો !

"હા, માહરા લોર્ડ, હું ખરેખર ઘણી અગતની ખબર લેતો આવેલો છેઉં," તે ડીટેકટીવે કહ્યું; "અલબત, તે મેલવવા માહરે માહરો જાંન પટકી નાખવા જેટલી જેહમતો ઉઠાવવી પડેલી છે, પણ હું ખુશી છેઉં

કે ઘણી ભરોસેદાર વિગતો મેળવવાને વાસ્તે હું અંતે ફત્તેહ પામેલો છઉં. હું પતરાજી કોઇ દહાડે કરતો નથી, પણ મેં તમો નામવરને કહ્યું હતું કે કોઇબી જો એ ભેદ ઉકળાવી શકે તો હું તે કરી આપશ અને તેજ પ્રમાણે માહરી ફતેહ થવા વાસ્તે હું ખુશી છું."

"અને તે બાતમી?"

"તે બાતમી હદથી જ્યાદા અજાયબી ઉપજાવનારી છે! કહેવતમાં એમ કહેવાયછ કે જોડી કાઢેલી કે બનાવતી વાત કરતાં પણ બાજે વખ્ત સચ્ચાઇ વધારે હેરત ઉપજાવનારી થઇ પડેછ, પણ હું જે સાચ્ચો ભેદ પકડી લઇ આવ્યો છું તેને લગતી અજાયબીની તો, યોર ગ્રેસ, કોઇ હદજ નથી! હું જે બાતમી મેળવી લઇ આવ્યોછ તે તો એટલી બધી અજાયબી ભરેલી છે કે તે વાતની સચ્ચાઇ પુરવાર કરનારા મુદ્દા જો તેની લગોલગ હું નહી રજુ કરી શકું તો માહરી તે બાતમીઓનો આપ નામવર પોતે કે કોઇ પણ કદી એતબાર કરી શકેજ નહીં."

"એક મીનીટ," ડયુકે તેને થોબાડયો,—અને તે બોલતો હતો ત્યારે તેનો અવાજ કબરમાંથી આવતો હોય તેવો જાડો, ઘાડો અને બોખરો વાગતો હતો! "એક મીનીટ, દ્રોસ્કી. બીજું કાંઇ બી કેહેવા આગમચ મને એટલું કહી દેઓ કે માહરી નાઓમી વીન્ટર જીવેછ કે મરણ પાંમેલી છે?"

"તે હઇયાત છે, માહરા લોર્ડ," દ્રોસ્કીએ પોતાની ખબરની સચ્ચાઇ પુરવાર કરી આપવાની ખાત્રીનાં જોશથી જવાબ કરયો, અને તે તેના જવાબથી તે ડીટેકટીવે જોવા મુજબ ડયુક પર એટલી બધી અસર પોંહોંચી કે તે એક ઓરતની માફક પોતાની ખુરસીમાં બેફામ થઇ પડે એવોજ મામલો નજરે આવ્યો! એ ઉપરથી તેણે બારી ખુલી નાખી ને ઓરડામાં થોડીક તાજી હવાને ધસારો કરતી આવવા દીધી જે ઘણું પ્રસંગોપાત થયું. એ પછી થોડીક મીનીટ સુધી તે મોટા ઓરડામાં સ્મશાંન જેવી શાંતી અને ચુપકી પસરી રહી, જે દરમ્યાનમાં તે બેમાંથી એક પણ બોલવાની હીંમત કરી શકયો નહી. બંને પોત પોતના વીચારો વચ્ચે ચુપ હતા. તેની નાઓમીનો અંતે વરસો બાદ પત્તો મળી શકયો હતો અને તે હૈયાત હતી તે ખુશાથી આજેજ કરી મેળનારી બાતમી સાંભળતાં તે જવાંન ઉમરાવ હૈયાંસુનો થયો! ઓ પરવરદેગાર, એ શું બનવા અને માનવા જોગ હતું કે વરસોના અંતર બાદ તે તેની વાહલી નાઓમીને રૂબરૂ પાછી જોનાર અને મળનાર હતો!

તે રાતા તાજા ગોલાબ જેવો મીઠો મનોહર મુખડો કે જેની આ ધરતી પર જોડીજ કોઇ સરજાઇ હોય એ માનવાનું વટીક શકભરેલું થઇ પડતું હતું તેને શું તે વરસોના વરસોનો એક કરાંમણો અને દયામણો અંતર વચમાં વહી જવા પછી અંતે પાછો જોનાર હતો ?

એવામાં બૉલ રૂમમાં એક નવા શરૂ થતા વૉલ્ટઝનું મ્યુઝીક વાગ્યું, અને જવાંન ડયુક તેનાં એ ગાફેલ બેબાખરાંપણાંમાંથી ચમકીને સાવધ થયો, ત્યારેજ તેને ખ્યાલ થયો કે તે સુનો સાવજ બેસી રહયો હતો, અને કરતો કાંઇ નહી હતો, જે દરમ્યાન વખતતો પાણીના રેળા પેરે વહયો જતો હતો !

"માહરૂં કામ ખરેખરી મોટી જેહેમતનું પુરવાર થયું છ, યોર ગ્રેસ," તે ડીટેકટીવે પાછું કહયું. એવી મોહટી જેહમતનું કે આય આગમચ માહરા ધંધાની રાહે એવી જેહમત બીજાં કોઇ કામે મને કદી આપી નથી. આપ નામવર સમજી શકશો કે મોટી વિશાળ ચોખંડ પૃથ્વીમાંથી એકળડોકળ એક નારીને શોધી આપવાનું કામ કોઇ રીતે સેહેલ્લું પુરવાર થવું જોઇએ નહીં."

"હું તે સમજી શકું છ," ડયુકે શાંતીથી કહયું, "પણ તમે એક વાત ધણી તપાસજો: માહરામાં આશા ઉત્પન કરવા પછી જો તમે મેળવેલી બાતમી ખોટી પુરવાર થાય તો તે હું ખમી શકું તે કરતાં ————"

"તે ફીકર તમારે રાખવીજ નથી, માહરા લોર્ડ," મી૦ ટ્રેસ્કી-એ પાછી ખાત્રી આપી; "હું જે બાતમી લાવ્યોછ તેની સચ્ચાઇનો હરફેહરફ હું પુરવાર કરવાની સ્થિતીમાં છેઉં. અલબત, તેમાં થોડાક ગેપ્સ છે, પણ તેતો એવા છે કે જે એ બાઇ પોતે અથવા તેણીનાં મળતા વિશેકોજ પુરી આપી શકે."

"તમો મને વિગતથી બધું માંડી મેળીને કહો."

"હું તેજ કરવા માગુંછ, માહરા લોર્ડ," તે ડીટેકટીવે કહયું; "પણ હું જે કેહવાનો છેઉં, તે મેં કહયું તેમ, હદથી જ્યાદા અજાયબી ભરેલું છે. દાખલા તરીકે તમો ખ્યાલ વટીક કરી શકવાના નથી કે તે બાઇ—ડચેસ ઑફ કાસલમેન હમણાં કયાં છે!"

"હું જો તે ખ્યાલ કરી શકયો હોતે તો તમોને રોકતેજ શાંનો? તમે હવે એ આજુબાજુનુ બોલવાનું છોડી દેઓ, અને એકદમ મુળ મુદ્દા પર આવો."

"વેલ, ત્યારે હું તમોને કહીને અજબ કરવા માંગુંછ, ચોર એસ, કે તે બાંનુ-એક વારની મુફલીસ નાઓમી વીન્ટર જીવતાં છે એટલુંજ નહીં, હાલમાં આય આપણાં શેહેરમાં છે એટલુંજ નહીં પણ આય ઘડીએ હાલમાં તે આયજ તમારા મેહેલમાં આયજ છાપડાં હેઠલ છે !"

ડયુક એક ધીમી ચીસ સમેત પોતાની બેઠકમાં ઉછળ્યો !

"તમો ઘેલા તો નથી થઇ ગયા, ટ્રેસ્કી ?" તેણે અરધા ગુસ્સાથી કહયું. "હું ધારૂંછ કે ઘણી રગડ અને ઘણી જેહમતનાં કારણુથી તમારાં માથાંનું ઠેકાણું નથી, અને તમો તેથી ફાટુફાટું બકોછ !"

"માહરા લોર્ડ. હું તમોને કહી ચુકયોછ કે માહરી વાતમાં એક બી સહરાગત નથી, અને હું જે કેહું તે પુરવાર નહીં કરી શકું એવું બેવજુદ કહીને તમો નામવરને ગુસ્સે કરી શકવાનો નથી," મી૦ ટ્રેસ્કીએ પુર ગંભીરાઇથી કહયું. "હું પાછું બી કેહુંછ કે તે બાંનું હાલમાં આય ઘડીએ અહીંયાં આય મેહલમાંજ છે!"

ડયુક ભખરાયલો જેવો પાછો બેબાખરો બની ગયો, પણ તેવામાં તેને વીજળીને વેગે સમજમાં આવી ગયું હોય તેમ તેનો ચેહેરો ખુલી ગયો.

"ઓ હવે હું સમજ્યો," તેણે કહયું; "તમે ખુલાસાથી બોલતા નથી. તમે એમ કેહેવા માંગોછ કે તે નાહસી ગયલી ગરીબ છોકરીને ઢુંડી કાઢીને તમો હાલમા અત્રે તેને તમારી સાથે લેતા આવેલા છેઓ, અને તે બાહેર વરંદા પર બેઠેલી છે ?"

"હું કાંઇબી તેવું કેહેવા માંગતોજ નથી, નામદાર," તે ડીટેકટીવે વધતી દરઢતાથી જવાબ કરયો. "તે એક વારની ગરીબ, મોહતાજ, મુફલીસ નાઓમી વીન્ટર આજે એવી માલદાર ને માલેતુજાર થયલી છે કે તમારાં આખ્ખાં ઇંગ્લાંડમાં બીજું કોઇ તેવું દવ્યવાન નથી ! મને માફ કરજો, માહરા લોર્ડ—તમે પોતે બી નહીં !"

ડયુક હોઠ સુધી ફીકકો પડયો, અને તેણે જે ખુરસી પર તે બેઠો હતો તે ખુરસીની કીનારીઓ મોટા ગભરાત વચ્ચે પકડી લીધી.

"તે એક મોટી માનવંત માલેતુજાર બાનું છે," તે ડીટેકટીવે બોલેબોલ પર ભાર નાખીને અસરકારક રવેસે જારી રાખ્યું, "અને આજના આય બોલમાં આવેલાં તમારાં બધાં મોટે ખાંચરેનાં માનવંત મેહેમાનોમાં તે એક સઉથી આગેવાન બાંનુ છે !"

ડયુક દમ લેવાને વલખાં મારતો હોય તેમ મુશ્કેલીથી દમ ખેંચતો દેખાયો.

"તમે શું હજી સમજી જઇ શકતા નથી, માહરા લોર્ડ ? તે બાનુને તમે અંગત ઓળખોછ. તમે ઘણીક વાર તેની સાથે ડાનસીસ કરેલા છે. તમો તેની સાથે ફરેલા હરેલા છેઓ. તમોએ તેની સાથે હજારો કીસમની વાતચીતો કરેલી છે, ને તાજુબ કે તમે અત્યારસુધી જાણીજ નથી શકયા કે તે નાઓમી વીન્ટર છે !"

"હું કેમ જાણું ?" ડયુકે અધઘેલી અદાઓથી દબાયલા સ્વરે કહયું; "મીસ નાઓમી વીન્ટર કે લેડી સેન્ટ આલબનને નામની એક પણ બાનુ——"

તે ડીટેકટીવ હસ્યો.

"તે બાઈ પોતાને અસલ નામે અહીં આવે ને જાહેર થાય એ તમે માનીજ કેમ શકયા ?"

"અને તે પોતે મને ઓળખેછ !"

"અલબત ઓળખેછ તે તમોને કેમ નહીં ઓળખે ? તે અહીં આવ્યા પછી તમારાં નામે તો તમોને જુએ ને ઓળખે ખરી કેની ?"

ડયુક પાણી પાણી થયો. તેણે પોતાના રૂમાલ વડે, હવા સરદ અને ઠંડી છતાં, પોતાનાં ઠંડાં કપાલ પર ફુટી નીકળેલા પરસેવાના મોટા રેળા ઘસીને લુછયા.

"માહરા ખુદા ! માહરા ખુદા !" તેણે પોકારયું, "ત્યારે અંતે માહરા વેહેમ એવી અજબ જેવી રવેસે ખરાજ આવેછ ? તમે એમતો નથીજ કેહેવા માંગતા, દ્રોરકી, કે આય અબજોપતી અમેરીકન બ્યુતી મીસ ગ્લીનટન——"



## પ્રકરણ ૩૮.

"તેજ !" તે ડીટેકટીવે ભાર નાખીને કહયું,—અને ડયુક, આય અકકલમાં નહીં આવી શકે એવી અજાયબીઓના બોજ હેઠલ ગોયા સરબસર કચડાઇજ ગયો હોય તેમ તેની ખુરસીની પીઠ પર માથું નાખી નીસાસા થઇ પડયો ! !

"હું ધારતોજ હતો કે તમો નામવર એ અજબ જેવો ખુલાસો સાંભળીને હેરત અને આજેજ થશો," દ્રાસ્કીએ શાંતીથી કહયું.

"માહરા ખુદા ! માહરા ખુદા ! હું કેમ માનું ?" ડયુકે પોતાનું માથું જોરથી દાબીને અરધું મોટે—અરધું મનસે પોકાર્યું; "હું કેટલો આંધલો, સુનો, બેહરો થયો કે મેં એને ઓળખીજ નહી ? હું એની સાથે ફર્યો હર્યો, હજારો વખત હજારો રીતની વાતચીત કીધી, ડાનસીસ કીધાં, અને તે છતાં હું કેમ નહી જોઇ શકયો કે એ માહરી નાઓમીજ છે ?"

"સબબ કે તે એક વારની મોહતાજ છોકરીને એવી ધનાઢય સ્થિતીમાં જોવાનો તમોને ખ્યાલજ નહી થયલો હોવો જોઇએ, માહરા લોર્ડ !" તે ડીટેકટીવે એ તેની અજાયબીનું વાસ્તવિકપણું તેને સમજાવ્યું.

"એમજ, ખરેખર એમજ !" ડયુક એકમત થયો. "તે નાહની નાજુક ફુલની કલી નાઓમી અને મીસ ગ્લીનટન વચ્ચે ફરક બી એટલો બધો પડી ગયલો છે ! એમ છતાં હું કબુલ કરૂં છ, દ્રાસ્કી, કે જોકે મેં એને નાઓમી તરીકે ઓળખી નહી તોબી એક બે વખત મને એમ તો લાગતું હતું કે એની આંખો અને એનાં મોઢાંનો કલ્લો માહરી નાઓમીને ધણે દરજજે અજબ જેવી હદસુધી મળતો આવતો હતો ! પણ તે છતાં હજી માહરો વસવસો ભાગતો નથી, દ્રાસ્કી, અવલ તો આ બે કાકા ભત્રીજી તરીકે અત્રે આવેલાં છે, અને કાકો હોય તો તે કોઇ મી૦ વીન્ટરજ હોવો જોઇએ; ગ્લીનટન કેમ હોય ?"

"એ તમારો સંદેહ ખરો છે," દ્રાસ્કી હસ્યો; "પણ એ લોક જેમ જાહેરમાં બતાવેછ તેમ કાકા ભત્રીજી નથી, પણ ખરાં તો મામા ભાણેજ છે. મી૦ ગ્લીનટન એ ડચેસ ઑફ કાસલમેનના ખરેખર તો મામા થાયછ પણ મને લાગેછ કે એ છોકરીએ કાકા તરીકે એ ડોસાને અત્રે ઓળખાવવા માંગી લીધેલું હોવું જોઇએ, અને એ બાઇની મકસદ સમજયા વગર એ વાત સારૂં તે એકમત થયલો હોવો જોઇએ !"

"પણ કાંય ?"

"તમોને ઠાપ આપવા !" દ્રૂસ્કીએ સમજ આપી; "મી. ગ્લીનટન એનો કાકો છે એમ જાંણવાથી એ નાઓમી છે એવો કોઇ સંદેહ જો કદી તમારા મનમાં ઉભો થાય તો, તે દુર કરી નાખવા વાસ્તે કામ લાગે એવી એ જવાંન બાંનુની ગણત્રી હોવી જોઇએ."

ડયુક હજી ધચુપચુ થયો.

"તોપણુ હજી બીજી એક વાત છે. એ તો એટલી મુફલસીમાં અવલ્યાં મેલતી એક ગરીબ છોકરી હતી કે એવો એક અબજોપતી એનો મામો હોય એ માનવાનું બી જાંણે ઘણું મુશકેલ થઇ પડેછે !" ડયુકે પાછું કહયું.

"એવા એક મામાની હસ્તીથી એ છોકરી બીચારી તે વખતે નાવાકેફજ હોવી જોઇએ," દ્રૂસ્કીએ જવાબ કર્યો; "મગર એ મામો છે, અને એ બાંનું તમારી નાઓમી પોતે છે એ વાતમાં એક બાલ બરાબર સંદેહ સમજતા ના. સાંભળો, હું તમોને બધું માંડી મેલીને કહુંઃ તમે મને એ કેસ સપુર્દ કર્યો ત્યારે તમારી પોતાની તલ્લાસોમાં ડંકન સ્ત્રીટ ખાતે પેલી કોઇ મીસીસ સ્ટેનલીનાં ઘરમાં પોતાનાં બચ્ચાં સાથે એ એક ભાડુત તરીકે રહી ગઇ હતી એમ તમે જાણેલું. ત્યાં વેરનો હેવાલ તમે મને કહયો હતો. એ બાઇએ પોતાનાં બચ્ચાંને બેપટીઝમ આપ્યા પછી એ બચ્ચાંની હસ્તી બાબે તમને વાકેફ કરવા જે કરડો કાગલ લખ્યો હતો તે કાગલની રાહે દેવળનું રેજીસ્ટર્ડ એ બેપટીઝમની નોંધ જોવા તમે તપાસ્યું ત્યારે તમને એ ત્યાં (ડંકન સ્ત્રીટમાં) રહેલી હોવાનો પત્તો મલ્યો હતો. પણ તે પછીથી એ બાઇ પાતાલનાં પેટાંમાં ગરક ગઇ હોય તેમ જુસ્તેજોની સાંકળ તુટી ગઇ હતી, અને ત્યારથી માહરે એ જુસ્તેજો આગળ ચલાવવાની હતી."

"બીલકુલ બરાબર છે," ડયુકે તે બધું તરત પાછું યાદ કરીને ટેકો આપતાં કહયું; "ગરીબ મીસીસ સ્ટેનલીને ત્યાંથી તે કયાં ગઇ તે બાબે એ ભલી બાંનું કશુંજ અજવાળું પાડી શકી નહી હતી, અને તે પછીથી આગળ હું કશોજ પત્તો મેળવી શકયો નહી હતો."

"અને ત્યાંથીજ એ જુસ્તેજોની સાંકળની કડીઓ મને એકેકમાં પોરવીને આગળ વધવાનું હતું," તે બાહોસ, ડીટેકટીવે આગળ કહયું; "હું બી એ મીસીસ સ્ટેનલીને મલ્યો, અને જેમ તેણીએ તમોને કહયું હતું તેમજ મને બી કહયું કે એ બાઇનો એરાદો અમેરીકા જતી રેહવાનો લાગતો હતો."

"હા, પણુ અમેરીકા કાંય ?" ડયુક અજબ થયો; "તમો શું એમ ધારોછ કે એનો શ્રીમંત મામો ત્યાં રેહતો હોવાનું તે વખતેએ જાંણતી હશે ?"

"જરા બી નહી," મી૦ ટ્રોસ્કીએ ખાત્રી આપી; "હું એમ ધારૂંછ કે એ અમેરીકા જવા અને ત્યાં ગરીબ સંસારે પોતાનું ફોડી લેવા એટલા વાસ્તેજ રાજી થયલી હોવી જોઇએ કે તમારી અને પોતાની વચ્ચે એ હજારો માઇલોનું છેટું નાખી દેવા ચાહતી હતી. એણે જે તમોને પેલો ઘણોજ કરડો કાગળ લખ્યો હતો તે કાગળ પ્રમાણે એ ન તો પોતે તમોને આ જીંદગીમાં પાછી મળવા ચાહતી હતી, કે ન તો પોતાનાં બચ્ચાંને કોઇ બી દહાડે તમારી સાથે મળવા દેવા માંગતી હતી. તે એક ઇજજતદાર પરણેલી છતાં તમારાં ડચેસ માતાએ તેને ઓછી નીતીની અને હલકી વાસનાની ઠરાવી પોતાના મેહલમાંથી હડધુત સાથે હાંકી મેલી, અને તમે તે વખતે તેના પાક બચાવમાં બોલવાને બદલે શરમભરેલી હદ સુધીનાં હીચકરાપણાંથી ચુપ રહયા તે વાતનો ક્રોધ એટલી હદ સુધી એની છાતીમાં ઘર ઘાલી જામી ગયલો હોવો જોઇએ કે તેણીએ, તમોને પેલાં કાગલમાં લખ્યું હતું તેમ, તમારી યાદ પોતાની છાતીમાંથી, છાતી ચીડી-ફાડી-ફાંસી નાંખીને ઉખેડી કાઢી હોય એ માનવામાં એકબી સંદેહ રેહતો નથી, અને આએ જીંદગીમાં તમોને ફરીથી નહી મલવાને વાસ્તેજ તે પોતાનાં બચ્ચાંને લઇને એટલી દુરદરાઝ જતી રહેવા ચાહતી થયલી હોવી જોઇએ."

"ખરૂં છે, બીલકુલ ખરૂં," ડયુકે ગમ ખાઇને કહયું; તેને પોતાની હીણુપરતી અને હીચકારાપણાની ખેજાલતની ઘણાં મોટાં દુ:ખ વચ્ચે પાછી યાદ થઇ, અને નવેસરથી તે વળી પાણી પાણી થયો; "પણ આગલ ચલાવો, ટ્રોસ્કી, તમારી વાત આગલ ચલાવો."

"હવે એ બાઇ અમેરીકા જવાની હતી તે બાતમી મને મલવાથી માહરૂં પહેલું ધ્યાન લીવરપુલ તરફ ખેંચાયું," ટ્રોસ્કીએ આગલ ચલાવ્યું; "અમેરીકા જવા વાસ્તે એણે લીવરપુલ તો પેહેલાં જવુંજ જોઇએ, અને તેથી લીવરપુલ ખાતે માહરી તલ્લાસ આગલ ચલાવવા હું તે તરફ ઉપડી ગયો. અલબત્ત, તમો નામવર સમજી શકશો તેમ તે એક ઘણી મુશકેલીનું કારજ હતું. આખાં લીવરપુલમાંથી એ માદીકરાનો પત્તો મેલવવો કંઇ સહેલ હતું નહી, પણ ખુદાવંદ પાકે એવી જુસ્તેજોને વાસ્તે મને લાયક કરેલો છે, એટલે માહરી સ્વભાવીક પ્રેરણાથી ત્યાં જતાં સાથે ત્યાંનાં ગરીબ વાંધિનાં હોટેલો અને નાખલાં કોફી હાઉસીસમાં મેં તલાસ કરવા માંડી, જયારે સારાં નસીબે મને એક કોફી હાઉસમાંથી એ લોકનો પત્તો મલ્યો. એવું જણાયું કે મીસીસ સેનટ ઓલબનસને

નામે તે બાઇ ત્યાં જઇને એ તરફના એક ગરીબ કોરીહાઉસમાં ઉતરી હતી, અને "સીટી ઑફ કૅગ" નામની જે સ્ટીમર અમેરીકા વાસ્તે ઉપડવાની હતી તેમાં પેસેજ લેવાની હતી; પણ તેટલાં તમારો દીકરો બીમાર થયો, અને ડોકટરોએ સલ્લાહ આપી કે એ બચ્ચાંને લઇને જો એટલી લાંબી દરીઆની મુસાફરીએ તમો નીકળશો તો બચ્ચું જીવશે નહિ અને માર્ગમાં મરણ પામશે. આથી તે દેહેશ્ત ખાઇ ગઇ, અને બચ્ચું પુરતું મોટું અને તંદુરસ્ત થાય ત્યાં સુધી તેણીએ લીવરપુલમાં થોભી જવાનોજ ઠરાવ કરયો. એ બચ્ચાં પર, કેહે જે, તે ઘેલી થયલી હતી, અને એટલું બધું તેણીનું તેના પર હેત હતું કે તે જરા બી બીમાર થતું તો એ માતા પોતાનો તમામ હોસ ગુમાવી બેસતી. તેણીએ, એટલા માટે, તે શહેરના એક ગરીબ ભાગમાં એક કોઇ ઇજ્જતદાર બાઈને ત્યાં બે ઓરડા ભાડે આપવાના હશે તે લેઈ લીધા, અને તે તરફનાં લોકોનું સીવવા ભરવાનું કામ મેલવીને તે ઉપર પોતાનો ગુજારો કરતી તે બીજાં બે વરસ સુધી ત્યાંજ થોભી ગઇ."

"લીવરપુલમાં એ કયાં રહેલી?" ડયુકે દુ:ખી દેમાગે સવાલ કરયો.

"લીવરપુલથી બે માઇલ દુર દરીએ કીનારે એક ગરીબ લત્તો છે, કે જ્યાં ગરીબ અને મધ્યમ સ્થિતીના પણ ઇજ્જતદાર લોકોનો વસવાત છે, અને ત્યાં મીસીસ ટાવર નામની એક અબળા 'મલબરી કૉટેજ' નામનાં પોતાનાં એક નાહનાં ઘરમાં રહેતી હતી ત્યાં એ બે ઓરડા ભાડે લઇને રહી," મી. ટ્રૅસ્કીએ ખુલાસો કરયો.

"અને ત્યાં એ બે વરસ રહી? બે વરસ? માહરા ખુદા, અને તે છતાં હું તેનો પ-તો મેળવી શકયો નહી!" ડયુકે હાથ પર હાથ પછાડી અતત્ત કરયું; "મેં હજારો ખરચી નાંખ્યા—હજારો. અને તે આટલી માહરી નજદીકમાં રહેલી તે છતાં હું તેનો પ-તોજ નહિ મેળવી શકયો! કેવી ક્રૂર સરજત!"

"એમાં અજબ થવાનું કાંઇ નથી," તે ડીટેકટીવે સમજાવ્યું; "એમ ઘણી વાર બને છે. આપણે એક ચીજ શોધતાં હોઇએ તે નાકનાં દાંડા પાસે હોય, અને આપણે તેને વાસ્તે દુર દુર શોધ કરતાં રહીએ છીએ!"

"વારૂ, પણ પછી?"

"હું જઇને એ મીસીસ ટાવરને મળ્યો," તે પોલીસ ઑફીસરે આગળ ચલાવ્યું; "તેણીનાં કહેવા મુજબ નજદીક બે વરસ મીસીસ સેન્ટ ઑલબન્સ તેને ઘેર રહેલી હતી, અને લોકોનું સીવી સાંધી આપીને

પોતાનો ગુજારો કરતી હતી. એ બાઇનાં કહેવા મુજબ તેણીને એ છોકરી વાસ્તે ઘણું હેત અને માન બરપા થયું હતું, કેમકે તે ઘણી ચેહરેનમુન, દેખીતી ભલી, બાહોસ અને નેકચલણ છતાં અતી ઘણી દુઃખી દેખાતી હતી. તેણીનો બેટાબી એક ગુલાબ જેવું જોતાંની સાથે દીલ જીતી લઇ શકે એવું દીલજીત અને સોહામણું બચ્ચું હતું, તે ઘણું રમતિયાળ, હંમેશનું હસતું અને આનંદી સ્વભાવનું એક બેબી હતું—એવું કે જે તેને રમાડવા લે તે પાછું હાથમાંથી મુકવા માંગેજ નહિ! તેની માતાની તો તે આંખની કીકીજ હતું."

ડયુકે પોતાનાં બચ્ચાંની એ તારીફ સાંભળતાં દુઃખનું એક ડચકું ખાધું.

"એ રીતે તે ત્યાં રહેલી હતી તેવામાં, મીસીસ ટાવરનાં કહેવા મુજબ, તે શહેરમાં કોઇ શ્રીમંત બાંનુને ત્યાં એક દાહડો ધારા મુજબ કંઇ સીવવાનું લેવા ગઇ, અને એક ફ્રોક જે સીવી આપવાનો હશે તેનું કપડું એક જુના ન્યુસપેપરમાં વીંટાળીને લઇ આવી. તે પછી તે સાંજે તેણીના ઓરડામાંથી એક ચીસ આવતી સંભળાઇ, અને મીસીસ ટાવર ગભરાઇને દોડી ગઇ, જ્યારે તેણીએ જોયું કે ઓરડાની વચમાં તે બાઇ પેલું પુરાણું ન્યુસપેપર વાંચતી ઉભી હતી, અને આખા તન બદનમાં ધ્રુજતી હતી! મીસીસ ટાવરે એ ઉપરથી ઘણી અજબ થઇને તેણીના એ ગભરાતનો સબબ તેને પુછયો, જ્યારે તેણીએ તુરત પાછી મેળવી લીધેલી શાંતીથી એટલુંજ કહયું, 'નહી, કાંઇ નથી, મીસીસ ટાવર; આએ પેપરમાં છપાએલી એક ખબર વાંચીને હું જરાક ગભરાઈ ગઇ હતી. દમ વગરની વાત છે.'—અને તેણીએ તે પેપર તરત ઉંચું કરી નાખ્યું. ત્યાર પછીથી મીસીસ ટાવરે, તેણીનાં મને કહેવા મુજબ, તે પેપરની ઘણી છુપી જુસ્તેજો ચલાવી. તે ઐરાંઓને બરની જીજ્ઞાસાથી જાંણુવાને તલપાપડ થઇ રહેલી હતી કે એવી તે શું ખબર તે પેપરમાં છપાએલી હોવી જોઇએ, કે જેથી તે એટલી ઉશ્કેરાઇ અને ભયની એક ચીસ વટીક તેના મુખમાંથી નીકળી પડી? પણ તે પેપર તેને મલી શકયું નહિ. દીસ્તી રીતે મીસીસ ટાવરના તે ઓરડામાંથી પાછું બહાર જવા પછી લેડી સેન્ટ ઑલબન્સે તે પેપર ફાડીને ફેંકી દીધું હોય, અથવા કોઇના હાથમાં નહિ જાય તેમ ઉંચું કરી નાખ્યું હોય. ગમે તે હોય, પણ એટલું તો ખરૂં કે તે પછીના આંઠેક દીવસ બાદ. એ બાઇ મીસીસ ટાવરનું ઘર સદાનું છોડી ગઇ, અને પોતે કયાં જતી હતી તે ગમે એટલું પુછવા છતાં કોઇને તેણીએ

બતાવ્યું નહિ! એ વળી મારી જુસ્તેજોને આગળ ચલાવવામાં એક નવી અને મોટી નડતલ આવી નડી. અહીંથી નીકળીને તે એમ અચણુચ ક્યાં ગઈ તે કંઈ સમજી શકાયું નહી, પણુ એટલું તો મને લાગ્યું કે પેલાં પેપરમાં તેણીએ જે વાંચ્યું હોય તેનુંજ એ પરિણામ થએલું હોવું જોઇએ. હવે, તેથી, માહરે તે પેપર શોધી કહાડવાનું હતું, પણ આખાં ઇંગ્લાંડનાં હજારો પેપરોમુાંથી તે કયું અને કઇ તારીખનું પેપર હોય તે હું કેમ જાણી શકું ? એમ છતાં એ કયાં વરસમાં બન્યું હતું તેની મેં નોંધ લીધી, અને એક અજમાયશ તરીકે લીવરપુલમાં પ્રગટ થતાં સઘળાં પેપરોની ફાઇલો મેળવીને તે હું સ્ટડી કરવા લાગ્યો. હવે તમો ખ્યાલ કરો, યોર ગ્રેસ, કે તે માહરૂ કામ કેટલી જહેમતનું, કેવી ધીરજનું, કેવી ખંતનું, કેવા મોટા વખતની બરબાદીનું થયલું હોવું જોઇએ! લીવરપુલમાં કઇ થોડાં પેપરો પ્રગટ થતાં નથી, અને તે બધાંની એક આખા વરસની ફાઇલો અભ્યાસથી અને સંભાળથી વાંચવી એ મારે વાસ્તે કંઇ નાહનું સુનું કારજ નહિ હતું, પણુ માહરે તો ચીવટપણે માહરાં કામ પર મંડવાનું હતું. હારી ખાઇ જવું એ તો મેં માહરી જીંદગીમાં કદી જાણ્યુંજ નથી, અને ધીરજના ફળ આપ જાણોછો તેમ મીઠાં થાય છે. અંતે એક દહાડે એક પેપરમાંથી મને એક જાહેર ખબર મળી આવી, જે વાંચતાં સાથે મને લાગ્યું કે મેં ભેદ પકડયો! તે જાહેરખબર આ મુજબ હતીઃ—

> "જો હેલન ગ્લીનટન જીવતી હોય તો તે, અથવા તે મરણુ પામી ચુકી હોય તો તેનાં બચ્ચાંઓ ન્યુયોર્ક ખાતે આવીને મી૦ હારફ્રેસ ગ્લીનટનને મલશે તો તેઓના ઘણા મોટા લાભનું થશે."

"આ તે એક ટુંક જાહેર ખબર હતી, અને દીસ્તી રીતે એ જાહેર ખબરને આપ સાહેબ જોશો કે તમારાં ધણીઆણી જોડે લાગતું વળગતું હોય તેમ જરાએ જણાતું નહી હતું; પણુ મને મજબુત ખટકો થયો કે એ જાહેર ખબર વાંચીનેજ લેડી સેન્ટ ઑલબને પેલી ચીસ પાડેલી હોવી જોઇએ, અને એજ જાહેર ખબરના જવાબમાં એ બાંનુ બીજા આંઠ દીવસમાં અમેરીકા ખાતે જતી રહેલી હોવી જોઇએ. એ ઉપરથી મેં એકદમ અમેરીકા માહરી તલાસ સારૂ ઉપડી જવા નિશ્ચય કર્યો. બેશક, તમને એ માહરા પાર્ટ પર હસવા જેવું કે બચ્ચાંનાં ચેડાં જેવું લાગશે, પણુ માહરા ધંધાના અનુભવે મને માહીતી અને ખાત્રી આપેલી છે કે ઘણીજ નજીવી દેખાતી બાતમી પણુ બાજે વખ્ત ઘણીજ કામની પુરવાર થાય છે! એટલા માટે હું ગયો, મને ફાવવાની ઉમેદ હતી એમ

તો નહીજ હતું, પણ માહરે તો જેમ તેમ તલ્લાસ કરવાની હતી, અને તેથી હું ઉમેદવંતો થઈને ખરચ ખાતે ઠેઠ અમેરીકા ઉપડી ગયો.

"અને ત્યાં જઇને મેં શું સાર મેળવ્યો? ન્યુયોર્ક પોંહોંચતાં સાથે મેં જાણ્યું કે મી૦ હારક્રેસ ગ્લીનટન ત્યાંનો એક અબજોપતી આસામી હતો, અને ઇંગ્લાંડમાં જેમ રૅાથ્સચાઇલ્ડનું નામ સૌથી મોટા શ્રીમંત તરીકે મશહુર છે તેમજ તે તરફ આખા અમેરીકામાં મી૦ ગ્લીનટનનું નામ પંકાએલું હતું. પછી મને જોઇતી બાતમીઓ મળી. માહરી એ તરફની તહેકીકમાં હું મેળવી અને નક્કી કરી શકયો કે છેલ્લાં દસેક વરસથી એક છોકરી એ મી૦ ગ્લીનટન જોડે મહેલમાં રહેવા આવેલી હતી, જેને તે અમેરીકન અબજોપતીએ પોતાની દીકરી કરી લીધેલી હતી. કોઇ કહેતાં હતાં કે એ તેની દીકરીજ હતી, જ્યારે વળી કોઇ કહેતાં હતાં કે એ છોકરી એ મોટા ધનવાંન આસામીની ભાણેજ હતી, કે જેને તેણે ઇંગ્લાંડથી બોલાવી લેઇને પોતાની સાથે પોતાની દીકરી કરીને રાખી હતી. ગમે તે હોય, પણ આ બધી બાતમીઓએ માહરા વહેમોને મજબુતી આપી કે હું ખરે રસ્તે ઉતરેલો હતો, અને હું જેની શોધ કરવા ચાહતો હતો તે એજ બાઇ હતી. તે લીવર-પુલથી જે વરસમાં આવી હતી તેજ વરસમાં આ બાઇ અતરે આવેલી પુરવાર થયું, અને તેથી માહરા શકને બેશક ઘણી મજબુતી મળી; પણ તેટલાંથી કાંઇ પુરૂં થાય? માહરે તો એકબી શક વગરની પુરી ખાત્રી કરી લેવી જોઇએની? હું તેથી મી૦ ગ્લીનટનના મહેલમાં પેઠો પડયો, અને મીસ ગ્લીનટનની એક મેડને અને મી૦ ગ્લીનટનના એક ફુટમેનને પઇસાની મોટી રકમ બદલ મેં મારા સ્વાધીનમાં ખરીદી લીધાં. એ પછી જે બન્યું તે આપ સમજી લેઇ શકશો. તે કહેવાનું મને શોભતું નથી. પણ અમારા ધંધાંમાં એવું અઘટીટ અમારે ઘણીક વાર ઘણું કરવું પડે છે. એક દીવસે તે ફુટમેન અને મેડની મદદથી, જ્યારે મી૦ અને મીસ ગ્લીનટન મહેલમાં નહિ હતાં ત્યારે, બીજાં નોકરનફરો નહિ જાણે તેમ હું ખુદ એ બાઇના ઓરડાઓમાં ગુસવા પામ્યો, અને ત્યાં મને જોઇતી સઘળી વીગતો મળી! મેં જોયું કે એ બાઇનાં માતાનું નામ હેલન ગ્લીનટન હતું, કે જે જોન વીન્ટર નામના એક ગ્રહસ્થ જોડે પરણી હતી, અને તેઓની આ દીકરી નાઓમી વીન્ટર હતી: એટલે કે આ મી૦ હારક્રેસ ગ્લીનટન આ નાઓમી વીન્ટરનો મામો થતો હતો. એ બાઇની પાસે કેટલીક ચોપડીઓ હતી, જે ઉપર મેં જોયું કે એવણના માતા હેલન ગ્લીનટનનું નામ હતું અને તે તેવણે જોન વીન્ટરને ભેટ કરેલી

તેને લગતું એ કેતાબોમાં લખેલું હતું. વળી તેની નીચે નાઓમી વીન્ટરે પોતાના હરફે પોતાનું નામ પણ લખેલું હતું, એટલે હવે કોઇ સંદેહ નહીજ રહયો કે લેડી સેન્ટ ઑલબન ગરીબાઇની ગીરફતારીમાંથી બચીને અતરે આવેલી આએ અબજોપતી મામાના આશરામાં ઠર પડેલી અને સુખી થએલી હતી!"

"પણ ત્યારે મારા દીકરાનું શું થયું?" ડયુકે આતુરતાથી પુછયું; "તેને વાસ્તે તો તમે કાંઇ કહેતાજ નથી? તમે કહોચ તેમ જો માહરી નાઓમી એના મામાની દીકરી થઇને અને મામાનુંજ નામ ધારણ કરીને મીસ નાઓમી ગ્લીનટન તરીકે કુમારી હોય તેમ અમેરીકામાં રહેલી હોય તો મારા દીકરા ઑલફ્રેડનું શું થયું તે તો એક ઘણો ગંભીર સવાલ થઇ પડે છે?"

"અને ખરેખર તેમજ છે, માહરા લોર્ડ," તે ઑફીસર એકમત થયો; "એ ગેપ હું પુરી શકયો નથી. એ વાસ્તેનો ખુલાસો તો એ બાઇ પોતેજ કરી શકે; બીજું કોઇ નહી. એટલું તો નકકી છે કે લીવરપુલથી એ બાઇ અમેરીકા જવા ઉપડી ત્યારે એની સાથે એનો બેટો હતો, પણ અમેરીકામાં એ ઉતરી ત્યારે તે બચ્ચું એની સાથે નહી હતું. યાતો તે માર્ગમાં મ રી ગયું હોય, અથવા તો એણે અમેરીકા જતાં જતાં તે બચ્ચું કોઇને સ્વાધીને આપ્યું હોય. અમેરીકામાં તો એ કુંવારી છોકરી તરીકેજ ગઇ, અને પોતાને કુંવારીજ જણાવીને મામાને ત્યાં મામાની દીકરી થઇને રહી એ વાતમાં કોઇ સંદેહજ નથી."

"ઘણી અજબ જેવી વાત," ડયુકે ગમખારીથી કહયું, અને તરત પુછયું, "અને એ લોક ઇંગ્લાંડ આવવા નીકલ્યાં ત્યારે શું તમે અમેરીકામાંજ હતા?"

"હા, યોર ગ્રેસ," તે ડીટેકટીવે જવાબ કર્યો; "તે લોકોએ પેસેજ લીધી અને ઇંગ્લાંડ આવવા ઉપડયાં તે પછી પણ હું ઘણું સુધી અમેરીકામાં થોભ્યો, કેમજે મહારે તો ઘણીએક વધારાની વીગતો હજી ભેગી કરવાની હતી, અને બધું પકકું કર્યાં વના હું ઉતાવલ કરીને પાછો ફરવા ચાહતો નહી હતો. મેં તેથી ત્યાંજ રહીને વધતી વીગતો જે મેળવી તેનો સાર એ છે કે એ મી૦ ગ્લીનટન એક ગરીબ આસામી તરીકે એક નાહના છોકરાની ઉમ્મરે ઇંગલાંડથી અમેરીકા આવેલો અને ધંધામાં પડેલો, જે તેના ધંધામાં નસીબ દેવીએ તેનાપર પ્રસન્ન થઇને અકકલ કબુલ નહી કરી શકે એટલી બધી તેને યારીઓ

અને સરફરાજી આપી. તે જેને હાથ લગાડે તે સોનુજ થઇ પડે એવો તે માહ પ્રતાપી પુરવાર થયો, અને તેના ધંધાની કુનેહ, સખાવતી અને પરગજુ સ્વભાવ અને મોટાં ધનાઢયપણાંને લીધે તે આખા અમેરીકામાં પંકાઇ ગયો. તે કદી પરણ્યો નહી. ઓરતોના બાબમાં તે આખી જીંદગી તુરીક બીલકુલ બેઅસર પુરવાર થયો, અને હજારો સારે સારે ઘરનાં માગાં ના પાડીને એ કદી નહી પરણુવાનાં અને એક પરણેતરની તોક ગળે નહી ઘાલવાના પોતાના અજબ જેવા ઠરાવમાં તે ઘરડો થયો ત્યાં સુધી દ્રઢ રહયો. એ પછી જઇફીમાં તેની એકલવાઇ જીંદગી તેને સંતાપતી અને ઘણો દુઃખી કરતી લાગી અને પોતાના અબજો મુવા બાદ હરાંમ બરબાદ જાય એ ખ્યાલથી તેને પોતાનાં વરસોથી નીવારીને વીસારી મુકેલાં સગાંઓની યાદ થઇ હોય, જેથી તેણે પેલી જાહેર ખબર છપાવેલી હોવી જોઇએ. તેનાં હેયાત સગાંઓમાં તેની એક બેહન નામે હેલન ગ્લીટન સીવાય બીજું કોઇ નહી હતું, અને તેથી તેણે એ બહેન અથવા એ બેહેનનાં બચ્ચાંઓની આર્જુ જાહેર કરનારી પેલી એક જાહેર ખબર ગામે ગામનાં આગેવાન પેપરોમાં છપાવી, કે જે અનાયસે વાંચવામાં આવતાં આયંદા નાઓમી વીન્ટર તેને જઇ મળી, અને તેની બેહનની દીકરી તરીકેના પોતાના હકોની પુરવારીઓ રજુ કરી તે તેની દીકરી થઇ રહી. તેણે તેનું દીલ ઘણું જીતી લીધું. આખા અમેરીકામાં તેના જેવી ચેહેરેનમુન બાંનુ બીજી એક બી નહી હતી, અને તેણીના મીઠા સ્વભાવ અને હદ વગરની ખુબસુરતી આગળ આખું અમેરીકા તે છેલ્લાં ઘણાંએક વરસો દરમ્યાન ઝુકતું રહયું હતું !"

"અને પછી તમે ઇંગ્લાંડ આવ્યા ?"

"હા, નામવર. અમેરીકામાં થોડુંક જારતી રહીને એ બધી વધારાની બેતકરાર બાતમીઓ ભેગી કરી આયંદા હું અત્રે પાછો ફરવા પછી બી હું તરત તમને અત્રે મળવા આવ્યો નહી. માહરે અહીં આવીને અંહીની બધી વીગતો એકઠી કરવાની હતી," તે ડીટેકટીવે જારી રાખ્યુ; "અને એ વીગતોમાં મેં જાણ્યું કે મી૦ અને મીસ ગ્લીનટને અત્રે મળવા આવતાં સાથે આગેવાન સોસાયટીમાં મોટો ધસારો કર્યો હતો, જેથી એ બાંનુ પોતે ખુદ તમારે ત્યાં અને તમારા સાથે પુસ્કળ રાએતપાએત હતાં—ને એટલે સુધી કે હાલમાં બી આજ રાતનાં તમારે ત્યાંનાં બૉલમાં તે બાંનુ આએ ઘડીએ અત્રેજ છે|"

---

## પ્રકરણ ૩૯.

હયાં તે ડીટેકટીવે રજુ કીધેલો કીસ્સો તમામ થયો અને ડયુક ઑફ કાસલમેન તે પછી કેટલીક મીનીટો સુધી પોતાની બેઠકમાં બેબાખરો જેવો બેધ્યાંન બેસી રહયો.

"તમે મેલવેલી એ બધી બાતમીઓ એક બી શંકે કે શુબેહ વગર તારીફલાયક હદ સુધી બેતકરાર ખરી છે, દ્રોસ્કી" તેણે તે પછી વિચારવંત અદાઓ સાથે ધીમે ધીમે કહયું; "અને હવે એતો ત્યારે પુરવાર થાયછ કે મીસ ગ્લીનટન કોઇજ નહી પણ માહરી નાઓગી છે; પણ હવે માહરે કરવું શું ને વરતવું કેમ? એ મને મળવા કે માહરી આગલ જાહેર થવાની મકસદથી આવેલી હોય એ તો મુતલગજ લાગતુંજ નથી. હું એકથી અનેક મરતબો માહરા ભેદને લગતી એની આગળ વાતો કરીને સાંમો ગધેડો થયલો છઉં."——અને તે એમ કેહતો હતો ત્યારે નદી ઉપર તેણીની કને તેણે જે બધી વાત કરી તેની તેને યાદ થઈ, અને તેના રોખસારો તેણીએ તેને ધધેડો બનાવ્યો હતો એમ જોતાં ઓશકથી ધમધમીને લાલ થયા!

"હું એ બાઇની મતલબ સમજી શકું છ, યોર ગ્રેસ," તે ડીટેકટીવે કહયું; એ બાઇની મતલબ—મને કહેવાને માફ કરજો કે—અહીં આવીને તમને જરા બી મેલવી લેવા કે તમારી સાથે દોસ્તી કરવાનીજ નથી."

"પણ તેમ હોય તો એ અત્રે આવીજ શું કરવા?"

"એ પોતાના મામાની મરજી થઇ તો ઉપરવારી થઇ કે ના કહી નહી શકી હશે," તે પોલીશવાલાએ સમજાવ્યું; "વળી એ તદન ખાત્રી પુર્વક હોવી જોઇએ કે પોતાનું રંગરૂપ આટલી હદ સુધી ફેરવાઇ ગએલું હોવાથી, અને જે એક મુફલીસ અત્રેથી ગઇ હતી તે જુદેજ નામે મોટી શ્રીમંતાઇજ વચ્ચે પાછી ફરેલી હોવાથી તમો તેને બીલકુલ ઓળખી શકવાનાજ નથી."

"એમુજ હોવું જોઇએ," ડયુકે અફસોસના એક મોટા નિસાસા સાથે કહયું, અને તરત વધારયું, "એ ગમે તે બી હોય અને હવે પછી અમારૂં ગમે તે બી થાય, તોપણ આટલું તો નકકીજ છે દ્રોસ્કી કે આય કેસમાં તમોએ જેહમત ઉઠાવીછ અને જે તારીફલાયક ફતેહ મેલવેલી છે તેની વખાણમાં બોલવાને વાસ્તે કોઇને પુરતા શબ્દોજ મલવાના નથી. તમે હદ કરી છે, અને તમારા ધંધાની એ કુનેહ, આવડત અને

લાયકાત વાસ્તે હું હજારો આફ્રીન કરૂં છું, હું એની કદર કરૂં છું, અને મેં તમોને પ્રોમીસ કરયું છે તેમ હું તમને એક તાલેવંત આસામી બનાવશ. ખુદાનું બક્ષેલું માહરી પાસે ઘણું બીસ્યાર છે, અને હું તમોને આય તમારી માહરા જોગી થાકવી નાખનારી નોકરીના ઇનામમાં એક એવી ઘરખમ રકમ મોકલશ કે જેથી હવે પછી તમોને નોકરી કરવાની જરૂર રહેશે નહી, અને તમો સ્વતંત્રતાનાં સુખમાં બાકીની જીંદગી આરામ સાથે ગુજારી શકશો. અમો બેનું તો હવે પછી ગમે તેમ થવાનું હોય તે થાય, પણ તમે માહરી નોકરી ખરેખરી ખંતથી અને ખરીજ નીમકહલાલીથી કરી છે તેમાં એક બાલ બરાબર સંદેહ નથી." —અને તે એમ કહેતો હતો ત્યારે તે મોટાં દીલના મહારાજ ઉમરાવની આંખમાં આંસુઓનો ભીનાસ જોઇ શકાતો હતો!—"પૈસાથી એવી મોટી જહેમતનો બદલો વાળી શકાય એ હું માનતો નથી," તેણે જારી રાખ્યું. "કેમકે વરસોથી માહરી છાતીપર જે દુઃખનો પહાડ હું ઉઠાવી રહયો હતો તે તમે આયંદા ઉથલાવી નાંખીને મને મુક્તિ આપી શકયા છો. અને હું જવાબમાં એટલુંજ કહુંછ કે મારી પર તમારૂં જાવેદાંનનું હેસાન થયેલું છે, દ્રોસ્કી!"

"હું પોતાને ઘણો ભાગ્યશાળી જાણુંછ, માહરા લોર્ડ," માઇકલ દ્રોસ્કીએ ઘણાં માનથી જવાબ કર્યો; "ઘણો ભાગ્યશાળો, કેમજે તમો જેવા એક ખરા કદરસનાસ માલીકની નોકરી હું એ રીતે ફતેહમંદી ભરી કરી શકયો. પૈસા તુચ્છ છે, પણ તમો નામવરના આવાં હેસાનના બેકીંમતી શબ્દો મને ખરેખર ઘણો મગરૂર બનાવે છે! અને હવે ત્યારે મને રજા છે? આપ સાહેબ હવે પછી જે રીત કામ લેઓ તેમાં માહરી સાક્ષીની જો જરૂર પડે તો મને જરૂર બોલાવજો, અને હું બધું પડતું મુકીને તેજ ઘડીએ તાબડતોબ આવીને આપની ખીદમતમાં હાજર થવશ."

"હા, સિધારો," ડયુકે તરત ઉઠીને શેકહેન્ડમાં તેને હાથ આપતાં ઘણી મમતાથી કહયું; "તમોને આટલી બધી રગડ અને જેહમતપછી પુરતી અને મોટી આસાએસની ઘણી જરૂર છે."—અને દ્રોસ્કી તે ઉમરાવે હેતથી શેકહેન્ડમાં લંબાવેલો હાથ ઘણાં માનથી પોતાના હાથમાં લેઇ, 'ગુડ નાઇટ' કરીને ચાલતો થયો, જે પછી ડયુક તે મોટા ઓરડામાં એકલો ગમખાર અને ચુપ વીચાર કરતો ઘણો વાર બેઠો. તેને બહુજ લાગતું હતું. પંદર પંદર વરસોની જાલીમ મુદત પછી તેની પરણેતર

શેહેર ઘેર પાછી ફરેલી છતાં તે તેને મળતી કે મલવા ચાહુતી નહી હતી તે ઘાતકી ગેરઇનસાફની સામે તેનું રૂદય ગુસ્સાથી ગુંગલાતું થયું. તેણે એ પરણેતરની જુદાઇનાં માહેતમો કરયાં, અને તેનો પતો મેલવવા પાછલ પોતાના પૈસા, જવાંની અને જીદગી બધી ઘસી નાખી તે પરણેતર ક્રોધ ભુલીજ નહી જઈ શકી હતી, એ માહીતી તે ગરીબ ઉમરાવ ખમી શકે તે કરતાં ઘણું જયાદા થઇ પડયું, અને તે ખીન્ન ખીન્ન દુખી થયો !

હવે તેણે કરવું શું ? તે તેનો હકદાર ખાવંદ હતો; તેનો આ રાંણીના રોબ ધરાવનાર માહણુઓની માહણુબપર માલેકીનો પાધરો હક પોંહોંચતો હતો; તે બધાંઓને એક ડોળાના દાબથી કચડાયલાં રાખતી હતી, પણુ તેણે તેનાથી બીહીવું શા માટે જોઈએ ? એ તેજ છોકરી હતી કે જે નાહની, તાબેદાર, હેતવંતી નાઓમી તરીકે આગલાં વરસોમાં તેહના વેરે પરણી હતી, અને ત્યારે પરણેતરના પાક હક સાથે તે કાંય નહી તકાજો કરતો જાય, અને તેણીને કહે કે તે ઓળખાઇ આવી હતી, અને તેણીએ તેના ખાવંદ તરીકે તેને નમવુંજ પડશે ?

પણુ એવો કોઇ સાહસ કરવા તેને હીંમત થઇ નહી. તેણે તરત જોયું કે જોર શોહોરથી કામ લેવાનું તેને કામ આવે એમ નહીજ હતું. આ કંઇ તે આગલની કાચીપોચી, બીહકણ, તાબેદારીભરેલી નાઓમી નહી હતી; આ તો બાદશાહી તોરની અને રાંણીનાજ થથેરાની એક બેમીસાલ રોબવંતી બાંનુ હતી, કે જેનાં કદમપર આખું ઇંગ્લાંડ જાંણે ઝુકતું થયું હતું; અને તેણે ઘણું સમાલીને કામ કરવાનું હતું. એથી તેણે પુખ્ત વિચારથી કામ લેવાનું પોતાના જીવ સાથ નકકી કરયું, અને હાલમાં જોકે નાઓગી પોતે તેનાં પોતાનાં મકાનમાં હતી, તોપણુ તેણે તેણીનો ભેદ પકડયો હતો એ વાત જ્યને તેજ ઘડીએ તેને જાહેર નહી કરવા નિશ્ચય કરયો. તેણે વિચાર કરવા સારૂ બે દીવસ થોભી જવામાંજ વધારે શાંનપત જોઇ.

તે હવે બૅાલરૂમ તરફ પાછો ફરયો. તે જાંણે ઉંઘમાં ચાલતો હોય તેમ બેકરારીના લપેડા ખાતો હતો, અને એવી મનની અસ્વસ્થ હાલતમાં તે બૅાલરૂમમાં આવ્યો ત્યારે રાત ઘણી મોડી ગુજરેલી હોવા છતાં હજી થોડા ડાનસીસ બાકી રહેલા હતા, અને એક નવા તરતના શરૂ થતા વોલ્ટસનું મ્યુઝીક વાગતું થયું હતું. અંદરથી વાતચીત કરવા અને હસવા બોલવાના સ્ત્રીઓના મીઠા કોમળ સાદ અને મર્દોના ઘોઘારી નાદ બાહેર તેને કાને આવી અથડતા હતા. ઓ પરવર, બધાં એ રીતે

સુખી હતાં, બધાં મોજમજાહ કરતાં હતાં, અને તે—આ ભવ્ય મોટા મેળાવડાનો મુખી અને રાજા પોતે–દુર્ભાગી હદ સુધી દુઃખી હતો!

તે અંદર જઇને 'હીબી'નાં મોટાં આરસપહાણનાં આખાં કદનાં પુતલાંનાં પીડેસ્ટલ (બેઠક) આગલ થોભી ગયો. તેણે તે પીડેસ્ટલ ઉપર પોતાના હાથની કોણી ટેકવી, અને જે સેંકડો જોડીઓ ડાનસીંગમાં ઉતરેલી ખુશાલ પતંગ્યાંઓની અદાથી ઉડ ઉડ કરી રહી હતી તેઓ પર પોતાની નજર ફેરવી. તેની આંખો તો ફક્ત પેલી તેની એક વારની વાહલી નાઓમીનેજ ચોગરદમ શોહોધતી રહી હતી, અને તેવામાં તે ડાન્સ ખતમ થતાં તે એક પ્રીન્સ જોડે હસી હસીને વાત કરતી ઉભી તે જોઇને તેણે એક દુઃખનું ડચકું ભર્યું. યા ખુદા, શું આ તેજ છોકરી હતી કે જેને તેની મગરૂર માતાએ, તેની પૈસે પૈસાની ઓશીઆલી હાલત વચ્ચે, મોટાં ઘાતકી અપજશ સાથે હડસેલો મારીને પોતાના મહેલમાંથી હાંકી કહાડી હતી. અને જેના હોઠો પર આજે હસી લાવવાને વાસ્તે મોટા મોટા મોટા ઉમરાવો અને શાહજાદાઓ વટીક મથીમથીને મરી ફીટતા હતા? નખરાંબાજ નસીબનો એ તે કેવો ફાંટો? તે વખતની તે કોમળાંગી નહાની નાજુક છોડ જેવી પતલી નાઓમી કયાં, અને આ સંપુર્ણ સ્ત્રીવેશમાં આવેલી ખુબસુરતીની એક દેવીજ હોય તેવી દમામદાર દસ્સા બાજ, મગરૂર, તોરવંતી, તુમાખી બાંનુ કયાં? તે પોતાની અકળથી હેરત રહયો!

હવે તે બરાબર તેને ઓળખી શકતો. એકબી શક, સુબેહ કે સંદેહ વગર આએ તેની ખરેખરી નાઓમીજ હતી, અને તે હજારો તાજુબ કરતો હતો કે સંહેકડો વાર રૂબરૂ મલ્યા છતાં કેમ તે અત્યાર આગમચ તેને ઓળખી શકયો નહી હશે? કેમ તે એટલી હદ સુધી આંધળો અને સુનો થઇ શકયો હશે? એ અંધાપો અને સુનકારપણું ફક્ત તેણીના બેશુમાર પૈસાના વૈભવનેજ આભારી હોવું જોઇએ. તેની રંક સ્થિતીની મુફલીસ નાઓમીને બદલે આવી એક અબજોમાં અલેત્યાં મારતી નાઓમીને જોવાનો તેને સ્વપને પણ ખ્યાલ નહી થયલો હોવો જોઇએ. થાયજ કયાંથી? થઇજ કેમ શકે?

એવામાં બધાં રીફ્રેશમેંન્ટ લેવા જતાં હતાં, અને નાઓમી પણ હસતી અને પેલા પ્રીન્સ જોડે ખુશાલ વાત કરતી તે ઉભો હતો ત્યાંથી પસાર થતી હતી. તેણીએ તેને દુરથી આવતાંજ જોયો, પણ જોઇને નજર તરત પાછી ફેરવી નાંખી. તે તેની એક ટચાકડીભાર પણ દરકાર

ધરાવતી લાગી નહી, અને દુઃખથી તેનું દીલ છળાછળ ભરાઇ ગયું કે તેની એક વારની હેતવંતી, હજારો જાનથી તેનાપર જાન સદકે કરવાવાલી નાહની નિરદોષ નાઓમી તે શું આ સંગદીલ, બેરહેમ ઓરતમાં ફેરવાઇ ગઇ હતી? અને એ ખ્યાલથી તેની આંખોમાં ઝનુન નહી તો દુઃખ એટલી હદ સુધીનું ઉભરાઇ આવેલું પ્રગટ પડયું કે તેની પાસેથી પસાર થતાં તે અબળા પોતે તે જોઇ એકાદ પલ પોતાની મરજી ઉપરાંત થોભી ગઇ, અને તેનાપર વાંકી વળીને કહયું, "કાંય, ડયુક, કાંઇ ઘણાં ભખરાયલા જેવા છો? શું છે?" ને બીજીજ પલે તે ઠંડી, બેદાદ, બેદરકાર હસતી હસતી પેલા પ્રીન્સ જોડે ચાલી ગઇ.

તે રાત્રે એ પછી મીસ ગ્લીનટન જોડે વધારે વાત કરવાની કશીજ તક કમબખત ડયુકને મળી નહી. હવે પરોણાંઓ આસ્તે આસ્તે ઘરે જતાં રેહતાં થયાં હતાં, અને ઘરડા મી૦ ગ્લીનટને ઉતાવલ કરવાથી નાઓમીને પણ જવું પડયું, જે વખતે યજમાન તરીકે ડયુક પોતે તેણીને હાથ આપીને ગાડી સુધી પોંહોંચાડી આવ્યો, પણ અંગત અથવા ખાંનગી વાતચીત કરવાની એક બી તક તેઓને મળી નહી.

"આજે તમે ડાન્સીંગ હોલમાં કાંઇ ઘણા દેખાયા નહી?" તે મોટા આરાસ્તા ઓકનો સુશોભીત અને ચકચકીત કુસાદે દાદર ઉતરી જતાં સુંદર નાઓમીએ ઠંડાઇભરી બેપરવારીથી સેહજ સવાલ કર્યો.

"હા, આજે માહરી તબ્યત સારી નથી, મીસ ગ્લીનટન," ડયુકે ગડગડ કંઠે કહયું, અને તરત તેના ચેહરામાં જોયું; પણ તે સારી પેઠે નહી હતો એમ સાંભળવાથી બી તે નાતરસ દયાહીણ ચેહરામાં દયા, કાળજી કે ફીકરની એકબી ઇધાંની પ્રગટ પડી નહી! ડયુકનો કુત્રો સારી પેઠે નહી હતો એમ તે જેટલી ઠંડી બેદરકારીથી સાંભળતે તેટલીજ ઠંડાઇ અને બેપરવાહીથી—અફસોસ કે—આએ તેની એક વારની હદ વગરની હેતવંતી હકદાર પરણી મોહરદારે તેની પોતાંની તબ્યત નાદરૂસ્ત હોવાનું સાંભળયું!

તે એ પેછાં મનપર કાબુ મેળવીને જયારે બૅાલરૂમમાં પાછો ફર્યો ત્યારે ઘણાંખરાં પહરેણુંઓ રવાના થઇ ચુકયાં હતાં, અને ગણત્રીની ઘણીજ થોડી જોડીઓએ હજી નાચ ચાલુ રાખ્યો હતો. એમ છતાં સારાં નસીએ વેલેનટાઇન પરવાર પામેલી અને થાકી ગયલી એક બાજુમાં હાલમા એકલીજ જરા દમ ખાતી ઉભી હતી, અને ત્યારે તે ધસીને

તેની આગળ ગયો, જ્યારે તે દીલસોઝ સુંદરી તેની આંખમાં દુઃખના દરીઆવો એ રીતે ઉભાતા જોઇને ઘણી દેહશત ખાઇ ગઇ.

"ઓ બરત્રાંન્ડ, તમોને શું છે ? તમો તો ઘણાં બીમાર લાગોછ !" તેણીએ ગભરાઇને દયાથી દાઝી જતાં લગભગ રડી દઇને પુછ્યું.

આહા, કેટલો ફેરફાર ! આ બે છોકરીઓનાં તેને વારતેનાં હેતમાં કેવો બેહસ્ત દોજખ જેવો ફરક ! પેલીએ એજ દુઃખના દરીઆવો તે જવાંન ઉમરાંવનાં દીલમાં ઉભાતા જોયા હતા, કે જયારે તેની એક તચાકડી બાર પણ તેણીએ પરવાહ કરી નહી હતી, જયારે આ મધુરી તો તે દુઃખ જોતાં દુઃખથી પોતે જાંણે વીધાઇજ જતી હતી !

"હા, વાલ, હું સારી પેઠે નથી," ડયુંકે તેની છાતીમાં ઉભાઇ આવતું એક ડચકું મુશકીલથી પાછું સમાવી દેતાં કહયું; "અને એજ માહરી બેકરારીના સંબંધમાં હું તુંને હમણાં તાકીદનું મલવા અને જરૂરનું કાંઇ કહેવા માગુંછ. કાંઇ ઘણું અજબ જેવું બનેલું છે. આ બધાં બાકીનાં કયારે પટશે ?"

વેલેનટાઇને ઉતાવલી નજરે તે ડાન્સ કરતી જોડીઓ તરફ જોયું, અને ધીમે સાદે કહયું, "એ તો બધા ત્રણ વાગતા સુધી નહી રીતે તેમાંનાં છે, અને હજી તો બે વાગેલા છે. તમે તમારે જાઓ પીક્ચર ગેલરીમાં, અને હું બે મીનીટમાં તમોને ત્યાં આવી મલુંછ. ત્યાં હમણાં કોઇ નહી હોશે. આપણે બેઉ સાથે જઇશું તો લોકોનું ધ્યાંન ખેંચાસે અને સારૂ નહી લાગશે."

અને ડયુક ત્યાં જવા પછી વેલેનટાઇન ત્યાં બેજ મીનીટમાં આવી. તે ઘણી અજબ થતી આવી. ડયુકનો રડમસ અને બીમાર હાલ જોઇને કાંઇબી ગંભીર બનેલું હોવાનો તેને ખટકો થયો હતો, અને તે શું હતું તે જાંણવા તલબગાર તે તરતજ આવી.

ડયુકે તેને બંને પોતાના હાથો તે આવતાં સાથે લાંબા કરીને આપ્યા, જે તેણીએ બહેનનાંજ હેતથી લીધા, અને તે પોતાના હાથોમાં દાબીને પકડેલા રાખી તે તેની બાજુમાં કાળજીવંત હેતથી ગોઠવાઇ.

"તમોને શું છે, ડયુક—મને કેહોની ?" તેણીએ બેરતાં સાથે સવાલ કર્યો; "કયાં—વેર એમ દુઃખી થયા કરશો ? પેલા ડીટેકટીવ દૂરકી આજે શું ખબર લાવ્યો ? તમારા રોજના વસવસાનો છેડો આવ્યો કે નહી ?"

"વસવસાનો છેડો આવી ગયો, બ્હેન,"—અને ડ્યુકે "બ્હેન" બોલપર આ વખતે થોડોક અસાધારણ વધારે ભાર નાખ્યો. "વસવસાનો છેડો અંતે આજે આવી ગયો, પણ માહરાં દુઃખ ને સંતાપનો છેડો આએ જીંદગીમાં આવે એમ લાગતું નથી !"

"હા, પણ તમારી નાઓમી મળી ખરી કે ? એ શું ખબર લાવ્યો ? જીવતી છે કે ?"—અને આ તે છોકરી પુછતી હતી ત્યારે તેના હોઠ ડ્યુકે જોયું કે દીસ્તી રીતે ઉડી ઉડી જતા હતા, કેમકે તે બીચારીનું પોતાનું ભવિષ ડ્યુકના જવાબનાં એક તાંતણે ટીંગાયલું હતું ! તે લગભગ પામીજ ગઈ હતી. નાઓમી જીવતી હતી અને મળી આવી હતી, ને તેમજ હોય તો ડ્યુકને તે જે અખંડ હેતથી અને આખી દુન્યાભરના પ્યારના પ્રૌઢપણાંથી ચાહતી થઈ હતી તે સુખનો સ્વપ્નો એક ઘડીમાં નાશ પામી જતાં તે સદાની કંગાલ બની જવાની હતી ! પણ તેણીએ તો બેહસ્ત જેવાં બુલંદ બીનસ્વાર્થીપણાંથી પોતાનું આખું જીવણજ એ જવાંનને અર્પણ કરી દીધું હતું, એટલે એ જવાબ સાંભળવા વાસ્તે તે વધતી ઓછી સબુરીથી બીજીજ પળે પાછી તૈયાર થઇ શકી.

"હા, વૅલેનટાઇન, નાઓમી મળી આવેલી છે અને જીવતી છે," પોતાના એ ઘાતકી શબ્દોથી તે તલવારના ઘા કરીને તે ગરીબ છોકરીને જખમી અને જબેહ કરતો હતો એમ જાંણવા છતાં જે ખરૂં હતું તે કહયા વના તેને ચાલ્યું નહી; "તે મળી આવેલી છે અને જીવતી છે, પણ તે સંબંધમાં અજાયબીથી ફાટીજ જઇએ તેવું માહરે જે તુંને કેહવાનું છે તે, વાહલી, હું તુંને કેમ કહી શકું ?"

"ઓ બરત્રાંન્ડ, એવું તે શું છે?" તે ગભરાટથી કહેવા ગઇ, અને પછી વળી એક ઝપાટે પોતાનાં મનનું સમાધાન કરી લેઇને તેણીએ ફીકકા પણ હસતા ચહેરાએ વધાર્યું, "હું ખુશી છું બરત્રાન્ડ ડીયર, કે અંતે તમારી ખોહોવાએલી નાઓમીનો વરસો બાદ પત્તો મલ્યો, અને તમારી વરસોની એ મોટી મુજવણ ટળી ગઇ ! તમે તેને મળ્યા કે ? દ્રોસ્કી તેને પોતાની સાથે અહીં લાવ્યો હતો ?"

"તે તો દ્રોસ્કીની ઘણી આગમચ અત્રે આવેલી છે, વાલ."

"દ્રોસ્કીની ઘણું આગમચથી અત્રે આવેલી છે ?" વૅલેનટાઇને ઘણી અજાયબીમાં પોકાર્યું; અને તરત ગુસ્સાથી વધાર્યું, "અને તે છતાં

તે આવી તેવી પોતાની તમોને વરસો સુધી વિસારી આપવાની ગફલત વાસ્તે તમારી મારી શોધતી તમારી પાસે આવી બી નહી! કેટલી સંગદીલ!"

"હું તુંને બધી ખરી વાત કેમ સમજાવું, વાહલી વાલ?" તેણે ગમ ખાઈને કહ્યું; "તું તાહરા આવા અસીલ સ્વભાવ પ્રમાણે જાંણીને હેરત, છક, દંગ થશે કે તે માહરી પરણી મોહોરદાર કાંઈ મુદતથી અતરે આવેલી છે, હું તેને અનેક મરતબા મળેલો છું, મેં તેની સાથે રૂબરૂ સેંહેકડો વખત કલાકો સુધી વાતચીત કરેલી છે, અને તોબી હું એટલો બધો આંધળો, બહેરો, સુનો થયો કે તેને મેં ઓળખી નહી!"

વૅલેનટાઇન ભારે અજાયબીની એક મોટી ચીસ સાથે પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી.

"ઓ ડયુક, એ શું કહોછ?" તેણીએ મસમોટી અજાયબી વચ્ચે પોકાર્યું; "પણ તેણીએ તમોને તો ઓલખ્યા કેના? તે તો તમોને જાંણુતી હતી કેની? ત્યારે તે પોતે જાહેર કાંય નહી થઇ?"

"તેજ માહરી મુશ્કેલી છે, વાલ! તેજ માહરી કમનસીબી છે, ડીયર! અને તેજ સંબંધમાં તું વહાલીની સલાહની આરજુ કરતો હું તાહરી આગળ હમણાં આવેલો છું," ડયુકે દેખીતું ખરાં દીલનું દુઃખ પામતાં કહ્યું. "તું અજબ ના થા. એવા બી ઓરતો થઇ શકે એ ખ્યાલ તું ભોલીભાલી અને બચ્ચાં જેવી નીદોંષને ઘણો અજબ કરનારો લાગેછ, પણ એ ખરેખર બનેલું છે! એ માહરી નાઓમી નહી માફ કરી શકાય એટલી હદસુધીની માહરી તરફ સંગદીલ પુરવાર થઇછ, અને વધારે મોટી અજાયબી તો એજ છે, ડીયર! કે તેં પોતે તેને જોએલી છે, તેની સાથે વાતચીત કીધેલી છે, તેની સાથે કલાકો ગુજારેલા છે!"

"મેં તમારી નાઓમી સાથે? તમારી તે નાલાયક બઇરી સાથે!" તે છોકરી દીસ્તી રીતે કમકમી. તેના ગભરાટ અને તેની અજાયબીની કાઇ સીમાજ નહી હતી.

"હા, તે ખુદ આજ રાત્રે આપણે ત્યાંના આય બૉલમાં આવેલી છે, અને તું તેને રૂબરૂ મલેલી છે," ડયુકે કહ્યું. "તું ખ્યાલ કરી શકેછ કે તે કોણ હોવી જોઇએ? આજે અહીં આવનારી બધી એકેએક જવાંન બાંનુને તું ઓળખેછ, અને તેમાંથી કોણને વાસ્તે હું કહેવા માગુંછ તેનો કંઇ પણ તુંને ખ્યાલ આવી શકેછ?"

"ઓ, કશોજ નહી!" વૅલેનટાઇને ગભરાઈને કહ્યું. "કોણ—તે કોણ છે? મહને કહી દેઓ બરત્રાંન્ડ; વાર માહરાથી વેઠાતી નથી."

"તે અત્રે આવનારીઓમાં સૌથી મોટી દ્રવ્યવાન, સૌથી વધતી ખુબસુરત, સૌથી મોટી ઘુમાખી——————"

વૅલેનટાઇન હોઠ સુધી ફીકકી પડી, અને આખા તનબદનમાં ધ્રુજી!

"ઓ કોણ? એમ ના કહેતા—એમ ના કહેતા મને, બરત્રાંન્ડ ડીઅર, કે જે અબલાને હું જોતાં સાથે ધીકકારતાં શીખીછ, જે મને જોતાં સાથે ગમીજ નથી તે તમારી નાઓમી વીન્ટર છે!"——અને તે રડી પડી.

કમબખ્ત ડયુક—તે તેને સધ્યારો આપવાને શું કહી શકે? તેણે જોયું કે વૅલેનટાઇન સમજીજ ગઇ હતી કે મીસ ગ્લીનટન અને નાઓમી વીન્ટર એકનાંએક હતાં, અને તે ત્રાસજનક માહીતીથી તે હબતી ગઇ હોય અને હીસ્ટૅરીક થઇ ગઇ હોય એટલી બધી તે કળવાઇ કળવાઇને રડી!

"માહરી તો કેવી આરજુ હતી—કેવું મેં ચાહયું હતું કે તમારે ખાતર તમારી નાઓમી જો મળી આવશે તો હું તેને ચાહવશ અને તેની દોસ્ત થવશ!" તેણીએ રડતાં રડતાં ગમ કરયો; "પણ ઓ બરત્રાંન્ડ, જો તમો કેહવા ને સમજાવવા માંગોછ તેમ આય મીસ ગ્લીનટન તમારી નાઓમી હોય તો નાઉમેદીથી માહરૂં કલેજું કપાઇ જશે!"

"અને તાહરે ખાતર હજારો અફસોસ કે ખરેખર તેમજ છે!" બરત્રાંન્ડે મોટી ઉદાસીથી કહયું; "પણ તું રડ ના. તાહરૂં દરેક આંસુ મને એક કારી જખમ જેવું કાતીલ લાગેછ! હું પુરતો દુ:ખી છું, વાલ,—ઘણોજ પુરતો!"

તે ભલી હેતવંતીએ, તે સાંભળતાં, તરત પોતાનાં આંસુ ખંચાવી નાખ્યાં.

"હું તમને સુખનું સાધન થવા માંગુંછ—બરત્રાંન્ડ ડીયર, દુ:ખનુ નહીં!" તેણીએ તે આંસુઓ લુછી કહયું; "મને માહરાં આંસુઓ માફ કરો માહરે એમ નાદાન થવું નહીજ જોઇએ. હું જાંણુછ કે તમે પુરતા દુ:ખી છો, અને માહરે તેમાં એક કતરો બી વધારવો નહી જોઇએ.—પણ તમારી ખાતરી છે? કાંઇ ભુલ તો નથી? એ બનીજ કેમ શકે?"

"ભુલ કે વહેમ જેવું કશું નથી, વાહલી વેલેનટાઇન," ડયુકે ગમ ખારીથી જવાબ કર્યો; "દ્રોસ્કીએ રજુ કરેલી પુરવારીઓ એવી જોરાવર અને ઐાસ્તવાર છે કે એક બી શક કે સંદેહનો સવાલજ નથી. એ અલબત નહી માનવામાં આવે તેવુંજ છે, અને તે છતાં ખરૂં છે. માહરી નાહની નીર્દોષ રાંક સ્વભાવની ભોલીભાલી નાઓમીની જગયા આય તુંદ,

તુમાખી, મગરૂર, માલીતુજાર અબળાએ લીધીછ એમ ગોયા હું માનીજ નથી શકતો! અરે. હું તો એને મુફલસીમાં આવત્યાં મેલતીજ. સદા માહરી ખ્યાલોની આંખમાં જોતો હતો, અને એની રીઈ મોહોતાજ બંદીનોજ સદા ગમ કરતો રહયો હતો! મેં તો એને એવી શ્રીમંત જોવાનું કદી ખ્યાલમાં બી ધાર્યું નહી હતું અને તે છતાં એ કેટલું અજબ અને કેટલું દુઃખી કરનારૂ છે કે એજ વાત ખરી છે!"

"હવે ત્યારે બધું સમજ પડેછ," વેલેનટાઇને વિચારવંત અદાઓથી કહયું; "હવે હું જોઉંછ કે એણે તમારા સંબંધમાં જે કીધું તે એક પરણેતરના પવિત્ર હકથી કરવાનો એક હક પોંહોંચતો હતો, અને હું એની અદેખી પડવામાં ખરેખર ઘણીજ ગેરવાજબી હતી; પણ મને જે અજબ કરે છે તે એ છે કે એ અત્યાર સુધી છુપી કાંય રહી? તમારી આગળ જાહેર કાંય નહી થઇ? જાહેર નહી થવાની હતી અને છુપીજ રહેવાની હતી તો ઇંગ્લાંડ આવીજ શુ કામ?"

"તેજ મને ઘણું ગુચવાવેછ, વહાલી વાલ," તે ઉમરાવે મોટા અફસોસથી કહયું; "તેજ મને સમજ નથી પડતું, અને તેથીજ તો હું તાહરીજ સલ્લાહમાં આશરો શોધતો આવ્યો. તું હવે મને શું સલ્લાહ આપી શકેછ? તું બચ્ચુ છે પણ બુદ્ધીની તેજ છેઃ માહરે આવા સંજોગમાં શી રીતે વરતવું અને કેમ કામ લેવું જોઇએ?"

"તે હું પોતે બી કાંઇ કહી શકતી નથી, બરત્રાંન્ડ," તે છોકરીએ નરમાશથી જવાબ કર્યો; "એમ તો નહી હોય વારૂ કે તમારાં તેણીને વાસ્તેનાં હેતની અથવા તમારી ચાલ ચલણની એમ છુપી રહીને તલાસ કરતી હોય, અને પછીજ જાહેર થવા ચાહતી હોય?"

હું તે માનતો નથી," ડયુકે દુઃખથી જવાબ કર્યો; "મને તો લાગેછ કે માહરી થઇને મને મલવા કે જાહેર થવા એ મુતલગ ચાહતીજ નથી."

"અને તમો ધારોછ કે તમે એની શોધમાં હજારો ખરચી નાખ્યા અને વરસો ગમની ગીરફતારીમાં ગુજારયાં તે એ જાંણુતી હશે?" બલી વેલેનટાઇને પોતાની તેહેકીકનાં સવાલો જારી રાખ્યા. "એ એમ જાણુતી હોશે કે હજારોને ખરચે તમે ડીટેકટીવ દોસ્તોને એની પુઠે ઉતારયો, અને તે ખાત્રીપુર્વક પુરાવાઓ મેળવીને હાલમાં અત્રે પાછો ફરેલો છે?"

"હું એ માહેલું કશુંજ ધારતો નથી," ડયુકે મજબુતીથી કહયું; "એ એમાંનુ કાંઇ બી જાણુતી હોય એવું જરા બી લાગતું નથી. એ હવે મને ચાહતીજ નહી હોવી જોઇએ. એક વાર એ મને જાનોનીસાર

પ્યારથી ચાહવાવાલી હવે મને અંતઃકરણપુર્વક ધીકકારતીજ થએલી લાગેછ !"

"ત્યારે તમને કપટથી વંચતા બાળો મારવા અને પોતાનાં મોટાં દ્રવ્યની લાહેરી મારવા તો એ નહી અત્રે આવી હોય ?"

"તે બી હું માનતો નથી," ડયુકે તેટલીજ ખાત્રીના ભારથી કહ્યું; "એ એવી બુદ્ધીની તુચ્છ કે એટલી હદ સુધીની કપટી પુરવાર થાએ એ બી માહરાં ખ્યાલમાં બેસતું આવતું નથી, અરે વૅલેનટાઇન, હું કેમ તાહરી ખાત્રી કરૂં ? એ એટલી તો ભોલી, એટલી તો ભલી, એવી તો મીઠી, એવી નરમાશ ભરેલી, અને દીલની એટલી બધી દયાળુ હતી કે તેને વાસ્તે તું અનુમાન કરેછ એવું અયોગ્ય હું કશું માનીજ નથી શકતો વાહલી. હવે ફકત સવાલ જે રહેછ તે એ છે કે માહરે કરવું શું ! માહરે જઇને એને હીંમતથી કહેવું કે તું માહરી નાઓમી છે, અને તું માહરે ઘેર આવવા માગેછ કે નહી, કે હાલ જેમ ચાલેછ તેમ ચાલવા દેઇને એને એના ઢંગે ઢાંડે રહેવાજ દેવી ? ઓ, જો તેમ કરવું પડે તો માહરી ખાત્રી છે કે હું જરૂર જલદી ઘેલોજ થઇ જવશ !"

વેલેનટાઇને હેતવંતી અને ખરાં દીલની દીલસોજીની આંખોથી તેના દર્દમંદ ચહેરામાં જોયું.

"પણ પેલી બીજી વાતનો શો ખુલાસો છે ?" તેણીએ નરમાશથી પુછયું; "એ વિષે તમો તો કાંઇ બોલતાજ નથી તમારે બેટો કયાં છે ?"

"તે હું કાંઇજ જાણતો નથી, વાહલી," ડયુકે વધતી ઉદાસીથી જવાબ કરયો; "એટલું તો નકકીજ છે કે એ ઈંગ્લંડથી અમેરીકા જવા ઉપડી ત્યારે માહરો દીકરો એની સાથે હતો, અને પછી માર્ગમાં એણે તે બચ્ચાંને કાઇને સોંપી દીધેલું હોવુંજ જોઇએ, કેમકે એ અમેરીકા ઉતરી ત્યારે ડ્રૅસ્કીએ પકકે પાયે મેળવેલી બાતમી મુજબ એ બચ્ચું એની સાથે નહી હતું ખરેખર તો એ અમેરીકામાં એક કુંવારી કન્યા તરીકેજ રહેલી અને પાસ થયેલી છે, અને ખુદ મી૦ ગ્લીનટનને વટીક એણે એમજ સમજવા દીધેલું છે. વળી બીજી બી એક વાત છે; અમેરીકામાં એ લોક મામા ભાણેજ તરીકે રહેતાં હતાં. અહીં કાકા ભત્રીજી થઇ આવેલાં છે.——દ્રૅસ્કી સમજાવે છે તેમ એટલા વાસ્તે કે મીસ ગ્લીનટનનાં નામે હું એને ઓળખો શકુંજ નહી. કાઇ બી રીતે એ મને મળવા કે જાહેર થવા નથીજ ચાહતી એ તો

દીવા જેવું દીસ્તું છે, અને તેથી માહરી હાલત હતી તે કરતાં બેવડી વધારે કઢંગી અને કફોડી થઇ પડેલી છે!"

"હું તે સમજી શકું છું, વાહલા ભાઇ," ભલી વૅલેનટાઇને દયા ખાતી રવેસે રડમસ કહ્યું; "પણ બધું મને માંડી મેલીને ડ્રોસ્કીએ જેમ તમારી આગળ વાત કરી હોય તેમ નહી કહેશો, ડયુક?"

"હજારો ખુશીની સાથે," ડયુકે તે દીલસોઝ દોસ્તને જવાબ કરયો,–અને પછી તે પોતે જે ડ્રોસ્કી પાસેથી સાંભળી આવ્યો હતો તેમ તેણે તુલોત્વીલ તેણીને કહી સંભળાવ્યું તે સઘળું, અલબત, અજાયબીમાં ફાટી જતી આંખો સાથેજ તેણીએ સાંભળ્યું, અને પછી કહયું, "ખરેખર આય તો કીસ્સા કાંહાણીઓમાં વાંચ્યે અથવા નાટકોમાં જોઇએ તેવીજ, નહીં માનવામાં આવે એવી, એક વાત છે! પણ, ડયુક, માહરૂં ગરીબનું માનો તો હજી બે ચાર દહાડા થોભી જાઓ. આપણે ધીરજથી કેમ કામ લેવું તેનો બરાબર વીચાર કરશું. આટલું થોભ્યા કેની? હવે ત્યારે આકળા કે ઉતાવળા થઇને જરાને વાસ્તે મામલો છે તે કરતાં વધારે બાચકાવી દેવાનું સલ્લાહકારક નથીજ."

અને ડયુકે તે માન્યું. આ બુદ્ધીશાળી બાળાની એ સલ્લાહ તે દુઃખથી ભ્રમીત થએલા ઉમરાવને ઘણી પસંદ આવી, અને રાતોવહી તેઓ એજ નિર્ણય પર આવીને છુટાં પડયાં.



## પ્રકરણ ૪૦ મું.

માઇકલ ડ્રોસ્કી એક મોટો દ્રવ્યવાન આસામી થઇ પડયો! ડયુકનાં બેંકર તરફથી તેની રગડો ને જેહમતોનાં ઇનામમાં તેને જે એક રકમ મોકલી આપવામાં આવી તે અકકલ નહી કબુલ કરી શકે એટલી મોટી હતી, અને તે માલદાર થઇ પડયો; પણ સોલીસીટર મી. રસ્કીન, જેને ડયુકે આ સઘળો હેવાલ કહયો હતો, અને પોતે મોકલવા ધારેલી રકમની વાતથી પણ વિદીત કર્યો હતો, તેનાં કહેવા મુજબ તે ડીટેકટીવની મહેનતો તેજ પ્રમાણમાં મોટી અને અકકલ નહી કબુલ કરી શકે એવી નમુનેદાર હતી.

તેણે એ આખા કેસનું એક તુલોત્વીલ સ્ટેટમેંટ લખ્યું હતું, અને જરૂર હોય ત્યાં દસ્તાવેજી પુરાવાઓથી તે બેતકરાર સિધ્ધ કરતો આવ્યો

હતો, જે બધું અભ્યાસથી વાંચ્યા પછી જેમ સોલીસીટર મી. રસ્કીનની તેમજ ડયુકની પોતાની ખાતરજમા. થઇ કે આ મીસ ગ્લીનટન કોઇજ નહી પણ અસલ નાઓમી વીન્ટર હતી.

અને હવે ત્યારે ડ્યુકે કરવુ કેમ ? તેમાં કોઇ ડીટેકટીવ કે કોઇ સોલીસીટર અને ડીટેકટીવ તેને સલાહ આપી શકે એમ નહી હતું. સોલીસીટર અને ડીટેકટીવ તો પોતપોતાની સલ્લાહો આપી અને ફરજો અદા કરી પરવાર્યાં હતા; સોલીસીટરે તે ગુમ થયલી મોહરદારનો આખો અજબ જેવો કેસ સાંભળીને આએ ડીટેકટીવને મેળવી આપ્યો હતો: અને તે ડીટેકટીવે તેની મોહરદારનો પત્તો મેળવી આપ્યો હતો: અને હવે તેથી જે તેને કરવાનું હતું તે તેણે પોતેજ કરવાનું હતું લંડન સીઝનની આખરી આવતી હતી, અને મોટે ખાંચરેનાંઓ ગરોગર લંડન છોડી જવા લાગ્યાં હતાં, તેમ કાંઇ બી કહયા કે ખબર આપ્યા વગર જો આ અબળા કેંઠે જતી રેહ તો વળી નવેસરથી તેની વિપત્તમાં ઉતરવું પડે. એટલા. વાસ્તે તે હાલમાં અહીં હતી તેવામાંજ હર રસ્તે જે તે લટકો ફટકો થઇ જવાની ઘણી જરૂર હતી. ખરૂં હતું કે તે એક નામાંકીત અને સૌથી મોટી પંકતીનો આગેવાન હરોળનો ઉમરાવ હતો. પણ આ છોકરી તેનાં એ ઉમરાપદ કે દ્રવ્યની એક ટચાકડી ભાર પણ તુંભા ધરાવતી દેખાતી નહી હતી, અને પોતાની છાતીમાંનો કેહર દુર કરી તે તેને મળવા કે જાહેર થવા ચાહતી નહી હતી, જયારે તાજુબ તો એ હતું કે કોઇથી નહી બીહનારો આએ દીલેર ઉમરાવ પોતાની મોહરદાર સાથે રૂબરૂ થતાં અને તે ઓળખાઇ આવી હતી એમ તેના કને જઇને હીંમતથી જાહેર કરતાં ધ્રુજી પડતો હતો આ જે હદ વગરનું માઠું થયું હતું. અને વરસોથી બાટકી નાઓમીએ દીલ પથ્થરનું કરી નાખીને એનાં નામ પર મટોડું વાળ્યું હતું તેને લગતી પોતાની જવાબદારી યાદ કરીને તે કમબખ્ત આજે બી શરમાતો હતો, અને તે યાદ કરાવીને આ એ એક મોટી શાહનશાહબાંનુ જેવી તુમાખી અબળા તેને પાણી-ઉતાર કરીને ઓળખવા સાફ નાજ પાડે તે ફીકરના ખ્યાલથી તે હરી જતો હતો !

તેઓ એ પછી એક ચૅરીટી કૉનસર્ટમાં મલ્યાં, અને અનાયસે લેડી વૅલેનટાઇનનની જગ્યા એવી રીતે આવી ગઇ કે તે જ્યાં બેઠી હતી ત્યાંથી મીસ ગ્લીનટનને સાંમી હારમાંની પોતાની બેઠકમાં બેઠેલી બરાબર જોઇ શકતી હતી, અને તેણીએ બારીકબીન આંખે મામલો તપાસ્યો.

જ્યારે તેની ખાત્રી થઇ કે આ મગરૂર ઓરત બીલકુલ છુપીજ રેહવા ચાહતી હતી. તે ડયુકપર જરા એ ધ્યાંન આપતી નહી હતી, અને અવારનવાર નજર પડતી તો તુમાખ કે ગુસ્સાની આંખોથીજ તે તરત ચશમ ફેરવી નાંખતી! અલબત, એ તેનો તુચ્છકાર કે ગુસ્સો બીજાં કોઇ જુએ કે જોઈ શકે એમ નહીજ હતું, અને વૅલેનટાઇન પોતે પણ તેને એવી ઉંદર બીલાડીની આંખે જોતી અને તપાસતી બેઠી હતી એવો તેણીને મુતલગ ખ્યાલ થયલો લાગતો નહી હતો; પણ તેની હીલચાલો તપાસતી આંખે જોતી બેઠેલી વૅલેનટાઇન પોતાની ખાત્રી માટે એ સાર ઉપજાવી શકી એ તો ખરૂં.

વળી ડયુક પોતે એ તુચ્છકાર નહી જોતો હતો એમ નહીજ હતું, અને તે ગમથી અને ખેજાલતથી જલી જતો હતો. તે, એટલા માટે કૉનસર્ટ ખતમ થતી વખતે કોનસર્ટહૉલનાં બારણાં આગલ આગમચથી જઈને ઉભો. તે જોવા ચાહતો હતો કે તે તેને બોલાવવાની વટીક દરકાર ધરાવેછ કે નહી, અને ખરેખર પરાયાંઓને તે નમીને ચાલતી થાય તેમ તેને બારણાં આગળ ઉભેલો જોતાં તે એક દુરનું ઠંડું નમી, અને બીલકુલ ત્રાહીત હોય તેમ, તેને વાત કરાવવાની કાંઇ બી દરકાર બતાવ્યા વગર, દાદર ઉતરવા લાગી. મી. ગ્લીનટને તેને પોતાનો હાથ, આપો હતો, અને તે પોતાની પરણી મોહરદારની એ દુશમનીભરી હદ સુધીની નફ્રરાઈ જોતાં ડયુકનો જીવ જાસ્તી કરમાઇ ગયો! તે એમ છતાં, ખાંડયો ગયો નહી. તે તેણીની પુઠે ગયો, અને અરધે દાદરે તેને પકડીને કહયું, "કેમ, હવે તો તમે અમારી સાથે કાંઇ બોલતાંજ નથી, મીસ ગ્લીનટન?"

"નહી બોલવાનું હોય ત્યારે બી શું બોલું?" તે હસી.

"હા, પણ ઘણા વિચારમાં હોવો તેમ ફક્ત ડોકું કરીનેજ આજે તો ચાલતાં થયાં?" પેલાએ હજી તકરાર લીધી.

"હું ખરેખર વિચારમાંજ હતી," તેણીએ કહયું; "પેલા એક અહસ્થે સુલીવાનનાં બૅલેડનો સુપરાંનો ગાયો તે અવાજની મજબુતી મને એટલી પસંદ આવી કે હું તેનો વિચાર કરતી હૉલમાંથી બાહેર નીકળી તેવામાં મેં તમોને જોયા, ને તેથી હું ફક્ત ડોકું કરીનેજ આગળ વધી."

"હા, પણ ત્યારે તે ગાનારના ખ્યાલમાં તુમે મને તો ભુલીજ ગયાં એમજ કેની?"

"તમે મને યાદ આવેલાજ ક્યારે જે વળી હું તમોને ભુલી જાઉં ?" પેલીએ તુચ્છકારથી હસીને કહ્યું, અને આવા એક તોછડા, કરડા, ધાટકી જવાબથી તે માલેતુજાર ડયુકને બરડે પાણી ઉતર્યું અને તેણે ગુસ્સાથી હોઠ કરડયો.

"આએ માહરી બૈરી ? આએ માહરી નાઓમી ?" તેણે ગુસ્સાના ખીજવાતથી બાજુમાંનાં એક ખુણામાં હડી જતાં હાથની મુઠડીઓ વાલી દઇને મનસે બબડ્યું; "માહરી હેતવંતી, નમાની, રાંક, તાબેદાર, બચ્ચાં જેવી નિરદોષ અને બકરાં જેવી ગરીબ નાઓમી આએ ઓરત હોઇજ કેમ શકે ? એ તો એનાં સંગદીલ નાતરસપણાંથી, એની ગમે એવી અજબ જેવી ખુબસુરતી છતાં, એક રાક્ષસ જેવી લાગેછ !"

તે કોનસર્ટ પછીનો બધો વખત તેની તબ્યત ઘણી ઉસ્કેરાયલી રહી, અને હેતવંતી કાળજીનાં વાહલથી વીહલી પડનાર વૅલેનટાઇનો પોતાની તપાસ રાખતી આંખોએ તે તરત જોઇને પારખ્યું.

"કાંય એટલા ઉસ્કેરાયલા અને ગંભીર છો, સેંટ સીબેસચ્યન ?" તેણીએ હેતથી તેની આગળ જઇને નરમાસથી તેના હાથ પર હાથ મુકી દીલસોજીભર્યો સવાલ કર્યો.

ડયુકે તેની આગળ બધી વાત વીસ્વાસથી કરી. કોનસર્ટનાં દાદર પર નાઓમીએ તેને જે હડધુત કર્યો હતો અને ઉઘાડાં અપમાનથી વરતી હતી તે તેણે તેણીને માંડી મેલીને કહયું, અને ગુસ્સાથી વધાર્યું, "હવે હું એ મામલો ચાલુ રહેલો જોવા નથી ચાહતો, વાલ. એનું આએ તર કે પેલી તર સેવટ આવીજ જવું જોઇએ, નહી તો ખચ્ચીત હું ઘેલો થઈ જવશ ! એના એ તરકડા જવાબોથી માહરૂં માથુંજ ફરી ગયુંછ."

"તમે શું કરવા ધારોછ ?"

"મેં ઘણો વિચાર કીધોછ, અને મને લાગેછ કે માહરે ખાનગીમાં અને એકાંતમાં હવે વગર ઢીલે એને મળવું જોઇએ. એવી કોઇ તક મળે તો હું હીંમતથી વાત કાઢી શકું, અને વાત કરવા વાસ્તે હું ધારૂંછ કે રીટર્ન વીઝીટને મસે ખુદ એનેજ ઘર આપણને જવું ઠીક પડશે. મમાને જરા સમજાવશ તો તેવણ બી ખુશીથી આવશે. તું બી આવશે કેની, ડીઅર ?"

"તમારૂં ભલું થતું હોય તો તમારૂં ભલું કરવા હું દુન્યાને એક છેડેથી બીજે છેડે સુધી જવશ ! તે વાસ્તે મને પુછવાનું હોયજ નહી !"

"ખુદા તુંને સુખી કરે, મારી વાહલી બેહન," ડ્યુકે અસાધારણ હેત અને હેસાંનથી કહયું.

અને એજ નક્કી થયું. ડચેસે ઘણી ખુશીથી હા કહી–બલ્કે એવાં મોટે ઘરેની વીઝીટ પાછી ફેરવવાનું અત્યાર સુધી બન્યું નહી હતું તે ઍટીકેટના કાયદાથી તેઓએ તો સામું ગેરમુનાસેબ ઠરાવ્યું. હવે સીઝન આખર થતી આવતી હતી અને તેઓનેબી લંડનથી ઉઠાંગરી કરીને રૂડ કાસલના મેહલમાં જતું રહેવાનું હતું, વાસતે વળતીજ સહવારે મી૦ ગ્લીનટનનાં "બ્રુક હાઉસ" માં રીટર્ન વીઝીટે જવાનું તેઓ ત્રણની કમીટી નક્કી કરી ઉઠી.

તેઓ ગયાં. બીજીજ સહવારે તેઓ ગયાં, અને ડચેસ તો ફક્ત એ મહેલનો ડ્રોઇંગ રૂમ જોઇનેજ ટાઇટ થઇ ગયાં! તેઓએ એવો ઉંચો ટેસ્ટ જોવાની કદાપી ગણત્રી રાખી નહીજ હોય! મી૦ ગ્લીનટનના પૈસા પ્રમાણે અને તે ગરીબીમાંથી વધ્યો હતો એ જોતાં તેઓએ આ મોટા આરાસ્તા કરાવેલા નમુનેદાર નવા મહેલમાં ઘણુંએક ચકચક ભગભગ જોવાની બી ફીકર રાખી હોય, પણ અહીં તો જે હતું તે એવી ઉંચી કીમતનું, એવું આંખે ઉડીને વળગે એવું અને સઘળું એવા ઉંચાં ટેસ્ટથી ગોઠવેલું અને સણગારેલું હતું કે ટેસ્ટના સંબંધમાં, તેઓને લાગ્યું કે, આ ડ્રોઇંગ રૂમ તેઓનાં કરતાં બી ચાર ચાસણી આગળ વધતો હતો, અને તે ડોસીએ જોકે જાહેરમાં જરાએ બતાવ્યું નહી, પણ મનમાં તે એ જોતાં થોડીક જખવાની થયા વના રહી નહી!

તેઓ ગયાં એટલે ડ્રોઇંગ રૂમમાં બેસાડવામાં આવ્યાં, અને થોડીજ મીનીટમાં મીસ ગ્લીનટન તયાર થઇને હસ્તે ચહેરે તેઓને તે આવકાર આપતી આવી. મી૦ ગ્લીનટન તો સહવારથી દોસ્તોની એક પાર્ટી સાથે મજાહ કરવા ઉતરી પડયા હતા, અને રાત સુધી પાછા આવનાર નહી હતા.

પણ મીસ ગ્લીનટન તેઓ નહી હોવાથી હડી જાય કે ડરી જાય એવું જરા એ દેખાયું નહીં. તે એકલી આ મોટે ઘરનાં ત્રણનો આદરસત્કાર કરવા પુરતી બાહદર પુરવાર થઇ. તેણે ડચેસને અદબવંતી અને ટેકાવદાર પ્રેમથી આવકાર આપ્યો, વેલીનટાઇન જોડે આગળી પાછળી બીલકુલ ભુલીજ ગઇ હોય તેમ ઘણાં એખલાસથી અને મીઠાસથી વરતી, અને ડયુક તરફ પણ પુરતી સભ્ય થઇ. તેણીએ કાંઈ, એમ છતાં, તે આવનારાંઓ પરથી ઉઠલાઇ પુઠલાઇ જવાનું બતાવ્યું નહી, તેમ વળી એકદમ ટેકમાં રહીને પોતાની હસી પણ કરાવી

નહી, અને જરા વારમાં તો તે ત્રણુ બાંનુઓ હસી હસીને આપસ આપસમાં તહરેવાર ગપ્પા સપ્પા લગાવા પડયાં, જ્યારે ડયુક બીચારા ભુલારા જેવો એકલો પડી ગયલો જરાતરા વચમાં બોલીને પાછો ચુપ થતો.

તેને લાગ્યું કે અત્રે આવવામાં તેણે જે મકસદ ધરાવી હતી તે મીo ગ્લીનટન ઘરમાં નહી હોવાથી પાર ઉતરી શકે એમ નહી સંભવતું હતું, અને તે સખ્ત નાઉમેદ થયો. નિરાશા અને નામોશી, તેની પુઠે પડેલાં, તેનો પીછો મુકવાજ નહી ચાહતાં હોય એમ લાગતું હતું !

એવામાં રૂડ કાસલનાં મેહેલની વાત નીકળી, અને ડચેસે ઘણી આજરપ્નાહી સાથે પાનખર રૂતુમાં તે મેહલમાં થોડાક દીવસ મેહમાન આવવા મીસ ગ્લીનટન કને માંગી લીધું; પણુ તે છોકરીએ ના કહયું, જ્યારે તેમ કરતાં-ડયુક જોઇને અજબ થયો કે—તે જરા બી ગભરાયલી કે ઉશ્કેરાયલી લાગી નહી !

"હું ઘણી દલગીર છું, યોર ગ્રેસ, કે તમે ચાહીને કરેલું એ ઇજન હું બાહલ રાખી શકતી નથી," તેણીએ શાંતીથી કહયું, કે જ્યારે તેનાં ગાલોપર થોડાક જયાદા રતાસ ધસી આવેલો જોવાતો હતો ; "હું ને કાકાજી આખો ઑટમ જુદાં જુદાં દોસ્તોને ત્યાં થોડા થોડા દીવસો ગુજારવા અત્યાર આગમચ પ્રોમીસ થઇ ચુકયાંછ."

"તોબી માહરે ખાતર એ તમારાં નકકી થઇ ચુકેલાં પ્રોગ્રામમાં થોડાક ફેરફાર કરો," ડચેસે કાલાવાળાથી માંગી લીધું, "ઘણા નહી તો ચાર પાંચ દીવસ બી અમારાં મેહમાન તરીકે ત્યાં આવવા કબુલ થાઓ. તમારાં આવ્યાથી અમોને કેવી મોટી શોભા ને ઇજ્જત મલશે !"

મીસ ગ્લીનટનના મધુરા હોઠો પર, એ સાંભળતાં, તુચ્છકારનું એક હસ્તું પ્રગટ પડયું, પણુ તે એટલું બેમાલુમ કે ડચેસ તો કાંઇ સમજીજ નહી, જ્યારે ડયુક અને વેલેનટાઇન પુરતાં ચગોર થઈ રહેલાં હોવાને લીધે તેઓ બંને તે બરાબર જોઇ અને સમજી શકયાં.

"મને માફ કરો, યોર ગ્રેસ," તેણીએ તે પછી જવાબમાં ઠરાવની ઓસ્તવારી અને મજબુતી સાથે પાછું કહયું ; "માહરાથી બનતું હોતે તો હું તમોને કાળાવાળા કરાવતેજ નહી."—અને આ કશામાં હોય નહી અને પોતે કાંઇ જાણુતીજ નહી હોય તેમ તે એટલી બધી નિરદોષતાના દેખાવથી કેહલી હતી, અને કેહતી હતી તેમાં એટલો બધો દમામ અને

ટેકાવ હતો કે ડયુકની તેની બેઠકમાં હરણુફાલ હેરત થતો બેઠો. શું આએ તેજ નાઓમી કે જેને ગલીચમાંગલીચ આરોપો સાથે તેની આએજ તોરવંતી માતાએ રૂડ કાસલનાં મેહલમાંથી મોટી બેઇજ્જતી વચ્ચે હાંકી મેળી હતી, અને આએજ મગરૂર માતા કે જે તેજ છોકરીને પોતાને ત્યાં મેહમાન બોલાવા હાલમાં આટલા કાળાવાળા કરતી હતી, અને તેના આવ્યાથી પોતાને ઘણું માન મળેલું જાહેર કરતી હતી? ખુદાના ખેલ ખરેખર ન્યારા છે! તેની ગતી, શકતી અને તેના સરજેલા મોજેજાઓ કે એતેકાફોને કોણ સમજી કે પોંહચી શકે?

એ પછી વાતમાં વાત મેળવીને તેણીએ વેલેનટાઇનને કહયું, "હવે સીઝન ખલાસ થઇછ અને આપણે પાછાં કદાપી નહીબી મલ્યે, તોબી એટલું તો કે ખરૂં લંડનની યાદ રાખવા જોગ જે થોડીક યાદદાસ્તો હું માહરી સાથે અત્રેથી લઇ જવશ તેમાં તમારી દોસ્તી આગેવાન જગ્યા લેશે."—અને વેલેનટાઇન સમજી શકી નહી કે આ તેણીએ પોતે જાહેર તેને વાસ્તેની અદેખાઇનાં તુચ્છકારમાં તે કેહતી હતી કે ખરાં દીલનાં હેતનું તે બોલતી હતી? એમ છતાં તે ભલી છોકરીને પોતાને વાસ્તે વીચાર કરવાનો તો વખતજ નહી રહયો હતો. તેણીએ કહ્યું તેથી તે ગરીબ છોકરીને જે પેહલો ઝટકો લાગ્યો તે એ હતો કે શું આ સંગદીલ નાર પોતાના ભોલા ભલા ભરથારને એમ ને એમ વમલમાં નાંખેલો રાખીનેજ અત્રેથી પાછી તીરી જવાનું કરનાર હતી?

"ઓ, તમો શું લંડન પાછાં આવવાનાં નથી? લંડનથી જતાંજ રહેવાનાં છેઓ?" તેણીએ તે, ઉપરથી એવી રીતે ગભરાઇને પુછયું કે ડચેસ પોતે પણ તેનાં એ અવાજનાં જોશથી જરા અજબ થઇ; તેણીને તે થોડુંક અસભ્ય લાગ્યું.

હું નથી ધારતી કે અમે પાછા આવશું," મીસ ગ્લીનટને અજબ જેવી શાંતીથી કહયું; "અહીંની આએ ઉપરાસાપરી ધધુખરથી માહરો જીવ તો કંટાળી આવ્યો, અને હું જો કાકાજીને સમજાવી શકશ તો સોવસા અમે અત્રે પાછાં ફરશુંજ નહી!"

વેલેનટાઇન ગુસ્સાની ઉશ્કેરણીથી લાલ થઇ, અને રખે તેનાં હંમેશના ભોલા ભરભર્યાં સ્વભાવ પ્રમાણે તે કાંઇ નહી બોલવાનું બોલીને અબારો બાલે તે ફીકરથી ડયુક ગભરાઇને હોઠ સુધી ફીકકો થયો; પણ તેટલાં તો ડચેસે ત્યાંથી ઉઠવાનુંજ કરયું એટલે તેને ધીરજ મળી.

"હવે આવો, છોકરાંઓ," તેણીએ કહ્યું. "એમ જો તાહેલાં કરવા બેસ્યે તો ઉઠાયજ નહી, અને આપણે મીસ ગ્લીનટનને જોઇએ તે કરતાં ઘણાં જ્યાદા રોકી રાખ્યાં."

એ મુજબ ડયુકનો ફેરો ફુઝલ પુરવાર થયો—બલ્કે તે વધતોજ નામુરાદ ને નાસબર બરૂક હાઉસ છોડી જવા તઇયાર થયો—એવી પુરતી ફકર અને સંપુર્ણ ખાત્રી સાથે કે આએ તેની પરણેતર તેને કગરસ બી ચાહતી નહી હતી; અને મુતલગજ જાહેર થવા માંગતી નહી હતી.

"પણ લંડન છોડી જાવ તે આગમચ જરા પાછાં મળવા બી તો આવશો કેની?" ડચેસે તે તુમાખી છોકરીની કાંઇ અજબ જેવી મોહીની લાગી હોય તેમ, તે પોતે આટલી તોરવંતી છતાં, રૂખસદ ચાહવાની શેકહેંન્ડ કરતાં હજી થોડું વધારે ઓશીઆળું અને પગપાણી કરયું.

"મને માફ કરજો, યોર ગ્રેસ, માહરાથી નહી અવાય તો," મીસ ગ્લીનટનને દમામથી હસીને કહ્યું. "હવે દહાડા થોડા છે અને અમારાં ઍન્ગેઝમેન્ટસ એટલાં બધાં છે કે હું જો એમ કહું કે અમારા કલાકે કલાક રોકાઇ ચુકેલા છે તો ખરૂં માનજો કે જરા બી સહરાગાત કરતી નથી."

"તે નહી ચાલશે," હવે ડયુક અવાજમાં થોડીક મજબુતી સાથે અધીરો પડયો, અને મીસ ગ્લીનટને અજાયબીમાં આંખો ઉંચકીને તેના તરફ જોયું; "મીસ ગ્લીનટન એમ આપણુને તદન ઓગારી નાખવાં ચાહે તે ઘણું ગેરવાજબી છે. મમા, ઇજન કરો એવણુને આપણી સાથે આવતા મંગલવારે રાત્રે જમવાનું. એવણુ તે વખતે રોકાયલાં હોશે તો એટલું તો આપણે ખાતર તે અસલ ઍનગેજમેન્ટ કૅનસલ કરી શકશે."

"પણુ હું એક વખત તો તમારે ત્યાં જમી આવી કેની?" તે છોકરીએ હસીને તકરાર લીધી.

"તેથી શું થયું?" ડયુક બજીદ થયો; અને તે જાંણે કાંઇ સત્તાનાં જોરથી બોલતો હોય તેવું જોઇને પેલી થોડીક ગમત પામેલી દેખાઇ. એમ છતાં યાતો પવન કેઇ દીસાએ ફુકે છે તે જઇને જોવાનું તેણીને ભાવી આવ્યું હોય તેથી, અથવા તો ઘણી બોહોંસ કરાવવાનું સારૂં નહી લાગતું હતું એમ તેણીને લાગ્યું હોય તેથી, પણુ અંતે ડચેસે અને વેલેનટાઇને આંહસ કરવાથી તેણીએ તેઓને ત્યાં મંગલવારે રાત્રે જમવા આવવાનું કબુલ રાખ્યું.

"હું કાંઇ તીખક્ષ કરવાનીજ નથી," ડચેસે ખાત્રી આપી; "આ કાંઇ માહરે મોટું ફોરમલ ડીનર બનાવવું નથી ફકત અંગત બેચાર ફ્રેન્ડસનેજ તેડશું કે જરા બરાબર મલ્યે અને પેટ ભરતી વાતચીત કરી શકયે.—" અને તેઓ ગયાં.

અને ઘર જવા પછી જેવાં ડોસાં પોતાના ઓરડામાં થોડીક આસાએસ વાસ્તે બરડો નાખવા ગયાં કે અધીરો પડેલો ડયુક વેલેનટાઇનને મત કરવા બાજુમાં ધ્રસડી ગયો.

"મને કેહેની, વેલેનટાઇન, આજની મીલાકાતથી તેં શું ધાર્યું?" તેણે કાકલુદીથી પુછયું.

"હું તો ધારીજ નથી શકતી કે એ તમારી નાઓમી હોય," તેણીએ ગુસ્સાથી કહયું; "એનું તમારા જોગું વરતણુ મને તો ઘણુંજ અકુદરતી લાગેછ, અને જો એ તમોને મળેલા પુરાવાઓ મુજબ ખરેખર તમારી નાઓમીજ હોય તો એનાં જેવી સંગદીલ આખી દુન્યામાં બીજી કોઇ નહીં હશે! એનું માથુંજ ખીસી ગયલું લાગેછ, એને હાર્ટની જગ્યાએ ખુદાતાલાએ પથ્થરોજ મુકયોછ કે શું?"

"પણ ત્યારે હવે માહરે કરવું શું?" ડયુક વધતો કગલ્યો.

"હવે તમે મજબુત હાથેજ કામ લેઓ, ડીઅર," વેલેનટાઇને વધતા ગુસ્સાથી માથું ફફડાવીને કહયું; "એ એમ ને એમ અત્રેથી જતી રેહશે, અને તમો શું એને લીધે જનમોજનમ આએ રીતે રીબાયાજ કરશો? બીચારાં તમારા મમાનો બી આપણને ખ્યાલ રાખવો તો જોઇએ? પેલાં કાલે મોઢેનાં બેવરલીવાલાંઓની ફાવત થાય એ ખ્યાલથી તો મને બી ઘણો ગુસ્સો ચઢેચ! તમો તેથી એની ફેંટ પકડીને એને હવે ખુલ્લેખુલ્લું પુછો કે તું કેહના ને કરવા શું માંગેછ!"

"તેજ માહરો એરાદો છે," ડયુકે વેલેનટાઇનાને એજ મુજબનું મત આપતી સાંભળી થોડોક છુટકારાનો દમ ખેંચતાં કહયું; "માહરી ધીરજ તદ્દન ખપી ગયલી છે, અને માહરા કંઠે પ્રાણ આવી ગયલા છે! માહરે હવે તેથી તેને મળવું અને ખુલ્લેખુલ્લું પુછવુંજ જોઇએ, અને તે મકસદથીજ મેં એની પાસે આવતા મંગલવારે આપણે ત્યાં જમવા આવવાનું ઇજન જોરાવરીથી કબુલ કરાવ્યું! ઓ વેલેનટાઇન, તું જો કે એક માહરી નજીવી ભુલનો દંડ માહરે કેવી કીસમે ભરવો પડેછ! કવીઓએ જુવાનીને દીવાની કહેલી છે, અને માહરી જુવાની દીવાનીજ ખરેખર પુરવાર થયલી છે!"—અને વળી તેની આંખમાં

આંસુઓનો ભીનાસ હતો, જે જોતાં હેતવંતી વેલેનટાઇનનો જાન જાણે ખરાં દીલથી બલી જલીને એપડ થઇ ગયો.

તે વળી એક વાર પાછી ઉઠીને તેની આગળ ગઇ, અને નરમાસથી તેના હાથપર હાથ મેલીને ઘણી મોટી મમતા સાથે કહયું, "ના એટલો બળાપો કર્યાં કરો ! એ નાલાયકે તમારૂં હેત ને તમારી વફા તેનાં પુરાં પ્રમાણમાં જાણવુંજ જોઇએ, ને જાંણશે તો ઘણી પશેમાન થશે. ખુદા આયંદા હજી બી સૌ સારૂંજ કરશે. તમે મંગલવારે જરા બી હીંમત હારતા ના અને બધું મજબુતીથી અને કેહવા જેવું કેહજો. હું મમાને અને બીજાંઓને એવાં રોકી રાખશ કે કોઇ તમો વાત કરતા હોશો તે તરફ ફટકવાનાં નથી."

"માહરા મદદગાર ફીરેસ્તા" હેત અને હેસાંનથી ઉભરાતા જીગરે ડયુકે કહયું, અને તેના બંને પ્યારા હાથો પોતાના હાથમાં લઇ હેતથી ચુમ્યા.

——(o)——

## પ્રકરણ ૪૧.

ડયૂસે કહયું હતું તેમ તે એક ઘણી નાહની અને અંગત ડીનર પાર્ટી હતી. મી. અને મીસ ગલીનટન ઉપરાંત બાહેરનાં માત્ર ચારજ અંગત દોસ્તોને નામને ખાતર નોતરવામાં આવ્યાં હતાં, અને તે આવનારાંઓ ઘરનાં હોય તેવાંજ હતાં. બધો પ્લાન આગમચથી ગોઠવી રાખવામાં આવ્યો હતો. વેલેનટાઇને ડયુકને ખાત્રી આપી હતી કે ડીનર પછી તે એ પાર્ટીને ડ્રોઇંગ રૂમમાં રોકલીજ રાખશે.

મી૦ અને મીસ ગલીનટન બીજાં પહેરોણાંઓ કરતાં થોડાંક મોડાં થયાં, અને કાસલમેનવાલાંઓને લાગયું કે આજના જેવી ખુબસુરત તે છોકરી આએ આગમચ કોઇ દાહડે લાગી નહી હતી ! તે એટલી બધી સંભાલથી અને ઉંચા ટેસ્ટથી ડ્રેસ થઇ આવી હતી કે તેની હરીફ વૅલેનટાઇન વટીક તે છોકરીની અજબજેવી સુંદરતાથી હદ વગરની મોહીત અને છક થઈ !

તે હસ્તે ચેહરે બધાંને મળી, અને તેમ છતાં જ્યારે તે બરત્રાંન્ડને મળી ત્યારે તે જવાંનની આંખમાં તેણીને કાંઇક ફકર કે વસવસો ઉપજાવનારૂં આજે લાગ્યું. તે ઠરાવ કરી ચુકયો હતો, અને તે છતાં પોતાનાં ભવિષને વાસ્તે નાસબર બનેલો અને ઘણો ઉસ્કેરાયલો હતો.

તે જવાંનની આંખોમાં જાંણે એવું જોવાતું હતું કે એકાદ પળ તે જોઇને તે છોકરી મનથી જરા વેહમાઇ કે ખંચાઇ એ તો ખરૂં.

ડીનર ખતમ થયું. ડયુકને વાસ્તે તે એક ઘણી કંગાલ અને કંટાલો પેદા કરનારી ક્રીયા થઇ પડી. તે મીસ ગ્લીનટનની બાજુમાં જઇ બેઠેલો હતો, અને તે અબળા મનમાં અજબ થતી જોતી રહી હતી કે ડયુક પોતે તે રાત્રે કાંઇજ ખાઇ નહી શકયો હતો. પ્લેટ પછીની પ્લેટ તેના આગળથી તેણે આંગળીબી નહી લગાડેલી એવી ઉંચકી જવામાં આવતી હતી !

અંતે, ઉપર કેહવા મુજબ, ડીનર ખતમ થયું, અને ડચેસની ઇસારતથી બાંનુઓ ઉઠીને બાહેર ગઈ, જે પછી મહરથો વાઇન અને સીગારપર થોડાક ટેબલપર વખતા તોવાયા ખરા, પણ સારાં નસીબે તે ઘણું લાંબું થયું નહી, અને જયારે તેઓ ડ્રોઇંગરૂમમાં પાછા ફરયા ત્યારે નાહની વૅલેનટાઇને પોતે નકકી કરેલાં કારસાજીનો મસાલો બધો આગમચથી તૈયાર કરી મેહ્યો હતો. વ્હીસ્ટને વાસ્તે કાર્ડટેબલ તૈયાર હતી અને ડચેસ અધીરાં પડેલાં હતાં, એટલે ઉસ્લટમંદ ચારની એક ચોકડી ગોઠવાઇ જતાં જરા બી વાર લાગી નહી. વળી તેજ વખતે ડયુકે મીસ ગ્લીનટન આગળ જઇને બધાં સાંભળે તેમ કહયું, "અમારે ત્યાંની પીકચર ગૅલેરીમાં થોડાંક પ્રખ્યાત ટરનરના નવાં પીકચરોનો અમે હાલમાં ઉમેરો કીધોછ, મીસ ગ્લીનટન; તમોને તે જોવા ગમેછ?"

તે ભોલવાઈ. તે વૅલેનટાઇન કે ડયુકનો પ્રપંચ સારાં નસીબે મુતલગ સમજી જઇ શકી નહી હતી, અને ડયુકને ના કેહવાનું ઘણું નામુનાસેબ કે ગેરસલુક લાગે તે ફીકરથી તેણીએ જવાબમાં તરત હાજ કહયું.

"ઓ, ત્યારે તો બીચારા ઘરડા સર આરથર એકલા પડી જવાના!" વૅલેનટાઇન તે ડોસાની દયા ખાતી ઢપે હસી; "પણ કાંઇ નહી, સર આરથર; તમે તમારે કાંઇ ફીકર ના કરતા. તમોને માહરૂં ગાયન ઘણું વાહલું છે, તો તમો સાંભળતાં ઠાકી જશો ત્યાં સુધી હું ગાયા કરશ."— અને ઘરડા સર આરથરને તે, અલબત, સૌથી ઘણું ગમ્યું. પરીણામમાં, જ્યારે તે પ્યાનો ઉઘાડીને ગાવા બેઠી, અને મીસ ગ્લીનટનનો હાથ પોતાનાં હાથમાં લઇને જવાંન ડયુક તે ઓરડામાંથી બાહેર ગયો ત્યારે તે હેતવંતી છોકરીના હાથ તે પ્યાનાની ચાવી ઉપર દીસ્તી રીતે ધ્રુજ્યા—એટલી બધી ડયુકના સુખમાં સુખ અને દુઃખમા દુઃખ માનનારી તે પવિત્ર બાળા તે વહાલા જવાનને વાસ્તે લાગણીઓથી આજેજ થઇ.

અને પીકચર ગેલેરીમાં શું બન્યું ? આપણે જોઇશું.

તેઓ તે આરાસ્તા અને ભભકદાર રોશનીવાલાં ભવ્ય દીવાન-ખાનાંમાં આવ્યાં, જ્યારે ડયુક ચીતારા ટરનરનાં જે થોડાંક નવાં પીકચરો ખરીદી લાવ્યો હતો, તે તેણીને પેહલી હરોળમાં બતાવવા લાગ્યો.

તેઓ પીકચરો જોતાં આગળ વધ્યાં, અને જ્યારે ડયુકની ધીરજની તમામ ઓટ આવી રહી ત્યારે તે ખાખસુસ થોડા પગલાં પાછળ રહી ગયો, અને પછી ધીમે મીઠડે સ્વરે મીસ ગ્રીનટન કે જે આગળ નીકળી ગયલી એક મોટું પીકચર ધ્યાનથી જોતી ઉભી હતી તેણે હાંક મારી, "નાઓમી !"

પણ તેણીએ પાછું ફરીને જોયું વટીક નહીં ! ન તો તેના ગાલ લાલ થયા, કે ન તો તે જરા એ ગભરાઇલી દેખાઇ ! તે તો જોતી હતી તેમ જોતીજ ઉભી રહી.

"નાઓમી !" વળી ડયુકે જરાવાર થોભીને તેવાજ મીઠા, ધીમા, હેતવંતા સાદે, પાછું પોકાર્યું, પણ વ્યર્થ ! તેને તો જાંણે સાંભળવાને કાનજ નહી હતા. તે તેને મોઢેથી એ નામ સાંભળતાં જરા એ ચોંકી નહીં, ડયુક સખ્ત નાઉમેદ થયો. તે એ પછી થોડોકવાર પેલું પીકચર જોઇને કશામાં હોય નહીં તેમ પાછી ફરી, જ્યારે હજીબી તેના ચેહરાપર કશાજ ગભરાતની નીશાંણી નહી હતી. તે હજી પેલાં પીકચરનીજ વાત કરતી તે ઉભો હતો તે તરફ આવી.

પણ ડયુકે તેને બોલવા દીધી નહી. તે ધસીને આગળ ગયો, અને તેના અવાજમાં અને આંખોમાં દુન્યાભરનું કરૂણામય દુઃખ હતું, જ્યારે કે તે ધીમા ધ્રુજતા અવાજે બોલ્યો, "ઓ નાઓમી, એમ છેકજ અતેરૂં ના કર ! તું શું મને પથ્થરનો કે લોખંડનો બનેલો સમજેછ કે માહરી સાથે એટલી નાતરસ હદ સુધી એવાં ઠંડાં કલેજાંની તુ થઇ શકેછ ? હું ત્મારનો તુંને બોલાઉંછ તે છતાં તું નહી સાંભળવાના કે નહી સમજવાન ઢોંગ કરે એ———"

"માહરા લોર્ડ," પેલીએ દમામથી સર ઉપર ખેંચીને કહયું, "તમે શું એ ફાટુંફાટું બોલોછ તે હું મુતલગ સમજી શકતી નથી ! તમે એકદમ ને અચબુચ મને તો ઘેલા થઇ ગયલાજ લાગોછ !

"અને હું ખરેખર ઘેલોજ થઇ જવશ, નાઓમી," તે ઉમરાવે વધતા આવતા ગુસ્સાથી કહયું, "જો તું આએ રીતે મને સતાવવાનું જારીજ રાખશે તો ! કંઇ તો બોલ ? એક બોલ તો બોલ ?"

"જે એક બોલ તમે માહરી પાસે બોલવા માંગોછ તે એજ છે કે મને દીવાનાંઓ સાથે એકલી પડવા કે વાત કરવાની તબેહ નથી, વાસ્તે તમારે મને એકદમ અત્રેથી જવા દેવી જોઇશે!" તેણીએ મોટા ઠસ્સાથી કહ્યું,—અને તે મગરૂર અબળા ગુસ્સાના તોરથી ત્યાંથી ચાલી જવા ગઇ, પણ ડયુકે વધારે હીંમતથી આડો હાથ કરીને તેનો રસ્તો રોકયો.

"એમ નહીં જવાશે," તેણેભી તેટલીજ મજબુતી અને હીંમતથી કહ્યું; "તાહરે મને સાંભળવોજ પડશે, નાઓમી! મેં અત્યાર સુધી પુરતું ખમ્યુંચ, અને—"

"તમે એ શું ઘેલો ગાંડો બકવાત લઇ બેઠાછ તે હું મુતલગ સમજી શકતી નથી, અને સમજવા ચાહતી બી નથી," તે અબળાએ એક શાહનશાહબાંનુનાજ ગુસ્સામાં ફડકતાં નેણો સાથે ગગડાટ કર્યો; "મોંહરા લોર્ડ, તમે તમારો અદબ બદ્દકે પોતાને ભુલી જાઓછ, અને જો મને એકદમ અત્રેથી નહી જવા દેશો તો હું મદદને વાસ્તે બુમ પાડશ અને તમો બેઇજ્જત થશો!"

"તેમ તું બુમ પાડી શકવાનીજ નથી, કેમજે તેમ કરવાથી માહરા કરતાં તાહરી રૂસવાઇ ઘણી વધારે થશે," શુરપર ચહડેલા ડયુકે બેવડી વધારે હીંમત પકડી; "ઓ નાઓમી, તું એવી કેમ થઇ? તું એટલી સંગદીલ થઇજ કેમ શકી? તું માહરી નાહની, હેતવંતી, નમાની નાઓમી-"

"એ નાઓમી કોણ છે અને એ નાઓમીનાં નામનો શું બકવાત છે તેજ હું અવ્વલ જાંણુતી નથી," તેણીએ ગુસ્સાની અદાથી જમીનપર પગ ઠોકીને કહ્યું.

"એ નાઓમી માહરી પરણી મોહરદાર છે, કે જેને માહરી દીવાંની જુવાંનીમાં હું દીવાન્યત ભર્યા પ્યારથી ચાહતાં શીખ્યો, અને તે બુલંદ પ્યારની પુરવારીમાં પરણીને મેં માહરી મોહરદાર બનાવી!"

"આબ ઘણું ડ્રામાટીક છે; આએ તો આપણે નાટકના સ્ટેજપર બધું જોઇએ અને સાંભળ્યે તેવુંજ રમુજી છે," અને, તેમ છતાં, ડયુકને એમ લાગ્યું કે તે એમ બોલતી હતી ત્યારે ભીત્તરે તો ખરેખર તે બીહ ગઇ હોય તેમ તેના હોઠ દીસ્તી રીતે ધુજતા હતા! "એ બધું નાટકને વાસ્તે જોઇએ એટલું સારૂ છે, પણ મને તેની સાથે શું વાસ્તો હોય જે મને રોકીને ને એ બધો બકવાત કહી સંભળાવા તૈયાર થઇ ગયાછ?"

"તુંને દરેક વાસ્તો છે," ડયુકે જુસ્સાથી કહ્યું; "કારણ કે તે નાઓમી તું પોતે છે, ને તું માહરી પરણી મોહરદાર છે!"

"પરણી મોહરદાર?" તે મોટે સાદે મોટા તુચ્છકારનું હસી અને તે સોહામણા મુખડાના મધુરા લબ પર તે વખતે જે મોટો તુચ્છકાર તિરસ્કાર અને ધીકકાર પ્રગટયો, તથા તેની મીઠી ચશ્મોમાં ગુસ્સાનો જે જ્વાળ જોઇ શકાયો તેનું બ્યાન કરવા કોઇ કલમમાં તાકાત નથી! "એ એક ઘેલો બકવાત છે--ઘેલો!"

"જરાબી નહી," ડયુક બજીદ થયો; "હું પાછું બી કેહુંછ કે તું માહરી પરણી મોહરદાર નાઓમી છે, કે જે પંદર વરસની વાતપર દયાહીણ નાતરસપણાંથી મને છોડી ગઇ, અને પંદર પંદર વરસો સુધી જેની જુદાઇનો મેં એવી કીસમે ગમ ને વીલાપ કર્યો છે કે જેમ કોઇ ખાવંદ કોઇ દાહડે કરી શકે નહીં, કે જેને શોધવા પાછલ મેં સેંહકડો નહી પણ હજારો ને લાખો એકબી હાંસલ વગર ખરચી નાખ્યાછ, અને પુઝુલ શોધ ખોલમાં દરીઆ અને જમીનો જોવાડવામાં મેં કાઇ બાકી રાખ્યું નથી!"

"હું એ ઘેલાપણું સાંભળવા માંગતીજ નથી," પેલીએ પાછું કહયું; "હું તમારી મોહરદાર નથી-- તમારી મોહરદાર હોવાનું સાફ ના કહુંછ, અને તમારે મને જવા દેવીજ જોઇશે! તમારા વિલાપ અને તમારી શોધખોલ એ બધાંની હું એક ટચાકડી ભાર પણ દરકાર રાખતી નથી!"

"તું દરકાર રાખે કે નહી રાખે પણ માહરે જે તુંને કેહવાનું છે તે તાહરે સાંભળવુંજ પડશે, કેમજે તું હજાર ના કહે તોપણ તું માહરી પરણી મોહરદાર છે, અને હું તુંને એક ખાવંદના હકથી રોકી શકુંછ!"

"વેલ, એમજ છે તો લેઓ, આએ હું બેઠી!" તે હવે હસ્તી હસ્તી બાજુમાંના એક સુંદર ક્રીમઝન સોફાપર બેસી ગઇ: "ચાલવા દેઓ એ તમારો ઘેલોગાંડો બકવાત! હું તો હવે જોઉછ કે ગુસ્સો કરવા ને મદદ બોલાવવામાં બી આપણાં બેઉની હસી થશે તે કરતાં તો ભલે તમે બકયા કરો ને હું સાંભળયા કરૂં! આએ ઘણો રમુજી ફાર્સ છે, ને હવે જરા મને એ ગમેછ."--અને તે પાછી હસી, જયારે ખરેખર તો ભીતરે પોતાનું પોગળ પકડાઇ ગયલું જોઇને તેની છાતી મજબુત ધ્રુજી રહી હતી! તે બેસી ગઇ, સબબ કે તેના પગ ધ્રુજવા માંડયા હતા, અને તે ઉભી રહી શકતી નહી હતી; પણ, અલબત્ત, એટલી બધી હદ સુધીનું ડયુક જોવા નહી પામે તેની તેને અસાધારણ સંભાળ લીધી.

"તું કાંય એટલી હઠીળી થાય ? તું એક વખતની હેતવંતી, નરમાશભરેલી, તાબેદાર નાઓમી તે કાંય એટલી આખાંની ફેરાવન ને ગુહનેગાર થાયછ ?" તે ઉમરાવ ફગજ્યો; "તું કાંય નથી કેહતી ને કબુલ કરતી કે તું માહરી મોહરદાર છે !"

"તમારી મોહરદાર ?" અને આ ઘણું રમુજી હોય તેમ વળી તે મોટે સાદે હસી, જે પછી વધાર્યું, "હું પરણેલી હોઉં તો મીસ ગ્રીનટન કેમ કેહવાઉં ? હું કોઇનીબી મોહરદાર છેઉંજ નહીં ! આએ જુઓ માહરો હાથ,-" અને તેણીએ હાથ લાંબો કર્યો; "આએ હાથ પર એકબી વેડીંગ રીંગ છે ?"

ડયુકે તે હાથ ઝનુનની મજબુતીથી પકડી લીધો, અને તે છોકરી વધારે દેહસ્ત ખાઇ ગઇ !

"નહીં, એમાં માહરી આપેલી વીંટી નથી," ડયુકે તે હાથનાં આંગળાઓ પર ઝળઝળ થતા હીરાઓ જરા બારીકીથી જોઇને તે હાથ ગુસ્સાથી ફેંકી દેતાં કહયું; "પણ તું નામુકકર નહી જઇ શકશે કે મેં આએ આંગળી પર તુંને એક કીંમતી વીંટી માહરે પોતાને હાથે પેહડાવી હતી, અને તે ઉપર હજારો હેત સાથે મેં ચુંમીઓ ઉતારી હતી ? ઓ સંગદીલ નાઓમી, તું કેમ એવી પથ્થરનાં હઇયાંની થઇ શકી ? તું કેમ આવી માહરી પંદર પંદર વરસોની સાચ્ચી પરસ્તારીની કદર કરી શકતી નથી !"

તે સોફાપર અધેલો મારીને બેઠી હતી, અને અતીઅંત ઠાઠ અથવા બેહદ કંટાળાની અદાથી પોતાનો હીરાજડીત પંખો કાઢીને ધીમે ધીમે વા ખાતી થઇ હતી. હવે પેલો આગળનો જોર—શોહોર—તોર બધો સમી ગયો હતો, અને ડયુકે તાબડતોબ તેનો લાભ લીધો. તેણે જોયું કે આએ ઠંડા આરસપહાણની ઠંડી નારને પીગલાવવા હજી એક જોરદાર સવાલ બાકી હતો, અને તે સવાલપર તેણે બધી પોતાની મદાર બાંધી. જો તેથીબી તે નહીં પીગલે તો તે એક રાક્ષશજ હોવી જોઇએ! તે, એટલા માટે, તેની આગળ ગયો અને બેઠો. તેણે બેસ્તાં સાથે તેણીના હાથમાંનો પેલો હીરાજડીત શોભીતો પંખો લઇને બાજુએ ફેંકયો અને તેણીનાં બંને હાથો પોતાના હાથમાં મજબુત પકડી લીધા, જ્યારે તે વધતી દધાઇ ગયલી દેખાઇ.

"ઓ, નાઓમી," તેણે કાકલુદીથી કહયું; "તું મારી સાથે એવી નાશાવંક ના થા ! મને તાહરાં હેત અને દયાપર નહી તો તાબેદારીપર

અલબત હક પુગેછ, અને મારા દીકરાને વાસ્તે મને ખુલાસો આપવાનું સત ધરમથી બંધાયલી છે. બોલ—કેહ ક્યાં છે તે માહરો ગાદીવારસ બેટો? ક્યાં છે તે કાસલમેનની ઓલાદ?"

આ પુરતું થઇ પડયું. પોતાના વહાલાં બચ્ચાની યાદથી તે સંગદીલ ઓરત જખેહ થઇ અને જીતાઇ! તે હોઠ સુધી ફીકકી પડી, ગાલોપરનો રતાશ તમામ ઉડી ગયો, આંખોની રોશની સમી ગઇ, અને પોતાનાં આખાં તનબદનમાં ધ્રુજવાનું તે ગમે એટલી કોશેશ કરવા છતાં રોકી કે છુપાવી શકી નહી!

"મને માહરો દીકરો જોઇએછ, નાઓમી!" કાસલમેનના ડયુકે જારી રાખ્યું; "તેં તેને કાંહ છુપાવ્યોછ? તેં તેને કોણુને સ્વાધીન આપ્યોછ? તું શું એટલી બેરેહેમ, નાતરસ, એવી સંગદીલ થઇ કે પંદર પંદર વરસો તક માહરા ગાદીવારસ બેટાને બી તેં માહરાથી જુદો ને અલગ રાખ્યો? તેં તેને જોયો, તેં તેને પેટમાં દાબ્યો, રમાડયો, જમાડયો, ઉછેર્યો, તેં તેને તુંને ચાહતા શીખવ્યું, અને મને માહરા બધા એ પવિત્ર હકોથી બાકાત રાખવા અને પંદર પંદર વરસો તક માહરી ગોદ ખાલી રાખવા તુંને હકજ શું હતો? તેં કદીબી તેને માહરૂં નામ બોલતાં શીખવ્યું હતુ! તેં કહયું કાંય નહી તે માહરાં બચ્ચાને કે જોકે એક થોડી મીનીટ, મામલો તરત પાછો સુધારી લેવાની પકકી ઉમેદ સાથે, હું તાહરા સંબંધમાં ગેરઇનસાફી અને શરમભરેલી હદ સુધી હીચકારો થયો, તોપણુ તાહરે વાસ્તેની માહરી દયાનતમાં દગો કે પ્યારમાં ફરેબ કરો હતોજ નહી? તેં મને તેની આગળ બાપ તરીકે મુવેલોજ જાહેર કીધોછ કે કેમ? કેહ મને ખરેખરૂં—માહરે તે માહરા સોહામણા બેટાને જોવોછ અને પેટમાં દાબવોછ. જેઓએ તેને જોયોછ તેઓ તેની ખુબસુરતીની જાબજા તારીફ કરેછ, અને તેથી હું તે માહરી બાજુ થઇને ઉભો રેહ એવા માહરા દાહડેવારેના બેટાને વાસ્તે આજે અધીરો થયોછ! તું પોતે મહને નહી મળવા માંગતી હોય, મગર તેને માહરી સાથે નહી મેળવવાનું હું માંફ કરી શકવાનો નથી, અને તું નીતીથી અને કાયદાથી એ જવાબદારીને વાસ્તે મને બંધાયેલી છે."

તે તદન હડબડી ગઇ. તેણુએ પોતાના હાથ તેના હાથમાંથી ખેંચી લીધા, અને કાકલુદી કે બચાવમાં હોય તેમ તેની સાંમે જોડયા.

"ચપી જાઓ! ચુપ કરી જાઓ! કેટલું બોલશો?" તેણીએ હવે હીંમત તદન હારી જતાં રડી દઇને કહયું.

"હવે શું કરવા ચુપ કરૂં?" ડયુક તે વખતે પચારે ગયો. "મેં માહરૂં મોહું વરસો તક સીવેલું રાખ્યું, ને મેં ઘણું ખમેલું છે. તુંને માહરા દીકરાને માહરેથી છુપાવવાનો કાંઇ હકજ નહીં હતો. તું જાણેછ તે કોણ છે? તે ઇંગ્લાંડનાં એક સોથી આગેવાંન, પુરાતમ અને કાયમનું માન પામેલાં મોટાં નામી ખાનદાનનો હકદાર નબીરો છે! તે લોર્ડ સેંટ ઑલમન્સ છે, અને ભવિષનો ડયુક ઑફ કાસલમેન છે! તુંને તેને વરસો સુધી છુપાવી રાખવાનો કાંઇ હકજ નહીં હતો. મેં એવો કાંઇ ગુનાહ કર્યો નથી. તે તાહરો દીકરો છે તો શું માહરો નથી? તે કયાં છે--માહરો દીકરો? બોલી દે! કહી દે!"

પણ તે બોલી શકી નહીં. કદાપી તેણે બોલવા ચાહયું હોય, પણ તેની જબાંન સીવાઇ ગઇ, અને હવે તે કળવાઇ કળવાઇને રડતી હતી તે જોતાં તે ચાહતા ભરથારનાં દીલમાં ચુંટાઇ આવ્યું.

"હું તુને દુઃખ આપવા ચાહતો નથી, નાઓમી," તેણે કહયું; "ખુદા જાણેછ કે તે માહરો અરમાન નથી, પણ મેં એટલી હદ સુધી તાહરે લીધે ખમેલું છે કે હવે હુ જયાદા ખમી શકતો નથી. કેહ મહને--આપણો બેટો ઑલફ્રેડ કયાં છે?"

પણ એ છેલ્લુ તેણે જોયું કે બેહરા કાંનો પર પડતુ હતું! તેણીનું માથું તેની છાતીપર ઝુમી પડયુ હતું, આંખ વીંચાઇ ગયલી હતી, અને તે બેહોસ થયલી હતી! એકજ પળ જો ડયુક મોડું જાંણુતે તો તે જરૂર જમીનપર પછડાઈ પડતે; પણ ડયુકે તેને પોતાના હાથમાં ઝોલી લીધી. અને તેનું બેખુદીમાં ગરક ગયલું માથુ પોતાની પોહળી છાતીપર ટકાવ્યું. તેણે તેના બાલ પસવાર્યાં, અને તે મીઠો મધુરો ચેહરો ચુંમીઓથી ભરી નાખ્યો, કે જયારે વરસો આગમચની તે અભાગીને વાસ્તેનો તેનો અખંડ પ્યાર એકદમ પાછો ભડકો લઈ ઉઠતાં તેણે એવી ઓરતવારીથી તેને પોતાની ગોદમાં દાબી રાખી કે જાણે મોહત વગીક હવે તેઓનો પાછો વિયોગ કદી નહીંજ કરાવી શકે! અને એવામાં એક મોટાં દચકાં સાથે તેણીએ પોતાની આંખો ખુલી, કે જયારે તેની ગોદમાંથી છુટી થવા જોગી એક પણ ખેચતાંણ કરવાને તેણીએ પોતાને પોતાના અવયવોમાં બીલકુલ બેતાકાત થઇ ગયલી જોઇ!

અને એ રીતે વરસોબાદ તે વર બૈયર પાછાં મળયાં હતાં! અલબત હજી તે નાજનીને પોતે નાઓમી હોવાનો હીમતથી એકરાર કર્યો નહીં હતો,

પણ હવે ઇનકાર કરવાની હઠને વાસ્તે પણ જોઇએ તે કરતાં ઘણું વધારે મોડું થઇ ગયું હતું !

"માહરી ડારલીંગ," તેણે તે ભરાવદાર ઝલકતાં ઝુલફાંઓ હેતથી પસવારીને કહ્યું "કાંય એટલો ઇનકાર કયા કરતી હતી ? કેહ કે તેં મને માફ કીધું ! કાંય એટલી બજીદ થતી હતી ? કેહ કે તે મને માફ કીધું ! મેં તાહરો અપરાધ કીધો ખરો, પણ તેં માહરી સામે કીધેલો અપરાધ તેના કરતાં હજારો ઘણો વધતો જબુન અને વધતો ઘાટકી છે !"

તેણીએ જવાબ કર્યો નહી, પણ તેની બાથમાંથી છુટી થવા થોડીક દમ વગરની કોષશ કરી.

"તું જાંણતી નથી, વાહલી, કે મેં કેમ ખમ્યુંછ !" તેણે ફર્યાદના તોરથી તેને પાસામાં દાબેલી રાખીને જારી રાખ્યું; "મેં વરસો તાહરી જુદાઇના ગમમાં સખ્ત હાય સોસારા વચ્ચે ગુજારેલાં છે, પણ તુંને માહરી દયા નહી આવી ! તુંને શોધી કાઢવા મેં માહરી જવાંની ને જીંદગીની ધુળ કીધી ! વળી મહારાં મગરૂર માતાએ થોડું ખમ્યું નથી. તેઓનો કકલાટ અને તેઓનો અરમાન આએ જાલીમ વરસો દરમ્યાન મને પરણેલો જોવાનો હતો, ને હું તેઓને સુખી કરવા કદી બી પરણી નહીજ શકયો ! દુષ્ટ ઍવરલીવાલાંઓનો આરથર માહરી પછી કાસલમેનનો ડયુક થાય એ માહરાં કમબખ્ત માતા કે હું પોતે બી ખમી શકું તે કરતાં જયાદા અને જબુન છે, અને તેથી માહરા દીકરાની જીંદગી મને હજારો ઘણી કીંમતી છે, તો કહે, નાઓમી, કે તે આપણા બેટાને તેં કયાં છુપાવ્યોછ ?"

તેણીની છાતીમાંથી વળી એ તકાજો સાંભળતાં એક અસહય દુઃખનું ડચકું જોરાવરીથી બાહેર પડયું, અને તે હવે તેના હાથોમાંથી છુટી થઇને ઉઠીને બેઠી. તે ઘણી નબલી પડી ગયલી અને બેતાકાત બની ગઇ હોય એમ જોઇ શકાતું હતું !

---

## પ્રકરણ ૪૨.

"હવે હું ના પાડવા માંગતી નથી; હવે હું ના પાડી શકતી નથી," તેણીએ ધીમા શોકાતુર સરોદે અંતે જબાંન ખોલીને કહયું; "હું નાઓમી વાંટર છું, પણ હું તમારી પરણેતર હોવાનું ઘણાં ગુસ્સા અને ઘણાં

ધીક્કાર સાથે હજી બી સાફ નાજ પાડું છું, તથા તમોને બીજા ખુલાસા આપવાને બી સાફ નાજ કહું છું! જ્યારે કે હું નાહની, નિરદોષ, નાચાર બાળા હતી—જ્યારે હું એક નિરદોષ નાહનો છોડ હતી, અને સારઅસારની પુરતી સમજ વટીક ધરાવી શકતી નહીં હતી ત્યારે તમે મને તમારી સાથે પરણી જવા સમજાવી, અને માહરી ફેજ શું થઇ? એક નીચમાં નીચ પંકતીની વંઠેલ તરીકે તમારી મગરૂર માતાએ, જુબાનીઓથી સરયાંમ પુરવાર કરીને, મોટી હીણુપસ્તી અને નામોશી વચ્ચે તમારા રૂડકાસલના મેહેલમાંથી મને હાંકી કાઢી, અને તે જેણે શરમભરેલાં હીચકારાપણા સાથે, માહરી કાકલુદી કરતી આંખોની આટલી બધી મીનતજારીઓ છતાં, ઠંડે કલેજે જોયા ને સાંભળ્યા કીધું તે માહરો ભરથાર હોઇજ ને થઇજ કેમ શકે?"

"માહરો કોઇ બચાવજ નથી, નાઓમી," ડયુક કગરયો; "હું તે વખતની માહરી નબળાઇ, નામોશી અને હીચકારાપણું નામુકર જતો નથી, પણ તું માહરો હેતુ સમજી શકી નહી. બીજા એક કલાકમાં હું તુંને મળીને બધું સમું કરી શકવાની ખાત્રીમાં હતો તેથીજ હું ચુપ રહયો; પણ અફસોસ કે મને તે તક મળી નહી, અને બધી માહરી ધારણા માહરી વકકી અને ગણત્રી ઉપરાંત ધુળ વળી! તું જ્યારે બધું જાણશે અને મેં તે પછીનાં પંદર વરસમાં એ થોડીક પલની માહરી બાફેલીની સજામાં આએ ધરતીપર કેવાં જીવતાં દોજખ ઉઠાવેલાં છે તે વાતથી માહીતગાર થશે ત્યારે તું મને ધીક્કારવાને બદલે તાહરામાં જો ઇનસાન્યત હશે તો માહરી દયા ખાશે!"

"એ પાછળનું બધું આગલની અસહ્ય હીણુપસતી કદી બી ધોઇ કાઢી શકવાનું નથી," તે હવે પાછી ઉશ્કેરાઇ; "તે વખતની તમારી ચુપકીદીએ માહરૂં જીગર કદી પાછું નહી સંધાઇ શકે એવી રીતે ચીરી નાખેલું છે, અને હું તમોને જીન્હાર માફ કરવાની નથી! મેં હડહડતા કસમો લીધેલા છે. મેં માહરૂં દીલજ માહરાં દીલમાંથી ઉખેડી કાઢીને બાહેર ફેંકી દીધેલું છે! તમો શું માહરા ગુનાહને તમારા ગુનાહ સાથે સરખાવા માંગોછ? તમો શું માહરા ગુનાહને વધુ ગંભીર પુકારવાની સરકશી કરોછ? તમારા હીંમતથી બોલાયલા એકજ શબ્દથી માહરી પાક ઇજ્જતનો બચાવ થતે, માહરા જોગાં ગલીચ અનુમાનો અને જાન કબજ કરી નાખનારા આરોપોથી માહરો બચાવ થઇ શકતે! તમે એ શું કાંઇ નાહનો સુનો ગુનાહ ધારોછ?"

"મેં તુંને કહ્યું, માહરી ડારલીંગ, કે હું માહરી એ નામોશી ના પાડતો નથી, એ અજબ જેવું લાગતું નથી, પણ બીલકુલ ખરી વાત છે કે હું કોઇથી નહી બીહીનારો અને ભલભલાને ચૅલેંજ કરીને હીંમતથી ઉભો રેહનારો એ માહરાં તોરબાજ ડચેસ માતાના રોબ તળે ઠહરેલો ઉધર્યો હતો!"

"અને તેથી એવી એક માતાના રોબ અને ધાકને તમે ઠંડે કલેજે માહરી બેમુલ ઇજતનું બળીદાન આપ્યું, અને મને એક દુરાચારી, દુષ્ટ, ઓછી નીતીની વંઠેલનાં શીહા કલંક સાથે આએ બોહલી ધરતીપર કોઇના બી આશરા કે શાહરા વગર રવડતી કીધી?" તેણીએ તુચ્છકાર કર્યો, અને હરેક પલે તેણીનો ક્રોધ અને કેહેર તે આગળી દીલ જખમાવનારી યાદોથી પાછું ગંભીર રૂપ પકડતો જતો હતો!

"પણ મેં એવું નહી ધાર્યું હતું, વાહલી," ડયુકે મીનતજારી કરી; "હું તો તરતજ તુંને પાછી મેળવીને સમાલી લેવાનો હતો. મેં તરત બાહેર આવીને તાહરી ઉપર નાહની નેલ પાસે ચીઠીઓ મોકલી. પણ ચંડાળ સીડોનીએ તે તુંને મળવાજ દીધી નહી. અંતે તાહરી પુઠે મેં માહરા ફ્રેન્ચ ફુટમનને દોડાવ્યો, પણ તે કંગાલ આસામીએ કાચ્ચે પાયે કામ લીધું, અને તે લંડનમાં તું કીયાં હોટલમાં ઉતરી હતી તેટલુંજ જોઇને ચાલી આવ્યો. તેના તારના જવાબમાં હું પોતે આવી શકું ત્યાં સુધી તપાસ રાખતો ત્યાંજ થોભવાનો માહરો તેને સખ્ત હુકમ હતો. પણ તે હેમક તે સમજ્યો નહી, અને ઉતાવલે તુંને છોડી આવ્યો તેથીજ આએ બધી નહી વકકી રાખેલી મોહકાંણ વળી ગઇ!"

"તે બધું ખરૂં હોશે ને છે," નાઓમીએ હજી ગુસ્સાનાંજ ઝનુનથી કહયું, "પણ જે ભરથાર ગમે એવી પછીથીની ભલી મકસદથી બી ચુપ રહીને પોતાની પાકજાદ પરણેતર પર એક ઘડીભર પણ વેશ્યાપણાનું આળ ચઢવા દે, અને એક ગરીબ લાચાર છોકરીને એવી નીચમાંનીચ પંકતીની કલંકીત તરીકે તેની માલેતુજાર માતાની મગરૂર હજુરમાંથી બાહેર જવા દેવા જેવો હીચકારો થાય તેને ભરથારનું નામ ઘટતુંજ નથી, અને તેને હું જીન્હાર મારી આપી શકવાનીજ નથી!"

"ઓ, કેટલી સંગદીલ!" ડયુક પોતાની ધીરજ ગુમાવી દઇને નાસીપાસ થયો; "તું કેમ એટલું પથ્થરનું દીલ કરી શકતી હોશે?"—અને તે તેને પટાવી લેવા પોતાની પાસે ખેંચીને તે ભરાવદાર કાલા ચકચકીત બાલનું માથું પસવારવા

ગયો, કે જે માથાંનો હરેક બાલ તેને એક ખજાના જેવો કીંમતી ને પ્યારો લાગતો હતો ! પણ તેણીએ ગુસ્સાની એક અછાત સાથે તે હાથ દુર ફેંકી દીધો, અને ક્રોધનાં ઝનુનમાં તેનાં પાસાંમાંથી ઉઠી જઇને તે ઉભી થઇ.

"મને હાથ ના લગાડો," તેણે કમકમાતથી કહયું; "તમારા એક સ્પર્ષથી વટીક માહરાં દીલમાં કંપારી છુટી આવેછ ! માહરી તો ખુદાવંદ પાંકે દયાથી આએ રીતે દાદ લીધી, અને પઇસા જો સુખનું સાંધણુ કેહવાતું હોય તો મને હજારો, લખ્ખો અને કરોડો નહી પણ અમજેમાં આલેટયાં મારતી કીધી; પણ એ નહી થતે તો માહરો શું હાલ હતે ? એ થયું તેની આગમચ માહરી શી ફેજ હતી ? ઓ, મને તેની યાદ થતાં હું જાંણે માહરા બાલેબાલ પીખી કાઢું એટલું મને ઝનુન અને એટલો મને ગુસ્સો બરપા થાયછ !"

"ત્યારે તું નથીજ માનવાની ? નથીજ માની શકવાની ?"

"કોઇ કાલે નહી !" નાઓમીએ ગુસ્સાનો પગ ઠોકી કહયું; "તમે શું મને એટલી તુચ્છ, કશાં બી સ્વમાન વગરની, એવી અધઘેલી માની લીધી કે ફકત તમે એમ મને પસવારો, પતાવો કે માફીનાં બે ચાર શબ્દો બબડો તે માહરી આવી ભયંકાર સત્યાનાસીનાં બદલામાં પુરતું જાંણી હું મનાઇ જાઉં ? જે સત્યાનાસીપર દીવસો અને મહીનાઓજ નહી, પણ વરસોનાં વરસો મેં ખીજવાતનાં આંસુઓ ખેરવેલાં છે, તે શું હું એટલી આસાંનીથી ભુલી જવશ ? કોઇ કાલે નહી ! મને હવે જવા દેઓ અહીંથી; હવે હું એ દીલ આરપાર જખમી કરી નાંખનારી તકરાર આગળ વધારવા ચાહતીજ નથી. આય જે થયુંછ તેજ હદથી જયાદા વધારે થયુંછ, અને હું તમોને ખાત્રી આપુંછ કે હું કાલ ને કાલ લંડન છોડી જવશ.—" અને તે જમીન પર ઘસડાતા પોતાના દરેસની લાંબી ટ્રેલને પોતાનાં પગની ઠેસથી એક ચકકર આપી પાછી જવા ફરી.

"થોભ, જરા તો થોભ, ?" ડયુકે પાછળ દોડીને હજી વિનંતી કરી; "માહરા દીકરાને વાસ્તે કંઇ તો કહી જા ? એમજ કરવાની હતી ત્યારે ઇંગ્લાંડ આવીજ શું ધુળ મુકવા ?"

પેલીએ મોટા તુચ્છકારનાં નેણ ફડકાવ્યાં.

"તમો શું ઘડીભર બી એમ માનવા જેવા હેમક અને બેવકુફ થયા હશો કે હું તમોને પ્યાર કરવા કે માફી આપવા પાછી ઇંગ્લાંડ

આવી ?" તેણીએ તીરસ્કારથી કહયું; "હું જો એમ જાણતે કે હું અહીં ઓળખાઇ આવવાની છું તો હું મરી જતે તોબી આવતે નહી. માહરા કાકાજીની મરજી થઇ, અને હું તેવણને ના કહી શકી નહી, પણ મને હીંમત અને ખાત્રી એ હતી કે માહરામાં આટલો બધો ફેરફાર થયલો હોવાથી મને અત્રે કોઇ ઓળખી શકવાનું નથી, અને ખરૂંજ માનજો કે તેથીજ હું આવી."

"ઓ, ત્યારે માહરૂં શું થશે ?' તે જવાંન ઉમરાવે તરતર આસું ખેરવતાં મોટા સંતાપ ને અફસોસથી કહયું.

"એમાં થવાનું શું છે ! એમાં બઇરાંઓ માફક રડવા જેવું શું છે !" તે ધાટકી અબળાએ વધતો તુચ્છકાર કર્યો. "આટલાં વરસો વહી ગયલાં હોવાથી તમો એક બી મુશકેલી વગર છુટા છેડા મેળવી શકશો, અને આએ છોકરી વેલેનટાઇન આરડન જે ખરેખર ઘણી હેતવંતી ને ભલી છે, અને તમોને દીવાનાં પ્યારથી ચાહતાં શીખેલી છે તેને પરણીને--"

"માહરૂં નામ બુરી કે સારી નીષ્ટાથી કોઇને બી એ વાતમાં વચ્ચે લાવવાનો કાંઇજ હક નથી !" પછવાડેથી તેવામાં કોઇ મધુરા અવાજે તરારો મુકયો, અને બંને જણે ચમકીને જોયું તો તે વૅલેનટાઇન આરડન હતી ! તે બાજુમાંનાં એક બારણાંમાંથી અંદર ધસી આવી.

તે એક નાટકોમાં જોવાય એવું દીલ ઉસ્કેરનારૂં 'સીચ્યુએશન' થઇ પડયું ! સોહામણો દમામદાર ડયુક ખંચાવી નાખેલાં આંસુઓ સાથે એક બાજુએ ઉભો હતો, બીજી બાજુએ એક રાંણીનાંજ રોબ અને તોરની દમામદાર નાઓમી ગુસ્સામાં સર ઉંચું ખેંચીને ઉભી હતી, અને તે બેની વચમાં, તેજ બાજુનાં બારણાંમાંથી તરતની દાખલ થયલી લેડી વૅલેનટાઇન આરડન ગુસ્સામાં ધમધમી આવેલા ગોલાબી રોખસારો સાથે ખુબસુરતીની એક દેવી જેવી ધસી આવેલી ઉભી હતી !

"તમો બેની ગુફતેગો વચ્ચે આએ રીતે અંદર ધસી આવુવાનું મને શોભ્યું નહી, અને તેથી બાહેરથી મેં બે હાંક માર્યાં, પણ તમો બંને તમારી ટપાટપીમાં એટલાં ગીરફતાર ગરક ગયલાં હતાં કે તમો બેમાંથી કોઇએ સાંભલ્યું નહી, અને તેવામાં માહરાં નામ સાથે અણઘટતી છુટ લેવાયલી જોઇને મને અંદર ધસી આવવું પડયું તે વાસ્તે હું દલગીર છું."

વળી એજ ઘડીએ તેની નજર ડયુકના રડેલા રડમસ ચેહરા પર ખેંચાઇ, અને કોઇનો પણ સરોપરો નહી રાખનારી તથા દીલમાં આવે તેજ કરનારી અને હોઠ પર આવે તેજ ભડાક દઇને બોલી દેનારી તે ભોલીભાલીનો જીવ તેથી દયાથી દાઝીને બળી ગયો, તે તરત જરા બી બોશકાયા વગર તેની પાસે ધસી ગઇ, અને નરમાશથી તેની ખાંધ પર હાથ મુકીને કહયું, "તમારી આંખમાં તો આંસુ છે, સેન્ટ શીએસચ્યન ? તમે તો રડોછ ? આએ એવણે એવું તે શું કહયું ને કીધું કે જેથી તમે જખમી થઇ ગયા હોય એવો તમારો હાલ છે ?"

"જોયું-આએ ખરો પ્યાર !" નાઓમીએ અરધું અણુકાથી અને અરધું ખરાં દીલનું તરત કહી દીધું; "માહરા લોર્ડ, આએ છોકરીનાં તમો જોગાં હેત વાસ્તે હું ખાત્રી આપતી હતી તે કેટલી ખરાં દીલની હતી તે હવે તમેજ જુઓ ! તમારી આંખમાંનાં આંસુ અને એની છાતીમાં તીર જેવાં કારી લાગ્યાં !"

પણ વેલેનટાઇને એ અણુકાની એક ટચાકડીભાર પણ દરકાર કરી નહી. તે બીહી જાય એવી છોકરીજ નહી હતી.

"તમે બીજાંઓની લાગણીઓનું માપ લેવાનું રેહવાજ દેઓ, મીસ ગ્લીનટન" તેણીએ ગુસ્સાથી માથું ફફડાવીને કહયું, "અને તમે તમારી પોતાનીજ લાગણીઓનું ભાંન રાખો તો વધારે સારૂં ! હા, હું હીઝ લોર્ડશીપને વાસ્તેનાં મીં... સાચ્ચાં હેત સારૂં જરા બી શરમાતી નથી, કે જે હવે એક બેહનનુંજ હેત છે. કહો મને, તમે એવું તે શું એવણ બીચારાને કહયુંને કીધું કે જેથી એવણ એટલા બધા કંગાલ થઇ ગયાછ ? તમે ગમે તે કહો, પણ તમારા કરતાં હું એવણની વધારે સાચ્ચી દોસ્તી હોવાનો ફાંકો રાખુછ !"

"ભલે, ભલે, હું તેમાં તમારી અદેખાઇ કરતી નથી, લેડી વલેનટાઇન !" તે હરીફ અબળાએ જરા હસીને કહયું; "હું હીઝ એસની દોસ્તીનું માન ચાહતીજ નથી. હું તો વરસો થયાં એ દોસ્તીથી ધરાઇ ભરાઇ ગયલી છું, અને તેથી હજારો ખુશી સાથે તમારાં હેત ને દોસ્તી વાસ્તે હું એવણને ફાજલ કરશ."

"તમારી ઘણી મેહરબાંની છે, અને જો તેમ થઇ શકતું હોતે તો તમારી ભલાંમણની મને કોઇ જરૂરજ નહી હતી !" વેલેનટાઇને જબુકો કીધો; "આએ આદમી તમામ મરદોમાં એક શેહનશાહ જેવો છે, અને જે એવા એકનાં સદગુણોની કદર નહી કરી શકે તે માહરી

મતથી ધનસામ્યનથી અલગ હોવું જોઇએ ! તમે સમજ્યાં, ડચેસ ઓફ કાસલમેન ?"

નાઓમી, એ સાંભળતાં, દીસ્તી રીતે ચમકી.

"ઓ, ત્યારે તમે બી બધું જાણોછ ખરાં ? તમે હીઝ ગ્રેસના એટલા બધા વીસ્વાસમાંબી છેઓ ખરાં ?" તેણીએ તીખાસથી પાછા આણકા કર્યા.

"હું કેહવાને ખુશી અને મગરૂર છેઉં કે હા," વેલેનટાઇને હીંમતથી કહ્યું; "પણ તે વીસ્વાસનું માન મને કઇ કીસમે મળ્યું છ તે તમારે જાણવું જોઈશે. એ કાંઇ ચાવાચીવીની મતલબથી મને કહેવામાં નથી આવ્યું, પણ માહરી ઇજ્જત અને એવણનાં સ્વમાનને ખાતર, મને પોતાને ચાહતી થયલી જોઇને, એક પવિત્ર સંભાળનાં તરીકાથી હીઝ ગ્રેસે એ બધી વાત મને કહેલી છે. સમજયાં, યોર ગ્રેસ ?"

"મને 'યોર ગ્રેસ' કે 'ડચેસ ઓફ કાસલમેન' ને નામે મેહરબાંની કરીને બોલાવતાં નાં !" નાઓમીએ નેણ ફેરવીને કહ્યું.

"હું અલબત બોલાવશ ને હજાર વખત બોલાવશ !" તે નાહની છોકરીએ બેવડી મકકમતાથી જવાબ કર્યો, "તમો ના કેહેશો તેથી કાંઇ તમારાં લગનના પાક બંધથી તમે છુટાં થઇ શકવાનાં નથી."

"ના એની સાથે એમ કજયો કર, વાહલી વેલેનટાઇન," ડયુકે સમજાવીને કહ્યું; "એ બધું કબુલ છે. વળી બારીકીથી જોઇએ તો માહરો ગુનાહ ખરેખર ઘણો ગંભીર ને મોટો છે."

"જાઓ, જાઓ, એ વાતની હું સાફ ના કેહુંછ !" વેલેનટાઇન ટરડાઇ; "એટલું બધું શું થઇ ગયું ? હાલની બોજી સાઇડબી જોશો કે જોશોજ નહી ? હું તમારો ગુનાહ ના પાડતી નથી, કે જે માહર મતથી ગુનાહ કરતાં મુર્ખાઇજ વધારે હતી, પણ તે પછી હર ગ્રેસે શું કીધું તે જુઓ ? એક બી ફકર કે એક બી દરકાર વગર તમોને વમલમાં અને ડામાડોલ હાલતમાં છોડી આપ્યા, ખુદ તમારાં બચ્ચાં સાથે વટીક તમોને મેળવવાની પંદર પંદર વરસો સુધી જરા બી દરકાર કે કાળજી કીધી નહી તે ગુનાહ કાંઇ નાહનો સુનો સહમજોછ ? તમે પોતે શું કહોછ, ડચેસ ઓફ કાસલમેન ?" અને તે નાહની વકટલેણ છોકરી તો પેલી દમામદાર બાંનુને એક લપડાકજ ખેંચી કાઢવા માંગતી હોય તેમ, ધસીને હીંમતથી પાધરી તેના આંગપરજ ગઇ ! "તમો તમારા એ મોટા ગુનાહની ગંભીરતા અને જવાબદારી સમજી શકોછ કે નહી ?"

નાઓમી તો દંગ થઇ ગઇ. તે આ છોકરીની હીંમત અને સચ્ચાઇથી પોતાની મરજી ઉપરાંત ગોહીત થઇ.

"તમે ઘણાં સાચ્ચાં અને હીંમતવાન છો, લેડી વૅલેનટાઇન !" તેણીને કહયા વગર ચાલ્યું નહી.

"અને હું ખરાં દીલથી ચાહુંછુ, ચોર ગ્રેસ, કે તમો તમારાં ઓરતપણાંને માહરા જેટલાંજ સાચ્ચાં થાઓ," પેલીએ તતરાવ્યું; "તમારી જગ્યાએ હું હોતે તો હું એક ભલા મરદની જીંદગી તમારી માફક ભયંકાર કીનો લઇને એમ ધુળધાંણી કરતે નહીં ! એ પ્યારનું પ્રમાણુ અને મગજીજ નથી. જો તમારો હીઝ ગ્રેસને વાસ્તેનો પ્યાર સાચ્ચો હોતે તો તમે એવું પલીદીભરેલું કદી કરતેજ નહી. તમારા સાચ્ચા પ્યારનું પ્રમાણુજ તમોને સમજાવી શકતે કે ડયુકના પાર્ટપર તે એક બે પલની ગાફેલી હતી."—અને તે એમ કેહતી હતી ત્યારે તે તુરમંદ મુખડો ફીરેસ્તાઇ જોશથી લાલ થયલો જોવાતો હતો. "તમે તો કીનો લીધો, જેમ કોઇબી ચાહતી અબળા કદી કરી શકેજ નહી."

નાઓમી માહેલે ભેદે પાણી પાણી થઇ. આવી રીતે તેને અપરાધ તેનાં મોહઢામાં છુટો મારવાની આજ તક કોઇએ કદી હીંમત કરી હતી નહી, અને હવે તે પોતાની તકસીર જોતી થઇ.

"તમોને એવણુના દીકરાને છુપાવવાનો હકજ શું હતો ?" વૅલેનટાઇને ગગડાટ કરવાનું ચાલુજ રાખ્યું; "એમ કઇ ચાહતી અને વફાદાર પરણેતર કરી શકે ? તમે એવણુમાં ચાહ અને વફા નહી હોવાની ફર્યાદ કરોચ, પણુ તમે પોતે કીયા ચહા અને વફાની ગુરવારી આપી ? વરસ બે વરસ કેહરનાં માર્યાએ તમે તે દીકરાને છુપાવ્યો હતે તો તે કાંઈ બી અકકલમાં બેસ્તી આવતી વાત થતે, પણુ પંદર પંદર વરસો સુધીની એ તમારી સતાવણી અને સીતમગુજારી કેઈ કોર્ટ તમને માફ કરી શકશે ?"

પણુ તે થોભી ગઇ. પોતાના ગુસ્સા અને જુસ્સામાં અસરકારક રવેસે બોલતી તે જે સરતના ઘોડાની ઝડપથી આગળ વધતી હતી તેમાં એકદમ થોભી ગઇ, કેમજે એ છેલ્લું તે બોલતી હતી ત્યારે તે દમામદાર ખુબસુરતીની દેવીનો ચેહરો એટલો દુઃખ પામેલો ને એવો ફીકકો થયો કે રખે તે કાંઇ હદ આેળંગી જતી હોય તે ફીકરથી તે થોભી ગઇ !

"મને માફ કરજો," તેણીએ નરમ પડી જઇને કહયું, "પણુ પંદર આવતાં સાથે મેં જ્યારે તમોને એમ કેહતાં સાંભલ્યાં કે તમે

તે હીઝ ગ્રેસને એમના એમ વમલમાં રાખીને અહીંથી પાછાં જતાં રેહેવા ચાહતાં હતાં, અને વળી તમારી સાથે છુટાં છેડા મેળવીને માહરી જોડે પરણવાની એવણને ભલાંમણ કરતાં હતાં–"

"અને મેં તો ઘણાંજ ખરાં દીલથી તે ભલાંમણ કરી !"

"હું ચાહું છ કે એવણ જેવા એક નમુનેદાર ભરથાર પામવાને તમારી વગર ભલાંમણે બી હું ભાગ્યશાલી થઇ હતે !" નાહની વૅલેન-ટાઇને પુર હીંમતથી કહ્યુ; "કેમજે તમારા કરતાં એવણને વાસ્તે મને વધતું માન, હેત અને વફા છે, અને ગમે એવા સંજોગોમાં હું એવણને તમારી માફક જુઠી પુરવાર થતે નહી ! હું એનાં કરતાં હજારો ઘણું વધારે માહરાં હેતનાં ખરાંપણાંનાં કારણથી એવણને માફ કરી શકતે !"

"એ બધું કેહવાનું છે," નાઓમીએ ધીમે સાદે કહ્યું; "કેમકે મેં એવણની એ ગુનેગારીથી શું ખમ્યું છ તે વાતનો તમોને કદી ખ્યાલ થઇ શકવાનો નથી; પણ હવે ટુકું કરો ને મને અત્રેથી જવા દેઓ. ઘણું મોડું થયુંછ, ને આપણે અહીં રોકાઇ રહયાંછ તેથી બધાં અજબ થશે. કાકાજી એટલે મોડે સુધી બેસવા ચાહતાજ નહી હતા, હું તેથી જાઉંછ, પણ એટલું તો જરૂર કરીને કેહતી જાઉંછ કે લેડી વૅલેનટાઇને અમો વર બૈયરની વાતમાં એમ વચ્ચે આવવું જરા બી સજાવાર થયું નથી."

"હું તો માહરા ભાઇની તરફથી બોલીછ," વૅલેનટાઇને પાછો ગુસ્સો કર્યો, "અને એવણની તરફથી એવણના બચાવમાં જરૂર પડશે તો હું તો આખી દુન્યા સાથે બાથોબાથ લડવાની ને બોલવાની !"–અને નાઓમી તેનાં આવાં મોટાં દુઃખ અને આટલા ગુસ્સા છતાં તે ભોલી ભાલીના આ છેલ્લા નિરદોષ ટકાજ્યથી થોડીક ગમત પામ્યા વના રહી શકી નહી. તે છોકરીનાં એ વીદાગીરીભર્યાં ડયુકને વાસ્તેનાં હેતથી તે સંગદીલ અબળાનાં મનપર ખરેખર ઘણી ચાહવાજોગ અસર થઇ.

"માહરા સંબંધમાં ડયુકના બચાવમાં બોલવાની તમારે તસ્દી લેવા જરૂર નથી," તે ફીકકું હસી; "મેં કહ્યું તેમ એવણ છુટા છેડા લે, ને તમે એવણને પરણીને સુખી કરી શકશો."

"હું જો પરણી શકશ તો ખચ્ચીતજ પરણુશ અને ખચ્ચીતજ સુખી કરશ," નાહની વૅલેનટાઇનનું લોહી પાછું તપી આવ્યું; "તમો તમારાં કમનસીબે ખરૂં જોઇ શકતાં નથી. તમો એક ખજાનો ફેંકી

દેઓછ, અને મને કેહોછ કે તે લઇ લે; અને તમો ખાત્રી રાખજો કે તે માહરાથી લેવાલો હશે તો હું હજારો ખુશીથી અને જરૂરજ લઇ લેવશ! પણ મને કેહોની, જેમ તમારા ધનેણી તમે મને આપી દેવા નીકળ્યાંછ તેમ તમારા દીકરાને બી મને આપી દેશો કેની? હું તેને માહરી આંખમાં ઘાલીને—"

પણ વળી દીકરા વીષે તે બોલી એટલે નાઓમીએ પોતાની ઉપરનો અખત્યાર તરત પાછો ગુમાવીને એક મોટું બેઅટકાવ દચકું ખાધું, અને તે બંને ચોંકયાં, જ્યારે વૅલેનટાઇન હેતનાં જોશથી તેની આગળ દોડી ગઇ, અને તેને બગલગીર થઈ.

"ના એમ કરો!" તેણીએ તેને પેટમાં ચાંપતાં ઘણી પટાવીને સમજાવ્યું; "કાંય હાથે કરીને દુ:ખી થાઓછ ને દુ:ખી કરોછ?"

"મને જવા દેઓ," નાઓમીએ હવે રડતાં રડતાં તેની ગોદમાંથી તરત છુટી થવાનું કરીને કહયું; "મને જવા દેઓ, નહી તો માહરી ખાત્રી છે કે હું તમો બેઉના પગ આગળ મુવેલી પડશ!"

"હા, જા," ડયુકે હવે આગળ આવીને મમતાથીજ કહયું, "પણ એટલું તો કેહતી જા કે કાલે કયાં મલું? માહરા દીકરાને વાસ્તે ખુલાસાથી કેહવા સારૂ તો કાલે ઘડી ચપકો પાછી મળજે!"

"હું તમોને કાલે લખશ," તેણીએ કહયું; "હાલ માહરૂં માથું ફરી આવ્યુંછ, અને મને કાંઇ સુજતું નથી. હાલ તેથી મને જવા દેઓ, અને હું ધીરજથી વિચાર કરીને કાલે જે હોશે તે તમોને લખી મોકલશ." અને તે ગઇ.

તેણીએ ઉંબર પર ઉભી રહીને પોતાનો ચુંઠાયલો ચોળાયલો ડ્રેસ અને ઝવેરાત સરખાં કીધાં, મોહું લુંછી નાખ્યું, અને પછી તે ચાલી ગઇ.

---

## પ્રકરણ ૪૩.

બીજી સહવારે એજ નાઓમીને તેની સુંદરતાનાં છક કરનારાં સ્વરૂપ સાથે પોતાના આરારતા 'બુડવૉર'માં ઘણાં ચીંતાતુર હાલે આપણે એકલી પાછી બેઠેલી જોઇએ છીએ. તેણીનું સોહમણું માથું તેણીના સુંદર મરોડદાર હાથોની હથેલીઓમાં ઘણાં ગમ સાથ નમાવેલું હતું, અને તે વિચાર કરતી બેઠી હતી ત્યારે તેની ચતુર ચશ્મોમાંથી બેમુળ મોતી સમાન આંસુઓ ટપકતાં હતાં.

"ઓ ખુદા, મને ખરૂં ને સારૂં શું છે તે સુઝાડ !" તે મોટે સાદે એકલી એકલી પટપટી; "મેં ઘણું ખમ્યું છે, અને હવે વધારે ખમવાની માહરામાં તાકાતન નથી."

તેની ઉપર ગઇ રાતની જુંબેસની ઘણીજ અસર પોંહાંચી ગઇ હતી, અને નાહની વૅલેનટાઇને પોતાના હંમેશનાં તડ ને ફડથી રોકડું પરખાવી દીધેલું હોવાને લીધે તે પુશકળ તરખાઇ ગઇ હતી. તે પોતાની ગુમરાહી હવે જોઇ શકતી હતી, અને ગઇ રાત સુધી જે પોતાને બીલકુલ ખરી અને વાજબી માનતી હતી તે હવે શંકાશીલ થઈ રહી હતી કે આ જે તેણીએ કરયુ હતું અને હાલમાં તે જે કરતી હતી તેમાં કાંઈ ગુનાહ ભરેલું અતેરૂં તો નહીજ હતું ?

અંતે એ મુજબ એ પુષ્કળ પજવનારા ખ્યાલો વચ્ચે તે વિચાર કરતી એકલી બેહલી હતી તેવામાં બારણું ટપ ટપ ઠોકાયું, અને અંદર આવવાની રજા મળવાથી એક ફુટમને સોનાની તાસક પર એક કાર્ડ લાવીને રજુ કર્યો.

"આએ બાંનુ અરજ કરેછ, મેમ, કે "માહરૂ કામ ઘણું જરૂરનું છે, અને મને જરૂર મળવાની મેહેરબાની કરવી."

નાઓમીએ ઠાક અને કંટાલાની અદાથી અરધી વીચેલી આંખો સાથે તાસક પરથી તે કાર્ડ લઇને વાંચ્યો, અને તે નામ વાંચતા તેનાં ચેહરાપર રતાસ ધસી આવ્યો.

"અહીંજ દાખલ કર તે બાઇને," તેણીએ એકાદ પલ વિચાર કરી, પાછી પુરતી શાંતી અખત્યાર કરી લેતાં, હુકમ આપ્યો; "હું તેવણુને અહીંજ મલશ."—અને તે નોકર બાહેર ગયો એટલે થોડીક ઠીકઠાક થઇને તે મીલાકાતીને મળવા તે તેયાર થઇ, જેવામાં બારણું પાછું ઉંઘડયું, અને લેડી વૅલેનટાઇન આરડન અંદર આવી.

નાઓમી પોતાની બેઠકમાંથી ઉઠીને ઉભી થઇ, અને 'ઘર આયાં તે મા જાયાં' તે તરીકા ઉપર તેણીએ એખાલસથી તરત શેકહેંન્ડમાં હાથ લાંબો કરતાં કહયું, "તમે મને કાંઇ તાકીદનું મળવા માંગોછ, લેડી વૅલેનટાઇન ?"

"હા, યોર ગ્રેસ," વૅલેનટાઇને જવાબ કરયો,—અને તે એમ કેહતી હતી ત્યારે તેણીનો મુખડો એટલો શોકાતુર હતો, અને તેના બોલવામાં એટલી બધી ગંભીરાઇ હતી કે નાઓમી 'યોર ગ્રેસ' ના

એકાએકથી તેને બોલાવતી રોકવાનું પણ ભુલી ગઇ! તેણીએ તેને બેસાડી, અને પોતે તેજ સોફાપર તેની બાજુમાં ગોઠવાઇ.

"હું ઘણી આનાકાનીથી અત્રે આવી," વૅલેનટાઇને જારી રાખ્યું, "કેમજે મને ફકર થઇ કે કદાપી તમે માહરી સાથે નારાજ હોવાને લીધે માહરી મીલાકાત લેવા ના પાડશો; પણ મને જે તમને એકાંતમાં ખાસ મળીને કહેવાનું છે તે એટલી તાકીદનું અને એવી ગંભીર અગતનું છે કે મને લાગ્યું કે માહરે એટલો જોખમ કરવોજ જોઇએ."

"તમે મને ઘણો ગેરઇનસાફ કીધો, લેડી વૅલેનટાઇન, એમ ધારવા માટે કે હું તમોને માહરાં બારણાં પરથી અપમાન કરીને પાછાં હાંકી મેળશ" નાઓમીએ ઘણી નરમાસથી કહયું; "હું જરાબી બુરી નથી હું બી એક ઓરતનુંજ દીલ ધરાઉં છ. આપણા વચ્ચે અનેક મરતબા થોડીક ટપાટપી થયલી છે ખરી, પણ મેં તમારે વાસ્તે બુરૂં કદી માન્યું નથી, અને જેમ હું તમારા વધતા સમાગમમાં આવીછ તેમ તમારાં દીલની સાદાઇ, સચ્ચાઇ, તડ ને ફડ બોલી દેવાની હીંમત અને અજબ જેવાં હેતવંતાપણાને હું ઘણા માન સાથે વખાંણતી થયલી છું. બેસો. તમને જે કહેવું હોય તે મને ધીરજથી કેહો. હું તદન ફુરસદે છું, અને તમો સગવડથી વાત કરી શકો તેટલા વાસ્તે તમારી ટોપી અને કલોક ઉતારવામાં તમને મને મદદ થવા દેઓ.—"અને વૅલેનટાઇને જોકે તેના હાથ ઘણાબી પકડી લીધા, તોપણ અજબ જેવી મમતા સાથે બજીદ થઇને નાઓમીએ પોતે તેણીની તોપી ઉતારી અને કલોક કાઢયાં, કે જ્યારે તે એક તાજા રાતા ગુલાબ જેવો ખીલતો ખુશનુંમાં ચેહરો તે ખુબસુરતીની દેવી પણ ખરાં દીલની વખાંણની એક આહ સાથેજ એકાદ પળ જોતી ઉભી!

"અજબ જેવું છે કે મને તમારી આગળ આવતાં જરાક બી બીહીક લાગી નહી," વૅલેનટાઇને સેહજ હસીને કહયું; "ગઇ રાત્રે પીકચર ગેલરીમાં તમે જે માહરીપર ગુસ્સો કીધો તે પછી કોઇ બી છોકરી તમારી આગળ આવતાં બીહી જાય, કેમજે તમારો દરજજો ને દમામજ બધા તેવો છે! પણ હું જેવણને માહરા જાંનથી બી જ્યાદા ચાહતાં શીખેલી છું તેવણને બની શકે તો મદદ થવા અને સુખી કરવાના પાક ને નેક હેતુથી તમોને મળવા આવવાનો જોખમ કરતાં મને તો જરા બી બીહીક લાગી નહી!"

નાઓમી મીઠાસથી હસી.

"તમે મને શું કેહવા માંગોછ ?" તેણીએ નરમાસથી પુછ્યું.

"હું ઘણું કેહવા માંગુ છ, નાઓમી," તે છોકરીએ જવાબ કર્યો, અને હેતનાં જુસ્સાથી વધારયું "મને તમોને 'નાઓમી' કરીનેજ બોલાવવાની રજા આપશો ? એ વધારે મીઠું અને બેહન બેહનો જેવું લાગેછ !"—અને જવાબમાં નાઓમીએ પાછું ઘણાં મીઠાસથી હસીને એ વાત મંજુર રાખી, એટલે તેણીએ આગળ ગબડાવ્યું. "હું ઘણું તમોને આપણી આજની આએ મીલાકાત દરમ્યાન કેહવા માંગુંછ, પણ સઉથી પેહલાં તો હું માહરી પોતાનીજ વાત કેહવશ, અને તમો ખાત્રી માનજો, વાહલાં નાઓમી, કે હું એકબી સહરાગાત કરવાની કે એક બી અસત કેહવાની નથી. મને એક બી વાત જુઠી કેહવાનો તો છેક માહરી બચગીથીજ તીરસ્કાર બેસી ગયેલો છે."

"તે હું જોઇ શકુંછ" નાઓમીએ કહયું.

"હવે ત્યારે સાંભળો," વૅલેનટાઇને આગળ ચલાવ્યું; "હું એક નહની છોકરીમાંથી ખરા ઓવેશમાં આવી ત્યાં સુધી—એટલે હું અહાર વરસની થઇ ત્યાં તુલક માહરા પપા સાથે નાઇસમાં રહેલી હતી, અને તમે માનશો કે કોઇના કશાબી સમાગમ વગર થોડીક સહીમીતીઓ સાથે મેં એવી જીંદગી ગુજારેલી છે કે જ્યારે મરદોનો તો પરીચય વટીક થયલો નહી ! માહરા પપા બીચારા ઇનવેલીડ છે, અને એવી રીતે જાયુકના માંદા છે કે ન તો પોતે બાહર જઇ શકે, કે ન તો ઘરમાં કોઇને મળવા બોલાવે. એટલાવાસ્તે સોસાયટી શું અને કેવી થાય તે તો મેં અત્રે લંડનમાં આવ્યા પછીજ પેહલ્લું જાણ્યું, ! ઘરડાં ડચેસ સાથે આગળ પપાને ઘણું સારૂં હશે તેથી તેવણનાં માવીતર હવાળામાં પપાએ મને અત્રે મોકલી, અને હું આવી અને ડયુકને મળી ત્યારે ખરૂંજ માનજો કે જાંણે એક નવી દુન્યાનેજ વાસ્તે માહરી આંખ ખુલી ગઇ ! હું તેવણને જોતાં સાથે જાંણે માહરાં હેત અને વખાંણમાં માહરી મરજી ઉપરાંતની બેઅખત્યારી સાથે તેવણ તરફ ધસડાઇ ગઇ. મરદોમાં આવા બી મરદાંનગીભરયા; સોહામણા, સાચ્ચા, નીખાલેસ અને નેકચલણ જવાંનો થઇ શકે એ જાંણે માહરૂં પેહલુંજ શીક્ષણ થયું ! એવણ માહરી તરફ એટલા બધા ભલા, મીઠા અને નમાના થયા, મેં એટલી બધી એવણની બાહોસી અને નેકી જોઇ કે હું એવણને બરાબર પીછાંણવા પછી જલદીજ ચાહતી થઇ. એ પ્યાર એવો માહરીપર બેમાલુમ ગાલેબ આવ્યો કે હું તમોને તેનો ખ્યાલ આપવાને વટીક અશકત છું. ડચેસનાં

હું દીકરી અહીંનેજ અત્રે રહેવા આવી, અને તુમાખી ડચેસ પોતે મને જોતાં સાથે માહરી જોડે એવા મળી ગયાં અને એક સગી માય જેવાં મેહરબાન થયાં કે તેવણુને હું તરત ચાહતાં શીખી, તો પછી આવા એક ભલા અને નેક ઉમરાવને હું ચાહતાં શીખી તેમાં અજાયબી શું હોય? મેં એ મ્હારો પ્યાર જરાબી છુપાવ્યો નહી. ચોરી છુપીથી કાંઇબી કરવાનું માહરે વાસ્તે કત્રચના કાંટાં જેવું છે, અને મેં તેથી એ મહારા નિખાલેશ ને પવિત્ર પ્યારનાં સંબંધમાં ચોરી છુપીથી કામ લેવાની કોઈ જરૂરજ જોઇ નહી. તેનો એક અવાજ સાંભળતાં માહરા રો ખસારો લોહીના ધસારાથી ગરમ થઇ જતા, અને તેનો એક સ્પર્શ થતાં માહરી રગેરગમાં ખુશાલીનો ઝણુઝણાત વ્યાપી રેહતો! તે આગળ હોય ત્યારે દીવસ ગમે એવો હોય તોબી તે મને તડકાંવાલો ચળકતો લાગતો, અને તે નહી હોય ત્યારે દીવસ ગમે એવો ખુશનુમા હોય તોપણ મને તે તદન સુનકાર લાગતો! હું કેમ તમોને એ માહરા મોટા પ્યારનાં પ્રૌઢપણાંની ખાત્રી આપું? તેવણ કેથેબી અમારી જોડે નહી આવવાનાં હોય તો એકલાં ડચેસ જોડે જવાનું મને ઝેર જેવું જણુન લાગતું, અને માહરી ખાત્રી છે કે ડચેસ પોતે એ બધું પામી ગયાં છતાં તેવણુને તો તે દેસ્તી રીતે ઘણું ગમ્યું. નહીં ગમ્યું હોય તો તે વ્હાલા ડયુકનેજ હતું. તેવણુ માહરી તરફ હદથી જયાદા મેહરબાંન ને ભલા હતા, પણ તે બધું એક ભાઇ પોતાની બેહન પર હેત કરી શકે અને ભલો થઇ શકે તેથી જયાદા કોઇ દાહડો કશુંજ હતું નહી—કોઇ દાહડો નહી! અંતે તેવણુની આંખ ખુલી. તે ભલા જવાંને માહરો જોખમ જોયો, અને પછીથી હું વરતી કંગાલ થઇ પડું તે ફીકરથી પોતે મને પરણવાને છુટાજ નહી હતા એમ માહરી ખાત્રી કરવા તમારા સંબંધની બધી વાત આંખોમાં આંસુ સાથે મને તેવણે માંડી મેલીને કહી; અને જોકે માહરે લગતી નાઉમેદીએ માહરૂં દીલ આરપાર વીંધી નાખ્યું, તોપણ તેવણુને ખાતર હું દીલસોઝીથી બળીને ખાખરાખ થઇ ગઇ. અરે નાઓમી, એક થોડીક પલની ભુલ, નબલાઇ કે મુર્ખાઇને ખાતર તેવણ બીચારાએ પંદર પંદર વરસો સુધી શું ખમ્યું તે જો બારીક વિગતોએ તમો જાણો તો મને લાગેછ કે તમો તરફડીને મરીજ જાઓ! તમો જાણતાંજ નથી. વરસો તુલક એ ઉમરાવે પોતાની જીંદગી બધી રદ કરી નાખી અને સન્યાસ લીધો. કોઇબી ઓરતને વાસ્તે તેવણુ બીલકુલ બેઅસર પુરવાર થયા, અને વરસ દર વરસ દુષ્ટ એવલીંવાલાંઓનું ચઢી વાગતું જોઇને

ડચેસ પોતાનો જાંન બાળી નાંખતાં રહયાં. લોકોએ તેવણુને 'ઉમન—હેતર' (ઓરતોને ધીક્કારનાર) નો એલકાબ આપ્યો, અને પછી જ્યારે તેવણુને માહરી સાથે એટલા મન મુકીને ભેલાતા સહેલાતા જોયા ત્યારે લોકોએ અમારૂં બંનેનું નકકી થઇ ચુકેલુંજ માની લીધું, અને કદાચ એ ચકચાર વધતી આવી તેથીબી મને ખરી વાત કહી દઇને ચેતાવવા તેવણુ બીચારાને ફરજ થઇ પડી હોય! મેં તો, અલબત, એમ છતાં એ ખરી વાત જાંણ્યાં પછી માહરાં મનથી ગાંઠજ મારી મુકયો હતો. મેં ઠરાવ કર્યો હતો કે હું જો એવણુની પરણેતર નહી થઇ શકું તો બેહન થઇને રેહવશ, પણુ એવણુનાં એ મોટાં દુઃખમાં જાંન પટકીને દરેક દીલસોઝ મદદ કરતી રેહવશ અને ઘટતી સલ્લાહ આપતી રેહવશ. એવામાં તમે આવ્યાં, અને જો હું જાંણુતે કે તમે કોણુ છેઓ તો તરત તમો બેને હેતથી એકઠાં કરવા અને માહરા રૂડા આશીરવાદો આપીને હું પોતે અલગ થઇ જવાજ મયાસ કરતે; પણુ કમનસીબે તમો નાઓમી વીન્ટર હોવાનો તો અમોને સ્વપ્નો પણુ થયો નહીં. તમોએ તો તેવું કશું બતાવ્યુંજ નહી, અને તમો આવતાં સાથે બરત્રાંન્ડ તમો ઉપર એટલી હદનું ધ્યાંન આપતા થયા કે અદેખાઇથી હું તમામ જળી ગઇ. મને અદેખાઈ કેમ નહી લાગે? માહરો આવો અને આટલો બધો પ્યાર બરબાદ જાય, અને એવણુ કોઇ એક અમેરીકાથી આવેલી પરાઇ અબળા ઉપર એમ દીવાંનાં થાય તે હું કેમ જોઇ શકું? હું, તેથી, તમોને મજબુત ધીકકારતી થઇ અને એવણુને ભેટ કરવા પેલો એક કીંમતી ગોલાબ મેં કંઇ કંઇ જેહેમતે ફલાવર શોમાં આખો દહાડો ખાસ સાચવી રાખેલો અને આપેલો તે એવણે જ્યારે તમોને આપી દીધો ત્યારે માહરી અદેખાઇની હદ વળી ગઇ! પણુ હવે હું ટુંકું કરીને તે ભાગ પર આઉં છ કે જ્યારે ડીટેકટીવ માઇકલ દ્રાસ્કી તમારો પત્તો મેળવી લાવ્યો, અને તમોજ નાઓમી વીન્ટર છો એ વાતની પુરવારીઓ રજુ કરી ગયો. એ પછીથી તમોને એ વાત કેમ કબુલ કરાવવી તે વારતે અમે ઘણું મત કર્યું, કેમજે હીઝ ગ્રેસનો હાલ જોઇને માહરો જાંન દયાથી બળીને ખાખ રાખ થઇ જતો હતો; અને છેલ્લે આએ ડીનરની અને તમોને પીકચર ગેલરીમાં લઇ જઇને તમો પકડાઇ આવેલાં હોવાની વાત કેહવાની અમોએ યોજના કરી; પણુ ઓ નાઓમી, તે વખતે બી તમે કેટલાં બધાં સંગદીલ થયા!? કેમ તમે એટલાં સખ્ત થઇ શકયાં? કેમ તમોને એવણુની કાકલુદી પર રેહમ નહી આવી?"

"તું જાણતી નથી, બેહેન," નાઓમીએ રકમસ કહ્યું, કે જ્યારે તેનો અવાજ ધ્રુજતો હતો; "એક કપાત્ર, નીચ બુધ્ધીની દાષીત છોકરીના નીચમાંનીચ કલંક સાથે એવણુનાં ઘરમાંથી બાહેર પડવાનું માહરે વાસ્તે કેવું કાતીલ, કેવું જબુન હતું તેનો તુંને ખ્યાલ આવવાનો નથી. અરે, જો એવણે મારી છાતીમાં એક કટારી ભોંકી દીધી હતે, મને ઝેર આપ્યું હોતે, અને મને પોતાના પગ તળે કચડી નાંખી હોતે તો તે બધું હું એવણુને ઘણી ખુશીથી આએ ઘડીએ માફ કરી શકતે, પણ પેલું નાતરસપણું હું માફ કરી શકતી નથી. તું ખ્યાલ કર—માહરી તે વખતની હીણુપસ્તીમાં તું માહરે બદલે તુંને પોતાને મુકી જો, અને તું ધારેછ, વૅલેનટાઇન ડીઅર, કે એવા સંજોગમાં તું એવણુને માફ કરી શકતે?"

વૅલેનટાઇને થોડોક વખત વિચાર કર્યો, અને પછી જોશથી કહ્યું; "ખચ્ચીતજ! માહરા પ્યારમાં નપાયદારી નથી પણ ઓસ્તવારી છે, અને ખરો પ્યાર જો ઇનસાફી નહી થઇ શકે તો પ્યારજ શાંનો? ઓ નાઓમી, તેથીજ હું કાકલુદી કરતી હાલમાં તમારે બારણે આવેલી છું. ખુદા સાહેદ છે કે એવણે મને મોકલી નથી, અને એવણુ તો બીચારા જાણુતા બી નથી, અને સચ્ચાઇને વાસ્તેના માહરા પ્યારમાં તમો ઇતબાર લાવતાં થતાંજ ત્યારે માહરૂં એ કેહવાનું માનજો. હું એવણુનો એ કકલાત ખમી શકતી નથી, અને હું તમારા પગ પાસે ગુંઠણે પડીને એવણુ તરફથી માફી માંગી લેવા આવીછ!"—અને તે ભલી છોકરી ખરેખર એમ કહતા ગુંઠણે પડી, જ્યારે નાઓમીએ બજીદ થઇને તેને ઉઠાડી, અને પોતાનાં પાસાંમાં દાબીને તેને પોતાની પાસે બેસાડી.

"તમો અત્રેથી હવે ચાલી જવા જેટલાં ખોદાને ખાતર ઘાટકી ના થાનાં, નાઓમી," તેણીએ કાકલુદી કરવાનું ચાલુ રાખ્યું; "એવણુ એ ફટકો નહીજ ખમી શકશે અને જરૂર મરી જશે. ઓ, જો એવણુને સુખી કરવા હું મરી જઇ શકતી હોઉં તો ખોદાને ખાતર માનજો કે હમણાંજ તમારા પગપર પડીને મરી જવા હું હજારો હજાર ખુશીથી તેયાર થાઉં!"

"હું કેમ તાહરી ખાત્રી કરૂં, વૅલેનટાઇન?" નાઓમી હજી દગમગી પણ હવે તેનો અવાજ વધારે ધ્રુજતો અને વધારે નબલો પડતો જતો લાગતો હતો! "તે મગરૂર ઓરતે મને બેહોરમત કરીને મને પોતાને બારણેથી ઉતારી તે હીણુપસ્તીનો હું ખ્યાલ કરૂંછ ત્યારે આજે બી જાણે ઘેલીજ થઇ જાઉંછ! એ હીણુપસ્તીએ માહરૂં જીગરજ ચીરી નાખ્યું, અને માહરામાં નરમાશ અને જે ચારી

લાગણીઓ હતી તેનું તતક્ષણ મોહોત નીપજાવ્યું તે વખતે જે હું નાહની, નમાની, મીઠી હતી તે ફેરવાઇ ગઇ, અને કઇણ, કરડી અને કપટી બની."

"એ બધા મનના ધખારા છે, બેહેન," વૅલેનટાઇને સમજાવ્યું; "પણ હું કાંઇ ડચેસના બચાવમાં બોલવા આવીજ નથી. ખરી રીતે તો, નાઓમી, બીચારાં ડચેસનો બી એમાં તકસીરજ શું છે ? તેવણુની જગ્યાએ તમે કે હું હતે તો રજુ થયલા પુરાવાઓ પછી તમે કે હું બી એમજ વરતતે. એવણુ તુમાખી છે ખરાં, પણ દીલનાં ખરેખર ઘણાં ભલાં અને અસીલ છે, એમ છતાં, મેં કહયું તેમ, હું તો વાહલા બરત્રાંન્ડનાં બચાવમાં બોલવા આવેલી છું. તેવણુની મુર્ખાઇ કે નબલાઇ બી હું તો કબુલ રાખતી નથી. તેવણુ ચુપ રહયા, કેમજે તેવણુને બીહીક લાગી કે લગન જાહેર કરશે તો એ માતા જોર જુલમથી એ લગન રદબાતલ કરાવે, અને તમોને સદાના છુટાં કરી મેલે ! એવણુ તો ભલીજ નીષ્ટાથી ચુપ રહયા. એવણુ તો તરતજ તમોને મળીને બધું સમુ કરનાર હતા, અને તે નહી બન્યું ત્યારે કેમ તેઓ રત્રીમાં પડયા અને તમારો પત્તો મેળવવા પંદર પંદર વરસો તુલીક એ બીચારાએ શું શું ખમ્યું ને શું શું કીધું તે બધી એવણુની ખરેખરી અને પાક નેકીભરી વફાદારીની ગુવાહી છે. અરે, જો એ બધું તમારૂં દીલ નહી નરમ કરી શકે ને આએ માહરી બધી કાકલુદીઓથી નહી પીગળી શકો તો હું તો કેહવશ જે તમોને દીલજ નથી, અને દીલની જગ્યાએ પથ્થર છે, જયારે એવી એક દીલ વગરની મોહરદાર સાથે વસવાત કરવા અને જીવવા કરતાં હાલની બેદીલી સાથેજ ગરીબ ડયુકને વાસ્તે મરી જવાનું હું વધારે સુખકારક સમજું ! હું એક અબળા છું, અને ખરેખર તો અત્યાર સુધી એમજ જાંણતી હતી કે માહરો ટેક રાખી જાંણનારાવાલી ઘણી તુમાખી અબળા છેઉં; મેં આજ સુધી કોઇની દયા માંગી નથી, અને કોઇબી વાત સારૂં કોઇની આજેજી કીધી નથી, જે આજે હું હાથ હોરીને તમારે બારણે કરતી આવેલી છું, અને તમો એક અબળા થઇને, તે છતાં, નાજ કેહશો અને નાઉમેદજ અને અત્રેથી પાછો ફરવા દેશો——"

અને નાઓમી જીતાઇ ! તે પથ્થરનાં હઇયાંની ઓરત આ નાહની છોકરીની એ બધી માયાકુલ લડત અને જોરાવર જીકરોથી અંતે માહત થઇ, અને તેણીએ અધીરી પડીને ધીમા ધ્રુજતા અવાજે અને નીચી નજરે વચમાંજ કહયું, કે જયારે તેની આંખોમાંથી આંસુઓ

ટપકતાં થયાં હતાં, " કેહ મને—માહરી ખરી વાહલી અને નેક બેહેન, તું મને શું કેહવા માંગેછ ?"

" હું એટલુજ કહેવા માગુંછ, વાહલાં નાઓમી, કે આપે તમારી છાતીપર પીન કીધેલો ગુલાબ મને આપી દેઓ, જે તમારી માફી ને દોસ્તીની ઇંધાંણીમાં હું બરત્રાંડને લઇ જઇને આપું, અને મને હુકમ ને રજા આપો કે હું તમને મળવા તેવણને એકદમ અત્રે મોકલી આપું !"

પણ નાઓમીએ કાંઇ જવાબ કર્યો નહી. તેણીનું દીલ ઘણુંજ ભરાઇ આવ્યું; અને તે કાંઇ બોલી શકીજ નહી. તે ખામોશ રડયા કરતી હતી, પણ પોતાની તરફના મુગા અને અસરકારક જવાબમાં તેણીએ ધ્રુજતા અને ઉડી ઉડી જતા હાથોથી પોતેજ પેલો ગોલાબ કાઢીને વૅલેનટાઈનને આપ્યો, કે જે પોતાની મીલાકાતનું આવું નહી ધારેલું શુભ સેવટ આવેલું જોઇ હર્ષથી આજેજ થઇ ગઇ !



## પ્રકરણ ૪૪.

" આ વૅલેનટાઇન, તાહરી ખાત્રી છે, ડીઅર ? તું કાંઇ ભુલ તો નથી કરતી ?" ડયુક અજબ અજબ થયો.

વૅલેનટાઇન મીઠાસથી હસી.

" હવે દેરી ના કરો, ડીઅર ?" તેણીએ મોહબતથી કહયું; તેણીની માફી અને દોસ્તાની આએ પુરવારી તેણીએ પોતાને હાથે મને આપીને તમારી આગળ મોકલીછ તેજ નહી જોતા ? હું કાચ્ચે પાયે કામ લઇને તમોને વધારે દુઃખી કરૂં બી ખરી ! જાઓ, સીધારો અને સુખી થાઓ ! તે એનાં બુડવૅારમાં છે, અને આંસુઓ વચ્ચે તમારી વાટ જુએછ. તેનું એક વારનું સખ્ખત દીલ પાછું આગળ માફક મોંમ જેવું નરમ અને હેતવંતું થયલું છે, અને તે તમારી ગોદમાં દબાવા અધીરી પડેલી છે !"

" અને, માહરી વાહલી, માહરી નેકનામીભરેલી બેહેન, એ બધું તે માહરે ખાતર કીધું ?" ડયુકે હજારો વખાંણથી કહયું; " માહરે ખાતર એટલી જેહેમતથી તું એને બાર એને મનાવતી અને માફ માગતી ગઇ ? કાંય તેં તાહરાં કોમલ તનપર એટલી બધી જેહેમત ઉઠાવી ?"

" કારણ કે તમારે વાસ્તેના માહરા પ્યારમાં વફા અને સચ્ચાઇ છે અને તમોને સુખી થયલા જોવાના માહરા અરમાનમાં એકબી ઠગાઇ કે

સહરાગાત નથી.” તેણીએ હસીને કહયું, પણ તે હસવું-અફસોસ કે-એક મરતાં આદમીનાં હસવા જેવું ફીકકું અને સીકલી લાગતું હતું, કે જે ઉપર તેની હાલની હદ વગરની ઉશ્કેરણીઓ વચ્ચે ડયુકનું ધ્યાંન મુતલગ ખેંચાયું નહી. તેણીએ પોતાને હાથે પેલો ગોલાબ તેના દગલાના બટન હોલમાં પીન કર્યો, અને ત્યારે તે બોખારથી ધમધમી રહેલા હાથો હદ વગરના ધ્રુજતા હતા તે વટીક ડયુક તેના હાલનાં બેખબરપણાંમાં જોઇ શકયો નહી, અને તે બોખારથી ધમધમી આવેલા રોખસારો પર હેતની એકેક ઉતાવલી કીસ લઇને તે જયારે ઉતાવલો બાહેર ગયો, ત્યારે ગરીબ વૅલેનટાઇન તેને સુખી કરેલો હોવાનાં સંતોષ સાથે મોટાં પરમસુખનું સુવા-મરવા-પોતાના ઓરડાના એકાંતમાં ચાલી ગઇ, અને ત્યાં બોખારથી ખલખલતી પડી રહીને તે ઓરડાનાં એકાંતમાં કેમ તેણીએ મોટી તાસવીસના કલાકો ગુજાર્યા તે કોઇએ કદી જાણ્યું નહીં !

તે મરવાજ માંગતી હતી ! તેને હવે જીવવામાં લુત્ફ કે મજાહ કોઇ રહો હતીજ નહી ! તે હવે જેને તે પ્યારના અગાધપણાં સાથે અસોઇ ભરેલી મોહબતથી ચાહતાં શીખી હતી તેને સુખી કરી તેના પર પોતાનો પ્યારો જવાંન જાન સદકે કરી, પોતે સંતોષથી મરવા ને સુખીજ થવા ચાહતી હતી ! તે બીજા કોઇનેબી આ જીંદગીમાં પરણી શકે એ તેને લાગતું નહી હતું, અને દાદાર તેને એક નેકીભર્યાં મોહતથી તેની પવીત્ર આરજુ માફક લઇ લેવા ચાહતો હોય તેમ તનમનની હજાર ઉશ્કેરણીઓ વચ્ચે પેલું પુન્યશાલી કારજ કરી રેહવા પછી તરતજ તે સખ્ત બોખારથી પટકાઇ પડીને બીમાર થઇ.

પેલા હાથપર કમાનમાંથી છુટેલા એક તીરની સીતાબીથી ડયુક ‘ડ્યૂક હાઉસ’ તરફ દોડયો અને નાઓમીએ કહી રાખ્યું હશે તેથી તરતજ તેને તેણીના બુડવૅારમાં બાઆદરમાન દાખલ કરવામાં આવ્યો, કે જયાં ઇંદ્રની અપ્સરા જેવી, ભલા ભલા જોગીઓને તેમના તપ ભુલાવીને ભોગી કરે એવાં મખ્યાનમાં તપતાં તેજસ્વી સૌંદર્ય સાથે, નાઓમી બેઠેલી હતી. તે હજી ડ્રૅસ થઇ નહી હતી. હવે તેણીએ ડ્રેસ કરવાની દરકારજ નહી ધરાવી હતી. એક ઢીલાં મોટાં લાંબી ટૂૅલનાં મોરનીંગ રેપરમા જેમ તઇયાર થયલી તે વૅલેનટાનને તેણીની ખાંનગી ખેલવતધામાં મળી હતી તેમજ તે પોતાના ભરથારને મળી, કે જયારે તેણીનાં લાંબાં મોટા કાલા બાલ છુટા હોવાથી, સાંપોના એક ભારા પેરે તેણીની ખાંધ ઉપર બેહાદ કીસમે હગલો થઇ પડેલા હતા.

અને હર્ષઘેલો બરત્રાંન્ડ ખુસીનાં એક છાકટ કરી મેલનારાં બાબમાં લાંબા કરેલા એક હાથ સાથે તેણીની આગળ ધસી ગયો, કે જ્યારે હર્ષની એક ચીસ સમેત વર્ષો પછી, તે તેને પાછી હેનથી બગ્ગલગીર થઇ, અને તેની પવિત્ર ગોદમાં દબાઇ, ઓ કયાં ગયું તે તેનું આગલું રાજવંશી તોરનું ગુમાન, ગર્વ ગરૂર ? કયાં ગયો તેનો આગલો તોર, દોર, અને દમામ ? તે તેની આગલીજ નાઓમી—નમાની, હેતવંતી, ગરીબ, ગરવી—હાલમાં પાછી થઇ હતી અને તેણે જ્યારે તેને હર્ષથી ગોદમાં લીધી ત્યારે કંગાલ ગઇ ગુજરીના ભયભીત પંદર વરસો ફક્ત થોડીક મીનીટનો એક બીહામણો સ્વપનો હોય એમ જાણે તેને લાગતું થયું !

"ઓ નાઓમી, અંતે તેં મને માફ કીધું ? અંતે તાહરૂં સખ્ત દીલ તેં નરમ કીધું ? અંતે તું માહરી હતી અને માહરીજ થઇ ?" તેણે તેણીને ભગાતાં સાથે ધ્રુજતા અવાજે કહયું.

"ઓ બરત્રાંન્ડ, પેલી ફીરેસ્તાઇ ખસલતની છોકરીની કાકલુદીઓ ; લડતો અને તકરારો સામે હું મુતલગ ટકી શકી નહી !" તેણીએ તેની છાતીમાં પોતાનું સોહામણું માથું છુપાવી લગભગ રડી દેતાં કહયું ; "એમ મને કોઇએ માહત કીધી નથી, અને હું એટલી જલદી માહત થવશ કે મનાઇ જવશ એમતો તે મને મલવા આવી ત્યાં સુધી હું પોતે બી જાણુતી હતી નહી ! તેણીએ ગોયા જોરાવરીથી અને સીર્ફ જોર જુલમથી માહરી ગુમરાહી સામે માહરી બંધ આંખો ખોલી આપી !"—અને તે આંસુઓ વચ્ચે સંતોષનું હસી, કેમકે તે પ્યારા પેગામચીએ પેલો ગુલાબ તેણીએ જોયું કે, તેના બટનહોલમાં પીન કરીનેજ તેને અત્રે મોકલ્યો હતો, અને તેણીનાં તે ભુલંડ બીનસ્વાર્થીપણાંથી તે હેરત રહી ! આ બધું તે આગળ રહીને કરતી હતી તે તેની પોતાની તો સત્યાનાહસીનોજ મસાલો હતો, અને તે છતાં એક બી ડર કે દરકાર વગર ખરાં દીલની ખુસીથી તેણે એ કર્યું હતું !

પણ અમારે તે રીસાયલાં અને મનાયલાં વર બઇયરનાં સુખ પર અત્રે લાંબું કરવું નથી. આ જે લખ્યું છે તેજ જોઇએ તે કરતાં વધારે લાંબું છે, એટલા માટે હવે ટુંકું કરશું, અને તે વર બઇયરનાં ખુલાસા, દોસ્તી અને મીલાકાતનું સુખ વાંચનારાં સાહેબોને કલ્પી લેવાજ અરજ કરશું. તેઓ બંને એકમેકને માફ કર્યું. બંને ખતાવાર હતાં, બંનેની એકમેક તરફની જવાબદારી ઘણી મોટી અને ગંભીર હતી, પણ માફીમાં ખુદ ખુદાનો અંશ વસે છે, અને જેઓ માફ કરી જાણતાં નથી તેઓ ખુદાની માફીનાં

આશગાર કહી થઇ શકતાં નથી એ સિધ્ધાંત તે બંનેએ અરસપરસની મીઠી માફીની આપણે દરમ્યાન યાદ કર્યું.

અને એમ કલાકો ગબડી ગયા—કલાકો! બરત્રાંન્ડ આવ્યા પછી આંસુઓ, મીનતજારીઓ, ખુલાસાઓ, માફીઓ એ બધાં એ તેમણે કલાકો સુધી રોકી રાખ્યાં હતાં અને મોટાં શોભીતાં કીંમતી ઘડીઆળમાં એક વાગાનો ઠોકો ઠોકાયો ત્યારેજ નાઓમી ચમકી ઉઠી.

"ઓ બરત્રાંન્ડ, તમોને આવ્યાને ત્રણ કલાક થયા, અને આપણે જાંણે દસ મીનીટ બી વાત નહી કીધી હોય એમ લાગેછ!" તે હસી.

"આગળ બી એમજ લાગતું હતું કેની, વાહલી!" બરત્રાંન્ડે યાદ કરાવ્યું; "આગળ બી હું તુંને કહેતો હતો કે તું માહરી પાસે હોય ત્યારે કલાકો મીનીટોમાં બદલાઇ જાયછ, અને તું નહી હોય ત્યારે મીનીટો દીવસો જેટલા લાંબા થાયછ!"

"હા, પણ ત્યારે તમો સીધારો," તેણીએ ઉતાવળે કહયું; "કાકાજીનો લંચ પર ઘેર પાછા ફરવાનો વખત થયોછ, અને તેવણ આવે ત્યારે હાલમાં તમે અહીં નહીં હોવાં જોઇએ."

"પણ તેવણ શું કાંઇજ જાંણતાજ નથી!"

"એક હરફ બી નહી, અને તેજ માહરી મુશકેલી છે!" નાઓમીએ ચહેરામાં લાલ થઇને કહયું; "પણ એવણ એટલા તો ભલાને માહરી તરફ એટલી લાગણીવંતા છે કે જયારે એ બધું જાણશે ત્યારે એકકે બોલે એ માહરી નિર્દોસ ઠગાઇ મને માફ કરશે, અને હર્ષથી સામા ઘેલાઘેલા થશે! મને પરણેલી જોવાનો, અને તેબી વળી ઈંગ્લાંડના કોઇ આગેવાન ડયુક સાથે પરણેલી જોવાનો એવણનો લોભ અને અરમાન તો વરસોનો છે!"

"પણ, ડીઅરેસ્ત, પેલા માહરા સઉથી અગતના સવાલનો જવાબ હજી મને મલ્યો નથી, અને હજી આપણે તો બધી આપણીજ વાતો કરયા કીધી, ત્યારે તે જાણ્યા વગર હું કેમ જાઉં?" ડયુકે કાકલુદી કરી, "આપણા બેટા આલફ્રેડને વાસ્તે——"

"તે હમણાં ના પુછો," નાઓમીએ વળી એક ડચકું મુશકીલથી છાતીમાં દબાવતાં કહયું; "એ બધી લંબાણ વાત છે અને હાલ તેનો મોકો નથી. હવે તો કાકાજી આવતા હોશે, અને માહરે તેવણને એકલી-એજ મલવું જોઇએ. આજે સાંજે સાત વાગે તમે પાછા આવજો અને અમારી સાથેજ જમજો, અને તે વખતે હું માહરી એ બાકીની કેફીયત

તમોને ફરી સંભળાવશ. આજે રાતનાં અમારાં બધાં એનગેજમેન્ટસ હું કેનસલ કરાવશ, અને આપણે ઘરમાંજ રહીશું."—અને, એમ કેહતાં, એક્ષો જુનો પ્યાર તે હેતવતી છાતીમાં પાછો બરપા થયો હોય તેમ તે પોતાની ખુશીનું પાછું અને પાછું તેને બગલગીર થઈ, જ્યારે ચુંમીઓના એક વરસાદ સાથે તેને સંતોખીને તેણીએ તુરત વેળા તો તેને પાછો રવાના કરી દીધો.

રાત્રે સાત વાગે તે અધીરો દાવાદાર પાછો આવ્યો, કે જ્યારે નાઓમી પોતાના ભરથારનો વરસો પછી પાછો આદરસત્કાર કરવા અને તેને હેતથી મળવા બની ઠણીને તૈયાર થઇ બેઠી હતી. તે રોશનીની એક રેલ, ફુલોની ખુશબો અને ઝવેરાતોની ઝમક વચ્ચે એક એવી તો જોવાજોગ પીકચર દેખાતી હતી કે આવતાં અને તેને જોતા સાથે જવાંન ડયુક ઓફ કાસલમેન સરઆસર જાંણે પોતાનો હોશ ગુમાવીજ બેઠો!

તેઓ મલ્યાં, પેલી ભયભીત ગઇગુજરી હવે બીલકુલ ભુલાઇજ ગઇ હતી, અને તેઓનાં મીલાકાતનાં સુખમાં હવે એક બી ખોટારૂં નહીં હતું. નાઓમીએ પોતાના બાપ તોલના ઘરડા મામાને બધી કેફયત માંડીમેલીને કહી, અને તે શ્રીમંત ડોસો આ અકલ નહીં કબુલ કરી શકે એવી એક કેફયતથી, નાઓમીએ જેમ ધારી મેલ્યું હતું તેમ, હર્ષઘેલો થયો હતો. તેના આર્જુજ એ હતી કે તેની નાઓમી એક ડયુકને પરણે, અને તે અસલવારેનાં લગનથી ઇંગ્લાંડની એક આળા દરજાની ડચેસ હતી એમ જાંણતાં તે ગોયા પોતાના કાનોનો એતબાર કરી શકયો નહીં! તે પોતાના ડયુક જમાઇને મળવા અધીરો પડયો, પણ નાઓમીએ તેના પાસે ધીરજ માંગી લીધી, કેમકે તેઓને પોતપોતાના વચ્ચેની ઘણી જરૂરની અને તાકીદની વાતો ખાંનગીમાં હજી ઘણી કરી લેવાની હતી, અને તેથી તે ડોસાએ ડીનર પર પોતાના એ નવાં દીકરાને મળતાં સુધી ફરજયાત ધીરજ માની લેવી પડી હતી.

અને, ઉપર કહેલા મુજબ, તે વરબૈયર નવેસરથી મલ્યાં અને અરસ પરસનાં હેતના ઉભરાઓ થોડાક શાંત થયા પછી ડયુકે નાઓમીને એક દીલગીરીભરેલી ખબર કહી. વાહલી વેલેનટાઇન નહી ધારેલી બીમાર થઇ હતી. તેન બોખાર થઇ આવી હતો નામાંકીત ડાકટરોની મદદ તુરત બોલાવી લેવામાં આવી હતી, અને તેઓ ભય રાખતા હતા કે ભેજાંની તાપની બીમારીનાં ચિન્હ નજરે આવતાં હતાં ખરાં, પણ ખાસ કરીને અત્યારે હજી ફીકર કરવા જેવું કાંઇ હતું નહી. નાઓમી, અલબત, આ સાંભળીને

ખરાં અંતઃકરણપુર્વક દીલગીર થઇ. તેને એ છોકરી તેણીની અખંડ નેકી અને તેણીના ધણી તરફના સાચ્ચા ભક્તિભાવને લીધે હવે અજબજેવી ગમી ગઇ અને વાહલી થઇ પડેલી હતી, અને તેથી તેઓની હાલની ખુશાલીમાં ભાગ લેવા એક બે દીવસમાં તે પાછી ફરતી હરતી થઈ જાય એવી તેણીએ ખરી લાગણીની દીલોજાન દુઆ કરી.

અને તે પછી ડયુકે પેલો અગતનો સવાલ—તેના બેટાને લગતા ખુલાસા—ની તલબ કરી, કે જયારે નાઓમીનો ચેહરો વળી પાછો અત્યંત દર્દમંદ થયો. તે તેને હાથ પકડીને બાહેર 'બાલકની' પર લઇ ગઇ.

"અહીં આવો, બરત્રાંન્ડ, એ એક ઘણાં મોટાં દુઃખની વાત છે, અને આએ ચકચકીત તારાઓની છાયામાં હું તે તમોને કહેવા માંગુંછ, કેમજે એ વાહલા દીકરાના સંબંધમાં મેં જે ખમ્યુંછ તે એ તારાઓનીજ છાંયામાં ખમ્યુંછ, અને એ તારા સીતારા તે માહરાં મોટાં દુઃખના દીલસોઝ ગુવાહ છે !" તેણીએ વળી હવે આંસુઓ વચ્ચેથી કહયું, અને ડયુક આએ પહેલીજ વાર પોતાના બેટાની હયાતી વાસ્તે સખ્ત તરખાયો ! અત્યાર–સુધીમાં ઘણીક વાર એ બેટાની વાત નિકળતાં નાઓમી ગમખાર થઇ ગયલી લાગતી હતી ખરી, પણ તે એટલી હદનુ માઠું કાંઇ સમજેલો નહીં, અને જયારે હાલ નાઓમીને એમ કહેતી અને આંસુઓ ખેરવતી જોઇ ત્યારે તેને ઘણું બુરૂં થઇ ચુકેલું હોવાનો એકદમ ખટકો થયો, અને તે પુષ્કળ દર્દમંદ બાજુમાંની એક ખુરસીમાં બેસી ગયો.

અને નાઓમીએ આંસુપાત કરતાં મોટાં દુઃખની તે પોતાની કરૂણામય કાંહાંણી તે પછી આ મુજબ કહી:—

"હું તો જાણું હું એ માહરા દીકરાનાં મોહોત પર એટલું બધું રડી ચુકીછ કે હવે તે મોહોત પર રડવાનાં આંસુ બી ખપી ગયાં હશે, પણ તમારી આગળ તે વાત કરતાં હું નવેસરથી રડવાનુ થોભાવી શકતી નથી, બરત્રાંન્ડ. અરે હું કેમ તમોને ખ્યાલ આપું કે માહરી ધીક્કાર પામેલી એકલવાયાણીની દુઃખદાઇ હાલતમાં એ માહરો દીકરો માહરો કેવો સથ્થારો થઇ પડયો હતો ! અને દીકરો બી કેવો ? હું તમોને તેની ખુબસુરતીનો ખ્યાલજ આપી શકતી નથી. તે હુબહુ તમારીજ પ્રતીમાં હતી. જે જુએ તે હાથમાં ઉંચકી લઇને રમાડે, અને બધાંજ સાથે હસે રમે અને ખેલે એવો મળતાવડો હતો. તમોને દ્રોસ્કીએ મેળવી આપેલી વિગતો મુજબ તમે જાંણોછ તેમ મીસીસ પાવરનું ઘેર

છોડીને હું લીવરપુલથી અમેરીકા જવા ઉપડી ત્યારે તો તે વદ્દન સારી પેઠે અને બીલકુલ હરતો ખેલતો હતો. સ્ટીમરપર બધાંને એક રમવાનું રમકડુંજ થઇ પડયું હતું. એવું મીઠું બોલે અને એવી ઇન્ટેલીજન્ટ વાતચીત કરે કે સ્ટીમરનો કેપટન વટીક જેવો પરવાર પામે કે તરત એને બોલાવતો આવે, અને ખાંધપર મારીને આખી સ્ટીમર પર રમે અને રમાડે ! એમ બે અઠવાડયાં તો કેવાં ખુશાલ ગબડી ગયાં. માહરાં મનમાં કે હું મામાજીને બધી ખરી હકીકત કહી દેવશ, અને તેવણને તો એ એવો ગમી જશે કે એક ઘડી બી વીહલો મુકવાના નથી; પણ તે માહરો અરમાન તો માહરાં દીલમાંજ રહી ગયો ! એકાએક નહીં ધારેલી ધાડ ધધડી અને માહરો એ ચેરાગ બોખારે પટકાયો. તોબી હું એમ તો જરાબી નહી સમજી કે એ મરી જવાનીજ બોખાર છે ! હું તો ઘણું સાધારણ સમજી. ડાકટરનો બી એટલો વાહલો હતો કે ડાકટરે જરા વીહલો મુક્યો નહીં, પણ નેહરત બોખારે દવાદારૂને કશીજ મચક આપી નહી, અને ત્રીજે દહાડે તો મને રડતી તવળાતી મુકીને એ માહરો વાહલો ફુલગુઝાર થયો ! ઓ; જો હું એમ કહું, બરત્રાંન્ડ, કે એ તમારા સોહામણા નાધલ્યાનાં મોહોત પર આખી સ્ટીમરે ગમ કીધો ને આંસુ ખેરવ્યાં તો ખરૂંજ માનજો કે હું જરા બી સહરાગાત કરતી નથી ! હું તો જોઇજ નહી શકી ને માનીજ નહી શકી, ને મેં એટલો ટવલાત કીધા કે અંતે હું બેહોસ થઇ પડી.

"એ પછી પાછી હું હોસમાં આવી ત્યારે માહરી પાસે ફકત ડાકટર હતો, અને માહરી ગોદ ખાલી જોઇને ચીસ પાડીને મેં માહરા બાબાને માંગ્યો. તે પછી હું લથડતી પથડતી, લપેડા ખાતી, ઉપર ડુટક પર ગઇ, કે જયાં બધાં જમા થયલાં હતાં, અને તે માહરાં ફુલને કોફીન માં પોહઢાડેલો હતો, જયારે કેપટન ચોપડીમાંથી તેની આગળ 'સરવીસ' વાંચતો હતો. હું તેથી ચીસ પાડતી તેઓ આગળ ધસી ગઇ, અને મેં સવાલ કર્યો કે 'શું તમો દયાહીણો એ માહરા ગોલાબને દરીઆનાં પાણીમાં કબરવાસ કરવા ધારોછ ?' તેઓએ મને પકડી લીધી, અને ફરતાં ફરતાંએ ઘણી સમજાવી. મેં ઘણું કલપાંત કર્યું. રાતનો સમય હતો, અને ડુટકપરથી ઉંચે આસમાનમાં ચકચક કરતા તારાઓ માહરા પરની એ વધારાની સીતમગુજારી શાંતી વચ્ચે જોતા હતા. ઓ બરત્રાંન્ડ, તે દેખાવ હું મરશ ત્યાંવેર માહરી યાદદાસ્તમાંથી ભુલાવાનો નથી ! મેં બાથોબાથ મરાઇને તકરાર લીધી કે એ માહરા ગુલાબને એકલો વાએ

જાંહાંન તે ઓહળા વિશાળ દરીઆનાં ઠડાં પાણીમાં ના ઉતારો, અને સાથે મને બી દરીઆમાં દફન કરો ! પણ માહરૂં કોઇએ માન્યું નહીં, અને તે વાહલાની લાસ તે વહેતાં પાણીને સપુર્દ કરવામાં આવી !"—, અને એ કેહતાં નાઓમી એટલી બેઅખત્યાર રડી કે પોતાની છાતી ફાટી ગયલી છતાં શાંત થઇને તેને શાંત કરતાં ડયુકને ભારે જેહમત થઈ.

"ત્યારે હું શું વારસ બેટા વગરનોજ છું ?" તેણે કલપાંત કર્યું; "માહરી એ બાબેની બધી ગણત્રીઓ ને બધી ઉમેદો આએ મુજબ ધુળ મળેલી છે ? ઓ નાઓમી, મેં તો તે માહરા બેટાને જોયો વટીક નહી !"—અને તે વર બૈયરનું તે વખતનું દુઃખ હદ વગરનું તિક્ષણુ અને કલપાંત અતી ઘણો દીલ જખમાવનારોજ હતો.

"કેપટને મને પેટમાં દાબીને ઘણો સધ્યારો આપ્યો," નાઓમીએ આગળ ચલાવ્યું. "ઉપર જો, બેટી !" તેણે કહયું, "ઉપર આસમાનમાં ચકચક કરતાં તારાઓની પેલે પાર તાહરો બેટો એક નાહનો ફીરસ્તો થયલો છે. તે તો ત્યાં સીધારેલો છે. આએ કાંઇ તાહરો બેટો નથી; આએ તો તેને સોહામણો આત્મા સમાવનાર એક ખોલ્યું કે ખોખું માત્ર છે !"—અને તે રાત પછી, બરત્રાંન્ડ, રાતના એ તારાઓ વચ્ચે હું માહરા આલફ્રેડને હંમેશ જોતી ને શોધતી રહીછ !"

* * * *

ખાનાં ઉપર અબજોપતી મી૰ હારેસ ગ્રીનટન પોતાના જમાઇને હજારો હર્ષથી મલ્યો, અને ખરાં દીલની વખાંણુથી બગલગીર વટીક થયો. "મેં તુંને જોયો ને જોયો, બેટા, તું મને ગમ્યો હતો, અને હું તાહરો વખાંણુનાર થયો હતો. મને જો આએ પોરકી પોતાને વાસ્તે વર ચુંટી કાઢવા માહરી ચોઇસનું કરવા દેતે તો હું તો કાન પકડીને તુંનેજ આગળ કરતે !"

તે એક નાની પાર્ટીનું—ફેકત એ ત્રણનું—ડીનર હતું, કે જે હજારો વાતચીતો વચ્ચે મોડે સુધી ચાલ્યું, અને જયારે બરત્રાંન્ડ ઘર જવા નીકલ્યો ત્યારે નાઓમીને કાને લાગી પુછ્યું, "અને હવે, માહરી ડારલીંગ, કાલે તો તું સહવારથી આપણે ઘરે આવશે કેની ?"

નાંઓમીની આંખો ઝુમી પડી.

"હું એમ કરૂં તે આગમચ મને ઇનસાફ મળવા એક વાતની ઘણી જરૂર છે, બરત્રાંન્ડ," તેણીએ ધીમે સાદે કહયું.

"હું સમજ્યો, વાહલી !" તેણે જવાબ કર્યો, "અને એ તાહરી માંગણી વાજબી છે. હું તેમજ કરશ."—ને તે ગયો,

# પ્રકરણ ૪૫ મું.

## સેવટ.

બીજી સહવારે નાઓમી તૈયાર થઇને ડ્રાઇંગરૂમનાં સઘળાં શોભીતાં વાઝીઝમાં પોતાને હાથે ધારા મુજબ પોતાનાં માનીતાં ફુલો હજી તો ગોઠવતી હતી તેવામાં ફુટમેન ડયુક અને ડચેસ ઑફ કાસલમેનનાં નામો પુકાર્યાં, અને નાઓમી થોડીક ફીકકી પડી. બીજીજ પળે ડયુક હાથ પકડીને તે દમામદાર ડચેસ માતાને ચલાવતો અંદર લાવ્યો. તે બુઝર્ગીની ઉમ્મરે પુગેલી હતી, પણ અત્યાર સુધી ઉભી, ટટાર અને દરેક અવયવોની મજબુત હતી, જ્યારે હાલ તે એટલી ઉશ્કેરાઇ ગઇ હતી કે તે નાઓમીની હઝુરમાં આવી ત્યારે ઉશ્કેરણીથી આખાં તન બદનમાં ધ્રુજતી હતી, અને તેના બેટાને તેને ટેકો આપીને ચલાવવી પડતી હતી!

અને એ રીતે તે સાસુ વહુ એકમેકને ખરી રીતે ઓળખાને વરસે બાદ પાછાં મલ્યાં, કે જે સાસુએ પંદર વરસની વાતપર નંચમાંનીચ આરોપોથી ગુંગળાવી, આ પવિત્ર વહુને કલંકીત બનાવી, પોતાને બારણેથી હડધુત સાથે નીચે ઉતારી હતી! નાઓમીએ આગળ દોડી જઇને તેણીના હાથ પકડી લીધા, અને તેણીને ઘણાં હેત અને માન સાથે બાજુમાંના એક સોફાપર બેસાડી.

"નાઓમી, મમા હવે બધું જાંણેછ," ડયુકે કહયું, "અને એવણ તુંને પોતે કરેલા ઘણાજ ઘાટકી ગેરઇનસાફ અને નહીં ખમી શકાય એવા આપેલા મોટા અપજશ વાંસ્તે તાહરી માફ માંગવા તેમજ તુંને પોતાની સાથે આપણે ઘેર લઇ જવા પોતે ખાસ આવેલાં છે!"

"માહરી મીઠી દીકરી," ડચેસે ધીમાં ધ્રુજતા અવાજે કહયું કે જ્યારે હજી તે પોતાનાં આખાં તનબદનમાં ધ્રુજતી હતી, "મેં આજ સુધી માહરૂં સર માહરા એક પેદા કરનાર સિવાય કોઇની આગળ નમાવ્યું નથી, ને મેં કોઇની માફ માંગી નથી, પણ હું તાહરી આજે માફ માંગવાજ આવેલી છું. મને માફ કર, નાઓમી! તમે બેમાંથી એક બી કાંય નહી તે વખતે ખરી વાત બોલી પડયાં, અને કાંય એવાં જાલીમ સીતમગુજારીનાં પંદર પંદર વરસો નાહક વચમાં બરબાદ થવાં દીધાં?"—અને તે ઘુમાખી બાંનું રડી પડી.

નાઓમી તેને સચ્ચાં હેતથી અને મારીનીજ ખાત્રીઓથી બગલગીર થઇ, અને તેવામાં ઘરડો મી. ગ્લીનટન તે ઓરડામાં આવ્યો અને તે

વહેવાઇ અને વહેવાંણુ એ સગાઇની જાંણુ પીછાણુથી વધતા એખલાસ સાથે મલ્યાં, જે પછી તે ચારેની વચ્ચે થયલી હજારો વાતચીત વાસ્તે અત્રે વગર અગતે લાંબું કર્યા વના ચાલશે. એટલુંજ કહેવું બસ થશે કે ડયુક અને ડરડાં ડચેસ વાહલી નાઓમીને પેટ પાસાંમાં ઘાલીને પોતાને ઘેરેબારે લઇ ગયાં, અને પછી આગની ધુમ પેરે ખરી હકીકત આખાં ઇગ્લાંડમાં જાહેર થઇ. કાસલમેને કે ગ્લીનટનવાલાં કોઇએ કાંઇ છુપાવ્યું નહી, કે છુપાવવાની દરકાર વટીક કરી નહી. એમાં છુપાવવા કે શરમાવા જેવું હતુંજ શું ? બરત્રાન્ડ અને નાઓમીનાં કાયદાસરનાં લગનની લેખીત અને દસ્તાવેજી પુરવારીઓ મોજુદ હતી, અને એ અજબજેવી રોમેન્સપર આખાં ઇગ્લાંડનાં પેપરોએ મોટી મોટી આરટીકલો ચચરાવી કાઢી ! કોઇએ તકદીરની તાસીરના લેખ લખ્યા, કોઇએ નસીબનાં નખરાંની મુબાહેમત કરી, કોઇએ લખ્યા લેખનું ડાહપણુ ડોલ્યું, કોઇએ નવેસરથી મી૦ ગ્લીનટનનું દ્રવ્ય વખાણ્યું, કોઇએ નવેસરથી ડચેસ ઓફ કાસલમેનનો મુકાબ્લો નહી મલી શકે એવી ખુબસુરતીની સીફત લલકારી અને એ પછી આસ્તે આસ્તે અજબજેવી રોમેન્સની નવાઇ જુની થતાં ભુલાતી આવી.

પણુ એ દરમ્યાન જે એક સૌથી દુ:ખદાયક, સૌથી ગજબનાક બનાવ બનયો તે વરસો સુધી કોઇથી ભુલાયો નહી, અને તે પવિત્ર વૅલેનટાઇનનું ડયુકને વારતેનું દીલોજાંન જાંનફેશાંની પુરવાર કરનારૂં નઓજુવાંન ઉમ્મરે નિપજેલું નેકનામી ભરેલું મોહોત હતું. તે ગરીબ બાળા બીમાર થયલી પાછી ઉઠવા કદી પામીજ નહી. ડયુક અને ડચેસે સૌથી નામાંકીતમાં નામાંકીત ડાકટરોની ધરફડી કીધી, પણુ વૅલેનટાઇનની બોખારે એકદમ ગંભીર રૂપ પકડયું અને ફકર રાખવામાં આવી હતી તેમ "બ્રેન ફીવર"થી પટકાઇ પડેલી તે નાહની નિરદોસ બીનસ્વાર્થી બાળાને બચાવવા વાસ્તે ગમે એટલો પૈસો અને ગમે એવા કુશળલમાંકુશળ તબીબોની સાહરવાર કાંઇ કામ આવી નહીં, અને તે બીમાર થયા પછી અઢારમે દાહડે વેહલો સ્વર્ગવાસ પામી !

તે હજારો સંતોષનોજ તેણીનો સ્વર્ગવાસ હતો ! તેને હસ્તે ચેહરે વિલાપ કરતાં ડયુક અને ડચેસ બંનેને ખાત્રી આપી તેમ તે મરીને બેહસ્તમાં સુખી થવાજ જતી હતી ! તે પોતાના વાહલા બરત્રાંન્ડને સુખી કરવામાં ફ્તેહમંદીભરી મદદ કરી શકી હતી એ તેનું આએ ધરતી પરનું મોટાંમાં મોટું સદભાગ્ય અને સુખ હતું, અને તેણીની છેલ્લી

પળોમાં તેની બાજુમાં વીલાપ કરતાં ઉભેલાં બરત્રાંન્ડ અને નાઓમીના હાથો પોતાની છાતીમાં દાબી રાખેલા પકડીને તે શાંતીભર્યો સ્વર્ગવાસ પામી તે કરૂણામય દેખાવ, માટે અત્રે વગર અગતે લંબાણુ કર્યાં વગર તે ઉપર આપણે વેહલો શોકનો સીહા પરદો ઉતારશું.

*   *   *   *

પાંચ વરસો વહી ગયાં છે, અને ઘરડાં ડચેસ ઓફ કાસલમન પોતાનાં વહુ દીકરાં અને તેઓનાં બચ્ચાંબાળાનાં સુખમાં રૂપેરી (સુફેદ) બાલવાલાં માથાં સાથે હજી જીવે છે. ડયુકને ત્યાં બે ગલગોટા જેવા બેટાઓ અને નાઓમીના ચેહરાની ચમક ધરાવનારી એક બેટી છે, જે બેટીનું નામ વાહલી વૅલેનટાઇનની યાદમાં બધાંએ હજારો ખુશીથી એકમત થઇને "વૅલેનટાઇન" રાખેલું છે, અને રૂડકાસલનો મહેલ એ વાહલાં ભુલકાંઓની વસ્તીવાડીથી ગાજતો વાજતો થયલો છે! પેલાં એવર્લીવાલાંઓનુ બીલકુલ પડી ભાગું છે, અને કાળું થયું છે. લેડી એવર્લીની ખેજાલત, નાઉમેદી અને હીણુપરસ્તી એટલી મોટી થઇ પડી કે તે પોતાનાં છોકરાંઓને લઇને લંડનથી કાળું કરી ગયલી છે, અને કયાં ગઇ તે કોઇએ જાણ્યુંજ નહીં.

બરત્રાંન્ડ અને નાઓમી વાહલી વૅલેનટાઇનની યાદ હજી ભુલ્યાં નથી, પણ એકમેકના હદ વગરના પ્યારમાં પુરતાં સુખી છે, અને અમનચમનમાં રહેલાં છે. તેઓના વડા બેટા લોર્ડ સેન્ટ ઑલબનનું નામ ઑલફ્રેડજ રાખેલું છે, અને નાઓમી પોતાનાં એ બચ્ચાંઓ પર હેતથી ઘેલી ઘેલી છે, પણ પોતાના પેહલા બેટાની યાદ તે હજી પોતાનાં દુઃખાયલાં દીલથી દુર કરી શકતી નથી, અને રાત્રે તારાઓની પછવાડે તે વહાલાને ફીરેસ્તો થયલો જઈ વસેલો માની તારાઓ જોઇને તે સંતોષ મેળવે છે!

